# નવજીવન

અને

# સત્ય.

ફેબ્રુઆરી ૧૯૧૭.




તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦; છુટી નકલ આના ૩.

## ગ્રામીય કેળવણી મંડળ (સુરત જીલ્લા.)

૧. શિક્ષકો ધાર્મિક ભાવનાથી પ્રેરાઈ કાર્ય કરનાર હોવા જોઈએ તો જ શિક્ષણનો ઉચ્ચ હેતુ સફળ થઈ શકે.

૨. નાના ગામડામા વસનાર દરેક બુદ્ધિશાળી વિદ્યાર્થીને માટે માધ્યમિક શિક્ષણ સુલભ બનવુ જોઈએ

૩. ધંધાઓના શિક્ષણની માધ્યમિક શાળાઓમા વ્યવસ્થા થવી જોઈએ

૪. શાળામાં અભ્યાસ કરી રહ્યા પછી વિદ્યાર્થીના વિચાર ઉદાસ ન થાય અથવા તેના મનમા લોકસેવાની ધાર્મિક ભાવના જાગૃત ન થાય તો શિક્ષણનું કાર્ય નિષ્ફળ જ ગણાય

ઉપરના ચાર સિદ્ધાંતો ધ્યાનમા રાખી ગ્રામીય કેળવણી મંડળની સ્થાપના કરવામા આવી છે એના કાર્યનો વિસ્તાર ગામડાના લોકોના ઉત્સાહ ઉપર આધાર રાખે છે જે ગામને પોતાના બચ્ચાના શિક્ષણ અર્થે પૈસા ખર્ચવા ઈચ્છા હશે તે આ મંડળના જોડાઈ પોતાની ઈચ્છા મુજબ પોતાના પૈસાનો ઉપયોગ કરી શકે એવી વ્યવસ્થા રાખી છે સાધનો અને કાર્ય કરનાર મળશે તો પ્રથમ વિદ્યાર્થીઓને (જેમને ઈચ્છા હોય તેને) ખેતીનુ શિક્ષણ આપવા વિચાર રાખ્યો છે મંડળ સારી ભાવના વાળા સ્વયંસેવકને આ કાર્યમા જોડાવા આમંત્રણ કરે છે. અને એવા શિક્ષકોનો લાભ પોતાને વિદ્યાર્થીઓને-ખાસ કરીને કુંવારા વિદ્યાર્થીઓને-આગ્રહ કરવામા આવે છે એક વધુ સ્વયંસેવક અને ચાર યોગ્ય વિદ્યાર્થીઓ મળેથી શાળાને અંગે એક વિદ્યાર્થી-આશ્રમ ઉઘાડવામા આવશે જે આવવાની ઈચ્છા રાખતા હોય તેમણે આગળથી નામ નોંધાવવુ.

મુખ્ય સ્થળ—અલાલા
તા. જલાલપોર.
સ્ટેશન—વેડછા

સેક્રેટરી—ગ્રામીય કેળવણી મંડળ.


# દવાના વેપારીઓને ખુશ ખબર.

ફક્ત દવાના વેપારી કે જે અમારો બનાવેલો માલ "કર્ણીક એગ્રુમીક્ચર" રાખતા હોય અગર કમમાં કમ અર્ધો ડઝન અગર વધુ-મંગાવી દુકાનમાં વેચવા રાખશે તેને-અમારા નવા વરસના

**કેલેન્ડરો-પીક્ચરો-બોર્ડ,**

બ્લૉટીંગ પેપર-વગેરે. મફત આપવામાં આવશે

મોટી બાટલીની કિં રૂ ૧—૦—૦

નાની બાટલીની કિં રૂ. ૦—૧૦—૦

વધુ માટે લખો—મેસર્સ કર્ણીક બ્રધર્સ.

ગિરગામ—મુંબઈ.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૨. ફેબ્રુઆરી ૧૯૧૭.


## परिषत्सत्कार.

( ઝૂલણા ગીત. )

નવલ યુગનો દિસે સૂર્ય આજે ઉદિત,
હિંદ સંતાન ઉલ્લસિત ફરતાં,
બાલ વીરો અને પ્રૌઢ વીરો સહિત,
વીરમાતા તણાં વૃન્દ સરતાં!
આદરો સંઘનું કાર્ય ઉછરંગમાં,
આર્ય સંસારનું સુખ વધારો;
પૂજિએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બ્હેનો, પધારો!

પરિષદો છે પુરાણી પ્રથા આપણી,
નવલ આનંદ શો આજ રેલે!
સર્વનાં નયનમણિ દીપ્તિમય ભાસતાં,
હૃદયના રંગ શા રાસ ખેલે!
કેળવો દેશમાં દિવ્ય શિશુવાટિકા,
સજ્જનો! પ્રથમ નિજ ઘર સુધારો;
પૂજિએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બ્હેનો, પધારો!

कान्त.

# હિંદમાં વસ્તિનો સવાલ.*

રાષ્ટ્રિય ઉન્નતિના કાર્યમાં સામાજિક સુધારણાનો પ્રશ્ન બીજા અનેક પ્રશ્નોના જેટલો જ અગત્યનો છે છતાં તે તરફ આપણા દેશમાં કાંઇક અજબ બેદરકારી જોવામાં આવે છે. આમ કહી અમે સંસાર સુધારા પરિષદ કે અન્ય સુધારકોના કાર્ય ઉપર ટીકા કરવા માંગતા નથી. કારણ કે તેમની પ્રવૃત્તિ મોટે ભાગે માત્ર હિંદુ સંસારના કેટલાક અત્યંત અનિષ્ટ તત્વો દૂર કરવા માટે જ છે, જ્યારે સામાજિક સુધારણાનો પ્રદેશ તેથી ઘણો વિશાળ છે અને તેમા સમસ્ત પ્રજાના સામાજિક જીવનને લગતા સઘળા અગત્યના પ્રશ્નો જેવા કે લોકોની તન્દુરસ્તી, વસ્તિની વધઘટ, ગરિબાઇ, લોકોને માટે ગુજરાનનાં સાધનો વગેરેનો સમાવેશ થાય છે આ પ્રશ્નો અત્યંત અગત્યના છે, છતાં ઉપર કહ્યુ તેમ તે તરફ આપણા દેશમાં લોકોનું ધ્યાન ખેંચાયું હોય એમ જણાતું નથી. આ સ્થિતિમાં મી. વટલનો પ્રયાસ વધાવી લેવા જેવો છે તેમણે તેમના લઘુ પુસ્તકમાં વસ્તિની વધઘટના વિષયો સરળ રીતે સમજાવી, આપણા દેશને લગતી હકીકતો તથા આંકડાઓ આપીને, આપણી શોકજનક સ્થિતિ તરફ ધ્યાન ખેંચ્યું છે, અને એ સ્થિતિમાંથી નીકળવાને કેટલાક વ્યવહારૂ ઉપાયો પણ સૂચવ્યા છે. મી. વટલના વિચારો કરેલ અને મનન કરવા લાયક છે અને તેથી તેની અહિં ટુંક સમાલોચના આપીએ છીએ.

મી વટલ પોતાના પુસ્તકની શરૂઆતમાં માલથુસના નામથી ઓળખાતો વસ્તિનો નિયમ સમજાવે છે માલથુસના મત પ્રમાણે વસ્તિ તેને માટેના ગુજરાનના સાધનો કરતાં વધી જવાનુ વલણ ધરાવે છે. છતાં વસ્તુતઃ એમ થઇ શકે જ નહિ એ દેખીતું જ છે. વસ્તિની સ્વાભાવિક વૃદ્ધિના નિરોધ બે પ્રકારના છે પ્રથમ તો લોકો જ પોતે જે સુખી સ્થિતિમા રહેતા હોય તે જ સ્થિતિમાં પોતાના ભાવી કુટુંબને રાખવાને શકિતવાન થાય ત્યા સુધી લગ્ન કરવાનું મોકુફ રાખે તો દેખીતી રીતે વસ્તિ ગુજરાનના સાધનો ઉપરાંત વધી શકે નહિં. પરંતુ જ્યાં આવો સંયમ હોય નહિં ત્યાં કાંઇક જૂદા જ કારણો વસ્તિને વધતી અટકાવે છે આ કારણોમા રોગ, લડાઇ, દુકાળ, ગરિબાઇ, હાનીકારક ધંધા વગેરે જે સર્વેથી મનુષ્યના આયુષ્યની સ્વાભાવિક મુદત ટુંકી થાય તે સર્વેનો સમાવેશ થાય છે એટલે કે જે દેશોમા વસ્તુસ્થિતિનો વિચાર વગર લગ્ન થાય અને જન્મનું પ્રમાણ ઘણું ઉંચુ હોય ત્યાં મરણનુ પ્રમાણ પણ ઉંચું જ રહેવાનુ. આ હકીકત આપણા દેશની સ્થિતિને બરાબર લાગુ પડે છે, તે મી. વટલે આપેલા વસ્તીપત્રક આંકડાઓ પરથી માલમ પડે છે.

વસ્તિની વધઘટ દેશના જન્મ મરણના આંકડાઓ તથા લોકોની હીલચાલ ઉપર આધાર રાખે છે આ બને તત્વો અગત્યના છે અને તે બંને વિષે મી. વટલે તેમના પુસ્તકમાં યોગ્ય વિવેચન કર્યું છે, પરંતુ અહિં માત્ર તેમના જન્મ મરણના પ્રમાણ સંબંધી વિવેચન આપવાનો ઇરાદો છે.

* મા પી. કે વટલે આ વિષે લખેલા એક પુસ્તકનું અવલોકન.

જન્મ મરણના આંકડાઓનો વિચાર કરતાં પહેલાં આ દેશમા લગ્નની સંસ્થા તરફ લોકોની વૃત્તિ કેવી છે, તે જાણવાની જરૂર છે, કારણ કે આપણા દેશમાં જન્મ મરણો લગ્નની સંખ્યા ઉપર જ આધાર રાખે છે. યુરોપના પાશ્ચાત્ય મુલકોમા જન્મ તથા લગ્ન વચ્ચે આવો કાંઇ ખાસ સબંધ જણાતો નથી, અને તેનું કારણ એ જ છે કે ત્યાં પરણેલાં જોડાંઓ પોતાની પ્રજાને પોતાની સ્થિતિ અનુસાર નિયમિત કરે છે, એટલે ત્યાં લગ્નોની સંખ્યા મોટી હોવા છતાં જન્મનું પ્રમાણ તો ઘટતું જ જાય છે આ બાબતમાં આપણા દેશની સ્થિતિ કાંઇક જૂદી જ છે શ્રી. વટ્લના શબ્દોમા "હિંદુઓને માટે લગ્ન એક પવિત્ર સંસ્કાર છે અને સ્ત્રી પુરૂષ પરણેલી જીંદગીની જોખમદારી ઉઠાવવાને લાયક હોય કે ન હોય પણ તેમણે લગ્ન તો કરવાં જ જોઇએ. હિંદુ પુરૂષે પરણી બાળકો—ખરેક તેના મરણ પછીની ક્રિયાઓ કરવાને માટે છોકરાઓ જ પેદા કરવા જોઈએ, નહિ તો તેના આત્માને પૃથ્વીના જંગલોમાં દુખી થઇ ભટકવું પડે... ...હિંદુ કન્યા ઉંમરની થયા છતાં કુંવારી હોય તો તે તેના કુટુંબને માટે સંસારમા અપવાદ સમાન તથા તેના બાપદાદાઓને નર્ક પમાડવાના કારણ તરીકે ગણાય છે" મુસલમાનોમાં આવાં કાંઇ બંધનો નથી છતા કેટલેક અંશે હિંદુઓની સાથે રહેવાને લીધે તથા મોટે ભાગે તેમના ગરીબ જીવનમાં ઘરકામ અને ખેતરમાં મજૂરીને માટે સ્ત્રીની મદદની જરૂર પડવાને લીધે તેમનામાં પણ લગ્ન એટલા જ પ્રમાણમાં થાય છે. માત્ર બ્રહ્મદેશમાં જ સુધરેલા દેશોની માફક લગ્નનુ પ્રમાણ ઓછુ છે. આપણા દેશના લગ્ન સંબધી આંકડાઓ નીચે પ્રમાણે સરખાવી શકાય—

| | પરણેલા | | કુંવારા | | પરણેલી સ્ત્રીઓ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | મરદો. | સ્ત્રીઓ. | મરદો. | સ્ત્રીઓ. | ૫ વરસની અંદર. | ૫–૧૦ વચ્ચે | ૧૫–૪૦ વચ્ચે |
| હિંદુ. | ૪૭ | ૫૦ | ૪૭ | ૩૧ | ૧૮ | ૧૩૨ | ૮૩૭ |
| મુસલમાન | ૪૭ | ૪૭ | ૫૩ | ૩૮ | ૫ | ૬૫ | ૮૬૦ |
| બુદ્ધ. | ૩૯ | ૩૭ | ૫૭ | ૫૨ | | હજારમા | |
| હિંદ. | ૪૬ | ૪૮ | ૪૯ | ૩૪ | | | |

આપણે ત્યાં લગ્ન માત્ર વધારે પ્રમાણોમાં જ નહિં પરંતુ ઘણા વહેલા પણ થાય છે, તે નીચેના આકડા પરથી જણાશે:—

| | પુરૂષોમા લગ્ન. ઉમર. | | | સ્ત્રીઓમા લગ્ન ઉમર. | |
|---|---|---|---|---|---|
| | ૧૫ | ૨૦ | ૨૫ | ૧૫ | ૨૦ |
| ઇંગ્લાંડ | ૦ | હજારે ૨. | હજારે ૧૪૨ | ૦ | હજારે ૧૨ |
| હિંદ | ૬ ટકા. | ,, ૩૨૧ | ,, ૫૬૧ | ૨૦ ટકા | હજારે ૮૦૦ |

આપણા દેશમા સ્ત્રીઓ બધી ૧૫-૨૦ વરસની વયમાં પરણી જાય છે જ્યારે વિલાયતમા મોટે ભાગે ૨૫-૩૫ વરસની વચ્ચેજ સ્ત્રીઓના લગ્ના થાય છે

દેશનું બળ કેટલેક અંશે લોકોની સંખ્યા ઉપર આધાર રાખે છે અને તેથી જો નવી પ્રજા વધારે પ્રમાણમાં પણ તંદુરસ્ત અને જોરાવર થતી હોય તો લગ્નના અસાધારણ પ્રમાણથી ગભરાવવાની જરૂર નથી—પરંતુ આપણા દેશના આંકડાઓ ઉપરથી કાંઇક જૂદુ જ અનુમાન નિકળે છે. વિલાયતમાં આખી વસ્તિને માટે જન્મનું પ્રમાણ હજારે ૨૪'૪ છે અને હિંદને માટે તે ૩૮'૫૯ છે. પરંતુ ૧૫-૪૦ વરસની પરણેલી સ્ત્રીઓને માટે જન્મોના આકડાની ગણત્રી કરતાં હિંદને માટે જન્મનું પ્રમાણ માત્ર હજારે ૧૬૦ નિકળે છે, જ્યારે વિલાયતને માટે તે ૧૯૬ અને બ્રહ્મદેશ માટે ૨૨૯ આવે છે. આ આંકડાઓ ઉપરથી એમ જણાય છે કે, પરણેલી જીંદગી વહેલી ભોગવવાથી તથા નાની વયમાં બાળકોને જન્મ આપવાથી સ્ત્રીઓના શરીર બગડે છે અને પરિણામે વધુ બાળકોને જન્મ આપવાને તેઓ અશક્ત બને છે આ સ્થિતિ સુધારવાને માટે, માલથુસીયનો કે યુજેનીસ્ટોના મુશ્કેલી ભરેલા અંતિમ ઉપાયો બાજુએ મૂકી મી. વટલ મોટી ઉમરના લગ્નો તથા પરણેલી જીંદગીમાં આત્મસંયમ રાખવાની ભલામણ કરે છે. આ બાબત પર એક અંગ્રેજી પુસ્તકમાંથી તેમણે આપેલા નીચેના ઉતારા તરફ અમે વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ—

"આપણને જે ચીજની ખાસ જરૂર છે તે એ જ કે, આપણે આપણી આગળ પડેલી હકીકતો સમજવા માટે આપણી બુદ્ધિનો છૂટથી ઉપયોગ કરવો જોઇએ અને તે સંબધી જે કાંઇ સમજી શકાય એવા નિયમો આપણી બુદ્ધી બતલાવે તે સાંભળવા જ જોઇએ. અને ખરેખર આપણી બુધ્ધિ આપણને કહે છે કે જેમ દીવાલ પર ચિત્રો કે તબેલામા ઘોડાઓ પોતાની મેળે આવતાં નથી, તેમ બાળકો પણ આપણને કોઇ ઉપરથી મોકલતું નથી, અને આપણે પોતાને તથા આપણા બાળકોને સુખમાં કે ખાસ દુઃખ વગર આપણે રાખી શકીએ તે ઉપરાત વધારેને દુનિયામાં લાવવાં એ કાંઇ કુદરતીના સાદા નિયમો કે દેવી ઇચ્છાઓ પૂરી કરવા સમાન નથી, પરંતુ તે શકિત ઉપરાત ગાડી ઘોડા કે ચિત્રો-રાખવાના જેટલું જ ખોટું, અને બુધ્ધિ તથા પ્રભુની ઇચ્છા વિરૂધ્ધ છે."

આપણા દેશની વસ્તિમાં થતા વધારાને માટે હવે આપણે જન્મ મરણને લગતા આંકડાઓ તપાસીએ ૧૯૦૨-૧૨ સુધીના હિંદ તથા બીજા અગત્યના દેશોને માટે જન્મ મરણના આકડા નીચે મુજબ છે.—

| | જન્મ | | મરણ |
|---|---|---|---|
| રશીઆ | ૪૮'૪૭ | હજારે | ૩૧'૪૧ |
| હિંદ | ૩૮'૫૮ | | ૩૪ ૨ |
| સીલોન | ૩૮'૧૨ | | ૨૯ ૫ |
| ચીલી | ૩૮'૦૭ | | ૩૦'૪૬ |
| જર્મની | ૩૨'૩૧ | | ૧૮'૩૯ |
| જાપાન | ૩૨'૮૫ | | ૨૦'૮૬ |

| | જન્મ. | મરણ |
|---|---|---|
| સ્કોટલેંડ | ૨૭.૯૯ | ૧૬.૩૩ |
| ઈંગ્લંડ | ૨૬.૮ | ૧૫.૨૫ |
| સ્વીડન | ૨૬.૧૭ | ૧૪.૬૮ |
| આયરલેંડ | ૨૩.૩ | ૧૭.૨૮ |
| ફ્રાંસ | ૨૦.૨૫ | ૧૭.૩૨ |

આ આંકડાઓ ઉપરથી માલમ પડે છે કે જે દેશમાં જન્મનું પ્રમાણુ ઉંચું હોય છે તે દેશમાં મરણનું પ્રમાણુ પણ ઉંચું જ રહે છે. યુરોપમાં રશિયાનું જન્મ પ્રમાણુ સૌથી વધારે છતા તેનું મરણનું પ્રમાણુ સૌથી વધારે છે, જ્યારે એશીઆમાં આપણા દેશનું જ જન્મ મરણ પ્રમાણુ સૌથી વધારે છે.

ઉપર આપેલા આંકડાઓ ઉપરથી સમજાશે કે આપણા દેશના ઉંચા જન્મ પ્રમાણુને માટે આપણે કોઇ પણ રીતે ખુશી થવા જેવું નથી; કારણ કે વસ્તિની વૃદ્ધિના દૃષ્ટિબિંદુથી તો જન્મના આંકડાઓમાંથી મરણના આંકડાઓ બાદ કરતાં જે કાંઈ રહે તે જ ગણત્રીમાં આવી શકે, અને આપણા દેશમાં મરણનું પ્રમાણુ પણ જન્મના પ્રમાણુની માફક ઘણુંઉંચું છે તેથી એકંદરે આપણી વસ્તિમા થતો વધારો વિલાયત તથા બીજા કમી જન્મોવાળા દેશો કરતાં પણ ઓછો જ છે. હવે આ ઉંચા જન્મ મરણના પ્રમાણુમાંથી ખરેખર હાનીકારક કયું છે? આપણા દેશમા હાલ થતા મરણોની સંખ્યા યોગ્ય ઉપાયો લીધાથી ઘટાડી શકાય એ ખરૂં, પરંતુ કદાચ આપણે તેને ઘટાડીને સુધારેલા દેશોની સ્થિતિ પર લાવી શકીએ તો પણ ખરેખરો સવાલ તો એ જ રહેશે કે દર વરસે હજારે વીસના પ્રમાણુમાં વધતી જતી વસ્તિને માટે આપણા દેશમાં ગુજરાનના સાધનો છે કે કેમ? મી. વટલના મત પ્રમાણે તો આપણા જન્મનું ઉંચું પ્રમાણુ જ આપણી સમાજને માટે ખરેખર હાનીકારક છે, અને આપણી સ્થિતિ સુધારવાને માટે તે સંબંધી કારણો જ સમજવાની જરૂર છે.

હર્બર્ટ સ્પેન્સરનો એવો અભિપ્રાય છે કે "જૂદા જૂદા જીવોની સંખ્યા તેમની વ્યક્તિઓની જીંદગીની કીંમત અને મોટાઇથી ઉલટા જ પ્રમાણુમા વધે છે" અથવા સર્વે જીવોમાં પ્રજોત્પાદક શક્તિઓ, આત્મરક્ષણની શક્તિથી ઉલટા જ પ્રમાણુમાં હોય છે. આ વિચારની પુષ્ટિમાં તેઓ કહે છે કે દરેક ઉત્પાદક શક્તિના ફળથી ઉત્પન્ન કરનારની જીંદગી ટુંકી થાય છે અને જીંદગી ટુંકી થાય તેનો અર્થ એ જ કે જીંદગી જાળવી રાખવાની શક્તિ ઘટે. "સૌ કોઇ કબૂલ કરશે કે જંગલી લોકોમા વ્યક્તિઓના જીવનમાં કીંમત સૌથી ઓછી જ અંકાય છે. અને તેમનામાં જન્મનું પ્રમાણુ ઘણું ઉંચું જ હોય એમ જણાય છે. વસ્તિ રીપોર્ટ પ્રમાણે બિહાર પ્રાંતમાં ઉત્તર અને દક્ષિણ બિહાર તથા ઓરીસામાં જન્મનું પ્રમાણ માત્ર ૬.૯, ·૭, ·૯, ટકા જ છે જ્યારે જંગલીઓથી વસાએલા છોટાનાગપુરને માટે તે પ્રમાણુ ૧૪ ટકા જેટલું છે. જો આ નિયમ સાચો હોય તો બીજા દેશો કરતાં આપણા દેશમા જન્મનું પ્રમાણુ ઉંચું છે તેથી આપણો સમાજ તેમના કરતાં પછાત છે એમ માનવું પડે.

જન્મના આ ઉંચા પ્રમાણથી આપણે વધારે જોરાવર છીએ એમ સમજવાનું નથી. ઉપર કહ્યુ તેમ જન્મ પામતી પ્રજાના પ્રમાણમાં ઉત્પન્ન કરનારની જીંદગી ટુંકી થાય છે. પૂરાવા તરીકે ઉપર જણાવેલા છોટા નાગપૂરના જંગલી લોકોમા જન્મનું પ્રમાણ ઘણું ઉંચું છે, તો તેમનામાં ૬૦ વરસની ઉપરના માણસોનું પ્રમાણ સૌથી કમી છે. આ બાબતમાં હિંદુ મુસલમાન તથા જંગલી લોકોની સ્ત્રીઓની સરખામણી કરતા વસ્તિ આંકડા નીચે મૂજબ છે.

| | ૧૯૦૧–૧૧ સુધીમાં વધારો | ૬૦ વરસ ઉપરની સ્ત્રીઓ દશ હજારે |
|---|---|---|
| હિંદુ . .. ... | ૫૦'૪ ટકા | ૫૭૩ |
| મુસલમાન .. .. | ૬'૭ | ૪૯૭ |
| એનીમીસ્ટ . ... | ૧૯'૯ | ૪૪૭ |

પંડિત હરકીશન કૉલ કહે છે કે "ઉંચ વર્ણના વર્ગોમાં ઘરડાઓની સંખ્યા વધારે હોય છે, જ્યારે શરીરને નુકશાન કરે એવા કામમાં રોકાએલા મજૂરોમાં ૪૦ વરસની ઉમરના માણસોનુ પ્રમાણ ઘણું કમી છે. વળી સૌથી ઓછા ઘરડા માણસોવાળી કોમોમાં દાખલા તરીકે મજૂર વર્ગોમાં—બાળકોની સખ્યા સૌથી વધારે હોય છે જ્યારે ઘરડા માણસોની સખ્યાવાળી કોમમાં બાળકોની સંખ્યા પ્રમાણમાં ઓછી છે." આ નિયમ નાની કોમોની માફક જુદા જુદા દેશોની સરખામણીમાં પણ જોવામાં આવે છે

| | મરદો. | | | સ્ત્રીઓ. | | |
|---|---|---|---|---|---|---|
| ઉમર | હિંદ | | | વિલાયત. | | |
| | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | |
| ૦ | ૨૪ ૫૯ | ૨૩'૬૩ | ૨૨'૫૯ | ૪૪'૦૭ | ૪૬'૦૫ | જીંદગી કેટલા |
| ૧૦ | ૩૫ ૪૬ | ૭૪ ૭૩ | ૩૩'૩૬ | ૪૯'૬૫ | ૫૨'૩૫ | વર્ષની અંકાય |
| ૨૦ | ૨૯'૨૪ | ૨૮'૫૯ | ૨૭'૪૬ | ૪૧'૦૪ | ૪૩'૬૭ | છે. |
| ૩૦ | ૨૩'૬૬ | ૨૨'૯૦ | ૨૨'૪૫ | ૩૩'૦૬ | ૩૫'૨૬ | |
| ૪૦ | ૧૮ ૭૫ | ૧૭ ૯૧ | ૧૮'૦૧ | ૨૫'૬૫ | ૨૭'૨૭ | |
| ૫૦ | ૧૪'૨૮ | ૧૩'૫૯ | ૧૩'૯૭ | ૧૮'૮૯ | ૧૯'૮૫ | |
| ૬૦ | ૧૦'૧૨ | ૯'૫૩ | ૧૦'૦૦ | ૧૨'૯૦ | ૧૩'૩૮ | |
| ૭૦ | ૬'૪૮ | ૫'૮૦ | ૬'૧૯ | ૮'૦૨ | ૮'૨૫ | |
| ૮૦ | ૩ ૩૫ | ૩'૦૭ | ૩'૦૬ | ૪'૪૦ | ૪'૬૪ | |
| ૯૦ | ૧'૬૯ | ૧'૨૩ | ૧'૧૫ | ૨'૩૨ | ૨'૩૭ | |

હિંદ તથા વિલાયતને માટેના ઉપરના આંકડાઓ પરથી જણાય છે કે જ્યારે વિલાયતમાં જન્મતી વખત પુરૂષને માટે જીંદગી સરેરાસ મૂદત ૪૬'૫૯ વરસની અંવે છે ત્યારે હિંદમા તે માત્ર ૨૨–૫૯ વર્ષની જ છે અને ૧૦ વર્ષની ઉમરે વિલાયતમાં જીંદગી

૫૨.૩૫ વર્ષની અંકાય છે ત્યારે હિંદમાં તે માત્ર ૩૩-૩૬ વર્ષ જ છે. આમાં કશું ખાસ અજબ થવા જેવું નથી. કારણ કે આપણે સાધારણ રીતે માનીએ છીએ કે અંગ્રેજોની તંદુરસ્તી આપણા કરતાં વધારે સારી છે. પરંતુ અજાયબ થવા જેવું તો એ છે કે છેલ્લા ત્રણ વસ્તીપત્રકના આંકડા સરખાવતાં આપણી જીંદગીની સરેરાસ ઘટતી જતી માલમ પડે છે. ૧૯૧૧ ના વર્ષમાં ૩૦,૪૦,૫૦,૬૦,૭૦ ની ઉમરના આંકડામાં ૧૯૦૧ કરતાં કાંઇક સુધારો જણાય છે પરંતુ ૧૮૯૧ કરતાં તો તે હજુ કમી જ છે. સ્ત્રીઓની જીંદગી સંબંધી આંકડાઓ પણ એ જ અનુમાન તરફ દોરે છે. આ ઉપરથી સમજાય છે કે ભવિષ્યની પ્રજા જીંદગીની શરૂઆતથી જ કમજોર નીવડે છે અને કદાચ જુવાની કાઢે તો પણ મોટી ઉમર સુધી જાળવવાનો સંભવ તેમને માટે ૩૦ વર્ષ પહેલાંના કરતા ઘણો ઓછો છે.

આ સ્થિતિની ગંભીરતા સમજવાની જરૂર છે. જો દેશમાં વર્ષોના કાર્યથી જાહેર હીલચાલોમાં આગળ પડતો ભાગ લેવાને લાયક થયેલા મોટી ઉમરના પુરૂષો પહેલા મરણ પામે તો સ્વભાવિક રીતે દેશમાં બાહોશ અને અનુભવી નેતાઓનું પ્રમાણ ઘટે અને તેટલે અંશે દેશોન્નતિના કાર્યને ધોકો લાગે.

આપણા દેશના ઉંચા મરણના પ્રમાણના કેટલાંક લક્ષણો વસ્તિના નિયમની સાથે ગાઢ સબંધ ધરાવે છે. માટે તે વિષે અહિં કાંઇક કહેવું જરૂરનું છે. આમાંથી એક તો બાળકોમા મરણનુ પ્રમાણ છે. હજાર બાળકોમાથી એક વર્ષની અંદર મરણ પામતા બાળકોને લગતા જૂદા જૂદા દેશોના આંકડા નીચે મુજબ છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફ્રાંસ | ૧૩૧.૪ | ન્યુઝીલેંડ ... | ૬૪.૩ | સંયુક્ત પ્રાંતો... | ૩૫૨ |
| જર્મની... | ૧૮૬.૬ | સ્વીડન ... .. | ૮૪.૪ | મુંબાઇ... ... | ૩૨૦ |
| રશીઆ . | ૨૬૦.૫ | ઓસ્ટ્રેલીઆ ... | ૮૭.૫ | બરમા... ... | ૩૩૨ |
| જાપાન .. | ૧૫૯.૮ | મદ્રાસ ... | ૧૯૯ | બિહાર .. .. | ૩૦૪ |
| વિલાયત .. | ૧૨૭.૩ | બંગાળ... ... | ૨૭૦ | પંજાબ... ... | ૩૦૬ |

બાળકોમાં મરણનું આટલું ઉંચુ પ્રમાણ કેટલેક અંશે આપણે ત્યાંના પ્રસુતિ સમયના અત્યંત વ્યાધિકારક સંજોગો તથા તે વિષેના ભયંકર અજ્ઞાનને લઇને જ છે અને તેટલે અંશે તે સુધારી શકાય એ ખરૂં; પરંતુ પ્રશ્ન એ છે કે જ્યાં બાળકોમાં જીંદગી ટકાવી રાખવાની શક્તિ જ નહિ હોય ત્યાં તેમને કેવી રીતે બચાવી શકાય ? બંગાલાનો તંદુરસ્તી ખાતાંનો વડો અધિકારી કલકત્તા શહેરના બાળકોનાં મરણના આંકડા ઉપર ટીકા કરતા લખે છે કે “ પહેલે જ મહીને મરણ પામતાં લગભગ ૨,૦૦૦ બાળકોમાંથી, ૧,૨૦૦ કરતાં પણ વધારે અધુરે મહીને જન્મેલાં તથા જન્મથી જ કૌવત વગરનાઓના વર્ગમાં મૂકાય છે” તેના મત પ્રમાણે આ સ્થિતિનું કારણ નાની વયમા થતા લગ્નો જ છે. આપણા દેશમાં લાયકાતનો સ્હેજ પણ વિચાર કર્યા વગર દરેક જણ પરણી, નાનામાં નાની વયે પ્રજા ઉત્પન્ન કરે છે, અને તે પ્રજા ઉત્તમ સ્થિતિમા પણ જીવે નહિ તેમાં કાંઇ ખાસ અજબ થવા જેવું નથી

બીજી ખાસ ધ્યાન ખેંચનારી બાબત તો એ છે કે ૧૫-૪૦ વયની ઉપરની સ્ત્રીઓમાં પણ મરણનું પ્રમાણ ઘણું ઉંચું છે અને તે પણ લગભગ એ જ કારણોને લીધે. એટલે કે બાળલગ્ન, પ્રસુતિ સમયના વ્યાધિકારક સંજોગો, બીન અનુભવી દાઇઓ વગેરે. ૫-૧૫ અને ૧૫—૩૦ વર્ષમાં પુરૂષોના હજાર મરણના પ્રમાણમાં સ્ત્રીઓના મરણના આંકડા નીચે મુજબ છે.

| | ૫-૧૫ | ૧૫-૩૦ |
|---|---|---|
| બંગાલ | ૭૪૯ | ૧૧૯૩ |
| મદ્રાસ. | ૯૨૩ | ૧૨૩૨ |
| મધ્યપ્રાંત | ૮૮૧ | ૧૧૦૦ |
| સંયુક્ત પ્રાંત | ૮૯૭ | ૧૦૮૦ |
| મુંબઇ | ૯૭૦ | ૧૦૧૩ |
| બ્રહ્મદેશ | ૮૫૮ | ૮૬૨ |

૧૫-૩૦ વરસની ઉમરની સ્ત્રીઓમાં ૫-૧૫ વર્ષની સ્ત્રીઓના કરતાં મરણનું પ્રમાણ કેટલું વધારે છે, તે આ આંકડાઓ પરથી માલમ પડે છે ૧૯૧૧ ના પંજાબના વસ્તીના રીપોર્ટ પ્રમાણે જ્યા બાળલગ્ન મોટે ભાગે પ્રચલિત છે ત્યાં ૧૨-૧૫ વર્ષની છોકરીનું પ્રમાણ ઘણુ જ ઓછું છે. અને તપાસ કરતાં એમ માલમ પડયું છે કે જ્યા નાની વયમા જ લગ્નસુખ ભોગવાય છે, ત્યા મોટા પ્રમાણમાં સ્ત્રીઓ ક્ષય, છાતીના દરદો કે ગર્ભાશયના દરદોથી ૧૦ વર્ષમા મરણ ને ભોગ થઇ પડે છે

ટુંકમાં આ સવાલની સમાલોચના મી. વટલ નીચે પ્રમાણે કરે છે. પાશ્ચાત્ય દેશોના સરખામણીમાં

(૧) આપણી વસ્તિની વૃદ્ધિ આપણું જન્મનું પ્રમાણ વધારે હોવા છતા તેમના કરતા કમી છે.

(૨) આપણે ત્યાં પરણેલા માણસોની સંખ્યાના પ્રમાણમાં પ્રજોત્પત્તિ ઓછી છે.

(૩) આપણા દેશમાં બાળકોના મરણનું પ્રમાણ બીજા દેશો કરતાં એથી ચાર ગણું વધારે છે.

(૪) આપણું સરેરાસ આયુષ્ય ઘણું ઓછું છે અને વધારે ઓછું થતુ જાય છે.

(૫) આપણી માતાઓમા મરણનુ પ્રમાણ ઘણું ઉંચું છે અને

(૬) યુરોપના દેશોની માફક આપણા દેશમા પણ નીચલા વર્ગના લોકોમાં પ્રજોત્પત્તિ ઉપલા વર્ગ કરતાં ઘણી વધારે છે

આ સ્થિતિ સુધારવાનો રસ્તો દેખીતો જ છે અને તે એ જ કે જન્મનું પ્રમાણ ઘટાડવું જોઇએ. અને તે માટે માત્ર રોગિષ્ટ કે નબળા શરીરવાળા માણસોને પરણતાં અટકાવવાં ઉપરાંત નાની વયમાં થતા લગ્ન સદંતર બંધ કરવાં જોઇએ. આ માટે

સંસાર સુધારા પરિષદ છેલ્લા ત્રીસ વરસ થયાં મહેનત કરે છે, પરંતુ હવે તે સંબંધી હકીકત તથા આંકડાઓ આપી આ અત્યંત અગત્યનો સુધારો અમલમાં મૂકવાની જરૂરિયાત વિષે લોકોની ખાત્રી કરી આપવી જોઇએ. તે ઉપરાંત જો પરણેલી જીંદગીમાં આત્મસંયમ રાખવામાં આવે તો પણ ઘણો ફેર પડે. લગ્નની સંસ્થા એકંદરે મનુષ્ય જીવનને માટે જરૂરની છે છતાં પ્રજોત્પત્તિ અનેક રીતે હાનીકારક હોઇ શકે. જો સ્ત્રીપુરૂષમાથી કોઇને પણ, બાળકોમાં ઉતરે એવાં કોઇ દરદો હોય, તો તેમને પ્રજા થતી અટકાવવી એ સરકાર તથા સમાજની ફરજ સમાન છે. વળી જો બાળકોને ઉછેરવાને તથા તેમને જીંદગીમાં ઠેકાણે પાડવા જેટલી પણ પુરૂષની કમાઇ હોય નહિ તો તે જોખમ માથે લેવામા કોઇ પણ જાતનુ ડહાપણ નથી. અને છેવટે જો સ્ત્રી પ્રસુતિ પીડા વેઠવાને અશકત હોય તો પણ સંતાનની જરૂર છે એમ સો સમજુ માણસ કબુલ કરશે.

અત્રે આપણા દેશમાં પણ કોઇ કોઇ પગલા વડે કૃત્રીમ ઉપાયોથી પ્રજા થતી અટકાવવામાં આવે છે એ વાત જણાવવાની જરૂર છે. બંગાળામાં ઘટતા જતા જન્મના પ્રમાણના ખુલાસામા ૧૯૦૧ના સેન્સસ રીપોર્ટમા જણાવવામા આવ્યું છે કે ઠેકાણે ઠેકાણે જમીન વગરના મજૂરનું કુટુંબ ત્યાંના ખેડુતના કરતાં ઘણું નાનું હોય છે અને તેનો આ સિવાય બીજો ખુલાસો જ નથી. વળી સૌ કોઇએ સાંભળ્યું છે કે આસામના ચાના બગીચાના કુલીઓમા આ ઉપાયો સારી રીતે પ્રચલિત છે, અને આસામના સેનીટરી કમીશનર તેના ૧૯૧૩ ના વરસના રીપોર્ટમાં તે વાતને ટેકો પણ આપે છે

જન્મનું પ્રમાણ નીચું રાખવાને માટે કૃત્રીમ ઇલાજોના ઉપયોગની સામે ઘણા માણસો મજબુત વાંધો લે છે. પરંતુ તેમને માટે મી વટલનો જવાબ એટલો જ છે કે "સુધારો કુદરતને તાબે થવાને માટે નહિં પણ કુદરતને તાબે કરવાને માટે જ છે, અને કુદરતને પોતાને રસ્તે જવા દઇ દુઃખો ખમવાનાં કરતા સમજુ માણસોએ કુદરતના ક્રમને લાભદાયક માર્ગોમાં વાળવો. જોઇએ." ટુંકમાં આપણી આસપાસ દરરોજ થતો સેંકડો જીંદગીનો ભયંકર નાશ જેમણે જોયો છે તેઓ કૃત્રીમ ઉપાયોથી પણ જન્મનું પ્રમાણ નીચું લાવવાની જરૂરિયાત સ્વીકાર્યા વગર મટશે નહિ.

શંકરલાલ જી. બેંકર.

# મારો દુર્ગોત્સવ.

---

દશેરાને દિવસે કોણે મને આટલી બધી ભાંગ પી લેવા માટે કહ્યું હતું ? મેં શા માટે ભાંગ પી લીધી ? હું શા માટે દેવીની પ્રતિમા જોવા માટે ગયો ? જે પછી તે કોઇ કાળે પણ હું જોઇ નથી શક્યો, તે મેં શા માટે જોયું ? આ ઇંદ્રજાળ કોણે બતાવ્યું ?

મેં જોયું કે કાળનો પ્રબળ પ્રવાહ ઘણા વેગથી વિશ્વબ્રહ્માંડમાં વહેતો ચાલ્યો જાય છે. હું પણ તેમાં એક નાની બોટમા—હોડીમાં બેઠેલો છું. જોયું તો અનન્ત અપાર અન્ધકાર છે. તે પ્રવાહમાં આવી-તુફાનથી મોટી મોટી લહેરો ઉઠી રહી છે. વચ્ચે વચ્ચે ઉજ્જવલ નક્ષત્ર કદી કદી દ્રષ્ટિગોચર થાય છે, કદી અદ્રશ્ય થાય છે અને પુનઃ નીકળી આવે છે. હુ એકલોજ છું—એકલો હોવાથી ભય જણાવા લાગ્યો. બીલકુલ એકલોજ છું—માતા પણ પાસે નથી "માતા !" "માતા !" કહી પોકારૂં છું. હું આ કાળસાગરમાં માતાને શોધવા આવ્યો છું. માતા ક્યાં છે ? ક્યાં છે મારી માતા ? ક્યાં છો ચિદાનન્દિની જનની ભારતમાતા ? આ ઘોર સમુદ્રમાં ક્યાં છો તમે ?

સહસા સ્વર્ગીય વાજાંઓના શબ્દોથી કાન ભરાઇ ગયા. આકાશમાં પ્રાત:કાળના અરૂણોદય સમાન સ્તાશ લીધેલ ઉજ્જવલ પ્રકાશ ફેલાઇ ગયો શીતળ મંદ મંદ પવન ચાલવા લાગ્યો મેં તરંગપૂર્ણ-જલરાશિના ઉપર-ઘણે છેટે જોયું. સુવર્ણથી મઢેલ સપ્તમીની પ્રતિમા શરદની શોભામાં શોભાયમાન છે. જલમાં "કિલકિલ" સ્મિતહાસ્ય કરે છે-તરે છે અને વિમલ પ્રકાશ ફેલાવે છે. આ શું માતા જ છે ? હા, માતા જ છે ઓળખ્યા, આ જ મારી જનની જન્મભૂમિ છે આ જ માટીની અનન્તરત્નધારિણી આ સમયે કાળના ઝપાટામાં સપડાઇ છે—ડૂબવા ચાલી છે. દશ દિશા તે રત્નભૂષિત દશ ભુજાઓ છે, જે દશ તરફ ફેલાએલી છે તે ભુજાઓનાં જે શસ્ત્ર જણાય છે—તે જ ભિન્ન ભિન્ન શક્તિઓ છે. ચરણોની નીચે શત્રુ કચરાયલો પડેલો છે—ચરણાશ્રિત વીર-સિંહ શત્રુને ઉઠવા નથી દેતો ! આ મૂર્તિ આ સમયે નહિ જોઇશ—આ જ પણ નહિ જોઇશ—કાલે પણ નહિ જોઇશ—કાળસાગરના પાર પહોંચ્યા સિવાય નહિ જોઇશ. કિન્તુ એક દિવસે અવશ્ય જોઇશ મેં ફરી મગ્ન થઇ તે કાળના સ્રોતમાં દશભુજા અને શસ્ત્રધારિણી શત્રુમર્દિની વિરેન્દ્રવાહના ભગવતી ભારતમાતાની સુવર્ણમયી મૂર્તિ જોઇ. જોયું—પ્રતિમાની જમણી તરફ ભાગ્યરૂપિણી લક્ષ્મી અને ડાબી તરફ વિદ્યા—વિજ્ઞાનમયી—સરસ્વતી છે. સાથેજ બળરૂપી કાર્તિકેય અને કાર્યસિદ્ધિરૂપી ગણેશજી વિરાજમાન છે દેવ જાણે ક્યાંથી ફૂલ મળ્યા. મેં તે પ્રતિમાનાં ચરણોમાં પુષ્પાંજલિ ચઢાવી કહ્યુ—

"જય સર્વ મંગલમાઙ્ગલ્યે શિવે, અમારાં સર્વ પ્રયોજનોને સાધનાર ! અસંખ્ય સંતાનોનું પાલન કરનાર અન્નપૂર્ણે ! ધર્મ-અર્થ-કામ-મોક્ષ અને ક્રમ ફલરૂપ સુખ દુઃખ દેનાર માતા ! મારી આ પુષ્પાંજલિ ગ્રહણ કરો. ભક્તિ, પ્રીતિ, પ્રવૃત્તિ, શક્તિ આદિ પુષ્પોને હાથમાં લઇ હું આ શ્રીચરણોમાં પુષ્પાંજલિ અર્પણ કરું છું—તમે આ અનન્તજલ-મંડલમાંથી બ્હાર આવી એક વખત જગતના-પોતાના પુત્રો સામે આ વિશ્વમોહિની મૂર્તિ પ્રકટ કરો. આવો માતા, નવીન રંગથી રંગાયલી, નવીન બળ ધારણ કરેલ, નવીન દર્પથી ભરાયલી, નવીન સ્વપ્ન નિહાળતી માતા આવો, ઘરમા આવો—અમે તમારા બત્રીશ કરોડ સન્તાન એક સ્થાનમા. એક સાથે ચોસઠ કરોડ હાથ જોડીને તમારા શ્રીચરણોની આરાધના કરશું બત્રીશ કરોડ કંઠથી આ આકાશ મંડલને ગુંજાવી નાખતાં કહીશું કે, 'મૈયા-જનની-અમ્બિકે ! ધાત્રીધારિણી ધન-ધાન્યધારિણી ! નગાંકશોભિને નગેન્દ્રબાલિકે ! શરત્સુન્દરિ ચારૂપૂર્ણચન્દ્રભાલિકે અને પોકારશું કે, 'સિન્ધુસેવિને સિન્ધુપૂજિતે સિન્ધુમથનકારિણી ! શત્રુઓનો સંહાર કરવા માટે દશ ભુજાઓમા દશ અસ્ત્ર ધારણ કરનાર ! અનન્ત શ્રી સંપન્ન અનન્તકાળસ્થાયિનિ ' હે અનન્ત શક્તિ, પોતાના સન્તાનોને શક્તિ આપો ! અમે તમને શું કહી પોકારીએ માતા ? અમે આ બત્રીશ કરોડ મસ્તકોને આ તમારાં ચરણો ઉપર નમાવીશું—એક સાથે બત્રીશ કરોડ કંઠથી તમારૂં નામ લઇ આકાશ પાતાળને ગજવી નાખશું બત્રીશ કરોડ શરીર તમને અર્પણ કરી દેશું—નહિ બની શકશે તો ચોસઠ કરોડ ચક્ષુઓથી તમારા માટે આસુ વર્ષાવશું. આવો મૈયા, ઘરમાં આવો—જેને બત્રીશ કરોડ સન્તાન છે તેને ચિંતા શી ?"

જોતજોતામાં તો તે પ્રતિમા તે જ અનન્ત કાળ-સમુદ્રમાં ડુબી ગઇ—પુનઃદ્રષ્ટિએ ન પડી ! અન્ધકારમય આકાશ સુધી તે તરંગપૂર્ણ જળરાશિ વ્યાપ્ત થઇ ગઇ-તેમાંજ સર્વ વિશ્વ-જગત ડૂબી ગયું ! ત્યારે હું વ્યાકુલતાથી આખોમાં આંસુ લાવી હાથ જોડી પોકારવા લાગ્યો—"ઉઠો માતા સુવર્ણમયી ભારતમાતા ! ઉઠો. માતા, હવે અમે સપુત થઇ સુમાર્ગે ચાલશું-તમારૂં નામ રાખશું. ઉઠો માતા, દેવી, દેવતાઓપર અનુગ્રહ કરનાર દેવી ! હવે અમે નીચ સ્વાર્થ-પરવત્તા છોડી ભ્રાતૃવત્સલ થશું-બીજાઓનું મંગલ ઇચ્છશું-અધર્મ, આલસ્ય, ઇન્દ્રિયોની ભક્તિનો ત્યાગ કરી દેશુ-ઉઠો, માતા, હવે ઉઠો. અમે એકલા પડી રૂદન કરી રહ્યા છીએ. રોતાં રોતાં અમારી આંખ લાલચોળ થઇ ગઇ છે-ફુટી જાય છે. માતા ! ઉઠો-ઉઠો-મૈયા ભારતમાતા ! "

મૈયા નહિ ઉઠી ! શું નહિ ઉઠશે ?

આવો બન્ધુઓ, અમે આ અન્ધકારમય કાળ-સાગરમા કુદી પડીએ. આવો અમે સવે ચોસઠ કરોડ ભુજાઓથી અમારી વ્હાલી માતાની જ્યોતિમય મૂર્તિ બત્રીશ કરોડ શિર ઉપર ઉઠાવી પોતાને ઘેર લઇ આવીએ. આવો, અન્ધકાર છે તો ભય શો ? આ જે નક્ષત્રો વચ્ચે ચળકાટ કરે છે, તે જ અમને માર્ગ સુચવશે. ચાલો ! ચાલો ! અસંખ્ય ભુજાઓથી આ કાળ-સાગરને તાડિત મથિત અને વ્યસ્ત કરીને આપણે

તરીશું—તે સુવર્ણ પ્રતિમાને મસ્તક પર લઇ આવશું. ભય શો છે? નહિ બની શકશે તો ડૂબી મરશું; માતા વિના આ જીવન શા કામનું? આવો પ્રતિમાને ઉઠાવી લાવીએ. પુજાની મોટી ધામધુમ થશે. અને તે જ માતૃ પુજાના અવસરે વિરોધ—બકરાને સત્કીર્તિના ખડ્ગથી મૈયા માતા આગળ ભેટ ધરશું—બલિદાન ધરશું. પ્રાચીન સમયના અસંખ્ય ઐતિહાસિક શંખ વગાડી—ફૂંકી માતાના ગુણગાન કરશું. અસંખ્ય શરણાઇઓ, ભૈરવી અને સોહુનીમાં માતાનો મહિમા સંભળાવશું—અને આનંદ વિહ્વલ થઇ નાચશું. પુજાની ધૂમ ઘણી મોટી થશે—અને બ્રાહ્મણ વિદ્વાન એકત્ર થઇ કહેશે—"જય અમ્બે-અમ્બિક-અમ્બાલિકે!"

शरणागतदीनार्तपरित्राणपरायणे ।
सर्वस्यार्तिहरे देवि नारायणि नमोऽस्तुते ॥

કેટલાએ દેશી-પરદેશી સજ્જન—ઉંચ નીચ-સર્વ આવી મૈયાના ચરણોમાં પ્રણામ કરશે. કેટલાએ દીન દુઃખી પ્રસાદ ખાઇ પેટ પાળશે. કેટલીએ અપસરાઓ નૃત્ય કરશે. ગાંધર્વ ગણ ગાશે—કેટલાએ કરોડ ભક્ત ગદ્ગદ થઇ પોકારશે—"મૈયા! મૈયા! મૈયા!"

जय जयदात्रि जय धात्रि, जय दुर्गे दुर्गति हर्त्री ।
जय वरदायिनि जय सुखदे, जय भगवति मंङ्गलकर्त्री ॥
दलदलदलनी शान्तिमयी, स्वर्णभूमि, जय सिन्धुसुते ।
जन्मभूमि जय जय जननी, कोटि कोटि सन्तानयुते ॥*

x x x x

# વસતિગૃહોની આવશ્યકતા અને વ્યવસ્થા.

સુધારાની ટોચે પહોંચેલા દેશોના અગ્રગણ્ય પુરૂષોએ એકે અવાજે કબુલ કર્યું છે કે દેશની ઉન્નતિનો આધાર ત્હેમાં રહેલી વ્યક્તિઓને મળતી કેળવણી પર છે. જેટલા પ્રમાણમાં કેળવણીની પ્રગતિ થશે તેટલા પ્રમાણમાં મનુષ્યની શારીરિક, માનસિક, અને નૈતિક સ્થિતિ ઉચ્ચતર બનશે અને તેટલા પ્રમાણમાં સુધારાની પ્રગતિ થશે. આ સિદ્ધાન્તનો સ્વીકાર થવાથી જ આપણા દેશના નેતાઓ સરકારને કેળવણીનો પ્રસાર વધારવાને અને દેશના એકેએક બાળકને કેળવવાને આગ્રહ કરી રહ્યા છે. એટલુ જ નહીં પણ સર્વ મનુષ્યો યથાશક્તિ ખાનગી સાહસથી પણ તેની વૃદ્ધિ કરવા પ્રયાસ કરી રહ્યા છે. કેળવણીની સંસ્થાઓ વધે એટલાથી જ સંતોષ નહીં માનતાં તેને લગતા સર્વ પ્રશ્નો વિચારવાને તે વિષયમાં સમગ્ર જીવન અર્પનાર વ્યક્તિઓના મંડળો રચાયાં છે અને રચાય છે. એક મનુષ્યની બુદ્ધિશક્તિ જે કામ ન કરી શકે તે ઘણાંની એકત્ર થયેલી શક્તિ કરવા પ્રયાસ કરે છે.

### વસતિગૃહ હોવાનાં કારણો.

આવા જ કારણથી સર્વ કોઇ પોતાના બાળકને કેળવણી આપવા પ્રયત્ન કરે છે. પ્રાથમિક કેળવણીને માટે ઘર આગળ સગવડ હોય છે ત્યાં સુધી બાળકોના વાલીઓને બહુ ચિન્તા હોતી નથી. પરન્તુ વધુ અભ્યાસને માટે દરેકને ઘર આગળ સવડ હોતી નથી એટલે પર-ગામ જ્યાં ઉચ્ચ અભ્યાસને માટે સંસ્થાઓ હોય છે ત્યાં પોતાનાં બાળકોને મોકલે છે. પરગામમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ખાવા પીવાની અને રહેવાની પ્રથમ જરૂર પડે છે. કેટલેક સ્થળે વિશિઓ હોય છે, પરંતુ વિશિ ચલાવનારને કમાવાનો લોભ હોય છે એટલે જમનારને સારો, તાજો અને શુદ્ધ ખોરાક મળે છે કે નહિ ત્હેની તેઓ કાળજી કરતા નથી· આથી વિદ્યાર્થીઓની તંદુરસ્તી ખાતર, ત્હેમને શુદ્ધ પૌષ્ટિક ખોરાક મળે તે માટે વસતિગૃહની જરૂર છે આ સંસ્થાઓમાં રસોડાની સઘળી વ્યવસ્થા વિદ્યાર્થીઓ પોતે કરતા હોવાથી, વા ત્હેમના હિતાર્થે પગારદાર મેનેજર કરતો હોવાથી અને કોઈ એક વ્યક્તિનો એ સંસ્થા પર માલકીનો હક્ક નહિ હોવાથી ત્હેમની શારીરિક તંદુરસ્તી સચવાય તે માટે ખાસ કાળજી લેવામાં આવે છે.

વસતિગૃહની જરૂરીઆત બીજા કારણથી પણ છે. ઘર આગળ વિદ્યાર્થીઓની સંભાળ ત્હેમનાં માબાપ લે છે; પરગામમા ત્હેમની જગા લે ત્હેવાં સ્થળોની વિદ્યાર્થીઓને ખાસ આવશ્યક્તા હોય છે; અને વસતિગૃહો જ ત્હેમની ખોટ પુરી પાડી શકે. વિશિઓ બહુ તો જમનારને ભોજન અને કદાચ ઉતારો પૂરાં પાડે, પરંતુ માબાપની કાળજીની ખોટ ઉભી રહેવાની જ.

તે ઉપરાન્ત ઘણા વાલીઓ પોતાનાં બાળકોની કેળવણીના વિષયમાં અજ્ઞાન હોય છે તેને લીધે તેઓ ત્હેમના અભ્યાસમાં બીલકુલ માર્ગદર્શક થઇ શકતા નથી વસતિગૃહમા વસનારા નિરંતર અભ્યાસના વાતાવરણમાં જ રહેતા હોવાથી શિક્ષણમાં ઘણી સહાય મળે છે ત્હેમનું ધ્યાન સંસારની અન્ય વસ્તુઓ તરફ નહીં જતાં અભ્યાસમાં જ લીન રહે છે.

કેટલીક વાર પિતા બહુ સમજુ હોય અને પોતાના પુત્રની કેળવણી પર ધ્યાન આપી શકે તેમ હોય છતા વસતિગૃહમાં સાથે રહી ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હોવાથી પરસ્પર સહવાસનો જે લાભ મળે છે તે સારા વિચારશીલ પિતાના ઘર આગળ રહી અભ્યાસ કરતા વિદ્યાર્થીને પણ ન મળી શકે

વળી વસતિગૃહમા જ વિદ્યાર્થીઓના ભાવિ જીવનનો પાયો નંખાય છે. ઘર આગળ નજીવી બાબતોમા પણ ત્હેમને અંકુશમા રહેવું પડે છે. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનો અધિકાર મળતો નથી પરન્તુ વસતિગૃહમા સ્વતંત્રતા મળે છે, વિચાર કરવાની શક્તિનો ઉપયોગ કરવાને અવકાશ મળે છે. આ રીતે સર્વ બાજુ તરફ વિચાર કરતા આ જમાનામા વસતિગૃહ અને ત્હેમા જીવન ગાળવાની ખાસ આવશ્યકતા લાગે છે.

ઉપરના કારણોથી વસતિગૃહની જરૂરીઆત સાબીત થાય છે પરન્તુ જો તેને સારી રીતે ચલાવવી હોય તો તેની યોજનાનો સંપૂર્ણ વિચાર કરવો જોઇએ.

### વસતિગૃહની પ્રથમ જરૂરિયાતઃ સુપરિન્ટેન્ડેન્ટ.

વિદ્યાર્થીઓને તે સંસ્થાની પ્રથમ જરૂરીઆત સુપરિન્ટેન્ડન્ટની છે. ઉપર કહેવામા આવ્યુ છે કે વસતિગૃહ વિદ્યાર્થીના ગૃહને સ્થાને છે એટલે તેના પર દેખરેખ રાખનાર સુપરિન્ટેન્ડન્ટ વિદ્યાર્થીઓના માબાપને ભુલાવનાર હોવો જોઇએ. સુપરિન્ટેન્ડન્ટે વસતિગૃહના કાર્યને ધર્મકાર્ય માનવું જોઇએ. અથવા સેવાવૃત્તિથી કાર્ય કરનાર ન મળે તો ત્હેને એટલો સારો પગાર આપવો જોઇએ કે પોતાના કુટુમ્બની ચિન્તાને લીધે ત્હેને બીજા રસ્તા લેવા ન પડે.

સુપરિન્ટેન્ડન્ટ એ વસતિગૃહ સંસ્થાનો આત્મા છે. જેમ આત્મા વિનાનો દેહ ચેતન રહિત છે તેમ સાચા સુપરિન્ટેન્ડન્ટ સિવાયનું વસતિગૃહ ચેતનનષ્ટ છે. ત્હેણે જાણવુ જોઇએ કે માબાપને માથે પોતાના થોડા જ બાળકોના ભાવિની ચિન્તા રહેલી છે જ્યારે ત્હેને અનેક વિદ્યાર્થીઓના ભવિષ્યની જવાબદારી સોંપવામા આવી છે. તે પોતે જેવો હશે તેવા ત્હેના વિદ્યાર્થીઓ થશે. શાળામાં ફક્ત પાંચ કલાક શિખવી જનારા શિક્ષકોની જેટલી છાપ વિદ્યાર્થીઓના મગજ પર નહીં પડે તેથી વિશેષ ત્હેના પોતાના વર્તનની વિચારની અને ટેવોની છાપ ત્હેની દેખરેખ નીચે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના મગજપર પડશે વિદ્યાર્થીઓનો અને ત્હેનો સહવાસ સર્વ સમયનો છે એટલે ત્હેનુ હરેક કાર્ય ત્હેમને અસર કર્યા સિવાય રહેશે નહીં. પોતાના વિદ્યાર્થીઓ નીતિને જ વળગી

રહેતા કરવા હોય તો હેણે દરેક રીતે પોતાના કાર્યોમાં નીતિને જાળવવી જ જોઇએ. નિર્વ્યસન, સાદાઇ, નિરભિમાન સદ્‌ગુણ વગેરેની આપણે સાધારણ મનુષ્યોમાં આશા રાખીએ છીએ તેવા ગુણ તો સુપરિન્ટેન્ડન્ટમાં હોવા જ જોઇએ. તે ઉપરાન્ત સ્વાર્થત્યાગ, દયા, પોતાના વિદ્યાર્થીઓનાં ભાવિને માટે ચિન્તા, વિદ્યાર્થીઓમાં હેમના જેવા બની જવાની શકિત અને તૈયારી, હેમનાં સુખ દુઃખનો સાથી બનવાનો ગુણ, હેમને પોતાને યોજેલે માર્ગે પોતાની મેળે અનુસરવા તૈયાર થાય એવું કરવાની કળા, વગેરે ગુણો ખાસ સુપરિન્ટેન્ડેન્ટમા હોવા જોઇએ. પોતાનો જ આબેહુબ નમૂનો વિદ્યાર્થીઓ બને હેમાં સુપરિન્ટેન્ડન્ટની મહત્તા નથી, પરન્તુ સર્વની ગુપ્ત શકિત ખીલી પોતાના અનુકૂળ રસ્તામા વિચરે, અને તેથી તે પોતે તથા હેમની સંસ્થા ઉન્નત બને.

સરસ્વતીચન્દ્રની અંદર સદ્‌ગત શ્રીયુત ગોવર્ધનરામ મલ્લરાજ પાસે પોતાના પુત્ર માટે વિદ્યાચતુરને જે શિખામણ અપાવે છે તે સુપરિન્ટેન્ડન્ટે ખાસ લક્ષમાં રાખવાની છેઃ—

મલ્લરાજ કહે છે "મ્હારા કુંવર પાસે તમને રાખું છું, તે કાંઇ એની બુદ્ધિ ઇંગ્રેજી કરવા નથી રાખતો એનું વય આજ કોમળ છે માટે એને બહુ સંભાળથી ઉછેરજો. સરત રાખજો કે એને મ્હારે તમારા જેવો બ્રાહ્મણ નથી કરવો કે વૈશ્ય નથી કરવો. બ્રાહ્મણ, વૈશ્ય, મ્લેચ્છ, ઇંગ્રેજ અને એ બધા એવા સર્વ લોકની વિદ્યા એ સમજી જાય, અને સર્વની કળા જાણી જાય, સર્વ સાથે પોતાના ધર્મ પાળવા સમજે, એવું એવું સર્વ એને શીખવજો."

સુપરિન્ટેન્ડન્ટને શાળાના કાર્ય ઉપરાંત વસતિગૃહમા કાર્ય કરવા માટે નીમવા કરતા ખાસ તે કામને માટે જ તે નીમાવો જોઇએ. જો બન્ને સ્થળે કામ કરવાના હશે તો શાળાના કામથી થાકી ગયેલો હોવાથી હેનાથી ઉત્સાહપૂર્વક કાર્ય થઇ શકશે નહિ. જો વસતિગૃહમાં જ કાર્ય કરવાનું હશે તો વિદ્યાર્થીઓને શાળા બ્હારના બધા સમયમા વિધવિધ પ્રવૃત્તિઓમા ઉત્સાહથી દોરશે અને આ રીતે ઘણું સારૂ કાર્ય થઇ શકશે.

સુપરિન્ટેન્ડન્ટને વિદ્યાર્થીઓને અભ્યાસમાં પણ મદદ કેટલેક અંશે કરવાની છે; એટલે મેટ્રિક કલાસના વિદ્યાર્થીઓને હેમના અભ્યાસમાં સામાન્ય સલાહ આપી શકે તેટલી શકિતવાળો હોવો જ જોઇએ એટલે તે ગ્રેજ્યુએટના જેટલા જ્ઞાનવાળો હોવો જોઇએ.

આ પ્રમાણે સર્વ રીતે યોગ્ય કર્તવ્યને સમજનાર સુપરિન્ટેન્ડન્ટ જે વસતિગૃહને મળ્યો હોય હેને હેનુ પોતાનું કાર્ય સારી રીતે કરી શકે તેટલા માટે નિરંકુશ સત્તા સોંપવી જોઇએ. હેના કાર્યમા બ્હારના માણસો નજીવી બાબતોમા પણ વચ્ચે પડશે તો તે વિદ્યાર્થીઓ પર સંપૂર્ણ કાબુ રાખી શકશે નહીં અને હેના

શુભ હેતુ પૂર્ણ કરવાન કાર્યમાં પણ અડચણો આવશે. આ પ્રસંગ અટકાવવાને માટે તેને વસતિગૃહમાં સંપૂર્ણ સત્તા મળવી જોઈએ.

### વસતિગૃહનું મકાન.

વસતિગૃહની બીજી જરૂર મકાનની છે. સુપરિન્ટેન્ડન્ટ વસતિગૃહનો આત્મા છે. મકાન ત્હેનો દેહ છે. એવુ બને છે કે જો સુપરિન્ટેન્ડન્ટ ઘણો સારો હોય તો ગમે તેવા મકાનમાં પોતાના કાર્યની સફળતા પ્રાપ્ત કરી શકે. પરન્તુ સારૂં મકાન હશે તો ત્યાં તે પોતાનુ કાર્ય ઘણું વધારે દીપાવી શકશે. વસતિગૃહની ઓરડીઓ છેક ન્હાની નહીં હોવી જોઇએ. ઓછામા ઓછા ત્રણ અને વધારેમા વધારે ચાર વિદ્યાર્થીઓનો સમાવેશ થાય એવડી ઓરડી હોવી જ જોઈએ મકાનમા વસતા વિદ્યાર્થીઓના અભ્યાસને લીધે આંખને નુકસાન ન થાય એટલું અજવાળું આવવું જોઇએ. હવાની આવજા છૂટથી થાય એવા બારી બારણા તથા જાળીઓ હોવી જોઈએ. મકાનનું કમ્પાઉન્ડ એટલું વિશાળ હોવું જોઇએ કે ત્હેની અંદર વિદ્યાર્થીઓને રમવાની તથા બાગકામ કરવાની જગા મળે. વસતિગૃહના કમ્પાઉન્ડની અંદર જ સુપરિન્ટેન્ડન્ટને રહેવાનું મકાન હોવું જોઇએ, કે જેથી તે રાત્રિ દિવસ વિદ્યાર્થીઓની પાસે જ રહી શકે. વિદ્યાર્થીઓને રહેવા ઉપરાન્ત વાચનાલય, પુસ્તકાલય વગેરેને માટે પણ પૂરતી સવડ હોવી જોઇએ. મકાનની અંદર રહેતા વિદ્યાર્થીઓને શરદી વગેરે ન લાગે ત્હેમને સામાન વ્યવસ્થિત રીતે મૂકવાની અનુકૂળતા મળે માટે પૂરતી સાવચેતી લેવી જોઇએ. કમ્પાઉન્ડની અંદર ઝાડ વગેરેની એવી સવડ હોવી જોઇએ કે જેથી ઉન્હાળામા વિદ્યાર્થીઓને સખત તાપ ન લાગે અને ત્હેમના અભ્યાસમા મન્દતા ન આવે શેહેરોમા આડે માર્ગે લઇ જનાર અનેક લાલચો હોય છે ત્હેમાંથી વિદ્યાર્થીઓને બચાવવા માટે વસતિગૃહનું મકાન શહેરથી અલગ હોવું જોઇએ.

### સ્વતંત્ર મેનેજરની આવશ્યકતા અને યોગ્યતા.

વિદ્યાર્થીઓ વસતિગૃહમાં અભ્યાસ કરવા રહે છે એટલે ત્હેમના અભ્યાસમાં જેમ બને તેમ ઓછી અડચણો આવે અને સાથે સાથે ભવિષ્યના જીવનની તૈયારી કરાવવાની છે માટે કેટલીક તાલિમ પણ મળવી જોઇએ. રસોડાની વ્યવસ્થા સંપૂર્ણ રીતે કરવામાં વિદ્યાર્થીઓનો ઘણો સમય જાય છે અને અભ્યાસ કરવાને થોડો જ અવકાશ મળે છે, એટલુંજ નહીં પણ અભ્યાસમાં ચિત્ત પણ ચોટતું નથી.

વળી રસોડાની વ્યવસ્થામાં કેટલાક પ્રસંગો એવા બને છે કે જેની અસર મન પર દીર્ઘ સમય પર્યન્ત રહે છે અને માનસિક શક્તિ નાશ પામે છે. જો રસોડાની વ્યવસ્થા તરફ કોઇ લક્ષ આપતું નથી તો કૉલેજોનાં વસતિગૃહોની અંદર બને છે તેમ રસોઇઆ, નોકર વચ્ચે કમાણી કરે છે અને એકંદર ખર્ચ વધી જાય છે. કેટલેક સ્થળે તે વિદ્યાર્થીઓને અપ્રમાણિક બનાવે છે. આટલું છતાં વસતિગૃહના સામાનની, તેમ વારવાર જોઇતી વસ્તુઓ લાવવાની કાળજી બરોબર રાખવામાં આવતી નથી. આથી ફલિત થાય છે કે

દરેક વસતિગૃહને અંગે એક સ્વતંત્ર વિશ્વાસપાત્ર મેનેજર હોવો જોઇએ. આવો માણસ જો મળી આવે તો તેના પગાર કરતા ઘણું વધારે રસોડાની વ્યવસ્થા, સામાનની દેખરેખ વગેરેમાં બચશે. એટલે એકંદરે સ્વતંત્ર મેનેજર રોકવાથી વસતિગૃહને ખોટ નહીં આવે પરન્તુ લાભ થશે. એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે મેનેજર રહ્યો તેની સાથે રસોઇઆ નોકરની કમાણી ઓછી થશે. એટલે એ લોકોના પર વસતિગૃહનો દરેક વિદ્યાર્થી હુકમ કરશે તો ત્હેમની કમાણી થોડી અને હુકમ કરનારા ઘણા એમ ધારી કંટાળી નાશી જશે. માટે રસોઇઆ નોકર એ વસતિગૃહના નોકર છે, નહીં કે દરેક વિદ્યાર્થીના. ત્હેમની કસુરને માટે વિદ્યાર્થીઓને બારોબાર સત્તા વાપરવાની નથી પરન્તુ મેનેજર અથવા સુપરિન્ટેન્ડન્ટને જ ફરિયાદ થવી જોઇએ આ નિયમથી વસતિગૃહની સંસ્થામાં નોકર વખતો વખત બદલાશે નહીં પણ તેઓ લગભગ કાયમના જેવા થઇ જશે. આજ નિયમ મેનેજરના સંબંધમાં વધુ સખ્ત રીતે પાળવો જોઇએ જો પ્રમાણિક વિશ્વાસપાત્ર મેનેજર હશે તો તે સંસ્થાના જ હિતનો વિચાર કરશે, અને તે હિત સાચવવામાં કરકસર કરશે. આ કરકસર વ્યકિત પરત્વે વિદ્યાર્થીઓને પસદ પડશે નહીં, અને તેથી ટુંકી દૃષ્ટિના વિદ્યાર્થીઓ મેનેજર પર દોષારોપણ કરશે આવા પ્રસંગે પ્રમાણિક મેનેજર પોતાની જગ્યાનું રાજીનામું આપવા તૈયાર થશે. પણ સરકાર જેમ ફોજદાર તલાટીની નિમણુક લોકોના લાભ ખાતર લોકોના જ પૈસાથી કરે છે, પરન્તુ લોકોના ત્હેમના પર બીલકુલ હક હોતો નથી, સરકાર જ તેમની નિમણુંક, ફેરબદલી, અથવા બરતરફી કરી શકે છે, લોકોના પર તો તેઓ સત્તા ચલાવે છે તેમ મેનેજર વિદ્યાર્થીઓના પૈસામાથી વિદ્યાર્થીઓના લાભની ખાતર નીમાય છે ખરો; પરન્તુ તે વસતિગૃહનો નોકર છે, નહીં કે વિદ્યાર્થીઓનો વિદ્યાર્થીઓની તો ત્હેણે અમુક પ્રકારની સેવા કરવાની છે પરન્તુ કોઈ વિદ્યાર્થી ત્હેને સતાવે નહીં એટલું જ નહી પણ ત્હેના અપમાન કરનારને યોગ્ય શિક્ષા કરવાની ત્હેને સત્તા હોવી જોઇએ.

### મેનેજરને વિદ્યાર્થીઓના સહકાર્યની જરૂર.

કોઇ એમ દલીલ કરે કે મેનેજર રોકવાથી વિદ્યાર્થીઓને બજારમા ખરીદ વગેરેની તાલીમ નહીં મળે, અને એથી કરીને વ્યવહારૂ જીવનને માટે તેઓ લગભગ નકામા બની જશે. આ દલીલમાં કેટલુ ક સત્ય છે અને ત્હેને માટે મેનેજરને રોકયા પછી કેટલાક કાર્ય વિદ્યાર્થીઓ પાસે કરાવવા જોઇએ. એટલે મેનેજરની દેખરેખ નીચે વિદ્યાર્થીઓ પાસે રસોડા વગેરેની વ્યવસ્થા કરાવવી જોઈએ. આમાં એક બીજાને પણ લાભ છે, મેનેજર પ્રમાણિક છે કે નહી ત્હેની વિદ્યાર્થીઓને ખાત્રી થશે, અને મેનેજર અપ્રમાણિક થતો અટકશે. મેનેજર વધારે અનુભવી હોવાથી વિદ્યાર્થીઓ છેતરાશે નહીં, અને વિદ્યાર્થીઓ પોતાને અમુક હક મળવાથી અસંતુષ્ટ બનશે નહી. વ્યવસ્થામાં કેટલીક મુશ્કેલીઓ છે અને તેમાં કેટલી સાવચેતી રાખવાની છે ત્હેનું ત્હેમને ભાન થશે.

### વસતિગૃહમાં માફી વિદ્યાર્થીઓ રાખવાની જરૂર અને ત્હેના લાભ.

કેટલાંક વસતિગૃહની સંસ્થાઓમાં ઘણીવાર જનસમૂહ તરફની મદદ હોય છે. મકાન ફરનીચર વગેરે આરંભનાં ખર્ચ તો જનસમૂહે જ કરેલાં હોય છે પણ તે ઉપ-

રાંત કેટલેક સ્થળે રસોઇઆ, નોકર વિગેરેનો પગાર પણ વ્યવસ્થાપકો તરફથી અપાય છે. આ એક પ્રકારનું ઋણ છે અને તે સારી સ્થિતિના વિદ્યાર્થીઓએ પરત આપવું જોઇએ. આવા ઋણનો હિસાબ કંઇ રખાતો નથી, પરન્તુ એક નિયમ એવો પળાવો જોઇએ કે જેટલા પ્રમાણમાં બ્હારની માસિક મદદ વસતિગૃહને મળતી હોય તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીઓએ ગરીબ પણ શકિતવાળા વિદ્યાર્થીઓને માફી પોષવા જોઇએ, ત્હેમને પુસ્તક, કપડાં વગેરે ખાસ જરૂરની ચીજો પૂરી પાડવી જોઇએ.

કેટલીક વાર એમ બને કે બ્હારથી માસિક મદદ વસતિગૃહને ન મળતી હોય ત્યારે પણ અમુક સંખ્યાએ એક વિદ્યાર્થીને માફી રાખવાનો સિદ્ધાન્ત તો પાળવો જ જોઇએ. આથી સારી સ્થિતિના વિદ્યાર્થીઓને પોતાના ગરીબ બન્ધુઓ પ્રતિ દયા બતાવતાં શિખાશે, અને ત્હેમને માટે પોતે થોડીક અગવડ વેઠી હોય તો પ્રભુ રાજી થશે એ સૂત્ર પણ શીખાશે. આ શિક્ષણ વ્યર્થ નથી આપણે જાણીએ છીએ કે કેળના ન્હાના રોપાની અંદર કાપ કર્યો હોય તો તે કેળ મ્હોટી વધતાં પણ કાયમ જ રહેવાનો અને વધવાનો, તેમજ કુમળા ઝાડો જેમ વાળ્યાં હોય તેમ વાળી શકાય. તેવી રીતે વિદ્યર્થીનાં કુમળાં મગજ પર પોતાના જ ગરીબ બન્ધુ પર મદદ કરવાની ફરજના સંસ્કાર પડ્યા હશે, તો તે વયની વૃદ્ધિ સાથે દૃઢ થશે અને વધારે પરોપકારનાં કાર્ય કરશે.

## સહવાસનો લાભ.

આમાથી એક બીજો પણ લાભ થાય છે આપણા દેશની અંદર ગરીબની સંખ્યા ઘણી છે; અને એ મ્હોટી સંખ્યામાંથી મહાન બુદ્ધિશકિતવાળા યુવકો તો હોવાના જ. આવા યુવકોને માટે કંઇ સગવડ ન હોય તો ત્હેમની શકિત ધુળમા દટાઇ જાય અને દેશને એક દરે ઘણો ગેરલાભ થાય. વસતિગૃહમાં અમુક પ્રમાણમાં ગરીબ વિદ્યાર્થીઓને માફી પોષવામા આવશે તો સારી શકિતવાળા ગરીબ વિદ્યાર્થીઓ દૂરથી પણ ત્યા ખેચાઇ આવશે, અને આ રીતે વસતિગૃહો ગરીબ વિદ્યાર્થીઓનાં આશ્રયસ્થાન થશે.

આ ઉપરાત ગરીબ વિદ્યાર્થીઓના સહવાસથી અન્ય વિદ્યાર્થીઓ પર ત્હેમના વર્તનની, અભ્યાસની વગેરે સારી છાપ પડશે અને વસતિગૃહને પરોક્ષ રીતે ત્હેમને પોષવાનો બદલો કંઇક અંશે મળશે.

## ગરીબ વિદ્યાર્થીઓનાં વધુ અભ્યાસને માટે લોન ફંડની યોજના.

આ બધું વિવેચન ખાસ કરીને હાઇસ્કૂલોના અંગના વસતિગૃહને માટે છે. તેથી જો વસતિગૃહો ગરીબ વિદ્યાર્થીઓને પોતાને જ સ્થળે અનુકૂળતા આપે તો ત્હેમનો અભ્યાસ અર્ધેથી અટકી જાય. આટલા માટે વસતિગૃહના વ્યવસ્થાપકોએ ગરીબ વિદ્યાથીઓના વધુ અભ્યાસને માટે લોનફંડ જેવી કંઇક વ્યવસ્થા કરવી જોઇએ. સ્કોલરશિપ કરતાં લોનફંડ વધુ પસંદ કરવા જેવાં છે, કારણ કે તેથી ઘણા વિદ્યાર્થીઓને

અનુકૂળતા મળે છે, વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બને છે, અને પારકું લુણ પરત આપવાથી હેમનામાં સ્વમાનની ભાવના જાગૃત થાય છે. સ્કોલરશિપમાં જ્યારે મૂડી કાયમ રાખી ફક્ત વ્યાજ જ વપરાય છે, ત્યારે લોનમાં મૂડી પણ વાપરી શકાય છે. કારણ કે તે અમુક મુદ્દતે પાછી ફરવાની છે. આ યોજનાથી ગરીબ વિદ્યાર્થીઓનો અને તે સાથે અન્ય વિદ્યાર્થીઓનો પણ વસતિગૃહ સાથેનો સંબંધ કાયમ રહેશે.

કેટલીકવાર એમ પણ બને છે કે વિદ્યાર્થીઓને અભ્યાસ ઉપરાંત પોતાના કુટુમ્બની પણ ચિન્તા હોય છે. પિતા ગુજરી ગયો હોય, ભાઇબ્હેનોમાં તે સર્વથી મ્હોટો હોય, અને તે સર્વના પોષણની બીજી કંઇ યોજના ન હોય, એવા પ્રસંગમાં વિદ્યાર્થીઓ અભ્યાસ છોડી દેવાને તૈયાર થાય છે. વસતિગૃહના વ્યવસ્થાપકો જો પિતા થવાને તૈયાર હોય તો ગરીબ વિદ્યાર્થીઓનો અભ્યાસ ચાલુ રહે અને કુટુમ્બના પોષણની ચિન્તાનો ભાર હેના પરથી જતો રહે.

ગરીબ વિદ્યાર્થીને અભ્યાસમાં મદદ આપવાથી સંસાર સુધારાને પણ મદદ આપી શકાય છે. વસતિગૃહના વ્યવસ્થાપકોએ કુંવારા વિદ્યાર્થીઓને જ મદદનો લાભ આપવો જોઇએ, અને હેમના વાલીની સાથે એવો ઠરાવ કરવો જોઈએ કે જ્યાં સુધી હેમના છોકરાઓ હેનો લાભ લેતા હોય ત્યાં સુધી હેમની પરવાનગી સિવાય વિવાહ જેવું કંઇ પણ કરી શકાય નહીં. આથી લગ્નને લીધે અભ્યાસમાં પડતી અડચણો ફદ્દલવી જ શકશે નહીં.

## વિદ્યાર્થીઓના સમાજ સેવાના શિક્ષણની વ્યવહારૂ રીતિઓ.

અભ્યાસની ચિન્તા આટલી બધી કર્યા પછી જો આપણે વિદ્યાર્થીઓને ફક્ત અભ્યાસમાં જ પડયા રહેવા દઇએ તો તેઓ સ્વાર્થી થઈ જશે. ઘર આગળ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઘરનાં કામકાજ યથાશક્તિ કરવાનાં હોવાથી બીજાને માટે આપણે કંઈક કરવાનું છે એનું ભાન થાય છે. વસતિગૃહમા તેવું કંઇ ખાસ હોતું નથી માટે વ્યવસ્થાપકોએ હેવા પ્રસંગો પ્રાપ્ત કરી આપવા જોઇએ. વસતિગૃહમાં આવા ઘણા પ્રસગ મળી શકે છે. અભ્યાસમાં હોશિયાર વિદ્યાર્થીઓ પોતાના પાછળ પડી ગએલા સહાધ્યાયીઓને દરરોજ થોડો સમય મદદ કરી શકે. તે ઉપરાન્ત વિદ્યાર્થીઓ સમાજ-સેવા કેવી રીતે કરી શકે તે રેવ પ્રિન્સિપાલ ફ્લેમિંગે પોતાના "સમાજસેવાના સન્માર્ગ" નામના પુસ્તકમા દષ્ટાન્તો આપી સમજાવ્યું છે. તે બધી સૂચનાઓનો પ્રયોગ કરવાનું જો કોઇ પણ શ્રેષ્ઠ સ્થળ હોય તો તે વસતિગૃહ જ છે ત્યાં રહેતા વિદ્યાર્થીઓ પૂર્ણ સ્વતંત્ર હોવાથી ગમે તે જોખમ વહોરવાને અથવા ભોગ આપવાને પણ તૈયાર થાય છે. પોતાના પ્રદેશમા દુષ્કાળ પડયો હોય તો વસતિગૃહના વિદ્યાર્થીઓ ફંડ એકઠું કરવાને ભિક્ષા માગવા નીકળે છે. એટલું જ નહિ પરંતુ એકાદ મિષ્ઠાન, એકાદ ટકનું ભોજન, થોડાક દિવસ દૂધ અને ઘી વગેરેમાંથી કોઇનો ત્યાગ કરવો—એમાંથી કોઇ પણ એક ઉપાય

અજમાવે છે. જે જોખમ ખમવાને મ્હોટા માણસો બ્હીએ છે તે વિદ્યાર્થીઓને જણાતું પણ નથી. સૌથી ઉજ્વળ સમાજ સેવાનું દૃષ્ટાંત ગુરૂકુળના વિદ્યાર્થીઓએ આપ્યું છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના યુદ્ધ પ્રસંગે હરદ્વાર ગુરૂકુળના વિદ્યાર્થીઓએ એક માસ સુધી દૂધ, ઘીનો ત્યાગ કર્યો. એટલું જ નહીં પણ પડોશમાં બંધાતા રેલ્વે રોડ પર કામે ગયા, અને એવું સખ્ત કામ પૂર્ણ કરી રૂ. ૧૦૦૦ જેટલી મ્હોટી રકમ દક્ષિણ આફ્રિકાના ફંડમાં મોકલાવી. શું આવો સ્વાર્થ-ત્યાગ, આવો શ્રમ ભવિષ્યના જીવનમાં કદી ભૂલી જવાય? વિદ્યાર્થી જીવનમાં આવા પ્રસંગ જવા દેવામા આવે તો તે ફરીથી મળે નહિ અને શેકસપીઅર કહે છે તેમ ભરતીનો લાભ લેવામાં ન આવે તો સમગ્ર ભવિષ્ય દુઃખમાં અને ચિંતામા જ પસાર કરવું પડે

## વસતિગૃહના વિદ્યાર્થીઓને પ્રવાસે લઈ જવા.

હવે આપણે વસતિગૃહને અંગે થવી જોઇતી પ્રવૃત્તિઓનો વિચાર કરીએ. આપણે સર્વ જાણીએ છીએ કે યૂરોપમા પરદેશમાં પ્રવાસ કર્યા સિવાય કેળવણી સંપૂર્ણ મળી કહેવાતી નથી. આપણો દેશ ગરીબ છે એટલે સર્વને પરદેશમાં પ્રવાસ કરવાની અનુકૂળતા મળી શકે નહી. છતા તે એટલો બધો મ્હોટો છે અને તેની અંદર એટલા બધા ભિન્ન લોકો વસે છે અને ભિન્ન ભાષા બોલાય છે કે એક ભાગના લોકોને અન્ય ભાગ પરદેશ જેવોજ જણાય. ત્યાના રીતિરિવાજ પોતાથી જુદાજ લાગે માટે એક ભાગમાથી બીજા ભાગમા પ્રવાસ કરવાની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું જોઇએ. વસતિગૃહને અંગે વર્ષમાં એક લાંબો પ્રવાસ, એક માસિક ટૂંકી મુસાફરી હોવા જોઇએ જુના લોકો જે ભાવથી યાત્રા કરે છે તેવોજ ભાવ પ્રવાસમાં સુપરિન્ટેન્ડન્ટે રાખવો જોઇએ. કારણ કે ત્હેની અંદર વિદ્યાર્થીઓને તથા શિક્ષકને ઘણું શિખવાનુ મળે છે. એટલુંજ નહીં પરન્તુ એક બીજાના સ્વભાવનો વિશેષ પરિચય થાય છે, પ્રવાસની મુશ્કેલીઓ સ્હમજાય છે અને શરીરને સખ્ત પરિશ્રમનો અનુભવ થાય છે. વસતિગૃહમા અભ્યાસ સબંધી જ ચિન્તા હોય છે, જ્યારે પ્રવાસમા વિદ્યાર્થીઓ અને શિક્ષકો ત્હેવી ચિન્તામાંથી મુક્ત હોય છે; છતા ભૂખ વેઠવી, અન્યની સગવડ ખાતર પોતે વધારે સહન કરવું, ગમે ત્યાં ઉંઘવુ, ગમે તેટલું પગે ચાલવુ વિગેરે શિખાય છે. આ પ્રવાસ બને તેટલા ઓછા ખર્ચે થવો જોઇએ કે જેથી સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓ ત્હેનો લાભ લઈ શકે. આવા પ્રવાસોમાં બહુ મ્હોટી સંખ્યા પણ ઇચ્છવા જેવી નથી કારણ કે તેથી મુશ્કેલીઓ પુષ્કળ થવાની સાથે સામાન પણ એટલોજ રાખવો જોઇએ કે જેથી દરેક વિદ્યાર્થી પોતાની મેળે લઇ ચાલી શકે, અને ખાસ વાહનની વા મજુરની અપેક્ષા રાખે નહીં.

## રજાઓનો સદુપયોગ થાય તે માટેની યોજનાઓ.

વસતિગૃહના વિદ્યાર્થીઓ ઉન્હાળાની રજાઓ કોઇ નદી કિનારાના સ્થળે અથવા પર્વત પર ગાળે તો તેથી શરીરને સુખ થાય તેમજ તે સમય જે વ્યર્થ ગુમાવવામાં

આવે છે ત્હેનો કંઇક ઉપયોગ થાય. ત્હેવે પ્રસંગે જુદા જુદા વિષયો પર વાર્તાલાપ કરવાને વિદ્યાર્થીઓને ઘણો સમય મળે છે અને પરસ્પર પરિચય ઘણો વધે છે. આ પ્રમાણે ન બને તો ત્હેવા દિવસોમાં કંઇક લોકોપયોગી પ્રવૃત્તિમાં ભાગ લે એવી તો વૃત્તિ કેળવવી જ જોઇએ. લાહોરની ફોરમેન ક્રિશ્ચન કોલેજમા એવો નિયમ છે કે રજા પડતા પહેલાં પ્રિન્સિપાલ પોતાના વિદ્યાર્થીઓને એકઠા કરી પોતાના ગામમાં કંઇક પ્રવૃત્તિ શરૂ કરવાનું વચન લે છે, ત્હેમની હિલચાલોનો અઠવાડિક રિપોર્ટ મંગાવે છે અને આ રીતે થોડાંક દૃષ્ટાન્તથી અનેક તેવા પ્રકારનાં કાર્ય શરૂ કરે છે અથવા શરૂ થયા હોય તો ત્હેમાં યથાશકિત સહાય આપે છે. જો વસતિગૃહની અંદર મૅજીક-લેન્ટર્ન, ફરતા પુસ્તકાલયની પેટીઓ, સ્ટીરીઓસ્કોપ વગેરે સાધન રાખી વિદ્યાર્થીઓને રજામાં પોતાને ગામ લઇ જવા દેવામાં આવે તો આખી શાળા કરતાં વસતિગૃહમા આ નિયમ સારી રીતે પાળી શકાય તેમ છે.

## શાળામાં ચાલતાં પુસ્તકો ઉપરાંત બહારનાં પુસ્તકો વંચાવવાની આવશ્યકતા.

વિદ્યાર્થીઓમાં શાળાની અંદર ચાલતા પુસ્તક જ વાંચવાની ટેવ હોય છે, બ્હારનાં પુસ્તક તરફ નજર પણ કરતા નથી. એ ફરિયાદ આપણે વારંવાર સાંભળીએ છીએ. જ્યાં શિક્ષક અને શિષ્યોનો સબંધ ફકત શાળાના કાર્ય દરમિયાન થાય છે ત્યાં આ દોષ સુધારવાનો અવકાશ નથી. કોઇ સારો શિક્ષક હોય તો વિદ્યાર્થીઓને પોતાને ઘેર બોલાવી તે તરફ ફકત લક્ષ ખેંચે, પરન્તુ તેથી વધુ કરી શકે નહીં. વસતિગૃહમાં આ દોષ સુધારવાને ઘણી સારી તક મળે છે સુપરિન્ટેન્ડન્ટને વસતિગૃહમાં વિદ્યાર્થીઓના માનસિક, નૈતિક અને શારીરિક વિકાસ તરફ જ લક્ષ આપવાનું છે એટલે તે વિદ્યાર્થીઓની શકિત અને શોખથી માહિતગાર હોય છે અને રૂચિ પ્રમાણે દરેકને પુસ્તકની પસંદગી કરી આપી શકે, તે પુસ્તક વાચ્યું છે કે નહીં તે પણ વાતચિત, પરીક્ષા વગેરેથી સ્હમજી પણ શકે. આવી રીતે એક વાર પુસ્તક વાંચવાનો શોખ ઉત્પન્ન થયો એટલે તે જારી રહેવાનો પાછળથી સારાં પુસ્તક વંચાય છે કે કેમ તેજ જોવાનું રહેશે. આને માટે વિદ્યાર્થીઓને માટે યોગ્ય પુસ્તકોનો સંગ્રહ વસતિગૃહને અંતે હોવો જોઇએ. જીંદગીનું સાફલ્ય, જાત મહેનત, ગાર્ફીલ્ડનું ચરિત્ર, બૂકર ટી વૉશીંગટન, યુવાવસ્થાનો શિક્ષક, યુવાનોને બોધ વચન, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, રાનડેનું ચરિત્ર, એવાં પુસ્તકો તો વસતિગૃહના ઘણાખરા વિદ્યાર્થીઓએ વાચેલાં હોવાં જ જોઇએ. વિદ્યાર્થીઓ કયા કયા પુસ્તકો વાંચે છે ત્હેની ત્હેમના રજીસ્ટરમાં નોધ થવી જોઇએ, કે જેથી સુપરિન્ટેન્ડન્ટ જાણી શકે કે કયાં પુસ્તકો વિદ્યાર્થીઓ વાંચે છે.

આ ઉપરાન્ત વિદ્યાર્થીઓ વર્તમાન હિલચાલથી માહિતગાર થાય માટે વર્તમાનપત્રો તથા માસિકો વસતિગૃહમાં જ મંગાવવાં જોઇએ. ત્યા હોવાનો એક મ્હોટો લાભ એ છે કે ગમે તે નવરાશના સમયે વિદ્યાર્થીઓ ને વાંચી શકે. રવિવારનો અમુક ભાગ

તો આવા સાહિત્યના વાંચન અર્થેજ રાખવો જોઇએ કે જેથી ત્હેને ન અડકનાર પણ તે વાંચે. આ સાહિત્ય વધુ રસિક બનાવવા માટે સુપરિન્ટેન્ડન્ટે અગત્યના ફકરાની આગળ ચિન્હ કરવાં જોઇએ અને એક સભા આગળ વાંચેલા ફકરાની હકીકત કહેવડાવવી જોઇએ કે જેથી અગત્યની હકીકત દરેકના જાણવામા આવે

## વિદ્યાર્થીઓને વર્તમાન હિલચાલોથી માહિતગાર રાખવા.

વિદ્યાર્થીઓ દેશના ભાવી નાગરિકો છે અને તે ફરજો બરોબર બજાવી શકે તેવા હેતુથી સામાન્ય કેળવણી અપાવી જોઇએ. અર્વાચીન સમયમાં નાગરિક જીવનનો એક હક્ક એ છે કે સરકારે આપેલા હક્ક ભોગવવા અને સરકારને અંતઃકરણની માન્યતા પૂર્વક સલાહ આપવી જોઇએ શાળાઓમાં હાલ એવા પ્રકારનું શિક્ષણ અપાય છે કે વિદ્યાર્થીઓ નીડર બનવાને બદલે બહુ બીકણ બને છે. એટલે સુધી કે સત્ય જવાબ આપવામા ગુંથાય છે અને અજાણ્યા પુરૂષને જોઇને બેબાકળા બની જાય છે. વસતિ ગૃહમાં આ દોષ સુધારવાનો સંપૂર્ણ અવકાશ છે. સુપરિન્ટેન્ડન્ટ અપરિચિત છતા મળતાવડા સ્વભાવનો માણસ હોય તો ભયને સ્થાને નીડરતા અને સ્પષ્ટવકતાપણું આવે. આને માટે પ્રથમ પગથીઉ એ છે કે વિદ્યાર્થીઓ પાસેથી લેવાતા પૈસાનો ઉપયોગ ત્હેમની સલાહ લઇને કરવો જોઇએ આને માટે એક મેનેજીંગ કમિટી હોવી જોઇએ કે જેના અમુક મેમ્બર મ્યુનીસીપાલિટીની માફક વિદ્યાર્થીઓએ પસંદ કરેલા હોય અને કેટલાક શિક્ષકો તરફથી નીમાયલા હોય. આ કમિટીની સલાહ લઇને દાખલ ફી યુનિયન ફી, વિગેરેના પૈસા ખર્ચવા જોઇએ. બોર્ડિન્ગના નિયમો ઘડવામાં ત્હેમની સલાહ લેવી જોઇએ. સુપરિન્ટેન્ડન્ટને છેવટનો નિર્ણય કરવાનો હક્ક છે. તે ઉપરાન્ત સુપરિન્ટેન્ડન્ટે વિદ્યાર્થીઓ સાથે દેશમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓ જેવી કે 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, પ્રાર્થના સમાજ, વનિતા વિશ્રામ, સર્વન્ટસ ઑફ ઇન્ડિઆ સોસાઇટી, કૉંગ્રેસ, કર્વેનું વિધવા આશ્રમ, હિંદુ સ્ત્રીઓની યુનિવર્સિટી, ફરગ્યુસન કૉલેજ, દયાનંદ ઍંગ્લો વૈદિક કૉલેજ, હરદ્વાર ગુરૂકુલ, જાલંધર કન્યામહાવિદ્યાલય, બોલપુરનું શાન્તિ નિકેતન વગેરે વિષયો પર વાતો કરવી જોઇએ.

## વિદ્યાર્થીઓની સભાઓ.

વીસમી સદીમાં જીભ અને કલમનો ઘણો ઉપયોગ કરવાનો છે. વિદ્યાર્થી જીવનમાંથી એ કલા ખીલે નહીં તો પછી ભવિષ્યમાં તે ખીલવાનો સંભવ થોડો છે, માટે શાળાને અંગે વિદ્યાર્થીસભા જેવી કોઇ સંસ્થા જોઇએ જેની અંદર વિદ્યાર્થીઓ જુદા જુદા વિષય ચર્ચી શકે આના ઘણા લાભ છે. અમુક વિષય સભામાં ચર્ચવાનો છે તેથી વિદ્યાર્થીઓ તે પર સ્વતંત્ર વિચાર કરતા થશે, એક બીજાના વિચાર જાણશે, સામાના મુદ્દાનો કેવી રીતે જવાબ વાળવો તે શીખશે અને સારા વિચારો દૃઢ થશે. સભામાં બોલતાં શીખવાથી બ્હાર ગમે ત્યાં બોલતાં આંચકો નહીં લાગે તથા કોઇ વાર એવી સારી શક્તિ ખીલશે કે તેથી આખી સભાને ફેરવી શકશે.

## વિદ્યાર્થીઓની લેખનશક્તિને ઉત્તેજન.

લેખનકળા ખીલવવાને માટે વિદ્યાર્થીઓ પાસે કંઇક લખાવવું જોઇએ. સ્વતંત્ર લેખ લખવાની શકિત ન હોય તો સારા પુસ્તકમાંથી સારા ફકરા ઉતારશે, અથવા સારા ઈંગ્રેજી ફકરાનો ગુજરાતીમાં અનુવાદ કરશે. આ બધો સંગ્રહ માસિક વા પખવાડિકે હસ્તલેખિત પ્રસિદ્ધ કરવો જોઇએ કે જેથી દરેક વિદ્યાર્થી ત્હેનો લાભ લઇ શકે. વસતિગૃહનો સુપરિન્ટેન્ડન્ટ આ તરફ લક્ષ ન આપે તો જરૂર ત્હેણે મ્હોટી તક ગુમાવી કહેવાય, અને ભવિષ્યના જમાનાનો આ કસુરને માટે જવાબદાર ગણાવો જોઇએ. પત્ર લખવા, સારા ફકરાનો પોતાની નોટોમાં ઉતારો કરી લેવો, નોંધપોથીમાં અનુભવ લખવા, એ વગેરેથી અક્ષર સુધરશે અને ભવિષ્યમાં બાળપણની યોગ્યતા જોવાનો પ્રસંગ મળશે, તથા ઉત્તર અવસ્થામાં આ ટેવથી ઘણા લાભ થશે

## જુના વિદ્યાર્થીઓનો સંબધ સંસ્થા સાથે કાયમ રહેવો જોઇએ.

હાલની ઘણી શાળાઓ અને ઘણાં વસતિગૃહોમાંથી જે વિદ્યાર્થીઓ જાય છે ત્હેમનો પરસ્પરનો તેમજ શાળાઓ અથવા વસતિગૃહ સાથેનો સંબંધ ત્હેને છોડયા પછી તુટી જાય છે, એટલે જે ભાવનાઓ બંધાઇ હોય છે તે પણ વગર પોષણે સુકાઇ જાય છે અને વસતિગૃહના સુપરિન્ટેન્ડન્ટની અથવા કાર્યવાહકોની મહેનત લગભગ વ્યર્થ જાય છે. આમ ન થાય ત્હેને માટે સંસ્થાના જુના વિદ્યાર્થીઓને સંસ્થામાં વારંવાર આવવાનુ થાય તેવા પ્રસગ ઉત્પન્ન કરવા જોઇએ સંસ્થાના વાર્ષિકોત્સવ જેવા પ્રસંગે જુના વિદ્યાર્થીઓને ખાસ આમંત્રણ કરવું જોઇએ. જુના અને નવા વિદ્યાથીઓ એકઠા થાય ત્હેને માટે ખાસ પ્રસંગ રાખવો જોઇએ કે જ્યાં તેઓ વાતો કરે અને સાથે રમવામા ભાગ લે. આ ઉપરાન્ત એકલા જુના વિદ્યાર્થીઓ એકઠા થાય, પરસ્પરની પ્રવૃત્તિઓથી માહિતગાર થાય, એક બીજાની દીલસોજી આકર્ષે, જુના આદર્શો તાજા કરે તેટલા માટે જુના વિદ્યાર્થીઓનું વાર્ષિક સંમેલન મળે એવી યોજના કરવી જોઇએ આવી હિલચાલોથી એક એવું મ્હોટું મંડળ બધાશે કે જે ગમે તે કાર્ય ઉપાડી શકશે, અને ત્હેને ઘણા મ્હોટા ક્ષેત્ર પર વિસ્તારી શકાશે, વિધવિધ લોકોપયોગી પ્રવૃત્તિને પોષશે અને સમાજમા બળવાન સત્તા સમાન ગણાશે.

## વિદ્યાર્થીઓના યોગ્ય શોખને ઉત્તેજન.

વિદ્યાર્થીઓને વિધવિધ શોખ હોય છે સગીત, ચિત્રકામ, ઘોડે બેસવાનું, તરવાનું વગેરે. ઘર આગળ માબાપ અણુસ્હમજુ હોય છે તેથી આ શોખને ઉત્તેજન આપવાને બદલે તેઓ અડચણ અથવા જોખમ ભરેલી જણાતી ક્રિયાઓમા તો તેઓ પોતાના બાળકોને બીલકુલ લાભ લેવા દેતા નથી. વસતિગૃહના કાર્યભારીઓ સ્હમજુ હોય છે એટલે ત્હેમણે તો આ શોખને પોષવાની ફરજ સ્હમજવી જોઇએ અને ઘટતું ઉત્તેજન આપવું જોઇએ.

## શારીરિક કેળવણીનું વસતિગૃહના કાર્યક્રમમાં સ્થાન.

આપણા વિદ્યાર્થીઓ દિનપ્રતિદિન શક્તિહીન થતા જાય છે એવી ફરીઆદ ઘણી વાર સાંભળવામાં આવે છે પરન્તુ ઘર આગળ માબાપ અજ્ઞાન હોવાથી કંઇ ઉપાય કરવામાં આવતો નથી. વસતિગૃહમાં આ કાર્ય સહેલથી થઇ શકે તેમ છે. સવારમાં ડ્રિલ, સાંજની રમતો, બગીચામાં કામ વગેરે ખાસ ફરજિયાત રાખવાં જોઇએ. આથી શરીર કમાશે અને માનસિક થાક જતો રહેશે તેમ 'સુસ્થ શરીરમાં સુસ્થ મન' એ નિયમે મન પણ વધારે બળથી અને વધારે ઉત્સાહથી કામ કરશે માંદગી અથવા એવા કોઇ અનિવાર્ય કારણ સિવાય કોઇ પણ વિદ્યાર્થીને આ નિયમમાંથી મુક્ત રાખવો જોઇએ નહિ

## વિદ્યાર્થીઓના અભ્યાસનું નિયમિતપણું.

ઘણીવાર એમ પણ જોવામાં આવે છે કે લગભગ આખું વર્ષ વિદ્યાર્થીઓ સમય વ્યર્થ ગુમાવે છે અને પરીક્ષાને એકાદ માસ બાકી રહે એટલે સખ્ત મહેનત કરીને પાસ થાય છે છોકરાંના વાલીઓ આટલાથી જ સંતોષ માને છે પરંતુ આમાં બે દુઃખ રહ્યાં છે પ્રથમ તો એકદમ શ્રમ લેવાથી તંદુરસ્તીને નુકશાન પહોંચે છે, જ્યારે બીજી તરફથી પાસ થયા છતાં ખરી કેળવણીનો અંશ પણ મળતો નથી અને ખર્ચેલા પૈસાનો પૂરેપૂરો લાભ મળતો નથી વસતિગૃહમાં આવું પરિણામ ન આવે તેટલા માટે સુપરિન્ટેન્ડન્ટે દરેક વિષયની માસિક પરિક્ષા શાળાની પરિક્ષાઓ ઉપરાંત વસતિગૃહમાં રાખવી જોઇએ અને માસિક પરીક્ષામાં નાપાસ થવા જેટલી બેદરકારી બતાવે તેહેવાને વસતિગૃહમાંથી દૂર કરવા જોઇએ પરિણામે વિદ્યાર્થીઓમાં નિયમિત કાર્ય કરવાની ટેવ પડશે અને પુસ્તકોનો અભ્યાસ પણ ઘણો સારો થશે.

## નિયમિત વસતિગૃહમાં કાર્યક્રમની આવશ્યકતા.

આ ઉપરાન્ત વિદ્યાર્થીઓમાં નિયમિતપણાની ટેવ પડે એટલા માટે વસતિગૃહનું જીવન સંપૂર્ણ રીતે વ્યવસ્થિત હોવું જોઇએ

વિદ્યાર્થીઓની સ્વતંત્રતા પૂર્ણ રીતે ખુંચાવી લેવી એવુ કહેવાનો આશય નથી; પરન્તુ તેહેમની સ્વતંત્રતાને માટે અમુક સમય બાદ કરી બાકીનમાં કાર્યક્રમ નક્કી કરેલો રાખવો જોઇએ વાંચવાના, કસરતના અને એવા અગત્યના સમયમાં ગેરવ્યવસ્થા થવા દેવી જોઇએ નહિ રાત્રીએ દશથી ચાર સુધી ઉંઘવાના સમયમાં કોઇ પણ વિદ્યાર્થીને વાતો કરવાની વાંચવાની પરવાનગી આપવી જોઇએ નહિ. આ રીતે જમતા પહેલાં અને રાત્રીનું ભોજન લેતા પહેલાં વિદ્યાર્થીઓને યથેચ્છ ફરવા હરવાનો, વાતચીત કરવાનો સમય મળશે એટલે સ્વતંત્ર સાથે નિયમનો સુયોગ થશે

## સંસ્થા શિક્ષકોની નહિ પણ વિદ્યાર્થીઓની–એવી ભાવના ઉત્પન્ન થવી જોઇએ.

વસતિગૃહમાં રહેતા વિદ્યાર્થીઓના મનમાં જ્યારે એવી ભાવના ઉત્પન્ન થાય કે એ સંસ્થા અમારી છે, નહિ કે શિક્ષકોની; ત્યારે તે સંસ્થા સફળ થઇ એમ કહી

શકાય. આ ભાવનાથી વિદ્યાર્થીઓ સંસ્થાની ખાતર ગમે તે ભોગ આપવાને તૈયાર થશે, એટલું જ નહિ પરન્તુ જીવનમાં સરળ રસ્તે ચાલશે. ત્હેમના મનમાં એમ લાગશે કે ત્હેમના અયોગ્ય કર્મથી ત્હેમને પોતાને નુકશાન થશે એટલું જ નહિ પરન્તુ જે વસતિગૃહમાં રહી અભ્યાસ કર્યો ત્હેના સારા નામને કલંક લાગશે. અથવા તો ત્હેમના મનમાં એમ અભિમાન રહેશે કે હું અમુક સંસ્થાનો વિદ્યાર્થી કહેવાઉં અને મ્હારાથી એ કાર્ય થઇ શકેજ કેમ? આને લીધે એવી સંસ્થાના વિદ્યાર્થી જ્યાં જશે ત્યા સન્માન પામશે અને સંસ્થાને પણ કિર્તિ અપાવશે

બહારના શિષ્ટ ગૃહસ્થોને વસતિગૃહમાં આમંત્રણ.

આ ઉપરાત વસતિગૃહના વિદ્યાર્થીઓ પોતાના પ્રદેશના શિષ્ટ ગૃહસ્થોના સહવાસનો લાભ પ્રાપ્ત કરી શકે તથા ત્હેમના વિચારોથી પરિચિત થાય તેટલા માટે બહારના સદ્‌ગૃહસ્થોને ત્હેમના અનુભવનો અથવા વિચારનો લાભ આપવા માટે વસતિગૃહના સુપરિન્ટેન્ડેન્ટે પ્રસંગોપાત નિમંત્રણ મોકલવું જોઇએ આથી તેવા ગૃહસ્થોની વસતિગૃહ જેવી સંસ્થાઓ પ્રતિ હીલસોજી પણ વધશે અને વિદ્યાર્થીઓની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત બનશે

લોકમાન્ય લાલા લજપતરાયે 'હિન્દુસ્થાનની કેળવણી' વિષે માંડર્ન રીવ્યુમાં લેખ લખ્યો છે ત્હેના વાચકોને સ્પષ્ટ થયુ હશે કે આપણા વિદ્યાર્થીઓને શીવવાનું, સાંધવાનુ, રસોઇ કરવાનું, ઘેર પધારેલ મહેમાનને કેવી રીતે આનંદ આપવો તેનુ, સંગીતનું અને વાર્તાલાપ કરવાનું ઘણું થોડું જ્ઞાન હોય છે. તેઓ જણાવે છે કે જાપાનની શાળાઓમા આ શિક્ષણ ખાસ અપાય છે, અને જાપાનના યુવકોને આમાથી ઘણા વિષયનુ જ્ઞાન હોય છે. પરન્તુ આ અપૂર્ણતાઓ હાલની શાળાઓની પદ્ધતિથી પૂરી શકાય તેમ નથી. વસતિગૃહ એ એકલું જ સ્થળ છે કે જ્યાં આને માટે ઉત્સાહી શિક્ષક કંઇક યોજનાઓ અજમાવી શકે. રવિવાર જેવા રજાના કોઇ દિવસે વિદ્યાર્થીઓમાથી અમુક સંખ્યાને રસોઇ કરવાનુ, કેટલાને ફાટેલું કપડું સાધવાનુ વગેરે કામ સોંપી શકાય તથા કાર્યક્રમમા સ્હામા સ્હામી પ્રશ્ન પૂછવા, વિદ્યાર્થીઓ શિક્ષકને અમુક વિષય પરત્વે સંપૂર્ણ માહિતી મેળવવા પ્રશ્ન પૂછે તથા શિક્ષક વિદ્યાર્થીઓ અમુક વિષય પર કેટલુ જાણે છે તે તપાસ કરવા પ્રશ્ન પૂછે, તે માટે કંઇક અનુકૂળતા કરી શકાય. અઠવાડિયામા એકાદ દિવસે સંગીત મંડળીની યોજના રાખી શકાય. આ રીતે સંસારમાં ઉપયુક્ત કાર્યોના શિક્ષણની શરૂઆત ત્યાં થઇ શકે

ॐ

અંબાલાલ મોતીભાઇ પટેલ.

# નગરશેઠની ચતુરાઈ.

અમદાવાદના એક જાણીતા લત્તામાં એક મોટી હવેલી જોવામાં આવે છે. ચાર માળની, ઉંચી ગગન સાથે વાતો કરતી, આ હવેલીનો આગળનો ભાગ બધો લાકડાનો છે, અને તેની અંદર સુંદર કોતરકામ કરવામાં આવેલું છે. અમેરીકા અને યૂરોપથી આવતા ઘણા મુસાફરો આ કોતરકામ જોવા આવે છે, અને તે જોઇને પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે પૅરીસના મ્યુઝીઅમ તરફથી મોટી કીંમત આપીને તે કોતર કામનો અમુક ભાગ ખરીદી લેવાની માગણી પણ એકવાર કરવામા આવી હતી. પરંતુ અમદાવાદના સુભાગ્યે તે કોતરકામ હજી છે, તેમનું તેમજ છે. આ હવેલીની અંદરના ભાગમાં પણ નકશીદાર થાંભલા, તથા સુંદર કારીગરીવાળી છત, ઠેર ઠેર જોવામાં આવે છે. રંગનું તો આખાયે મકાનમા નામ પણ નથી અને ઠેર ઠેર મોટાં મોટાં જાળા, અને બે ચાર મધપુડા પણ દેખાય છે

મકાનની અંદર દાખલ થતા તેમાં કોઈ વસતુ હશે કે નહિ, તે પણ પ્રશ્ન થાય છે ખડકીમાં દાખલ થયા, ઉપરને માળ ગયા, ત્રીજે માળ ગયા, ત્યા સુધી કોઇ માણસ પણ મળતુ નથી. છેક ત્રીજે માળે એક વૃદ્ધ બાઇ બેઠાં બેઠા શઘડીમાં દેવતાને પંખો નાખતા હતા અને પાસે રાધવાની કાંઇક સામગ્રી પડી હતી.

અંદર એક ઓરડો હતો તેમા ઘણીજ સુંદર લાકડાની અંદર કોતરી કાઢેલી છત હતી. ભીંત ઉપર ચારે બાજુએ જુના જયપુરી ચિત્રો ટાંગેલા હતા. વચમાં ઘણીજ કારીગીરીવાળો, પણ જુના વખતનો, એક હીંચકો હતો. તેની સાકળો પીતળની હતી, અને તેમાં મોહક કારીગીરી દેખાઇ આવતી હતી; પરંતુ પીતળનો રંગ કાળો થઇ ગયો હતો.

આ હીંચકા ઉપર એક રૂવાબદાર શેઠ બેઠેલા હતા. મોટી મોટી થોભીયાવાળી મુછો, કપાળમા પીળો ચાંલ્લો, મલમલનુ ઝીણું પહેરણ, અને રેશમી કોરનું બારીક પોતીયું, તેમના દમામમાં વધારો કરતા હતાં તેમની સામે ભોંય ઉપર, અદબસર, એક મુસલમાન બેઠેલો હતો શેઠ બોલ્યા, "હુસેનમીયાં, જુવોને વખત કેટલા બધા ખરાબ આવ્યા છે? તેમા તમે પણ મારા જુના માણસ થઇને આમ કરો તે કાંઇ સારૂં કહેવાય? જુવો, આ મહિને થોડા રૂપિયા આપું છુ અને બાકીના આવતે મહિને ધીમે ધીમે આપીશ."

હુસેન—પણ સાહેબ વખત તો ખરાબ અમ જેવા કારીગરોને કે આપ જેવા શેઠ લોકોને? છતા એ જનાબ, હું તો આપનો ત્રીસ વર્ષથી નોકર છું. મેં તો આપને ત્યાં ત્રણસો ત્રણસો માણસોના ટોળીયો ઉપર મુકાદમી કરી છે. આપના માડવીની પોળના કીનખાબના વણાટ કામ ઉપર, દિલ્લી દરવાજે સુતરના કામ ઉપર અને આ મકાનની અંદર જ

રેશમના વણાટ કામ ઉપર મેં દેખરેખ રાખી છે. હું તો હવે બુઢો થયો છું. મને તો મારે મહિને પાંચ રૂપિયા આપશો તોએ અલ્લાના શુક્ર ગુજારી પડી રહીશ, પણ પંદર માણસો હવે ફક્ત મારા હાથ નીચે છે. તેમને મારે શું કહેવું? એ બધા પૈસાને માટે કકળાટ કરે છે.

શેઠ—વિમળશા મંત્રીના કુળના નબીરાને પણ આ બોલ સાંભળવાનો વખત આવ્યો છે. ભાઇ હુસેન, ત્રણ તાર ઉપર આ અહમદશાહનું શહેર વિખ્યાત હતું. અને મારા દાદાયેજ મને કહેલું કે એમણે પોતે અહિંથી માલ પેકીન અને રોમ સુધી મોકલેલો અને એમની હુંડીયો એ બધે શીકરાતીતી. આ હુંડીયોના ખાલી ખોખાં હજુ પણ આપણા ઓરડામા પડેલાં છે. પણ ત્યાર પછી વખત બદલાઇ ગયા. સંચાનો તો મને કાંઇ બહુ ડર નથી. પણ ફેશને ઘર ઘાલ્યું. ત્યાના લોકો ફેશનવાળા થઇ ગયા, અને આપણે અહિ લોક ગરીબ થયું અને વળી ત્યાની ફેશનના છાંટા અહિં ઉડયા. હુસેન! તમારા જેવા કારીગરો કીનખાબની અંદર જે ભાત પાડો છો તે હજી પણ એ લોક જોઇને દિંગ થઇ જાય છે, પણ તેની કદર કોણ કરે છે? માલ તો જોઇયે તેવો હજી કઢાવી આપું, પણ મૂલ આપનાર કોણ છે? આ આપણા અમદાવાદના નાકરૂપ શેઠીઆઓ દેશપરદેશ જઇ કાળા ડગલા પાટલુન પહેરતા થયા અને ઘરમા શેઠાણીયો તો બસ કાગળ જેવી સાડીયો ઉપરજ મોહી પડે છે અસલનો કીનખાબ કે પટણી, ત્રણ પેઢી સુધી કામ આપતા, અને ત્યાર પછી પણ, બાળીયે તો સોનું નિકળતું. હવેના આ ઝીક ચળકમા તેનું નામ કે નિશાન કાંઇજ ના મળે; સોંઘુ કયું?

હુસેન—શેઠ, હું કયા તે નથી જાણતો? આ માજી હમણાં બિચારાં પોણુસો વર્ષે આપ માટે રસોઇ કરે છે, તેમનાં દિલ ઉપરનુ એક એક કપડું જોઇને સારૂં શહેર દિંગ થઇ જતું. એ બધા કપડાં આપના દાદાની દેખરેખ નીચે મારા બાપે વણેલા પણ શેઠજી અત્યારે તે વાતને શુ કરીયે? એક બે કારીગરો તો કહે છે કે જો અમને સાંઝ સુધીમાં પૂરેપૂરા પૈસા નહિ મળે તો આખા ગામમાં આપને ફજેત કરીશું અને કહી દઇશું કે શેઠને ત્યાં હવે કામ કાંઇ નથી અને ફક્ત ડોળની ખાતર જ માણસો રાખી ખાલી શાળોના અવાજ કરાવ્યા કરે છે.

શેઠ—શાળોના ખાલી અવાજ ના કરૂં તો શું કરૂં? જુની આબરૂ સાચવી રાખવાની છે. બધું શાળકામ બંધ કરી માણસોને રજા આપું તો નાક કપાયા જેવું દુઃખ થાય છે. કોઈ રાજા રજવાડામા થોડો માલ ખપે છે, તેમાથી પેટીયું કાઢું છુ કાઇ પણ મળતર હોય તો મારા ભત્રીજાને જ નોકરી કરવા મોકલું? તે બિચારો વેપારનો કસ જાણનો જ ન હતો. તેથી ઘણો આગ્રહ કરતો હતો, કે વ્હેપારમા મારી સાથે જ એને જોડવો પણ શું ભૂખે મરવા? આ હવેલીના હાલ જો મારો ટેક છોડાતો નથી. વેચું કે ભાડે આપું, તો આબરૂ જાય હુસેન, આ હવેલીમાં તો રાજગર જેટલી ધમાધમ પચાસ વર્ષ પર થતી મને સાંભરે છે. હવે તો આદિનાથ ભગવાન જે દહાડા દેખાડે તે ખરા.

હુસેનઃ—પણ શેઠ સાહેબ, એ દિન યાદ કરવામાં શો ફાયદો? હવે તો મને કહોને કે કારીગરોને શો જવાબ દેઉં?

શેઠઃ—હમણાં તો તું જા, સાંજે હું માંડવીની પોળના કારખાના ઉપર આવી જઈશ અને પછી પેઢી ઉપર જઈને કોઈ વ્યવસ્થા કરીશ.

હુસેન—સાહેબ જરૂર કરજો. હવે કારીગરો મારા હાથમા નથી.

શેઠ—હે જીનેંદ્ર ભગવાન! આ હુસેન જેવાની નિમકહલાલીનો આવો બદલો મારે આપવાનો છે. હવે તો કાંઈ ઉપાય સૂઝે તો સારૂં.

આમ કહી જમી લઈને શેઠ જરા આરામ લઈ બપોરે કપડા પહેરતા હતા તેવામાં બહારના ખડમાં કાંઈક ધમાધમ થતી સંભળાઈ શેઠે ડોકીયું કરીને જોયુ, તો પોતાનો ભત્રીજો એક કારીગર જોડે તકરાર કરતો હતો અને તેનો હાથ ઝાલી ત્યાં પકડી લાવ્યો હતો.

ભત્રીજો—હરામખોર, જેનુ ખાય છે, તેની આબરૂ વિષે બહાર જુઠું જુઠું બોલતા શરમાતો નથી? તુ ખરો મુસલમાન જ નથી કેટલું જુઠુ? શું મારા કાકાનો વેપારજ નથી? છેલ્લા છ મહિનાથી શાળ ઉપર એક પણ દાગીનો ચઢાવ્યો નથી? જુઠો. એવું હોય તો તમને શું બેઠા બેઠા પગાર આપવાને રાખતા હશે?

શેઠ—હઠીસીંગ! શુ છે? આ ધમાધમ શી માડી છે? અને તે અત્યારે અહિં ક્યાંથી? હું તો ધારતો હતો કે તું તો તારા સાહેબ જોડે દક્ષિણ તરફ ગયો હોઈશ.

હઠીસીંગ—હા, કાકા, હું ગયો તો ખરો. પણ એ મિજાસી સાહેબ લોકો! એણે મારૂં અપમાન કર્યું. મ્હેં એને ચોખ્ખું કહ્યુ કે મારે કાંઈ તારી નોકરીની દરકાર નથી. અમારે તો ઘરનો મોટો વેપાર છે, પણ મારા કાકાએ કહ્યું કે નોકરીથી અનુભવ સારો મળશે, તથા દેશ જોવાશે, તે વધુ આગળ ખપ લાગશે, માટે જ હું નોકરીમા રહ્યો છું પણ અપમાન ખમવા નહિ. હુ ઉશ્કેરાઈ ગયો અને રાજીનામુ આપી ચાલી આવ્યો છુ

શેઠ—હેં! શું? રાજીનામું આપી પણ દિધું?

હઠીસીંગઃ—કેમ કાકા, તમે આટલા ગભરાયલા કેમ જણાવ છો?

શેઠ—કાંઇ નહિ ભાઈ, પણ અરે મહમદ! તેં શી ધાંધળ માંડી છે? અને બધી વાત કોને કોને કહેતો ફર્યો છુ? આવા નાદાન થવાય કે? ઇમાન નહિ રાખીયે કે?

મહમદઃ—સાહેબ, ઇમાન તો મારા શિર ઉપર છે. પણ હવે તો ઘરમાં બાજરી થઇ રહી છે, અને મોદી ઉધાર આપવા ના પાડે છે. હુસેને મને આજ પણ જવાબ નહિ આપ્યો એટલે હુ શુ કરૂ? હુ કયા જુઠું બોલ્યો છું?

શેઠ—પણ અલ્યા, તેં કોને કોને બધી વાત કરી છે?

મહમદઃ—સાહેબ, હું બબડતો બ્હાર નિકળ્યો તેવામાંજ સામેથી, નગરશેઠના મુનિમ વખતચંદ શેઠ મળ્યા તેમણે મને બધી વાત પૂછી. હું કહેતો હતો તેવામાં

તો હઠીસીંગ શેઠ આવ્યા, ને મને અહિં લઇ આવ્યા. શેઠ, તમે કાંઇ મારા વેરી નથી મને મારો પગાર આપો તો મારે શું કામ બોલવું જોઇએ?

શેઠઃ—મહુમદ અત્યારે આ રૂપિયો લઈજા. એ પગારમાં નથી ગણવાનો અને કાલે બધાના પગાર ચૂકવી દેવાના છે.

મહુમદ:—અલ્લા તમારૂં ભલું કરે, સલામ શેઠ રજા લઉં છું.

હઠીસીંગ—કાકા, મારાથી આ કાંઇ સમઝાતું નથી. બધુ શું છે?

શેઠ:—મારૂં નશીબ, ભાઇ, તને ઓછું ના આવે, માટે જુઠું સમજાવી નોકરી લેવ ડાવી, ત્યારે તું રૂાક્કેનામું આપીને આવ્યો મહુમદે કહ્યુ તે અક્ષરે અક્ષર ખરૂં છે અને એમનો પગાર ચૂકવવા આ સોનાનું સાકળું ગળાવી નાંખવા જાઉં છું.

હઠીસીંગ:—પણ કાકા તમે તો મને કહ્યુ હતુ કે તમારો વેપાર ધીકતો ચાલે છે અને ગામમા પણ બધા એમજ કહેતા હતા.

શેઠઃ—મને હમેશ એમ આશા રહેતી હતી કે આ ખરા વ્હેપારની કાંઇક કદર થશે. અને તેથી ટેક અને આબરૂ સાચવવા છળ કરતો હતો, દશ વર્ષથી દુનિયાને છેતરૂં છું પણ હવે હિંમતે નથી ને આશાયે નથી.

આમ વાતો ચાલતી હતી તેટલામા દાદર ખખડયો અને યુવાન નગર શેઠ અને તેમનો વૃદ્ધ મુનિમ વખતચંદ ઉપર ચઢી આવ્યા. શેઠે એક નિસાસો નાંખ્યો અને પધારો પધારો કરી નગરશેઠને પોતાની સાથે હિંચકા ઉપર બેસાડયા મુનિમ તથા ભત્રિજો સામે ગાદી હતી તે ઉપર બેઠા.

શેઠઃ—આપના પગલા મારે ત્યા, કયાથી? કાંઈ કામ સેવા?

મુનિમઃ—શેઠજી નગરશેઠને ત્યાં, હાલમાં બે લગ્ન છે એમના નાના ભાઇ તથા બેનના લગ્ન ચૈત્ર વૈશાખમા છે. શેઠની એવી ઇચ્છા થઇ છે કે, અસલી કારીગરીવાળા અને સુંદર માલનો જ, આ વખતે ઉપયોગ કરવો. આખા શહેરમા આપના જેવો એ બાબતમાં કોઈ જાણકાર નથી. હાથવણાટના ઉંચા રેશમની કોરવાળા એક સો ધોતી જોડા, તથા એક સો દુપટ્ટા જોઇયે છીએ. તથા એક કોડી ઉંચામાં ઉંચી કારીગરીની, સુંદર ભાતવાળી, અને કુમાસદાર, ભારે મૂલની પટ્ટણીઓ જોઇયે છીયે અને બે કોડી ચાલુ બરની સાડીયો જોઇયે છીયે. આ બધુ બે મહિનામાં આપી શકશો?

શેઠ:—હાજી, નગરશેઠનો હુકમ થાય અને કેમ તૈયાર કરી ના આપીયે? પણ શેઠ સાહેબને વળી આ જુની ફેશન કયાથી યાદ આવી?

મુનિમ:—શેઠ તો એ બાબતની ઘણી ખંત રાખે છે. હાલમા વિલાયત ગયા હતા ત્યારે, એમણે ઘણુ જોયુ. લંડનમાં એક પ્રદર્શન થયું હતું, તેમાં બધો ઇંગ્લાંડની બનાવટનો જ માલ મૂકેલો હતો. તેની બાજુમા ફ્રાન્સની કારીગરીના થોડા નમૂનાઓ

હતા, તે ઉપરથી ઇંગ્લાંડના વ્હેપારીઓએ ઘણી બૂમરાણ કરી અને પ્રદર્શનના વ્યવસ્થાપકોએ તે ઉપડાવી લીધા. વળી બેલ્જીયમમાં, સાધારણ વર્ગની સ્ત્રીઓ દોરાની ઝુલ-લેસ-બનાવવાના હુન્નરથી પોતાનુ પેટ ભરે છે, પણ કારીગરીમાં બીજા દેશોની લેસ કરતાં તે ઉતરતી હોવાથી, તેની ખપત બરોબર થતી નહોતી, અને અસખ્ય સ્ત્રીઓને પેટ ભરવાની પણ મુશ્કેલી નડતી હતી. આ વાત બેલ્જીયમના રાણીસાહેબની જાણમાં આવી. એટલે તેમણે બેલ્જીયમની સ્ત્રીઓની બનાવટની લેસનુંજ એક પ્રદર્શન કર્યું અને તેમાંથી ઘણો માલ ખરીદ્યો એટલુંજ નહિ પણ થોડા દિવસ પછી તે લેસો લગાડેલાજ કપડા પહેરીને જાહેરમા ફરવા માંડયું આ ઉપરથી ત્યાં આગળ તેવી લેસ પહેરવાની ફેશન થઇ અને પરિણામે તે હુન્નર ત્યાં આબાદ થયો અને ગરીબ સ્ત્રીઓની સ્થિતિ સુધરી.

શેઠઃ—શાબાશ, શાબાશ, હું હવે સઘળી વાત સમજી ગયો છું; અને નગરશેઠને તથા મુનીમજીને ઘણો ધન્યવાદ આપુ છુ. મારા કારીગર મહમદના બબડાટથી ખરી સ્થિતિ મુનિમજીના ખ્યાલમાં આવી ગઇ અને નગર શેઠને તેમણે તે વાત જાહેર કરી અને કુળવાન તે કુળવાન, જાતભાઇનુ દુ:ખ સહન ન કરી શકાયાથી આ યુકિત તેમણે કરી ભાઇ, તમે ઘણું સુખ ભોગવજો, આપજ અમારા નેતા છો, આપ જ ફેશનોના પાડનાર છો. તેને બદલે ગોરાઓની ભૂરકીમા અંજાઈ જઇ તેમની ફેશનો ગ્રહણ કરવાનું ઘેલું કેટલાએકને લાગ્યુ છે. અમારો રજવાડો, અને અમારો શેઠીયા વર્ગ, તે જે ફેશન પાડશે તે પડશે. અમને સૂચનાઓ મળશે તો અમે પણ નવી નવી ફેશનનો માલ તૈયાર કરી શકીશું. પણ આપ 'નરકાર નેતાપણું' વેગળું મુકી વાનર નકલ કરતા નહિ

નગરશેઠ:—મને નકામું માન આપશો નહિ. આપનો માલ જ એવો છે કે લેવાનું મન થાય. મેં જે સામાન ગણાવ્યો તે યાદ રહ્યા હશે અને લ્યો આ હુંડી રૂ. ૫૦૦૦ ) ની તેના મૂલ માટે અગાઉથી આપી મુકુ છું કે .પાછળથી મારે સામટી રકમ આપવી પડે નહિ. હવે રજા લઈશું. શેઠ કાઇ કામકાજ હોય તો ફરમાવતા રહેશો.

શેઠ—હઠીસીંગ ! આ મુનિમે તદબીર કરી લાગે છે. હવે તારે નોકરી કરવા જવાની જરૂર નથી તારા અનુભવનો મને કાંઇક લાભ આપ. હાલના લોકોને પસંદ પડે તેવો માલ પણ આપણે કાઢવા પ્રયત્ન કરીશું.

* * *

નગર શેઠને ત્યાના તે લગ્ન આખા ગામમાં ચર્ચાઇ રહ્યા હતા. વાતો ચાલતી હતી કે નગર શેઠની જીદથીજ તેમના ઘરની સ્ત્રીઓએ મોટી પટ્ટાઓ પહેરી હતી. ગાજેલા ઉપર પણ અસલી કારીગરીવાળા સેલા નાંખવામાં આવ્યા હતા. લગ્નના શરપાવમા પણ બધાને રેશમી ધોતી જોડા, ચલોના ડુપટ્ટા, અને સાડીઓ,

આખુંજ હાથ વણાટનું મળ્યું હતું. તે પછીના બધા લગનગાળામાં નગરશેઠના ઘર જેવોજ માલ વધારે ઉપયોગમાં આવ્યો હતો.

હઠીસીંગ શેઠ હવે શાળના કારખાનામાં પાવરધા થઇ ગયા છે. તેમણે વ્હેપારમાં નવો ઉત્સાહ, અને નવો સાહસ આણ્યો છે મોટા શેઠ ફક્ત હવે સલાહ જ આપે છે. હુસેનને પાછી ત્રણસો કારીગરોના મુકાદમની પદ્વી પ્રાપ્ત થઇ છે, શેઠની જુની હવેલીમા પણ શાળોના ખખડાટ થઇ ગયા છે, તથા રંગની તેજી આવી ગઇ છે. એમના સુતર, રેશમ, અને કસબ ત્રણે તારના કારખાના જોવા સેંકડો મુસાફરો આવે છે. મોટા શેઠ હવે નગરશેઠવાળો બનાવ, ઉપકારના ભારની વૃત્તિથી બધાને કહેવા માંડયો છે અને નગરશેઠની ચતુરાઇ ઉપર બધા આફ્રીન છે, અને કહે છે કે નગર શેઠે તો ત્રણ તારના ત્રણ થાંભલા કર્યા, અને તે ઉપર આખું શહેર ટકાવ્યું છે.

આવાજ હજો આપણા મહાજનના, ગામના, અને સમાજના આગેવાનો.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.

---

# દુધની પરસ્પર સહાયકારક મંડળીઓ.

(CO-OPERATIVE DAIRY SOCIETY)

---

હાલમા શહેરના વૈભવ ભોગવતી પ્રજાને સ્વચ્છ દૂધ તથા ઘી મળી શકતાં નથી, તેમજ ન્હાના બાળકોને સ્વચ્છ દૂધ જે તેમની જીંદગીના આધારભૂત છે, તે સ્વચ્છ સ્વરૂપમાં મળી શકતુ નથી તેથી પ્રજા નિર્બળ થાય છે અને બાળકોમા રોગનું ને મરણનું પ્રમાણ વધતું જાય છે દૂધ સિવાય ચલાવવુ તે સારૂં પણ અસ્વચ્છ દૂધ જે ક્રિયા વિરૂદ્ધ રાખવામા ને વાપરવામા આવ્યું હોય તે ખાવું કે ઉપયોગમા લેવું તે વિષ સમાન છે. ૧૯૧૧ ની સાલમા ૪૭ા લાખ છોકરા અને ૪૪ા લાખ છોકરીઓ આપણા દેશમા જન્મ્યા તેમા ૧૦ લાખ છોકરા અને ૮ાા લાખ છોકરીઓ ખરાબ દૂધથી અને દૂધ નહિ મળવાથી મરણ પામ્યાં. બીજા સુધરેલા દેશોની સાથે સરખાવતા હિન્દમા એક દસકાની અંદર (૧૯૦૪–૧૯૧૩) એક વર્ષની અંદરના બાળકોનું મરણ પ્રમાણ ૧૦૦૦ જન્મે ૨૧૭૫ હતું તે નીચેના કોષ્ટક પરથી જણાશે

| દેશ. | એક વર્ષના બાળકનું સરાસરી દસ વર્ષમાં મરણ પ્રમાણ એક હજાર ઉપર. | રિમાર્ક્સ. |
| --- | --- | --- |
| ન્યુઝીલાંડ .. ... | ૭૯ | |
| સ્વીડન ... .. | ૯૮ | ૧૮૯૪ થી ૧૯૦૩ |
| સ્કોટલૅન્ડ ... ... | ૧૨૬ | |
| ઇંગ્લાંડ ને વેલ્સ .. . | ૧૫૦ | |
| જાપાન ... ... | ૧૫૦ | ૧૮૯૨ થી ૧૯૦૩ |
| લંકા ... . | ૧૬૯ | |
| પ્રુશીઆ ... .. | ૧૯૭ | |
| હિંદુસ્તાન .. ... | ૨૧૭·૫ | ૧૯૦૪ થી ૧૯૧૩ |

ઉપરના કોઠા પરથી જોઇ શકાશે કે જે દેશની પ્રજાને સ્વચ્છ દૂધ ને ઘી વગેરે ગવ્ય મળતાં અને ગાયના રક્ષણને માટે જેની વસ્તી અને રાજા પંકાએલ હતા અને જેના આધારે દેશમા સ્મૃતિ—સંપત્તિ વગેરે વાસ કરતું અને જે પ્રજા શારીરિક ને આધ્યાત્મિક શક્તિમા સર્વોપરિ ગણાતી તેની પ્રજા આજે વૈભવમાં મજા માણવાથી બાળકોના ભોગના કારણ રૂપ થઇ છે ને દેશની પ્રજાને પાયમાલ થતી સઉ જોવે છે છતા પણ ભર નિદ્રામાથી જાગવાની ઈચ્છા પણ જણાતી નથી વાહરે ! વૈભવી માયાની જાલ ને શહેરી જીવનની બલીહારી !

નીચેનો કોઠો હિંદના મુખ્ય શહેરોનું ૧૦૦૦ જન્મે મરણ પ્રમાણ સાલ સાથે બતાવે છે

| સાલ | મુંબઇ | દીલ્હી. | કલકત્તા. | મદ્રાસ. |
| --- | --- | --- | --- | --- |
| ૧૯૦૪ | ૪૫૯ ૨ | ૩૩૬·૪ | ૨૯૭·૪ | ૨૮૦·૯ |
| ૧૯૦૫ | ૫૫૭ ૧ | ૩૪૦·૭ | ૩૧૭·૧ | ૩૧૬·૩ |
| ૧૯૦૬ | ૫૩૪ ૭ | ૪૪૫·૧ | ૩૪૦·૮ | ૩૪૧·૨ |
| ૧૯૦૭ | ૪૨૩·૬ | ૩૬૪·૮ | ૨૯૩ | ૨૭૦ ૭ |
| ૧૯૦૮ | ૪૫૦·૧ | ૫૦૦·૧ | ૨૬૯·૬ | ૨૬૯·૩ |
| ૧૯૦૯ | ૪૦૪ ૭ | ૩૬૦·૫ | ૨૬૮ | ૨૯૫ ૦ |
| ૧૯૧૦ | ૪૧૩ ૯ | ૩૫૫·૦ | ૨૭૩·૫ | ૨૬૪·૧ |
| ૧૯૧૧ | ૩૯૯ ૮ | ૪૧૮·૨ | ૨૫૧ ૬ | ૩૦૫·૧ |
| ૧૯૧૨ | ૪૪૮·૨ | ૩૭૨·૭ | ૨૫૭ ૫ | ૨૮૦·૪ |
| ૧૯૧૩ | ૩૮૧·૧ | ૩૧૯ ૯ | ૨૭૪·૮ | ૨૯૩·૪ |
| સરેરાશ........ | ૪૪૫ ૨૪ | ૩૮૧ ૩૪ | ૨૮૪ ૫૪ | ૨૯૭ ૩ |

હિંદના ચાર મ્હોટા શહેરોના બાળકોના મરણ પ્રમાણના આંકડા સરખાવતાં મુંબાઈની વસ્તીમાં મરણ પ્રમાણ વધારે છે ને કલકત્તામા સર્વેથી થોડું છે, તેમ કહી શકાય તો આપણને-મુંબાઈ શહેરમાં તથા મુંબાઈ ઇલાકામા સ્વચ્છ દુધની ખાસ જરૂરીઆત છે, અને તે મેળવવા માટે સહાયકારક મંડળોની સ્થાપના વિશેષ પ્રમાણમાં થવી જરૂરની છે.

આવા મંડળોની પહેલ વહેલી સ્થાપના સ્વીટઝરલેન્ડમા આવેલા કીસેન (Kiesen) નામના ગામમાં થએલી હતી, જે વાતને આજ લગભગ ૧૦૦ વર્ષ થયાં છે. તેના પછી ડેનમાર્કની પ્રજાએ સંસ્થાનો લાભ જોઇને ૬૦-૬૫ વર્ષ પછી જાગૃતિમાં આવી અને ડેરી કંપની કહાડવા લાગી અને ત્યાર પછી યુરોપના બીજા દેશોમાં તેનો મ્હોળો વિસ્તાર થયો. ૧૯૧૨ ની સાલમા યુનાઈટેડ સ્ટેટસમાં લગભગ ૨૦, જર્મનીમાં લગભગ ૩૫૦૦, સ્વીટઝર્લેન્ડમાં લગભગ ૨૦૦૦, ડેનમાર્કમાં ૧૨૦૦, ફ્રાન્સમાં ૭૦૦, અને આયર્લેન્ડમાં ૪૦૦ મંડળીઓ હતી.

હિંદુસ્તાનમાં આજથી લગભગ ૧૨ વષ પહેલાં સરકારી મંડળોની સ્થાપનાની હીલચાલ શરૂ થઈ અને હાલ લગભગ ૧૫૦૦૦ થી વધારે મંડળીઓ હસ્તીમાં છે, જેમાં ૭૦૦૦૦૦ (સાત લાખ) સભાસદો છે અને તેમનુ કુલ ભંડોળ ૭૭ લાખ રૂપિયા જેટલું અંકાએલું છે. મુંબાઈ ઇલાકામાં આ સોસાઈટીનો હેતુ સફળ પડયો છે ને આગળ વધતો જાય છે હાલમાં ૭૦૦ સોસાયટી ૬૮૦૦૦ સભાસદો અને ૬૬ લાખનું ભંડોળ છે, તે પૈકી દૂધની મંડળીઓની નીચે પ્રમાણે છે.

| | | સભાસદોની સંખ્યા. | થાપણ. |
|---|---|---|---|
| ૧ અલીબાગ કો-ઓપરેટીવ ડેરી સોસાઇટી | લીમીટેડ | ૩૫ | ૧,૧૫૨-૮-૦ |
| ૨ બેલગામ ,, | ,, | ૨૪ | ............ |
| ૩ થાણા ,, | ,, | જાણવામાં નથી | |
| ૪ ગોમતીપુર ,, | | ,, | |
| ૫ ભાન્ડુપ ,, | | ,, | |

અલીબાગની સોસાઇટી વધારે સારી છે અને જાણવા જેવું કામ કરે છે તેની વિગત નીચે પ્રમાણે છે. બીજી બે સોસાઇટી શરૂઆત કરતી હોવાથી તેના સંપૂર્ણ આંકડા તથા હકીકત મળી શકતા નથી. અલીબાગની સોસાઇટી વેસવી ને મૂળા નામના બએ માઇલ દૂર આવેલા ગામોમાથી દૂધ એકઠું કરે છે તે ગામની નજીક રૂ ૩૮૦ ખર્ચીને ઢોરને રહેવા માટે આરોગ્યના નિયમ પ્રમાણે ઝુંપડા બાંધેલાં છે. કેટલાક સભાસદો પોતાનાં જનાવરોને ઘેર જ રાખે છે. પણ બને વખતે દોહવાને માટે અહિં લાવવા પડે છે. ત્યાં સ્વચ્છ વાસણોમાં મેનેજરની દેખરેખ નીચે તે કામ થાય છે. દરેક સભાસદને એક પહોંચ આપવામા આવે છે, જેમાં તેનુ દૂધ નોંધી આપવામા આવે છે ભેગું કરેલું દૂધ મ્હોટા સ્વચ્છ વાસણમાં ભરી તાળું વાસી શહેરના ગ્રાહકોને પહોચતું

કરવામાં આવે છે. દોહતી વખતે આંચળ બરોબર સ્વચ્છ પાણીએ સાફ કરવામાં આવે છે. ગ્રાહકોની સંખ્યા ૭૬ છે અને ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસમાં ૨૭૦૦ શેર દૂધ તેમને પુરૂં પાડવામાં આવ્યું હતું.

બેલગામમા ગવળી લોકો પોતાના ઢોરોને દોહવાને વખતે નિયત સ્થાને લાવે છે ને નિયમ પ્રમાણે સ્વચ્છ રીતે દૂધ મંડળીના મભાસદોને સોંપે છે, ને માસિક ૩૫૦૦ શેર દુધની ખપતી થાય છે.

આ સિવાય હિંદમાં—લખનૌ, બનારસ, હુબલી, મધ્ય હિંદુસ્તાન અને પંજાબમાં પણ આવાં મંડળો છે.

મંડળીનો મુખ્ય હેતુ એ છે કે, (૧) સ્વચ્છ ને પૂરતું દૂધ પૂરૂં પાડવું. (૨) ગવલી વગેરે દૂધ વેચનારા લોકોની આર્થિક સ્થિતિ સુધારવી. (૩) સારાં ને દૂધાળ ઢોરોને ઉછેરવાને ઉત્તેજન આપવું (૪) ગવ્ય પદાર્થો સોંઘાં ને સારાં મળી શકે.

૧. દૂધ વેચનાર ગવલી લોકોને પોતાનો માલ સ્વચ્છ કેમ રાખવો તે જ્ઞાન હોતું નથી. દૂધમાં કયા પદાર્થો છે, અને તેને હાલની સ્થિતિમા રાખવાથી શું નુકસાન થાય છે, તેનું બીલકુલ ભાન હોતુ નથી. દોહની વખતે ગાય ભેસના આચળ સાફ કરવાં, પોતાના હાથ ધોવા, જે વાસણમા દોહવું છે તે વાસણ સ્વચ્છ કલાઇવાળું રાખવું વગેરે કોઇ જાતના નિયમ તેઓ પાળતા નથી. દોહવાનાં ઠામ પીતળનાં હોય છે, અને તે પુરતાં સાફ હોતાં નથી જેથી દૂધમા તેની અસર થાય છે. સ્વચ્છ પાણીએ ધોવાવા જોઇએ તે ન કરતાં જરા તરા વી છળી ઉપયોગમાં લે છે. દોહવાયા પછી તેઓ ગમે તેવી ગંધાતી કે માખીઓ બણબણતી હોય તેવી જગાએ દુધ ખુલ્લું મૂકી રાખે છે જેથી આસપાસની ખરાબ હવા દુધમાં પેસે છે ને માખીઓ ખરાબ વસ્તુઓના રજકણો દૂધમા પાડીને મિશ્ર કરે છે ને ઘણી માખીઓ તેમાં રામશરણ પણ થાય છે. કેટલાક લોકો દૂધમાં પાણીનો ભેગ કરે છે ને વધારે ને વધારે પૈસાનો લોભ કરવા જાય છે. કેટલાકો તેમાં શીગોડાનો કે તેવો બીજો આટો કે પદાર્થ નાખી દૂધનું સત્વ બગાડી વધારે પૈસા લેવા યુક્તિ કરે છે. કેટલાક દુધ ઉનું કરી તેમાંથી મલાઇ કાઢી લે છે અને પાછળનુ પ્રવાહી સત્વ વિનાનુ દૂધ વેચે છે કેટલાકો વાસી દૂધ સાચવી રાખી અને તે પણ ખરાબ જગ્યાએ સારી વ્યવસ્થા વિના રાખી તે વેચે છે.

૨. ગવલીઓમા સંપ હોતો નથી. સાથે મળી તેઓ માલ ખરીદ કરતા નથી. પૈસાની જરૂર પડે ત્યારે મારવાડી લોકો પાસેથી ભારે વ્યાજે નાણું લાવી પોતાનો વ્યવહાર દૂકે દૂકે નાણે ને ખરીદીએ ચલાવે છે. હિસાબ કિતાબનું સારૂં જ્ઞાન ન હોવાથી લેવડ દેવડમાં તેમને નૂકસાન ખમવુ પડે છે ને હમેશા દેવાદારની સ્થિતિમાં રહેતા હોવાથી પોતાના ધંધામાં નીતિથી લાભ નથી એમ સમજી દૂધમાં બગાડો કરે છે, ધંધામા નિરૂત્સાહી થાય છે ને સારી સ્થિતિમાં આવી શકતો નથી અને બીજી પાસ પ્રજાને ખરાબ દુધ મળે છે.

૩. આર્થિક સ્થિતિ સારી ન હોવાથી ઢોરોને પૂરતો પૌષ્ટિક ખોરાક તેઓ આપી શકતા નથી. તેમને માટે સારી જગા કે હવા ઉજાસવાળા મકાનો, તે સાફ રાખવાને પાણીની સગવડો, દરદ માટે ઇલાજો વગેરે કઇ તેઓ મેળવી શકતા નથી; તેથી ઢોરો પણ દુર્બળ ને રોગી હોય છે અને તેનું દૂધ ખાનારને પણ રોગ ઉત્પન્ન કરે છે. તેમજ ઢોર મરી ગયા પછી પોતાનો ધધો ચલાવવાને સારાં ઢોર લેવાને નાણું ન હોવાથી ગમે તેવો હલકી કિંમતનાં ઘરડાં ને રોગી ઢોર તેઓ વેચાતાં લે છે તેમ જ જે નાનાં પાડા પાડી કે વાછરડાં હોય છે, તેમને પોતાના પ્રમાદથી સારી રીતે તેઓ ઉછેરતા નથી, જેથી તે પણ ખરાબ સ્થિતિમાં આવે છે

૪. ઉપરનાં ઘણાં કારણોથી આપણી પ્રજાને ઘી-દૂધ સારાં મળતાં નથી, તેમ જ કેટલીક જગાએ આપણા લોકો કે પરદેશી લોકો ડેરી કંપની કાઢી એકહથ્થુ વેપાર કરી દૂધમાંથી માખણ કાઢી લઇ બાકીનો પદાર્થ કેસીન બનાવવાને રાખી, આપણા જરૂરીયાતના ખોરાક પર પોતાના સ્વાર્થને માટે તરાપ મારે છે. કેસીનના કારખાના આણંદમાં છે, ને અમદાવાદ વગેરે સ્થળોએ સામાન્ય લોકોને માખણવાળનું દૂધ મળે છે, ફક્ત પૈસાદાર લોકોને જ મોઘે ભાવે સારૂં દૂધ મળે છે.

આ કાર્ય શરૂ કરવા માટે બે બાબત તરફ લક્ષ રાખવાનું છે:—

૧. ગવળી લોકો જેઓ સભાના માણસો છે તેમની પાસેથી દૂધ ભેગું કરી લેવું.

૨. આવેલા દૂધને શહેરના ગ્રાહકોને પૂરૂં પાડવું કે માખણ વગેરે પદાર્થ ઉત્પન્ન કરી તેની વ્યવસ્થા રાખવી. ખેડુત વર્ગ અથવા ગવલી જે મંડળમાં જોડાવા ઇચ્છતા હોય તેમણે દરેક જણે ઓછામા ઓછા સારા ૩ ઢોર-ભેંસો ખરીદવાં જોઇએ, અને તે માટે મંડળ તરફથી તેમને પૈસા ધીરવામા આવે, અને તે પૈસા તેના હમેશના આવતા દૂધની કીંમતમાંથી ઘર ખર્ચનો તથા બીજા પરચુરણ ખર્ચનો હિસ્સો બાદ કરી જમે કર્તાં જવો જોઇએ. ઢોરને સારી જગાએ રાખવાને માટે મ્યુનિસીપાલીટી કે લોકલ બોર્ડ તરફથી મફત અથવા ઓછે દરે મંડળને જમીન મળવી જોઇએ, અને તેના પર યોગ્ય વ્યવસ્થાવાળા ઝુંપડાં, પાણીનું સાધન અને જાનવરોને ખાવા માટેના ખડ વગેરેની સગવડ કરવી જોઇએ. રક્ષકો રહી શકે તેવા ઝુંપડાં પણ બાંધી આપવા જોઇએ. જો બામ ન બની શકે તો દરેક સભાસદ પોતાના ઢોરો ઘેર રાખે તો પણ ચાલે. માત્ર બન્ને વખતે દોરવાનું કામ મંડળના કામદારની દેખરેખ નીચે અમુક સ્થળે રાખવું જોઇએ.

દૂધની તપાસ રસાયનિક રીતે-શાસ્ત્રીય પદ્ધતિ મુજબ ૩-૫ દિવસ ને અંતરે અથવા પ્રથમ હમેશાં અવશ્ય થવી જોઇએ જેનુ દૂધ તાવ વિનાનું-મોળું પડતું હોય, તેને ખોરાક આપવાને સૂચના આપી પૂરતી દેખરેખ રાખવી જોઇએ. ખોરાકને માટે મંડળ તરફની ગોઠવણ વધારે હિતકર છે. મંડળે સામટા કપાસીઆ, ખોળ ખાણ, વગેરે જથ્થાબંધ લાવી રાખવાં, અને બધાને જોઇતા પ્રમાણમા

વહેચી આપવાં ને તેની કીંમત તેમને ખાતે લખવી. આથી માલ સસ્તો પડે છે. આમાં પ્રત્યક્ષ નફો તેઓ જોઈ શકે છે, સહકારી તત્વના ફાયદા સમજે છે, વેપારીના દેવામાંથી બચે છે, ને સારો ખોરાક જનાવરોને મળી શકે છે. તેમજ ઢોરોના રોગના ઉપાય તથા અટકાવવાના ઇલાજોને માટે, તેમજ ખરીદ કરતી વખત પરીક્ષા માટે, ચાલાક અનુભવી સભાસદ મળી શકે તો ઘણુ સારૂં. પણ તેવા માણસો ન હોય તો પશુ વૈદકશાસ્ત્રમા પાસ થએલ અનુભવી ડૉકટરની ગોઠવણ રાખવી જોઇએ. તે અમુક નિયમિત દિવસોએ દરેક ઢોર તપાસી જાય ને લોકોને તેની સ્થિતિ સમજાવી જાય આ બંને ગોઠવણો મ્યુનિસીપાલીટી તરફથી સહેજ બની શકે તેવી હોવાથી ખર્ચાળ વાત નથી.

આવેલ માલને મંડળીના માણસો દ્વારા શહેર કે ગામડાના ગ્રાહકોને પહોંચાડવાને ગાડી કે રેંકડી વગેરે સાધન રાખવા અને રસ્તામાં બગાડ ન થાય માટે દૂધના મોટા વાસણોને તાળાં અને સીલ કરવાં જોઈએ દરેક ગ્રાહકને ખાતે નિયમિત રકમ લખાય, અને તેનો માસિક હિસાબ તુરત ચૂકવી મંડળના કામમા આગળ વધી શકાય. ગવલી કે ખેડુત પોતાનું દૂધ કાવડમાં કે માથે ઠામ લઇ વેચવા જતાં જે મુશ્કેલી હતી, તથા હિસાબની ખરીદી વગેરેની જે અડચણો હતી તે તેથી દૂર થશે. પોતાના પૈસા ચોખ્ખી રીતે વખતસર મળવાથી તે ઉત્સાહી થશે ને દેવામાથી મુકત થવાથી બીજા માણસો તેમાં જોડાવા ઇચ્છા કરશે.

જો દૂધ ન વેચવામાં આવતું હોય તો યંત્ર દ્વારા તેની મલાઈ કાઢી માખણ બનાવી તેના ડબ્બા કે ઘી વેચી શકાય અને બાકી રહેલા પદાર્થનું કેસીન બનાવી શકાય છે. આવો પ્રયોગ આણંદમાં થાય છે

ઉદાહરણ અને આંકડા માટે નીચેની ગણતરી ઉપયોગી થશે. તે એક 'માણસની ત્રણ ભેંસના હિસાબે છે પણ જો તે સહકાર મંડળથી શરૂ કરવામા આવે તો કેટલો ' લાભ થાય તેનો ખ્યાલ કરી શકાશે

| આવક | | ખર્ચ. વર્ષ એકનો | |
|---|---|---|---|
| ૯૦૦-૦-૦ | દૂધના માસ આઠના કિમત શેરના આના એક લેખે. | ૩૦૦-૦-૦ | ત્રણ ભેંસોની ખરીદીના |
| | | ૧૮-૦-૦ | વ્યાજના |
| ૪૦-૦-૦ | ખાતરના વર્ષ ૧ ના | ૪૦૦-૦-૦ | ઘાસ ખાણ વગેરેના |
| ૩૦-૦-૦ | ન્હાનાં પાડા પાડીની કીમતના | ૬૦-૦-૦ | માણસનો ખર્ચ |
| | | ૭૭૮-૦-૦ | |
| ૯૭૦ | | ૧૯૨-૦-૦ | નફો |
| | | ૯૭૦-૦-૦ | |

ઉપર લખેલા હિસાબમાં આઠ માસનું દૂધ ગણેલું છે ભેંસોની કીમત વધારેમાં વધારે આંકેલી છે. રૂ ૭પ-૮૦ માં ઘણીજ સારી ભેંસો મળી શકે. સારી દેખાવું ભેંસો સાંજ સવારનું મળી ૦।। મણ દૂધ ઓછામાં ઓછું આપે છે. હિસાબમાં માત્ર ૦।। મણ ગણેલું છે. કદાચ હાલની ભેંસો તેટલું ન આપે પણ ટકે અડધો મણ દૂધ કરનારી ભેંસો જો મેલી છે તો રોજનું ૧ મણ દૂધ મળે તે રૂ ।।। ની કીમતનું થાય તેવી ભેંસના હિસાબે ઘણો જ ફાયદો થાય છે માત્ર સારવાર, માવજત, ખોરાકી અને કરકસર પર વધારે આધાર રાખે છે. તો જો આવા મંડળો હોય તો ઘણો જ ફાયદો થાય એ દેખીતું છે

નાગરદાસ હરિશંકર પાઠક.

---

# સામ્રાજ્યના બંધારણમાં હિન્દનું સ્થાન.

(૧.)

## સામ્રાજ્યપરિષદ્‌નો ઇતિહાસ.

વિગ્રહ પહેલા સામ્રાજ્ય હતું તેવું સુલેહ પછી નહિ રહે એ વાત તો સૌ કોઇ સ્વીકારે છે. સન ૧૯૧૪ ના જુલાઈ માસ પહેલા જો કોઇએ એમ માન્યું હોત કે બ્રિટિશ સામ્રાજ્ય સામે ઘણાં પ્રબળ રાજ્યો યુદ્ધ કરશે તો તેના જુદાં જુદા અંગો વિખરાઇ જશે અને ઇતિહાસના આખા ક્રમમાં વિકસેલું ઓછામાં ઓછા બંધારણવાળું મહાન રાજતંત્ર અંત પામશે કોઈ વિચારવંત રાજપુરૂષો આશ્ચર્ય પામત નહિ પણ યુદ્ધ શરૂ થતા તો સંસ્થાનો અને હિન્દ ઇંગ્લંડથી ભેદભાવ રાખવાનો વિચાર પણ ન આણીને શત્રુદળ સામે રણક્ષેત્ર ઉપર લડતા સામ્રાજ્યની ભાવનાથી વિશેષે કરીને સંધાયાં—શિથિલ રાજકીય એકતા ખરી આણીને પ્રસંગે નષ્ટ થવાને બદલે મન અને હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં જઇને વસી—એ ઇતિહાસનો એક મહાન ચમત્કાર છે. વિચાર અને વૃત્તિમાં થએલો આ ફેરફાર જેમ લડાઈ દરમ્યાન તેમ લડાઇ પછી વાસ્તવિક સ્વરૂપ લેશે, અને તેથી જેમ સામ્રાજ્યના અવિશુધ્ધ વિજય માટે તેમ તેની નવી પુનઃવ્યવસ્થા માટે બ્રિટિશ રાજપુરૂષો તેમજ સંસ્થાનોના પ્રધાનો, હિન્દના દેશી રાજાઓ તેમજ બાહોશ પ્રજાજનો આતુરપણે વાટ જુએ છે.

સામ્રાજ્યની નવી વ્યવસ્થા કેવી થશે? તેમાં હિન્દને શું સ્થાન મળશે?—આ ગંભીર પ્રશ્નો આપણા હૃદયમાં વારંવાર ઘોળાય છે સવાલ જેટલો સ્વાભાવિક છે, તેટલોજ ઉત્તર કઠિણ છે, અને છતાં તે સંબંધમાં જે યોજનાઓ રચવામાં આવે છે, ત્હેની પરીક્ષા કરવામાં અને તેમાં હિન્દની પદવીને બરાબર સમજવામાં આપણે જેટલો શ્રમ લઇએ તેટલો ઓછોજ છે

હવે, હિન્દની રાજકીય સ્થિતિ બે રીતે સુધરી શકેઃ (૧) આન્તર વ્યવસ્થામાં સ્વતંત્રતા—સ્વરાજ્ય મળવાથી અને (૨) આખા સામ્રાજ્યને લગતા પ્રશ્નોના નિરાકરણ માટે જે રાજ્યબંધારણ રચાય તેમાં હિન્દને માનભર્યું પદ મળવાથી આમાંના પહેલા સુધારા તરફ આપણું ધ્યાન લડાઈ શરૂ થયા પછી તરત જ ખેંચાયું છે, અને દેશના પ્રતિનિધિરૂપ બે મહાન રાજકીય મંડલોએ-કૉંગ્રેસ અને મુસ્લીમ લીગે—ઘણો જ સંગીન વિચાર કરીને સ્વરાજ્યની એક યોજના બ્રિટિશ પાર્લામેન્ટ અને પ્રજા આગળ રજુ કરી છે પણ તે સાથે એ પણ જણાવવું જોઇએ કે બીજા પ્રકારના સુધારા તરફ અત્યાર સુધી આપણું ધ્યાન થોડે જ અંશે દોરાયું છે અને છેલ્લા એક બે માસમાં કેટલાક ખાસ પ્રસંગો બન્યા ન હોત તો કદાચ આપણે લગભગ છેવટ સુધી તેની ઉપેક્ષા કરી હોત પણ આપણા સદ્ભાગ્યે તાજેતરમાં ઓછામાં ઓછા એવા બે બનાવો થયા છે કે જેથી આપણે સામ્રાજ્યના સવાલ વિષે સુષુપ્તિમાંથી જાગ્યા છીએ. પ્રથમ કારણ તો મી લાયન કર્ટીસની ચળવળ અને ખાસ કરી તેમનો પ્રકટ થયેલો ખાનગી પત્ર, એ છે "સામ્રાજ્યનો મહાપ્રશ્ન" (The problem of the commonwelth)—એ વિષે મી કર્ટીસનું પુસ્તક પ્રસિદ્ધ થયે થોડો વખત થયો છે અને તે પછી તેઓ પોતે હિન્દમા આવ્યા હતા; છતાં પણ એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે જો તેમનો ખાનગી પત્ર—અને તે પણ કૉંગ્રેસને અણીને વખતે—પ્રકટ થયો ન હોત તો સામ્રાજ્યના બંધારણનો વિચાર કરવાને આપણે હાલ પણ તત્પર થયા ન હોત. મી. કર્ટીસની જે વિચારસરણિ અને અંતિમ નિશ્ચય આ પત્રમા માલૂમ પડે છે તે તેમના પુસ્તકમાં પણ ઘણા જ વધારે વિસ્તારથી જણાવેલાં છે, ઉલટું કેટલીક બાબતોમાં તો પુસ્તકના કરતા આ પત્રમા કાંઇક વધારે ઉદાર વિચાર પણ દર્શાવેલા છે. પણ હિન્દની મધ્ય આફ્રીકા સામે સરખામણી, હિન્દમાં લોહી રેલાય એ જોખમ વેઠીને પણ અમુક રાજનીતિ અમલમાં મૂકવાનુ સૂચન અને—સૌથી વધારે—મી. કર્ટીસ હિન્દના લોકોને પૈસે હિન્દી સરકારની મહેમાનગીરી ભોગવીને હિન્દની સ્હામે મોટું કવત્રુ કરે છે એ દેખાવ-આ સર્વે જોઇને આપણા મંડળો અને પત્રો સફાળા જાગ્યા છે, અને મી કર્ટીસે તેમજ બીજા લેખકોએ સામ્રાજ્યની જે યોજનાઓ રચી છે, તેની ઝીણી તપાસ કરવાને તૈયાર થયાં છે

આપણી જાગૃતિનું બીજું કારણ એ છે કે, લડાઇ દરમ્યાન તેમજ લડાઇ પછી ઉપજતા કેટલાક મહાન સવાલો વિષે મસલત કરવાને સામ્રાજ્યના પ્રતિનિધિઓની એક ખાસ પરિષદ આ માસમા લંડનમાં ભરવામાં આવનાર છે. આ પરિષદની આ સામાન્ય સભા નથી તો પણ લૉર્ડ હાર્ડીંજની સરકારે સ્વીકારેલા ઠરાવ મુજબ હિન્દના પ્રતિનિધિને તેના કાર્યમાં પહેલી વાર દાખલ કરવામા આવનાર છે એ જાણીને આપણી આતુરતા વધી છે. આ વિષે ખબર પણ લખનૌમાં કૉંગ્રેસ મળી હતી તે વખતે જ આપણને પહોચી અને તેથી તેની અસરમા ઘણો વધારો થયો છે. હિન્દના ખરા પ્રતિનિધિ તરીકે હિન્દી વજીર જ તે પરિષદમાં વિરાજશે અને સર સત્યેન્દ્ર સિંહ, બિકાનેરના મહારાજા અને સર જેમ્સ મેસ્ટન તેના સલાહકાર તરીકે જ કામ કરશે એ જોઇને આપણું મન કચવાયું છે. પણ

તેથીજ લડાઇ પછી રચાવાના બંધારણમાં હિન્દની પદવીનો ધ્યાનપૂર્વક વિચાર કરવાને આપણું મન તલપે છે.

આમ વિગ્રહના પ્રસંગથી તેમ જ આ બે ખાસ બનાવોથી ઉત્તેજીત થઇને આપણે સામ્રાજ્યની કોઇ યોજના તરફ વળીએ તે પહેલાં સામ્રાજ્યના સવાલો વિષે મસલત કરવાને જે સંસ્થાઓ અત્યાર સુધીમાં ઘડાઇ છે, તેના ઇતિહાસનું સંક્ષેપમાં અવલોકન કરવાની જરૂર છે; કારણ કે ભૂતકાળના અનુભવદીપ શિવાય ભવિષ્યના અંધકારમય માર્ગમાં આપણે ભાગ્યેજ ચોક્કસ પગલે ચાલી શકીએ. આવી સંસ્થાઓ બે છેઃ (૧) સામ્રાજ્ય પરિષદ અને (૨) સામ્રાજ્યના રક્ષણ માટે નીમાએલી કમિટી (Imperial Defence Committee). સામ્રાજ્યપરિષદનો વિકાસ પ્રથમ તપાસીશું.

## સંસ્થાનોની પરિષદ.

સામ્રાજ્યપરિષદ સન ૧૮૮૭ માં સંસ્થાનોની પરિષદ રૂપે પહેલી વાર મળી હતી. તેની ઉત્પત્તિમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે બે સંયોગો મળ્યા હતા. પ્રથમ તો ૧૮૮૫ માં રૂશીયાની આગળ પડતી રાજનીતિથી યુદ્ધ થવાનો સંભવ જણાયો હતો અને પરિણામે સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો તરફથી આ પ્રસંગ માટે તૈયાર થવા માટે સલાહની માગણીઓ બ્રિટન પાસે વારંવાર આવવા લાગી. આથી તરત જ કેટલાક ઇંગ્રેજ અમલદારોની એક કમિટી સંસ્થાનોના રક્ષણ માટે નીમવામાં આવી. આ પ્રસંગ વધારે વિશાળ રચના અને સંસ્થા માટે પણ અનુકૂલ હતો અને ૧૮૮૭ માં વિકટોરીયા રાણીની જુબીલીને વખતે જ્યારે બધા સંસ્થાનોના રાજપુરૂષો લંડનમાં આવ્યા હતા તે વખતે સંસ્થાનોની પહેલી પરિષદ ભરવાની તક લૉર્ડ સૉલ્સબરીએ લીધી.

સામ્રાજ્યની એકતા પોષવાને એક મહામંડળની આ અરસામાં (Imperial Federation League) સ્થાપના એ આ પરિષદનું બીજું કારણ હતું. ૧૮૮૪ માં મી. ફૉર્સ્ટરના પ્રમુખપણા નીચે આ મંડલ સ્થપાયું હતું અને "આખા સામ્રાજ્ય માટે એકત્ર રાજસત્તા સ્થાપીને તેની કાયમની એકતા વિકસાવવાનો" તેનો હેતુ હતો. તેમાં ઘણા મોટા રાજપુરૂષો જોડાયા હતા અને તેની શાખાઓ કૅનેડા, ઑસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડમાં સ્થપાઇ હતી. તેના ઇતિહાસની વિગતોમાં અને તેના જુદા જુદા સિદ્ધાન્તોમાં અહીંઆ ન જતા ફક્ત એટલું જ જણાવીશું કે તે ૧૮૯૪ માં વીખેરાઇ ગયું ત્યા સુધીમાં તેણે ઘણી અસરકારક ચળવળ કરી હતી, અને તે પછી પણ તેના ઘણા સંસ્કારો કાયમ રહ્યા છે.

પહેલી પરિષદમાં જ ઇંગ્લંડ અને સંસ્થાનોના દૃષ્ટિબિન્દુ વચ્ચે ભેદ જણાયો હતો. એક પાસ બ્રિટિશ રાજપુરૂષોએ સામ્રાજ્યના રક્ષણના સવાલને પ્રાધાન્ય આપવાનો નિશ્ચય કર્યો અને તે રીતે સંસ્થાનો ઉપર ઇંગ્લંડનો કાબુ વધે એવી કોઇ સામ્રાજ્યની યોજનાનું સૂચન કર્યું. બીજી પાસ ન્યુસાઉથવેલ્સે (ઑસ્ટ્રેલીઆના મુખ્ય પ્રાંતે) આવી કોઇ પણ યોજના કબૂલ ન કરવા પોતાના પ્રતિનિધિઓને ખાસ સૂચના આપી હતી અને આ બેઠકનું એક જ પરીણામ આવ્યું કે ઑસ્ટ્રેલીઆની પાસેના સમુદ્રમાં નૌકાસૈન્યનો

એક વિભાગ રાખવાનો ખર્ચ બ્રિટનને આપવા ઑસ્ટ્રેલીઆનાં બધા સંસ્થાનોએ ઘણી રગઝગ પછી કબૂલ કર્યું.

કૅનેડાની સરકારના આમ ત્રણથી બીજી પરિષદ ઓટાવા ખાતે ૧૮૯૪મા મળી. તે વખતે કૅનેડામા યુનાઇટેડ સ્ટેટ્સ સાથે વેપાર સંબંધી સંધિ કરવાની દરખાસ્ત જોરશોર ચર્ચાતી હતી, પણ તે છેવટે મજબૂત લડત પછી નિષ્ફળ થઈ હતી. આથી ત્યાના પ્રધાનોને લાગ્યું કે બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા વિભાગ વચ્ચે વેપાર માટે કાંઇ લાભદાયક યોજના થઈ શકે તો યુનાઇટેડ સ્ટેટ્સ સાથે વેપાર સબંધી સંધિ કરવાની લડત ફરીથી જાગે નહિ. સંસ્થાનોની આ પરિષદમા આ પ્રશ્ન ચર્ચાયો અને ઇંગ્લંડથી કૅનેડાને રસ્તે ઑસ્ટ્રેલીયા જાય એવી આગબોટો ચલાવવાનું અને તાર નાખવાનું નક્કી થયું. પણ તેનું વાસ્તવિક પરિણામ કઇ આવ્યું નહિ.

વિક્ટોરીઆ રાણીની ડાયમંડ જ્યુબીલીને પ્રસંગે મી૰ ચેમ્બર્લેને ત્રીજી બેઠક ૧૮૯૭ મા ભરી અને ૧૯૦૨ મા પોતાના પ્રમુખપણા નીચે તેમણે ચોથી બેઠક મેળવી. આ બન્ને પ્રસંગોએ આખા સામ્રાજય માટે વેપારમા પરસ્પર સંરક્ષણની પોતાને મન ગમતી યોજના તેઓ પરિષદ આગળ રજુ કરી શક્યા નહિ કારણ કે બીજા પ્રધાનો તેની વિરૂદ્ધ હતા અને બીજી પાસ સંસ્થાનો બ્રિટિશ નૌકાસૈન્યના ખર્ચમાં કંઇક ફાળો આપે એ હેતુથી તેમણે સામ્રાજ્યની એક કાયમી કારોબારી સત્તા સ્થાપવાની જે દરખાસ્ત મૂકી તેનો ઑસ્ટ્રેલીઆ અને કેનેડાએ સત્કાર કર્યો નહિ. કારણ કે તે સભાનો અંકુશ પડતા પોતાની સ્વતંત્રતાનો તેમને કેટલેક અંશે ભોગ આપવો પડે.

આ પછી સામ્રાજ્યના બંધારણનો સવાલ વિસારે પડયો નહિ. મી ચેમ્બરલેનનું સ્થાન લેનાર મી. લીટલટને, સંસ્થાનોના પ્રધાનોને એક પત્ર લખી પૂછાવ્યું કે સામ્રાજ્યની એક કારોબારી સભા અને તેને અંગે કાયમના અધિકારીઓની ઑફીસ સ્થાપવા વિષે તમારો શો મત છે? આ સૂચનાને જ્યારે કેટલાંક નાનાં સંસ્થાનોએ વધાવી લીધી, ત્યારે કૅનેડા અને ઑસ્ટ્રેલીઆએ તેનો અણગમો જણાવ્યો. પરિણામે જ્યારે ૧૯૦૭ મા પાચમી પરિષદ ભરાઇ ત્યારે એ તીવ્ર મતભેદ જણાયો કે જ્યારે બ્રિટિશ સરકારને ફક્ત સલાહ જ આપવાને એક સામ્રાજ્યની મંડળી સ્થાપવાની બ્રિટિશ સત્તાધીશોની ઇચ્છા હતી ત્યારે સંસ્થાનોના રાજપુરૂષોને તો એવી મંડળી જોઇતી હતી—અને ઑસ્ટ્રેલીઆના પ્રધાન મી. ડીકીને એવી દરખાસ્ત પણ રજુ કરી હતી કે—જેમા ઇગ્લંડના જેવી જ સરખી પદવી સંસ્થાનોને મળે આથી સ્વાભાવિક રીતે કંઇ નિર્ણય થઇ શક્યો નહિ પણ આ પરિષદને સામ્રાજ્યની પરિષદ તરીકે ગણવાનુ અને તેની બેઠક ચાર વર્ષને અંતરે મેળવવાનું તેમજ તેને અંગે કેટલાક ખાસ અધિકારીઓને સંસ્થાનોના મંત્રીની ઑફીસમાં રાખવાનું નક્કી થયું. કેટલાક સંસ્થાનોના મુખ્ય રાજપુરૂષોના બનેલા સલાહકાર મંડલ તરીકે જે પરિષદ સ્થપાઈ હતી તે હવે ઇંગ્લંડ તેમ જ સંસ્થાનોના રાજ્યના પ્રતિનિધિ તરીકે તેમના પ્રધાનોની સામ્રાજ્ય પરિષદ બની અને તેમાં ઇંગ્લંડ સુધ્ધાત સર્વે દેશના પ્રતિનિધિઓને સરખી પદવી આપવામા આવી.

### છઠ્ઠી બેઠક—૧૯૧૧

પાંચમી બેઠક પછી ચાર વર્ષ ૧૯૧૧માં પૂરાં થતાં હોવાથી તે વર્ષમાં આ પરિષદ મેળવવાનું નક્કી થયું અને તેમા જે પ્રશ્નની ચર્ચા થઇ તે અતિશય બોધદાયક હતી. આપણે આગળ જોઇ ગયા છીયે કે મોટાં સંસ્થાનોથી જુદા પડીને નાનાં સંસ્થાનોએ આખા સામ્રાજ્ય માટે એક બંધારણ રચવામાં પોતાની સંમતિ દર્શાવી હતી આનુ કારણ એ જ છે કે જ્યારે એક સત્તા સ્થપાતાં મોટાં સંસ્થાનોને પોતાના કેટલાક હકનો ભોગ આપવો પડે, ત્યારે નાના સંસ્થાનોને કંઇ પણ ભોગ આપવો પડે નહિ; કારણ કે તેમને એવા મોટા હકો આપવામાં આવ્યા નથી આથી આપણને જોઇને આશ્ચર્ય થતું નથી કે ન્યુઝીલાંડના વડા પ્રધાન સર જોસફ્ વોર્ડે, સામ્રાજ્યના બંધારણ વિષે એક દરખાસ્ત આ પરિષદ સમક્ષ મૂકી હતી. શરૂઆતમા તો તેમણે એવી દરખાસ્ત મૂકી હતી કે સંસ્થાનોને લગતા સવાલોના સંબંધમા બ્રિટીશ સરકારને સલાહ આપવાને માટે સંસ્થાનોની એક કાયમી સભા નીમવી. આ દરખાસ્તનું એક ખાસ તત્વ એ હતું કે તેથી સંસ્થાનોની સ્વતંત્રતા જરા પણ ઓછી થતી ન હતી. પણ મુસાફરી દરમ્યાન પોતાના પ્રધાન સર જોન ફીન્ડલે સાથે ચર્ચા કરતાં તેમના મનમાં પરરાજ્યો સાથે સબંધનું ગંભીર મહત્વ વસ્યું અને પરિણામે સમગ્ર સામ્રાજ્યના પ્રતિનિધિરૂપ પાર્લામેન્ટ અને તેને જવાબદાર પ્રધાનમંડળ રચાય એવું બંધારણ સ્થાપવાની દરખાસ્ત સર જોસફે મૂકી. આવી યોજનાને અત્યારે જે ઉત્સાહથી વધાવી લેવામાં આવે છે તે જોનાર વાચકોને જાણીને નવાઇ લાગશે કે આ દરખાસ્તને બીજા સંસ્થાનોના કે ઇંગ્લંડના પ્રધાનોએ જરા પણ ટેકો આપ્યો નહિ મોટાં સંસ્થાનો તો સ્વાભાવિક રીતે તેની વિરૂદ્ધ હતાં, કારણ કે પોતાને મળેલા એક પણ હકનો ત્યાગ તેમને કરવો ન હતો. બીજી પાસ બીજા દેશો સાથેની રાજનીતિમા ઇંગ્લંડને જે સંપૂર્ણ સત્તા છે તેમાં બીજા કોઇને ભાગીદાર કરવાની તેમી ઇચ્છા ન હતી. ઇંગ્લંડના વડા પ્રધાન અને તે પરિષદના પ્રમુખ મી. એસ્કવીથે, નવી પાર્લામેન્ટમાં ઇંગ્લંડના જેવો જ ચુંટણીનો હક સંસ્થાનોને આપવાની સૂચનાને હસી કાઢી અને ઘણી જ સ્પષ્ટ રીતે જણાવ્યું કે પરદેશીય રાજનીતિના કાબુમાં સંસ્થાનોને કંઇ પણ હિસ્સો આપી શકાય નહિ. આમ મોટાં સંસ્થાનો અને ઇંગ્લંડ આ દરખાસ્તથી વિરૂદ્ધ હોવાથી તે કેવળ નિષ્ફળ થઇ

### સામ્રાજ્ય-સંરક્ષણ-કમિટિ.

સામ્રાજ્યના પ્રતિનિધિરૂપ આ બીજું મંડળ છે એમ આગળ જણાવવામાં આવ્યું હતું અને તે વિષે ૧૯૧૧ ની પરિષદના સંબંધમા જ લખવાનુ પ્રાપ્ત થાય છે.

૧૮૮૭ માં લૉર્ડ સૅાલસબરીએ બીજા રાજ્યો સાથેના સંબંધ વિષે પરિષદમાં ખાનગી ભાષણ આપ્યું ત્યારથી તે વિષય પાછળની બેઠકોમાં જુદા જુદા સ્વરૂપમા ચર્ચાયો હતો. ૧૯૦૭ માં બ્રિટિશ વડા પ્રધાન સર્ હેન્રી કેમ્પબેલ બેનરમેને પરિષદને ખુલ્લી મૂકતાં જ જણાવ્યું હતું કે "નૌકાસૈન્યનો ખર્ચ અને પરદેશીય રાજનીતિનો કાબુ સાથે જ જાય છે."—અર્થાત્ સંસ્થાનો નૌકાસૈન્યના ખર્ચમાં નહિ

જેવો જ હિસ્સો આપતાં હોવાથી તે રાજનીતિમાં તેમને કંઇ ભાગ મળી શકે જ નહિ આ ચેતવણી છતા તે રાજનીતિના તાજા દાખલા ચર્ચાયા હતા અને ઉપર જણાવ્યા પ્રમાણે મી ડીકીને એવો ઠરાવ રજુ કર્યો હતો કે જેથી સંસ્થાનોને બીજા દેશો સાથે સંબંધ ઘડવામાં કંઇક હક મળે. આ પછી બ્રિટિશ પ્રધાને કરેલી એક સંધિથી ઑસ્ટ્રેલીઆની સરકાર ઘણી નારાજ થઈ અને આવતી પરિષદ આગળ રજુ કરવાને એક ઠરાવ મોકલ્યો આથી ૧૯૧૧ ની પરિષદમા બ્રિટિશ સરકાર ઉપર ફરીથી સખ્ત ટીકા થવાની અને કદાચ તેની વિરૂદ્ધ વધુ મને કઇ ઠરાવ પસાર થવાની બ્રીટીશ પ્રધાનોને ધાસ્તી લાગી. આ સંયોગોમા તેમણે એક આબાદ યુક્તિ રચી. આમની સભામા જ્યારે સરકારને પૂછવામાં આવ્યુ કે બીજા દેશો સાથે બ્રિટનની રાજનીતિ વિષે આવતી પરિષદને ખાનગી રીતે ખબર કરવામાં આવશે કે નહિ ત્યારે જણાવવામાં આવ્યું કે આ વિષય સામ્રાજ્યના સંરક્ષણ માટે નીમાયેલી કમીટીમાં ચર્ચવામાં આવશે—અર્થાત્ પરિષદમાંથી પરદેશીય રાજનીતિના વિષયનો બહિષ્કાર થશે.

કહેવાની ભાગ્યેજ જરૂર છે કે સંસ્થાનોની ઉગતી મહત્વાકાક્ષા ઉપર દાબ મૂકવાને જ આ પગલું ભરવામાં આવ્યું હતુ, અને તે આવી રીતે. સામ્રાજ્યની પરિષદમાં સંસ્થાનો ઇંગ્લંડના જેવી જ પદવીમાં હતાં—દરેક સંસ્થાનની માફક ઇંગ્લંડનો પણ તેમાં એકજ મત હતો અને તેની બેઠકો તદ્દન જાહેર હતી. બીજી પાસ આ સંરક્ષણ કમિટી તો બ્રિટિશ સરકારનું સલાહકાર મંડલ જ હતું અને તેમા સંસ્થાનોના પ્રતિનિધિઓ શિવાય લશ્કર અને નૌકાસૈન્યના વિષયમાં નિષ્ણાત ગૃહસ્થો પણ બિરાજતા હતા. તેને કેવલ સલાહ આપવાની જ હોવાથી કોઇને મત આપવાનો તો હતો જ નહિ. ઉપરાંત, બધું કાર્ય સ્વાભાવિક રીતે ખાનગીમાં કરવાનું હતું. એટલે એક પાસ સંસ્થાનોના પ્રધાનો પોતાની ફર્યાદો જાહેરમાં મૂકી શકે નહિ અને બીજી પાસ બ્રિટિશ સરકાર જે કંઇ કરે તે તેમને પૂછીને કર્યું છે એમ કહેવાય આ કમિટી સ્થપાયા છતાં પણ સર જોસફ્ વૉર્ડ પોતાની દરખાસ્ત ઘણા વિશાળ ધોરણ ઉપર રજુ કરી; પણ તેને કેવો સત્કાર મળ્યો તે આપણે જોયું છે.

## સામ્રાજ્ય પરિષદમાં હિન્દ

આ પરિષદમાં હિન્દના પ્રતિનિધિત્વ વિષે ઠરાવ લૉર્ડ હાર્ડીંજે સ્વીકાર્યો તે પહેલા હિન્દનું નામ તેની બે બેઠકોમાં સંભળાયું હતુ. ૧૯૦૭ ની પરિષદમાં હિન્દી વજીરની સભાના એક સભાસદ સર જેમ્સ મૅકે, વડા પ્રધાન સાથે ખાસ ગોઠવણથી હાજર રહ્યા હતા અને લૉર્ડ એલ્ગીને પહેલી સભામાં જણાવ્યું હતુ કે "હિન્દને વિષે કંઇ સવાલ ઉપસ્થિત થાય તો (હિન્દી વજીરની) સભાના એક મશહુર સભાસદની સલાહ તમે મેળવી શકશો." હિન્દની આર્થિક સ્થિતિપરત્વે (વેપારમાં) સંરક્ષણના પ્રશ્ન વિષે તેઓ બોલ્યા હતા અને ચર્ચામાં તેમને વારંવાર હિન્દના પ્રતિનિધિ તરીકે સંબોધવામાં આવ્યા હતા; પરંતુ પછીથી લૉર્ડ હાર્ડીંજે જણાવ્યું છે તે પ્રમાણે તેઓ "પરિષદના સભાસદ તરીકે નહિ કે હિન્દના પ્રતિનિધિ તરીકે નહિ પણ હિન્દ વજીર તરફથી હિન્દનું દૃષ્ટિબિન્દુ રજુ કરવાને" ત્યાં હાજર રહ્યા હતા.

૧૯૧૧ ની પરિષદમાં સામ્રાજ્યની રાજનીતિ અને બંધારણના મોટા પ્રશ્નો ચર્ચાયા હતા અને હિન્દના પ્રતિનિધિત્વનો સવાલ ઉત્પન્ન થયો ન હતો. પણ ૧૧ મે દિવસે હિન્દી વજીર લૉર્ડ ક્રુ પરિષદમાં હાજર રહ્યા હતા અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો અને હિન્દ વચ્ચે વધારે સારો ભાવ જાગૃત કરવા વિષે તેમણે વિવેચન કર્યું હતું.

આ પછી લડાઇ શરૂ થવાથી વસ્તુસ્થિતિ બદલાઇ છે ૧૯૧૧ થી ચાર વર્ષે- એટલે ૧૯૧૫ માં સામ્રાજ્ય પરિષદ ભરાઈ શકી નહિ. તે જ વર્ષમાં "સામ્રાજ્ય પરિષદમાં હિન્દના પ્રતિનિધિ મોકલવા દેવા બ્રિટિશ સરકારને વિનતિ કરવા" નો ઠરાવ સ્વીકારવામાં આવ્યો. પણ લૉર્ડ હાર્ડિંજે જણાવ્યું હતું કે પરિષદની સંમતિ શિવાય તેના બંધારણમાં કંઇ પણ ફેરફાર થઈ શકતો નથી અને તેથી ધાસ્તી રહેલી હતી કે પછીની એક સભામા હિંદના પ્રતિધિનિત્વ વિષે ઠરાવ થયા પછીજ હિન્દને તેમાં પ્રવેશ કરવાનો અધિકાર મળશે. સદ્ભાગ્યે ગયા વર્ષમાં બ્રિટીશ સરકારે સંસ્થાનોના પ્રધાનોને પત્ર લખીને હિન્દને વિષે તેમનો મત પૂછાવ્યો હતો અને તેમની સંમતિ મળવાથીજ હમણાં મળવાની પરિષદમા હિન્દી વજીર હિન્દના પ્રતિનિધિ તરીકે બિરાજવાના છે.

## સાર.

સામ્રાજ્યપરિષદના આ ઐતિહાસિક અવલોકનમાંથી નીચેના ત્રણ મુદ્દા તરી આવે છે:—

(૧) સામ્રાજ્યના જુદા જુદા ભાગ વચ્ચે વેપારના સંબંધમાં કંઇક ચોક્કસ રાજ્યનીતિ યોજવી જોઇએ એમ સૌએ કબૂલ કર્યું છે; પણ જ્યારે બ્રિટિશ રાજપુરૂષોએ સામ્રાજ્યમાં વેપારની સંપૂર્ણ સ્વતંત્રતાની હીમાયત કરી છે, ત્યારે સંસ્થાનોએ પરસ્પર સંરક્ષણની માગણી કરી છે યુદ્ધથી આ બાબતમા નવી દૃષ્ટિ ઉઘડી હોય એમ જણાય છે; પણ સુલેહ પછી કેવી આ સંબંધમાં રાજ્યનીતિ અનુસરવામાં આવશે એમ કહી શકાય એમ નથી.

(૨) સામ્રાજ્યના સંરક્ષણના અને પરદેશીય રાજનીતિના સવાલો પરિષદમા વારંવાર ચર્ચાયા છે. કેટલાક સંસ્થાનો સંરક્ષણના ખર્ચ ખાતે કંઇક રકમ ઇંગ્લંડને આપતાં હતાં અથવા પોતાના ક્ષેત્રમાં કંઇક લશ્કર કે નૌકાસૈન્ય રાખતાં હતાં. છેવટનાં વર્ષોમા આ પ્રશ્ન સામ્રાજ્ય-સંરક્ષણ કમિટિને સોપી દેવામાં આવ્યો હતો. પરદેશીય રાજનીતિનો તકરારી સવાલ ૧૯૧૧ માં પરિષદના કાર્યક્ષેત્રમાંથી દૂર કરી આજ કમિટિને કેવી રીતે સોંપવામા આવ્યો એ ઉપર જણાવ્યું છે. પણ એ તો સ્પષ્ટ જ છે કે જ્યારે સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતાને જરા પણ આંચ ન આવે એવી રીતે—ખાસ કરીને પોતાને લગતા પરદેશીય રાજનીતિના સવાલોના નિર્ણયમાં—સરખો ભાગ માગ્યો છે, ત્યારે ઇંગ્લંડે સંસ્થાનોના પ્રતિનિધિને સલાહકાર તરીકે જ ગણવાની મરજી દર્શાવી છે.

(૩) સામ્રાજ્યના બંધારણનો સવાલ ૧૯૦૭ મા અને ખાસ કરીને ૧૯૧૧ માં ચર્ચાયો હતો. સામ્રાજ્ય પરિષદને અંગે સંસ્થાનોના પ્રતિનિધિઓના બનેલા કાયમી અધિકારી મંડળને સ્થાપવાની મી ડાકીનની યોજના સંસ્થાનોને રૂચી ત્યારે ઈંગ્લંડને ન રૂચી, અને સામ્રાજ્યના પ્રતિનિધિરૂપ નવી પાર્લામેન્ટ અને પ્રધાનમંડળ સ્થાપવાની ૧૯૧૧ ની દરખાસ્ત ઈંગ્લંડે તેમજ સંસ્થાનોએ નાપસંદ કરી. આ સંબંધમાં સામ્રાજ્યના બધા ભાગની વૃત્તિમા કંઇ ફેરફાર થયો છે કે નહિ-સામ્રાજ્યના બંધારણની આ યોજના હવે સર્વે સ્વીકારશે કે નહિ એ આપણે હવે પછી જોઇશું.

ઇ. ક. યાજ્ઞિક.

---

# કેળવણી ખાતાનો વાર્ષિક રિપોર્ટ.

(૧૯૧૫-૧૬.)

રાજ્યકારભારના મહત્વના ખાતાં પૈકી કેળવણી ખાતું એ અગ્રસ્થાને હોય છે, ભયંકર યુદ્ધને વખતે પણ યુરોપના તમામ રાજ્યો આ ખાતાને માટે ઓછી કાળજી રાખતા નથી, બલ્કે વિશેષ રાખતા થયા છે હિંદુસ્થાનમાં એકંદરે જોતાં આ ખાતામાં તેમજ કેળવણીના કામમા પોતાની આખી જીંદગી કાઢનારા પ્રોફેસરો, માસ્તરો, ડેપ્યુટીઓ, મહેતાજીઓ, મહેતીજીઓ વગેરેને યોગ્ય માનમરતબો તથા વેતન મળતા નથી નાના શહેરો અને ગામડામાં તો તળાટી અથવા પટેલના મુકાબલામાં મહેતાજી કાંઈ હિસાબમા લેખાતો નથી. કેળવણીનું મહત્વ દિનપ્રતિદિન વધારે જણાશે, તેમ તેમ પ્રજાની જાણમાં આવશે, કે દેશની ભવિષ્યની પ્રગતિનો મોટો આધાર મહેતાજી માસ્તરોપર છે.

કેળવણીના જુદા જુદા વિભાગોમાં કેટકેટલુ કામ થયું, નવા ફેરફારો શું શું થયા, ખર્ચ કેટલો થયો, વગેરે બાબતો પ્રજાને જાણવા માટે દર સાલ કેળવણી ખાતાના ડીરેક્ટર તેનો રિપોર્ટ અંગ્રેજીમાં બહાર પાડે છે, વળી તે રિપોર્ટની પુરવણીમાં આંકડાનું એક પુસ્તક બહાર પાડવામા આવે છે, જેમા જુદા જુદા જીલ્લાઓમાં ક્યા ક્યાં કેટ કેટલી નિશાળો છે, તેમાં કેટલા વિદ્યાર્થીઓ—છોકરા અને કન્યા શીખે છે, તે દરેક પાછળ શું ખર્ચ થાય છે, નિશાળે જતા બાળકોનું પ્રમાણ કુલ વસ્તી ઉપર કેટલું આવે છે, વગેરે વિગતવાર આંકડાઓ આપવામાં આવે છે. આ રિપોર્ટ અથવા તેનો સારાંશ દેશી ભાષાઓમાં છપાતો નથી તેથી અંગ્રેજી ભાષાથી

બિનમાહિતગાર ગૃહસ્થો એ વિગતો જાણી શકતા નથી. ફક્ત એક દિવસ તે સંબંધી લેખો ગુજરાતી વર્તમાનપત્રોમાં આવે તેટલાજ ઉપરથી તેઓને સંતોષ માનવો પડે છે. આવા મહત્વના રિપોર્ટનો નો વાકેફગારીનો અભ્યાસ કરી તેના ઉપર વર્તમાનપત્રો અથવા માસિકોમાં ચર્ચા ચલાવવાની તથા કયે કયે ઠેકાણે સુધારા તથા વધારાને અવકાશ છે, તે સંબંધી પ્રજામતને કેળવવાની તથા અધિકારીઓની આંખો ખોલવાની મોટી જરૂર છે. હાલમાં તો આ રિપોર્ટો રજીસ્ટર કરેલી લાઈબ્રેરીના કપાટોમાં તથા વર્તમાનપત્રોની ઑફીસોમા ધુળ ખાયા કરે છે. કારણ કે તે દેશી ભાષામાં લખએલા હોતા નથી, અને અંગ્રેજી જાણનારાઓ પણ તેનો અભ્યાસ કરવાની દરકાર કરતા નથી. જાહેર વિષયોના અભ્યાસકોને ખાસ વિનંતિ છે કે તેમણે આ રિપોર્ટોનો પૂર્ણ અભ્યાસ કરીને તે સંબધી જાહેર વ્યાખ્યાનો આપવા તથા એમા આપેલી માહિતી લોકોની પાસે રજુ કરવી

આ રિપોર્ટ ૩૧ મી માર્ચ ૧૯૧૬ સુધીના પુરાં થતાં વર્ષનો છે. કેળવણીના મુખ્ય અધિકારી મહુંમ મી. ડબલ્યુ. એચ શાર્પે ગયા સપ્ટેમ્બર માસમા લખી મુંબઈ સરકાર પાસે રજુ કીધો, અને મુંબઈ સરકારે તે ઉપરનું પોતાનું સમાલોચન તથા અસલ રિપોર્ટ ડીસેમ્બરની અધવચમા બહાર પાડયાં. વર્ષ પુરૂં થઇ રહ્યા પછી લગભગ નવ માસે સદરહુ રિપોર્ટ પ્રજાને જોવાને મળે છે. વળી આકડાવાળો પુરવણી રિપોર્ટ તો જાનેવારીની આખરે બહાર આવ્યો. ઘણાખરા સરકારી રિપોર્ટો આ પ્રમાણે નવ કે બાર માસ, અથવા દોઢ બે વર્ષ પણ, મોડા બહાર પડે છે, અને પ્રજા તે સંબંધી ફરીઆદ કરતી નથી. પ્રજાના નોકરો વખતસર પોતાનુ કામ ન બજાવે તો પ્રજાએ તેની ખબર લેવી જોઇએ અને તેમ ખબર ન લેવાય તો નોકરો નિષ્કાળજી બતાવે તે સ્વાભાવિક છે. આ નિષ્કાળજીના સબધમા "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" સિવાય બીજું કોઇ પણ વર્તમાન પત્ર વારંવાર ફરિયાદ કરતુ હોય એવું અમારા જાણવામા આવ્યુ નથી

સને ૧૯૧૩-૧૪ સુધીના વાર્ષિક રિપોર્ટોમાં આ ઇલાકાના (વડોદરા સિવાય) તમામ દેશી રાજ્યોમાં અપાતી કેળવણીની હકીકત અને આકડાનો સમાવેશ થતો હતો. પરન્તુ ૧૯૧૪-૧૫ ના રિપોર્ટથી, હિંદુસ્તાન સરકારની સૂચના અનુસાર, દેશી રાજ્યોમાં અપાતી કેળવણીના આકડાઓ જુદા તારવવામાં આવ્યા છે એટલે બ્રિટિશ જીલ્લાઓનાં તથા (વડોદરા સિવાય) તમામ દેશી રાજ્યોના આકડા જુદા જુદા આપવામા આવે છે. વડોદરાના રાજ્યની કેળવણીનો રિપોર્ટ પ્રથમથીજ મુંબાઇ ઇલાકાની કેળવણીમાં સમાવવામા આવતો નથી. કારણ કે તે રાજ્યને હિંદુસ્થાનની સરકાર સાથે સીધો સંબધ છે બ્રિટિશ રાજ્ય વહિવટ અને દેશી રાજ્યો એક બીજાની સાથે ગુંથાએલાં હોવાથી આ અવલોકનમા દેશીરાજ્યોને છેક જ વિસારી મૂકીએ તે ચાલી શકે નહિ વળી તેમનો વિસ્તાર તથા વસ્તીસંખ્યા કંઇ નાનાં નથી. બ્રિટીશ હદમાં ૨૧૫ શહેરો અને લગભગ ૨૫,૫૦૦ ગામડાઓ છે ત્યારે (વડોદરા

પૂનાની ફર્ગ્યુસન કૉલેજમા વિદ્યાર્થીના વસતીગૃહમાં ૧૦૦ વિદ્યાર્થીઓ રહી શકે તેટલી જગા ઉમેરવામા આવી હતી ચાલુ સાલમા પણ તે વસતીગૃહમાં વધારો થવાનું કામ ચાલુ છે. તે કૉલેજના સ્વાર્થત્યાગ અને દેશસેવાના વાતાવરણને લીધે ગુજરાતના વિદ્યાર્થીઓ ત્યાં આકર્ષાય છે, અને રહેવાની વધારે સગવડ થતા હજી વધારે આકર્ષાશે.

પૂનાની ઇંજનેરી કૉલેજમા પ્રયોગશાળાની નવી ઈમારત ઉપયોગમા લેવામા આવી હતી તે કૉલેજમા વર્ષ આખરે ૧૮૯ વિદ્યાર્થીઓ હતા.

વેપારી કૉલેજ, કાયદાની કૉલેજ, તથા વૈદ્યકીય કૉલેજ સંબંધી કાઇ ખાસ હકીકત નથી.

વસ્તી ના એક લાખ માણસે ૨૫ વિદ્યાર્થીઓ, એટલે ૪૦૦૦ વસ્તી સંખ્યાએ એક વિદ્યાર્થી કૉલેજના શિક્ષણનો લાભ લે છે.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ફકત ૪૫૫ની વસ્તી સંખ્યાએ એક વિદ્યાર્થી શીખે છે કયા રાજા ભોજ ને કયા ગાંગો તેલી?

સરકારી, મિશનરીઓની અને ખાનગી સાહસથી ચાલતી કોલેજોમા વિદ્યાર્થી દીઠ થતા ખર્ચના આકડાઓની સરખામણી આપણને ચોકાવે છે. ફર્ગ્યુસન કૉલેજમા વિદ્યાર્થી દીઠ શિક્ષણનો કુલ ખર્ચ વરસે રૂ. ૭૪ કે ૭૬ આવે છે, ત્યારે એલ્ફીન્સ્ટન કૉલેજમાં રૂ ૩૫૫ કે ૪૧૦ આવે છે. જેટલા ખર્ચથી ઇંગ્રેજી પ્રોફેસરોવાળી તથા ૩૫૦ની મર્યાદિત સંખ્યાવાળી સરકારી કોલેજમા એકી વિદ્યાર્થી ભણી શકે તેટલા જ ખર્ચમા સ્વદેશાભિમાની નરોથી ૧૫૦૦ વિદ્યાર્થીઓને એકી વખતે શિક્ષણ આપી શકે તેવી વિશાળ ખાનગી કોલેજમા પાચ વિદ્યાર્થીઓ ભણી શકે અને ફર્ગ્યુસનમાં શિક્ષણ ઉતરતા પ્રકારનું છે એમ કહેવાની તો કોઇ હિમ્મત કરે જ નહી. પણ તેથી વધારે ચોકાવનારા તો આવી જાતની કોલેજો પાછળ થતા ચોકખા ખર્ચના આકડાઓ છે, એટલે કે ફી વીગેરેથી થતી ઉત્પન્ન બાદ કરતા પ્રજાની તેજુરીમાંથી ચોકખો ખર્ચ વિદ્યાર્થી દીઠ શુ કરવો પડે છે તેના આકડાઓ તે નીચેના કોઠામાં બતાવ્યા છે.

કૉલેજો માટે પ્રજાને થએલો વિદ્યાર્થી દીઠ વાર્ષિક ચોકખો ખર્ચ.

| સાલ. | એલ્ફીન્સ્ટન. | ગુજરાત | વિલસન | ફર્ગ્યુસન. | લૉ સ્કુલ. | ઇજનેરી | ખેતીવાડી |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૪-૧૫ | ૨૭૬ | ૧૮૯ | ૨૭ | ૨૧ | ૪૧ નફો | ૬૬૦ | ૭૩૪ |
| ૧૯૧૫-૧૬ | ૧૯૯ | ૧૦૩ | ૨૨ | ૮ | ૩૪ નફો | ૪૫૪ | ૬૬૭ |

કેવળ કરકસર તરફ નજર રાખીએ તો એલફીન્સ્ટન તથા ડેક્કન કોલેજ બંધ કરી, તેના પ્રોફેસરોને રજા આપી અથવા બીજા કામે લગાડી, તેમા થએલો ચોકખો રૂ ૧,૨૮,૦૦૦ નો ખર્ચ બચાવવો જોઇએ લડાઈના પરિણામે પ્રાથમિક શિક્ષણનો ખર્ચ એક લાખ રૂપીયા ઘટાડી નાખ્યો છે તે આ બચત થાય તો ચાલુ કરી શકાય. ગુજરાતમા ફર્ગ્યુસન કોલેજના નમુનાની એકાદી કોલેજ નીકળે તો કેવુ સારૂં.

(અપૂર્ણ.)

અ. વિ. ઠક્કર.

# ગુજરાતનું જાહેરજીવન.

## અમદાવાદ.

પાર્લામેન્ટ.—જાન્યુઆરી મહિનામા પાર્લામેન્ટની ત્રણ બેઠકો થઈ હતી. લીબરલ પક્ષ તરફથી પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા, સ્વરાજ્ય-બ્રિટિશ છત્રછાયા નીચે-કાયદાસર હીલચાલથી મેળવવાનો પ્રયત્ન કરવા અને શ્રીલમજુરોની સ્થિતિમાં કેવી રીતે સુધારો થઇ શકે તે માટે વિચાર કરવા વચન આપવામાં આવ્યું હતું. બીજી બેઠકમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાના જ ઇરાદાથી શરૂઆતના ઠરાવ તરીકે "માત્ર છોકરાઓને સારૂ ફરજીઆત કેળવણી કરવી એવો ઠરાવ રજુ કરવામા આવ્યો પણ ત્રીજી બેઠક વખતે એ ઉપર સુધારા લાવવામાં આવ્યા અને દાખલા દલીલોથી તથા કેળવણીને લગતા ખર્ચો, ના આકડા રજુ કરી એ ખર્ચની જોગવાઈ કરી આપવાના માર્ગ સૂચવાયા બાદ છોકરા તથા છોકરીઓ બન્નેને માટે ૭ થી ૧૦ વર્ષની ઉમ્મર સુધી પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા સૂચવવામા આવ્યુ. આવતી બેઠક વખતે આ પક્ષ પર વધુ ચર્ચા થઇ મત લેવામા આવશે અને તરતજ પબ્લીક સર્વીસ કમીશને જે રીપોર્ટ બ્હાર પડયો છે તે પર ચર્ચા શરૂ કરવામા આવશે આ સંસ્થા દિનપ્રતિદિન આકર્ષક થતી જાય છે અને તેમાં પ્રથમના કામ તરીકે જ કેળવણીનો પ્રશ્ન લેવામાં આવ્યો તેને અંગે દરખાસ્તો અને સુધારા રજુ કરવામા સભાસદોને એ વિષયોનો ઉંડો અભ્યાસ કરવાની ફરજ પડી હતી.

હોમરૂલ લીગ—રા. શંકરપ્રસાદ મિશ્રે "જુદા જુદાં રાજ્ય બંધારણો" અને રા. હરિપ્રસાદ પીતાંબરદાસે "સ્થાનિક સ્વરાજ્ય" એ વિષે ચર્ચાઓ કરી હતી.

સેનીટરી એસોસીએસન—નેટીવ ઇન્સ્ટીટયૂશનના વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરવાનું કામ શરૂ કરવામા આવ્યુ છે

મહિલા મંડળ—આ મંડળ તરફથી દીવાળીના તહેવારોમાં સ્ત્રીઓની કારીગરીનું જે પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેનો ઇનામ આપવાનો મેળાવડો મુંબઇના લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ પ્રમુખપણા નીચે બીજી ડીસેમ્બરે ભરવામા આવ્યો હતો. તેમણે ઇનામો વ્હેંચીને સ્ત્રીઓની ઉન્નતિ અને હુન્નરકલાના જ્ઞાનની આવશ્યકતા વિષે છટાદર ભાષણ આપ્યું હતું.

ગુજરાતી.

## ભરૂચ.

સહકારી પતપેઢીઓની પરિષદ. બુધવાર તા. ૨૦-૧૨-૧૯૧૬ ને રોજ બપોરના બે વાગતાથી, અંકલેશ્વર તાલુકાની સહકારી મંડળીઓની પરિષદનું કામકાજ, અંકલેશ્વર ટાઉન મ્યુનીસીપલ હૉલમાં ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર શ્રી. એન. એમ જોશીના પ્રમુખપણા નીચે શરૂ થયુ હતું. ભરૂચ

જીલ્લાની સહકારી મંડળીના ઑનરરી ઑર્ગેનાઇઝર રા. સા. અંબાશંકર મલજી વકીલે આવકારનું ભાષણ કરી તાલુકાની મંડળીઓના કામકાજનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. પ્રમુખ સાહેબે આ મંડળીઓના સારા નરસા વહીવટથી મળતા ફાયદા તથા ગેરફાયદા સમજાવી અને અસલથી જે સહકારી ધોરણ ખેડુતોમાં ચાલુ છે તેને કાયદાથી હાલ નવું બળ મળેલું છે એમ જણાવી તેનો બરાબર લાભ લેવા પ્રજાને આગ્રહ કર્યો હતો તથા ઑ. ઑર્ગેનાઇઝર તરફથી મંડળીઓના કામકાજ ઉપર રખાતી ચાંપતી દેખરેખની પ્રશંસા કરી હતી. ઉત્તર વિભાગના ઑડીટર રા. સા. ગુણવંતરાય હીરાલાલ દેશાઇએ ‘ સહકારી હીલચાલ ’ સંબંધી નિબંધ સભા સમક્ષ વાંચી બતાવ્યો હતો. પછી સહકારી મંડળીઓને લગતી કેટલીક ચર્ચા થઇ હતી. સભામાં એકે મતે (૧) અંકલેશ્વર કસ્બામાં એક કોઑપરેટીવ તાલુકા બેંક સ્થાપવા, (૨) દર રૂ ૧૦૦ ના કરજ ઉપર દર વરસે રૂ. ૧) ફરજીયાત બાંધી મુદતની થાપણ તરીકે મંડળીમાં રોકવા અને તે રીતે સ્થાનિક થાપણો વધારવા (૩) જે પ્રદેશમાં યુનિયન થાય,તે પ્રદેશની મંડળીઓને ભરૂચ કોઓપરેટીવ બેંકના ઇન્સપેકશનના ખર્ચમાથી મુક્ત કરવા; (૪) દરેક મંડળીએ પોતાના સભાસદોના ઉપયોગ અર્થે જે ગામે લાયબ્રેરીની સવડ ન હોય હોય ત્યાં એક મુંબઇનું અઠવાડીક પત્ર મગાવવા અને (૫) કમીટીની ૩ મીટીગોમા ગેરહાજર રહેનારા કમિટિના મેમ્બરોને મેનેજીંગ કમિટીમાંથી બીજે વર્ષે બાતલ રાખવાના ઠરાવો થયા હતા.

શહેર સુધરાઈની ચુંટણી વિષે ભાષણો—અત્રેના જાણીતા વકીલ રા સાકરલાલ ડાહ્યાભાઇ દેશાઇએ તા. ૨૪ મી અને ૨૭ ડીસેમ્બરે અને ૭ મી અને ૨૧ મી જાન્યુઆરીને દિને ભરૂચ શહેર સુધરાઇની નજદીક આવતી ચુંટણીના પ્રસંગે, પ્રજામત કેળવવાના ઉદ્દેશથી તેમજ ભરૂચ શહેર સુધરાઇનું સર્વ કાર્ય ઉત્તમ રીતે ચાલી શકે તેટલા માટે યોગ્ય સભાસદો ચુંટી કાઢવા, ભરૂચની પ્રજા સમક્ષ અસરકારક અને ચાનક આપનારાં ભાષણો આપ્યાં હતા. ભરૂચ શહેર સુધરાઇની વર્તમાન શોચનીય સ્થિતિ માટે વ્યાજબી અસંતોષ દર્શાવી જુના સભાસદોએ સુધરાઇમા શું સેવા બજાવી છે અને નજદીક આવતી ચુટણીમા બહાર પડનારા નવા જુના ઉમેદવારો મ્યુનીસીપાલીટીમાં રહી શહેર સેવા કેવી રીતે બજાવવા માગે છે તે જાણવા તેમજ તેમને પોતાની જરૂરીઆતો જણાવવા તેમણે સર્વે મત આપનારને વિનંતિ કરી હતી.

જાહેર ધાર્મિક વ્યાખ્યાનો—અત્રેની ‘ દશાલાડ વાડી ’ મા આર્યસમાજી સ્વામી શ્રી સર્વદાનંદજીએ રા સા. અંબાશંકર મલજીના પ્રમુખપણા નીચે તા. ૩ અને ૪ થી જાન્યુઆરીને રોજ ‘ ધર્મવિચાર ’ તથા ‘ કર્મ મિમાંસા ’ એ વિષયો ઉપર વિદ્વત્તા ભર્યાં વ્યાખ્યાનો આપ્યાં હતાં.

ભરૂચી.

## સુરત.

મ્યુનિસિપાલીટીની ચુંટણી માટે ઘણી હીલચાલ થતી હોવાથી કંઇ જાહેર પ્રવૃત્તિ થઇ નથી. કૉલેજ માટે ઘણા ખરા પ્રોફેસરોની પસંદગી થઇ ગઇ છે અને મંજુરી માટે યુનિવર્સિટીને અરજી મોકલવાની વ્યવસ્થા ચાલે છે એમ જણાય છ.

## ભાવનગર.

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન—શ્રીમન્નથુરામ શર્મા અને ઑ સર પ્રભાશંકર પટ્ટણીનાં ઉત્તેજક આશ્રયથી ચાલતા દક્ષિણામૂર્તિવિદ્યાર્થીભવનને શેઠ ત્રીકમદાસ રવજી દેવજીએ મકાન બંધાવી આપ્યું તે ખુલ્લું મૂકવાની ક્રિયા શ્રીમન્નથુરામ શર્માએ તા. ૨૯-૧૨-૧૯૧૬ ને દિવસે કરી હતી. એ ભવનનું ફંડ તે વખતે રૂ. ૪૧,૧૮૯ )નું હતું તેમાં ક્રિયાકાલે રૂ. ૨૧,૫૦૦) નો ઉમેરો થયો હતો. આ ભવન બે સ્વેચ્છાશિક્ષકો ચલાવે છે રા. રા. નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ સામળદાસ કોલેજમાંથી ઇતિહાસનું અધ્યાપકપદ ત્યજી આ ભવનનું કાર્ય કરવા માંડયું છે. ગુજરાતમાં આ સંસ્થાજ પહેલ વહેલી ગ્રેજ્યુએટ સ્વેચ્છાસેવક મેળવી શકી છે. એમાં ગમે તે જ્ઞાતિના વિદ્યાર્થીઓને રાખવામા આવે છે એ જ્ઞાતિઓના વિદ્યાર્થીગૃહો ( બોડીગો)ના જમાનામાં દેશનું હિતસાધક છે. વિદ્યાર્થીભવનમાથી ગુરૂકુલ ( Residential School ) કરવાનો વ્યવસ્થાપકોનો વિચાર છે.

લોહાણા પરિષદ—ગયા ડીસેમ્બર માસમાં આ પરિષદની ચોથી બેઠક ઘણાજ ઉત્સાહથી ભરવામાં આવી હતી, તેનું વ્યવહારિક એ પરીણામ આવ્યું કે જ્ઞાતિની જુદી જુદી સસ્થાઓનાજ સ્થાપન તથા નિભાવ માટે આશરે ચાર લાખ રૂપીઆની રકમ થઇ હતી તેમાંથી આશરે રૂ. ૫૮,૦૦૦ ભાવનગરમાં "લોહાણા ઉદ્યોગશાળા" સ્થાપવા માટે તથા રૂ. ૨૨,૦૦૦ રાજકોટમાં હુન્નર ઉદ્યોગશાળા સ્થાપવા માટે જમા થયાં હતા

---

# પુસ્તક પરિચય.

**સ્વરાજ્યાચી મીમાંસા**—લેખક રા. લક્ષ્મણ બળવંત ભોપટકર, એમ. એ, એલએલ. બી , પૂના, પૃષ્ઠ ૧૭૦ કીં. રૂ. ૧-૦-૦.

આ ન્હાનકડાં પુસ્તકમાં રા. ભોપટકરે બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોની અને હિંદુસ્થાનની વિશેષ વિસ્તારપૂર્વક જે માહિતી સમાવી છે, તેને માટે તેમને અભિનંદન ઘટે છે લેખકે પ્રત્યેક બાબતના પ્રમાણમા આંકડા ટાકી ગ્રથને સપ્રમાણ તેમ જ " માહિતી-પુસ્તક " તરીકે વાપરવા માટે વધારે ઉપયોગી બનાવ્યુ છે. પુસ્તક લખવામા જે ઉડો અભ્યાસ થયેલો ખુલ્લી રીતે માલૂમ પડી આવે છે, તે ગુર્જર વિચારકો અને લેખકોને તો ખાસ અનુકરણ કરવા જેવો છે.

પુસ્તકના નવ ભાગ પાડવામાં આવ્યા છે પહેલા બે ભાગમાં લેખકે બ્રિટિશ સામ્રાજ્યની એક દર માહિતી આપીને, ગ્રેટ બ્રિટન, આયર્લંડ અને સસ્થાનોના રાજ કીય બંધારણોની ટુંકામા પણ સ્પષ્ટ સમજણ આપી છે. જો "સંસ્થાનોના જેવુ સ્વરાજ્ય " માંગવાનો આપણો ઉદ્દેશ હોય તો સંસ્થાનોનુ રાજ્ય બંધારણ જાણવુ એ વધુ જરૂરનું છે. આર્થિક તથા રાજકીય દૃષ્ટિએ સંસ્થાનોની મહત્તા પ્રમાણે, તેમન

વિભાગો પાડી, લેખકે દરેક સ્વતંત્ર સંસ્થાનના રાજકીય બંધારણને તપાસી, તેમાંથી નીચેના સિદ્ધાંતો કાઢયા છે:—

(૧) ઇંગ્લાંડ પ્રમાણે ઘણાખરા સંસ્થાનોમાં કાયદા મંડળની બબ્બે સભાઓ સ્થાપવામાં આવી છે.

(૨) તે સભાઓમાં પ્રતિનિધિ મોકલવાનો હક જેટલો બને તેટલો વિસ્તૃત કરવામા આવ્યો છે

(૩) ઇંગ્લાંડ પ્રમાણે સંસ્થાનોમાં પણ સર્વ રાજસત્તા લોકસભા કને હોઇ રાજ્ય કારભાર લોકસભાને જવાબદાર પ્રધાનમંડળો મારફતે થાય છે.

(૪) અધિકારી વર્ગે પાર્લામેન્ટને જવાબદાર હોવું, એ તત્વ હંમેશા પાળવામાં આવે છે, અને

(૫) કાયદા પસાર કરવાની પદ્ધતિ ઇંગ્લાંડની માફક જ સંસ્થાનોએ રાખી છે.

ત્રીજા ભાગમા હિંદુસ્થાનના લોકોની પ્રાંતવારી, ભાષાવારી અને ધંધાવારી વિભાગો પાડી, દરેક પ્રાંતનાં શિક્ષણ અને સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાની સ્થિતિનું સિંહાવલોકન કરી, ચોથા અને પાચમા ભાગમાં હિંદી સ્વરાજ્ય એટલે શું ? અને સ્વરાજ્ય શું કામ જોઇએ ? એ પ્રશ્નોનો તાત્વિક દૃષ્ટિએ વિચાર કરવામા આવ્યો છે. અલબત બ્રિટિશ સામ્રાજ્યનાં અંગભૂત તરીકે લોકોને જવાબદાર એવી રાજ્યપધ્ધતિ એ સ્વરાજ્ય ધ્યેય સ્વીકારવામા આવ્યુ છે.

પરંતુ અમારા મત પ્રમાણે પુસ્તકના સૌથી અમૂલ્ય ભાગો તે ૬ઠ્ઠા, ૭મા અને ૮ મા ભાગો છે. હાલની રાજ્ય પદ્ધતિમાં શુ દોષો અને ઓછપ છે, તે બતાવવા સારૂ એ ભાગોમા અનુક્રમે હિંદુસ્થાનની વરિષ્ટ નોકરીઓનાં, હિંદી લશ્કર અને આરમારના, અને હિંદી કાયદા મંડળોના વહિવટ અને રાજ્યનીતિનો ઉત્તમ રીતે ઇતિહાસ ચિતર્યો છે, અને ત્રણે રાજ્ય કારભારોમા હિંદુસ્થાનને કેટલો જુજ હિસ્સો બક્ષવામા આવ્યું છે, અને ઘણી રીતે પાછળ હઠાવવામા આવ્યું છે, તે બતાવીને હિંદને સ્વરાજ્યની કેટલી જરૂર છે એ જણાવ્યુ છે

નવમા ભાગમાં લેખકે પોતે એક સ્વતંત્ર રીતે ઠરેલા સ્વરાજ્યના ખરડાના મુખ્ય મુખ્ય મુદ્દાઓ આપ્યા છે. તે આપતા પહેલાં ઑલ્ ઇંડિયા કૉંગ્રેસ કમિટિની યોજનાઓ અને ૧૯ સભાસદોની અરજી માટે લેખક નીચે પ્રમાણે ટીકા કરે છે:—

"ઓગણીસ નામદારોએ જે તેર સુધારા માંગ્યા છે, તેને અને સ્વરાજ્યને કાંઇ સંબંધ દેખાતો નથી. સ્વરાજ્યની દૃષ્ટિથી ઑલ્ ઇંડિયા કૉંગ્રેસ કમિટિની સૂચનાઓ વધુ વ્યાપક છે. વરિષ્ટ અને પ્રાંતિક કાયદા મંડળોમાં સભાસદોની સંખ્યા વધારવાથી પ્રતિનિધિત્વનો વિકાસ કર્યા જેવું થશે. પણ તેટલાંથીજ તૃપ્ત થવું, એટલે સ્વરાજ્યના અંતર્ગત તત્વોનું અજ્ઞાન પ્રગટ કરવાપણુ છે." કાયદા મંડળોનાં સભાસદોની સંખ્યામાં જે વધારો કરવાની માગણી છે, તેનાથી " દસગણા સભાસદો કાયદા મંડળોમા આવે, તો પણ હિંદુસ્થાનની સ્થિતિમા એક રેષા માત્ર પણ ફરક પડે એમ મ્હને લાગતુ નથી.........આયર્લંડના ૧૦૩ પ્રતિનિધિ પાર્લામેન્ટમાં

હોવા છતાં, આઠ્ઠારશ દેશભક્તોએ અવિરત સ્વરાજ્યની ચળવળ ચલાવી. તેનો ઉદ્દેશ ૧૦૩ને બદલે ૩૦૧ પ્રતિનિધિ કરવાનો નહીં, પણ બીજો જ એક મહત્વનો હકક સંપાદન કરવાનો હતો જે હકક વડે અધિકારી વર્ગ કાયદા મંડળને જવાબદાર થાય, અને દેશનો સર્વ કારભાર લોકપ્રતિનિધિઓના હાથમાં આવી, તે જવાબદાર પ્રધાનમંડળ મારફત ચલાવાય, તે હકકમા સ્વરાજ્યનું બીજ છે. આ બીજનું આરોપણ કર્યા શિવાય અહિં સ્વરાજ્ય અંકુર ફૂટે એ શક્ય નથી એક પ્રકારેજ 'જવાબદાર રાજ્ય પદ્ધતિ' એ સ્વરાજ્યનું બીજ છે, અને 'પ્રતિનિધિ વત્વ' તેનું સિંચન દ્રવ્ય છે. ”

એમની યોજનાઓના મહત્વના મુદ્દા નીચે પ્રમાણે છેઃ—

(૨) હિંદુસ્થાનના પ્રાંતોની ભાષા પ્રમાણે પુન. રચના કરવી.

(૯–૧૦) કાર્યકારી મંડળમાં બે હિંદી સભાસદ હોવા જોઈએ, અને તે સભાસદો કાયદા મંડળના સભાસદો હોવા જોઇએ,

(૧૨) પ્રત્યેક કાયદા મંડળના લોકનિયુક્ત સભાસદોએ તે પ્રાતના કાર્યકારી મંડળમા જેટલા સભાસદો હોય તેટલા બીજા સભાસદો ચુંટવા. અને પ્રત્યેક ખાતાનો કારભાર કાર્યકારી મંડળનો સભાસદ અને લોક નિયુક્ત પ્રતિનિધિ એમની દેખરેખ નીચે થવો જોઇએ.

(૧૪) કાયદા મંડળના સભાસદોને અંદાજ પત્ર પર ટીકા કરવાનો ઠરાવ લાવવાનો અને ફેરફાર સૂચવવાનો અધિકાર હોવો જોઈએ, એવા બહુ મતે પસાર થયેલા ઠરાવનો અમલ કરવો કે નહીં તેનો નિર્ણય વાઇસરૉય કે ગવર્નર, કાર્યકારી મંડળ અને ઉપર પ્રમાણે નીમાયેલા પ્રતિનિધિઓએ બહુમતિ પ્રમાણે કરવો. તેમાથી પણ પસાર થયેલા ઠરાવોનો અમલ થવોજ જોઇએ, શિવાય કે બાદશાહ અને બ્રિટીશ પાર્લામેંટને તે નાકબૂલ કરવાનો હક્ક રહે

(૨૧–૨૨–૨૩) સ્વતંત્ર સંસ્થાનોના જેવી રાજ્યપદ્ધતિ હિંદુસ્થાનને મળી ન હોય ત્યા સુધી પાર્લામેંટમા હિંદુસ્થાનને ખર્ચે રાષ્ટ્રીય સભા તરફથી ચુટાયલા ૫૦ પ્રતિનિધિઓ બેસવા જોઇએ.

એકંદરે પુસ્તક ઘણી ઉપયોગી બાબતોથી ભરેલુ છે, અને મનન કરવા યોગ્ય છે. અલબત, લેખક પોતે ધારે છે તેમ ઉપરના મુદ્દાઓ વિષે મત ભેદ હોવો શકય છે, અને તેનો વિવાદ થવાની જરૂર છે. લેખકે બીજા વિષયો સાથે હિંદુસ્થાનની વ્યાપારિક અને આર્થિક સ્થિતિનો હેવાલ આપ્યો હોત તો તેની પૂર્ણતામાં વધારો થાત. પુસ્તકના કદમાં, પ્રમાણમા, (ગ્રંથ રચતાવાની મહેનતના પ્રમાણમા નહિ), પુસ્તકની કિંમત વધુ છે, અને સામાન્ય સ્થિતિના માણસને પુસ્તક ખરીદતા સંકોચ થાય એમ છે આવાં પુસ્તકો નફો કરવાની આશાએ નહીં, પણ જેમ બને તેમ વધુ ફેલાય એ હેતુથી લેખકો સસ્તાં કરશે નહિ ત્યાં સુધી " સ્વરાજ્ય પ્રીતિમાટે તળમળનારા " દેશ બંધુઓને કરેલી અર્પણ પત્રિકા સર્વાંશે " પ્રેમથી, આદરથી કે નમ્રતાથી " કરેલી કહેવાય નહિ.

(કિ. ઘ. મ.)

**સ્વામી વિવેકાનંદ**—(કોલંબોથી મદ્રાસ સુધીનાં ભાષણો) ભાગ ત્રીજો, અનુવાદક રા. વસનજી દયાળજી ગણાત્રા, પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. પૃષ્ઠ ૩૨૩, કિંમત ૦-૮-૦ (પાકું પુઠું.)

"From Colombo to Almora"—"કોલંબોથી આલ્મોરા સુધીનો પ્રવાસ અને ભાષણો"—એ વિષે જે પુસ્તક મૂળ અંગ્રેજીમાં અને બંગાળીમાં પ્રગટ થયા છે તેના પહેલા ભાગનો આ અનુવાદ છે મદ્રાસથી એક વિદ્વાન અને પ્રભાવશાળી પણ અજ્ઞાત સંન્યાસી તરીકે સ્વામી વિવેકાનંદ ચીકાગોમાં ભરાવાની સર્વધર્મપરિષદમાં હિન્દુ ધર્મના પ્રતિનિધિ તરીકે ભાગ લેવાને સીધાવ્યા ત્યારે તે બનાવનું રહસ્ય સમગ્ર હિન્દના કે મદ્રાસના રહેવાસીઓએ પણ ભાગ્યેજ જાણ્યું હશે. અમેરીકામાં જતાં તરત તેમને કંઇ સારો સત્કાર મળ્યો નહિ અને જુજ ડોલર લઇને અને ભગવાં વસ્ત્ર પહેરીને તેમને કેવી મુશ્કેલીઓ વેઠવી પડી હતી તેનું તાદ્દશ ખ્યાન તેમણે પોતાના મદ્રાસના ભાષણમાં આપ્યું છે પછી એકદમ તેમનો ભાગ્યોદય થયો. ધર્મપરિષદના તેમના મશહુર ભાષણે તેમને માટે અમેરીકામાં તો શું પણ આખી દુનીયામાં કીર્તિ મેળવી. અને પછી વેદાંત વિષે ઘણા ભાષણો કરીને તથા કેટલાક શિષ્યો પણ મેળવીને જ્યારે તેઓ માતૃભૂમિમાં પાછા આવ્યા તેમને સિંહલદ્વીપના કીનારાથી માંડીને તે આલ્મોરાના પર્વતારણ્ય સુધી તેમને જે અનહદ માન મળ્યુ અને તેમણે જે ભાવપૂર્ણ અને વિચારશીલ, દેશભક્તિથી ઉછળતાં અને ધર્મોપદેશથી ભરેલાં વ્યાખ્યાનો આપ્યાં હતાં તેનો હેવાલ મૂળ પુસ્તકમા આપવામા આવ્યો છે તે વાચવાથી ધર્મજાગૃતિ અને દેશાભિમાનના એ સ્મરણીય સમયનું ચિત્ર આપણી દૃષ્ટિ સમીપ પ્રત્યક્ષ થાય છે અને સ્વામીના છુટાં ભાષણો વાંચવા કરતાં તે આ પ્રવાસના બીજા પ્રસંગોના સંબંધમાં વાંચવાથી તેની વધારે અસર ઉપર થાય છે.

આ અનુવાદ મદ્રાસ સુધીનાં ભાષણોનો છે, અને તેની ભાષા એકંદર મનોહર ને સંસ્કારી લાગે છે. બહુ ભારે સંસ્કૃત શબ્દોનું પ્રમાણ હજી પણ ઓછું કરવામાં આવે તો વધારે માણસો તે સમજી શકશે એમ લાગે છે. આલ્મોરા સુધીનાં પ્રવાસનો અનુવાદ થોડા જ વખતમાં આપણા હાથમા મૂકાશે એમ આશા છે.

**સ્વર્ગનો આનંદ**—લેખક રા. અમૃતલાલ સુંદરજી પઢીયાર, ભાગ ૧ લો પૃષ્ઠ ૨૦૪, ભાગ ૨ જો, પૃષ્ઠ ૧૯૧, કિંમત રૂ ૧.

સ્વર્ગના નામવાળાં ઘણાં પુસ્તકો લખવા માટે—લગભગ સ્વર્ગનો ઇજારો રાખવા માટે—ગુજરાતમાં પંકાએલા રા. પઢીયારના તેજ પ્રતિના આ નવા પુસ્તકને આપણે આનંદલેર વધાવી લઇશું. આ પુસ્તક મુખ્યત્વે કરીને હરિજનો માટે અને એવા જ બીજા ભક્તોના મંડળો જેવાં કે ગીરનાર, ડાકોર, સિદ્ધપુર, દ્વારકા વગેરેમાં તથા ગુજરાત કાઠીઆવાડના ગામડાઓમાં મંડળીઓ કરીને પોતાની ભક્તિ, પોતાની શક્તિ અને પોતાના જ્ઞાનના પ્રમાણમા ઇશ્વર અર્થે કંઇ કઇ કરી રહ્યા છે એવાઓને માટે આ સ્વર્ગના આનંદનુ પુસ્તક લખાયલું છે એટલે ભક્તોના પ્રકાર, ભક્તિ કરવાની જરૂરીયાત, પાપથી બચવાના ઉપાયો અને પ્રભુ મહિમાની વાતો જ મુખ્યત્વે

કરીને આ પુસ્તકમાં આવે છે. ઘણાં ભજનો અને દોહરાઓ આ પુસ્તકમાં મૂકવામાં આવ્યાં છે અને કંઇક ધૂનો પણ આપવામા આવી છે એટલે ભક્તિનો રસ બરાબર જામે છે,

જે ધાર્મિક વાતાવરણમાં આપણી પ્રજાનો મોટો ભાગ ઉછરે છે, તેમને તો આ પુસ્તક ઘણુંજ રૂચિકર અને ઉદ્ધારક નીવડશે. ઉપરાંત અમારી ખાત્રી છે કે શહેરમાં વસતા અને "આગળ વધેલા" ઘણા દેશજનોના કાનમાં ગુજરાત અને કાઠીઆવાડનાં દૂરનાં ગામડામાં વાગતા ભજન અને એક તારના સૂર પહોંચાડવામાં પણ આ પુસ્તક ઘણે અંશે સફલ થશે.

**ભાઈ પમાણી ઉર્ફે કેશવ કાકા**—પ્રથમ ભાગ, યોજક અને પ્રકાશક રા. વરાનજી ઠાકરસી હાલાઇ, પૃષ્ઠ ૨૨૩, કિંમત રૂ. ૧

શ્રી મુબાઇ ભાટીઆ મિત્ર મંડલની વ્યવસ્થાપક મંડળીના હુકમથી આ પુસ્તક રા હાલાઇએ પ્રકટ કર્યું છે તેની શરૂઆતમા રા. પમાણીનુ ટુંક જીવન ચરિત્ર આપવામા આવ્યું છે અને પછી તેમના જુદા જુદા વિષયો પર લેખો અને કવિતાઓ આપવામા આવ્યા છે આ સર્વેમાં તેમનો સમાજ સુધારાનો તથા ધાર્મિક અનીતિ નાબુદ કરવાનો જુસ્સો અને દેશના હુન્નર ઉદ્યોગનો વિકાસ કરવાનો ઉત્સાહ સ્થળે સ્થળે જણાય છે અને તેમણે પહેલા કરાચીમા, પછી મુબાઇમા, સ્વદેશી માલની દુકાનોમા શ્રમપૂર્વક કામ કરી બતાવી આપ્યુ કે તેમનો ઉત્સાહ તેમની જીભમા કે કલમમા જ નહિ પણ તેમની રગેરગમા વહેતો હતો

**બાળ રામાયણ** (કાવ્ય) કર્તા પ્રભાશંકર જયશંકર પાઠક, પૃષ્ઠ ૧૨૮, કિંમત ૬ આના

"સૂરતમા ભરાયેલી સાહિત્ય પરિષદને અંગે યોજેલી ઈનામમાળાને અંગે આ પ્રવૃત્તિ થઈ હતી" અને તે હવે "બાળકો, કન્યાઓ અને સ્ત્રીઓને સમજાય તેવી વિસ્તૃત ટીકા અને શબ્દાર્થ સાથે પ્રકટ કરવામાં આવ્યુ છે" લેખક જણાવે છે કે થોડા દિવસમા આ કાવ્ય લખવાની જરૂર પડેલી હોવાથી ઉતાવળ કરવી પડી હતી અને તેથી ઉતાવળના જે ચિહ્ન આ કાવ્યમા સ્થળે સ્થળે દેખાય છે તે માટે વાચકો તેમને માફી આપશે પણ મનોહર અને સુશ્લિષ્ટ કાવ્યો લખવા માટે લેખકે જે કીર્તિ મેળવી છે તેને આ કૃતિ પણ પુષ્ટિ આપે છે. સામાન્ય જનોને સમજાય એવી ભાષા સરળ છે અને તેમા મધુર સંસ્કૃત શબ્દોની એટલી મીઠાવટ છે કે તેથી તે પ્રાચીન સમયના પુનિત સંસ્કારોને હૃદયમા જાગ્રત કરે શરૂઆતમા સારી અનુક્રમણિકા અને છેવટે જરૂરી ટીકા અને અર્થ આપીને લેખકે પોતાનુ લઘુ પુસ્તક જન સમુદાય માટે ઘણુ ઉપયોગી બનાવ્યુ છે

"આરંભના પત્રપરિચય" માં રા રામલાલ મોદીએ મહાકાવ્યોના સાર લખાવવાની સાહિત્ય પરિષદની પદ્ધતિ ઉપર અને રા પાઠકે ઇનામો માટે લખાએલા કાવ્યોની પરીક્ષા ઉપર જે કટાક્ષ કર્યા છે તેની અહીંઆ કંઈ જરૂર ન હતી

**કાવ્યામૃત વાણી**—(કાવ્ય) કર્તા રા રણછોડલાલ એમ વકીલ પૃષ્ઠ ૬૪, કિંમત ૪ આના

ધર્મ, તત્વજ્ઞાન, કુટુંબસ્નેહ અને સમાજ સુધારાના વિવિધ વિષયો ઉપર કાવ્યો આ સંગ્રહમા નજરે પડે છે લેખકના કેટલાક ભાવો સારા અને ઉપયોગી અને ઘણા અતિશય સામાન્ય છે ભાષા સરલ છે પણ એટલી ધારણી કે મનોહર નથી છંદો વિવિધ છે પણ કાવ્યો સહેલાઇથી વાચી શકાતા નથી અને કેટલી વાર તો કંઇ ખૂબી પણ નથી આમ લેખકનો હેતુ ઘણો સ્તુત્ય હોવા છતા તે સફળ થયો છે એમ કહી શકાય નહિ. તે સાથે કેટલીક વાર તો એમ પણ લાગે છે કે પોતાના વિચાર કાવ્યની પદ્યપંક્તિમાં સમાવવાને બદલે જો તેઓ સીધા ગદ્યમા જ કહે તો અસર વધારે સારી થાય

**સંમેલન સંગીતાવલી** (કાવ્ય) યોજક રા લલ્લુભાઈ શંકરભાઇ ભટ, પૃષ્ઠ ૨૭, કિંમત ૨ આના.

ઉનેવાલ અભ્યુદય માસિકમા પ્રસિદ્ધ થએલા તેમજ શ્રીયુત ઓંકારનાથ ગૌરિશંકર ઠાકરે આપેલા ગીતો આ લઘુ પુસ્તકમાં પ્રકટ કરવામા આવ્યાં છે તે મુખ્યત્વે કરીને જ્ઞાતિના ઉદય વિષે છે અને તેથી તેના કવિત્વની પરીક્ષા કરવી વ્યર્થ છે

**શ્રી પુના ગુજરાતી બન્ધુસમાજ** ( અહેવાલ ) ૧૯૧૩-૧૬ પ્રકાશક રા અબાલાલ હરિભાઇ પટેલ પૃષ્ઠ ૧૬

આ અહેવાલની એક નકલ અમને મળી છે અને તે વાચીને તેમજ અગત અનુભવથી અમે બેધડક કહીશુ કે આ સસ્થા જેટલી સગીન વ્યવસ્થા અને પરમ ભ્રાતૃભાવથી કાર્ય કરતા વિદ્યાર્થીમડળો ગુજરાતમા થોડા જ છે વિદ્યાર્થીઓ પોતે લેખો વાચે છે, ભાષણો કરે છે અને મેળાવડા ભરે છે એટલુજ નહિ પણ મુબાઇ અને બીજે સ્થળેથી પ્રતિષ્ઠિત ગુજરાતીઓને ખાસ પૂને બોલાવીને ભાષણો અપાવે છે અને તેવા ગ્રહસ્થો અનાયાસે ત્યા આવે ત્યારે તેમને મળનાના ખાસ પ્રસગો ઉપસ્થિત કરે છે અમે અત:કરણપૂર્વક આ સમાજને સપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેના વિદ્યાર્થી સભાસદો મુબાઇ ઇલાકાના—કદાચ આખા હિન્દના—ઉત્તમ બુદ્ધિક્ષેત્રમા પોતાના જીવનના કેટલાક ઉત્તમ વર્ષો માથી ગુજરાતમા પાછા ફરશે ત્યારે દક્ષિણના સ્વદેશાભિમાન અને કર્તવ્યબુદ્ધિની સાથે "ગરવી ગુજરાત" માટે થોડી શ્રદ્ધા અને થોડી મમતા તેમના અતરમા મેળવી જાગૃત થઇ હશે

**ભગીની સમાજ** ૧૯૧૭ પ્રકાશક રા કરસનદાસ જે ચીતળીઆ, હિન્દસેવક સમાજ, મુબાઈ આ સસ્થાના કાર્યનો જે ટૂક હેવાલ હમણા પ્રકટ થયો છે તે આ અકની સાથે જ બાધવામા આવ્યો છે વાચકોને તે ધ્યાનપૂર્વક વાચવા વિજ્ઞપ્તિ છે

## નોંધ.

### મી. લાયનલ કર્ટીસનો પત્ર.

ગયા માસમા જો કોઇ વિષય વધારેમા વધારે ચર્ચાયો હોય તો તે આ પત્ર છે. એક પાસ ઘણા વિચારવંત વક્તાઓએ અને હિન્દી પત્રકારોએ તેના ઉપર સખ્ત ટીકા કરી છે, ત્યારે બીજી પાસ ઘણાં એંગ્લો-ઇન્ડીઅન પત્રોએ, કોઇ હિન્દી લેખકોએ અને છેવટે સયુક્ત પ્રાતના લેફ્ટનન્ટ ગવર્નર સર જેમ્સ મેસ્ટને તેનો થોડો કે ઘણો બચાવ કર્યો છે આ સંયોગોમા તે પત્રના મુદ્દાનું કાંઇક ઝીણુ પૃથક્કરણ કરવાની અમને જરૂર લાગે છે.

કેટલીક પ્રાસ્તાવિક બાબતો જણાવ્યા પછી પત્રમા લખ્યું છે કે "આપણી ખાત્રી થઇ છે (અને બીજા ઘણાની હવે ખાત્રી થઇ છે) કે બ્રિટીશ ટાપુઓની સાથે સરખી પાયરી ઉપર સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના બ્રિટીશ રહીશોને સામ્રાજ્યની ગંભીર જવાબદારી સોંપવામા આવે નહિ તો બ્રિટીશ મહારાજ્ય ટકી શકશે નહિ. આ હેતુસર સામ્રાજ્યની સરકારનું યંત્ર એવી રીતે સુધારવું જોઇએ કે જેથી તેમા સંસ્થાનોની પ્રજાનો પ્રવેશ થાય" આ પત્ર પહેલાં "સામ્રાજ્યનો મહાપ્રશ્ન" (The problem of the Commonwealth) એ વિષે મી. કર્ટીસે જે પુસ્તક પ્રગટ કર્યું છે તેમાં, ઇતિહાસ અને તર્કની અનેક દલીલો વિસ્તારપૂર્વક યોજીને તેઓ આજ સિદ્ધાન્ત

પૂરવાર કરવાને પ્રયત્ન કરે છે, એટલે તે વિષે તો કંઇ શંકા હોઇ શકેજ નાહ. આમાંથી તેજ લેખકના અભિપ્રાય પ્રમાણે નીચેની ત્રણ વસ્તુઓ ફલિત થાય છે.

(૧) પરરાજ્યો સામે સંબંધ, સામ્રાજ્યનું રક્ષણ, લશકર, નૌકાસૈન્ય, તેના જુદા જુદા દેશો વચ્ચે વેપારના નિયમો વગેરે જે વિષયોનો નિર્ણય કરવાની અત્યાર સુધી બ્રિટિશ ટાપુઓની પ્રજાને જ સત્તા હતી, તેમાં હવે સંસ્થાનોની ગોરી પ્રજાને હિસ્સો આપવો પડશે આ સત્તાની સાથે સામ્રાજ્યના ખર્ચનો વ્યાજબી ભાગ સંસ્થાનોને શિર રહેશે

(૨) સામ્રાજ્યમાં બ્રિટિશ ટાપુઓ અને સંસ્થાનોના ઉપરાંત બીજી વસ્તી પણ ઘણી મોટી છે માટે આ સુધારાથી સામ્રાજ્યના જે ૩૭૦,૦૦૦,૦૦૦ લોકોને સ્વરાજ્ય મળ્યું નથી, તેના ભાગ્ય અને ભવિષ્ય ઉપર સંસ્થાનોની પ્રજા અધિકાર મેળવશે.' આનો અર્થ થઈ શકે કે હિન્દ, ઇજીપ્ત, ક્રાઉન કોલોની વગેરે જે દેશો ઉપર હાલ ઇંગ્લંડ રાજ્ય કરે છે તેના ઉપર હવે ઇંગ્લંડ અને સંસ્થાનો રાજ્ય કરશે. જે નવી પાર્લામેન્ટને સામ્રાજ્ય બધી સત્તા સોંપવામાં આવશે તેમાં ઇંગ્લંડ અને સંસ્થાનોના ગોરા પ્રતિનિધિઓ બેસશે અને પરિણામે જે પરાધીન દેશો ( Dependencies ) હાલ ફક્ત ઇંગ્લંડને તાબે છે તે સંસ્થાનોનાં પણ તાબેદાર બનશે "સામ્રાજ્યની જવાબદારી," "સ્વરાજ્યની ટેવ પાડવાનો ઉચ્ચ હેતુ" વગેરે શબ્દોના જાળમાથી આ મુદ્દો સ્પષ્ટ રીતે તરી આવે છે, કારણ કે મી. કર્ટીસ બેધડક જણાવે છે—અને આ વિષે મી વર્સ્ટફોલ્ડ જેવા બીજા લેખકોના અભિપ્રાય જુદા છે—કે બ્રિટીશ ગોરી પ્રજાઓના આ એકત્ર રાજતંત્રમા હિન્દ વગેરે દેશો પ્રવેશ કરી શકે જ નહિ

૩. "આપણી નવી અને સુધરેલી સામ્રાજ્યની સરકારને હિન્દ અને મધ્ય આફ્રીકાની ( ક ) આન્તર વ્યવસ્થા ઉપર અને ( ખ ) બીજા દેશો અથવા રાજ્યો સાથેના સંબધ ઉપર કાબુ રાખવો પડશે." આ વિચાર પત્રમા તો નોંધવામા જ આવ્યો છે પણ તે માટે દલીલો તેમના પુસ્તકમા મળી આવે છે તેમાં તેઓ ગભીરપણે જણાવે છે કે, હિન્દ જેવા દેશોની આન્તરવ્યવસ્થા ઉપર કંઇ કાબુ સંસ્થાનવાસીઓને મળે નહિ તો તેઓ તેના રક્ષણની જવાબદારી સ્વીકારે જ નહિ આ સિદ્ધાન્તમા જે મતાધતાં અને ઉદ્ધતાઈ જણાય છે તે ઉપર હાલ ટીકા નહિ કરીએ—તે તો આ અંકમાં શરૂ કરેલી જુદી લેખમાળામા થશે

આટલા વિચારો મી કર્ટીસે ચોક્કસ રીતે—જરા પણ આનાકાની વગર જણાવ્યા છે—એની તો કોઇએ હજી સુધી ના પાડી નથી અને તેથીજ દરેકે દરેક હિન્દીવાનના હૃદયમાં ક્રોધ અને અવિશ્વાસની તીવ્ર લાગણીઓ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. આ વિષે મી. પોલાકે અલહાબાદમાં આપેલા પોતાના ભાષણની અંતમાં જે 'હૃદયભેદક' શબ્દો કહ્યા હતા તે અત્રે ટાંકીનેજ અમે સંતોષ માનીશું.

૧ બીજા કોઇ પણ બ્રિટિશ પ્રજાજન જેટલો સરકારને વફાદાર હોવાનો હું દાવો રાખું છું, પણ મારે કબુલ કરવું જોઇએ કે જે દિવસે આ દેશના રાજ્યમા સંસ્થાનોને ભાગ લેતાં હું જોઇશ તે દિવસે મારી વફાદારીને મજબૂત ધક્કો પહોંચશે મારે એ પણ કહેવું જોઇએ કે જે સંસ્થાનોએ હજી સુધી પોતાના

સ્થાનિક કારભારના સંબંધમા સ્વરાજ્યની ઉંચામા ઉંચી કોટિએ પહોચવાની અશક્તિ બતાવી છે અને પોતાના દેશમા રહેતા હિન્દીવાનો તરફ વર્તણુકના સંબંધમા જ્યારે સામ્રાજ્યના મહાન પ્રશ્ન ઉકેલવાની નાલાયકી તેમણે બતાવી છે—જ્યારે આવિધી વસ્તુઓ બની છે ત્યારે હિન્દુસ્તાનના રાજતંત્રના કામમાં જો સંસ્થાનોને કંઈ પણ ભાગ આપશે તો તેથી સામ્રાજ્યના ઉપર એક મોટામા મોટી આફત આવશે રાઉન્ડ ટેબલ મંડળના રાજપુરૂષો કહે છે કે આન્તર કારભાર સુદ્ધાંત સમગ્ર પરદેશીય રાજનીતિના કામમા સંસ્થાનોને જો કંઇ પણ ભાગ આપવામા આવશે નહીં તો બ્રિટિશ સામ્રાજ્ય ટકી શકશે નહી જો આ ખરૂં હોય તો રાઉન્ડ ટેબલના રાજપુરૂષોએ પોતે અથવા બ્રિટિશ સત્તાધીશોએ, આ દેશના અધિકારીઓએ કે સંસ્થાનોના પ્રધાનોએ કદી પણ ધાર્યો હોય એના કરતા વધારે તીવ્ર દ્વેષ આ દેશમા સંસ્થાનો સામે આમ ઉપજાવીને—આ દેશની ખગળમાં ખરાબ લાગણીઓને જાગૃત કરીને સામ્રાજ્યનો નાશ થાય એના કરતા હાલની સ્થિતિમાં તેનો નાશ થાય એ ઘણું જ વધારે સારૂ—ઘણું જ વધારે માનભરેલું છે એમ હું માનું છુ. હું એમ પણ માનું છું કે આ દેશના કારભારમા કંઇ પણ ભાગ લેવાને માટે પોતાની સ્વતંત્રતાના થોડા અંશનો ભોગ આપવાને સંસ્થાનોને સમજાવવાનુ કાર્ય ઘણુ મુશ્કેલીભર્યું નીવડશે. વધારામા હુ માનુ છુ કે આ દેશના રાજ્યમા કંઇ પણ હિસ્સો સંસ્થાનોને આપવાને બ્રિટિશ પ્રજાને સમજાવવુ એ પણ ઘણુ મુશ્કેલ છે મારી ખાત્રી છે કે આ દેશની પ્રજા એવી કોઇ પણ આફત પોતાનાપર પડવા દેશે નહીં પરંતુ જો કોઇ પણ દિવસ એવુ બને કે હિન્દને સંસ્થાનોનુ તાબેદાર બનાવવામાં આવે તો, તે દિવસે બ્રિટિશ સામ્રાજ્યનો અંતકાળ સમીપમા આવશે

## હિન્દ અને મધ્ય આફ્રીકા.

જો આવા ગંભીર નિશ્ચય ઉપર મી. કર્ટીસ આવ્યા છે તો પછી હિંદમા શો વિચાર અને અભ્યાસ કરવા આવ્યા છે?—એ પ્રશ્ન કોઇને થશે. હિન્દના પ્રજાજનો આન્તર વ્યવસ્થા પણ કરી શકે નહિ અને તેમના પ્રતિનિધિ સામ્રાજ્યની નવી પાર્લામેન્ટમાં બેસી શકે નહિ, એ વિષે તો અહીંયા આવ્યા પછી પણ તેમને કંઇ પણ શંકા થઇ હોય એમ જણાતુ નથી પણ તેઓ એ મહાન સવાલનો ઉકેલ કરવા આવ્યા જણાય છે કે સામ્રાજ્યના બધા પરાધીન દેશોને સરખા ગણવા કે દાખલા તરીકે મધ્ય આફ્રિકા અને હિન્દ વચ્ચે કંઇ પણ ફેર ગણવો? હિન્દના રાજતંત્રમા હિન્દીવાનોને સલાહ આપવાનો અધિકાર આપવામાં આવ્યો છે તેવો સામ્રાજ્યની સરકારના સંબંધમાં આપવો કે નહી?—આ એક જ સવાલ વિષે તેઓ પોતે કાંઇક અનિશ્ચય જણાવે છે અને જેમને પોતે પત્ર લખે છે તેમનો અભિપ્રાય માગતા જણાય છે. તેમને ન્યાયની ખાતર જણાવવું જોઇએ કે તેમના એક વાકયથી કંઇક ગેરસમજ ઉત્પન્ન થઇ હોય એમ જણાય છે. તેઓ લખે છે "કે જો પરદેશીય રાજનીતિના સંબંધમા હિન્દ અને મધ્ય આફ્રિકાને એક પાયરી ઉપર મૂકવાની જરૂર જણાય તો બેશક આપણે તેમ કરવું જ જોઇએ, પણ તે સાથે એક વાત ધ્યાનમા રાખવી જોઇએ કે અત્યાર સુધીમા પ્રકટ કરવામાં આવેલા પુસ્તકોમાં જે સુધારાની હીમાયત કરવામાં આવી છે તે એવી ચળવળ હિન્દમાં ઉશ્કેરશે કે જેથી–મારા સમજવા પ્રમાણે–કદાચ લોહી પણ રેડાય" અહીઆ પણ હિંદ જાણે સામ્રાજ્યની શેત્રંજમા એક નજીવું સોકટું હોય એમ તુચ્છકારની કર્કશ વૃત્તિ તો દેખીતી જ છે. પણ અલબત એક લખકે જણાવ્યું છે તે પ્રમાણે મી. કર્ટીસનો હેતુ તો તેમના મિત્રોને ચેતવણી

આપવાનો જ છે. પછીનાં જ વાક્યોમાં તેઓ સ્પષ્ટ રીતે જણાવે છે કે " હિન્દમા જે કંઈ જાહેર મત છે તેની અસર જેટલે અંશે આપણે ફક્ત હિન્દની રાજનીતિમા થવા દઈએ છીએ તેટલે અંશે પરદેશીય રાજનીતિ ઉપર પણ તેની છાપ પડી શકે એવો કઇ રસ્તો આપણે યોજવો જોઈએ ? " આમ એક ને બદલે પાંચ પ્રજાઓ જ્યારે હિન્દ ઉપર રાજ્ય કરે ત્યારે હિન્દના રાજતંત્રમાં હિન્દીવાનોને જેટલો અધિકાર (?) છે તેટલો સામ્રાજ્યની સત્તાના સંબંધમાં તેમને આપવો જોઈએ કે નહિ એ સવાલનો ઘણા જ ઉદાર હૃદયથી અને વિશાળ ચિત્તથી વિચાર કરવા માટે આપણે મી. કર્ટીસને ધન્યવાદ આપીશું. ખરેખર, આપણી આસપાસ બરાબર બેડીઓ જડી આપણને જરા હરવા ફરવા દેવાનું સૂચન કરવા માટે—અથવા આપણને ઘોર અંધારા ભોંયરામાં પૂરી, જીવવા માટે જરૂરી હવા આપવાની દયા કરવા માટે આપણે તે સન્મિત્રનો જેટલો આભાર માનીએ તેટલો ઓછોજ છે.

કયા વિષયનો ખુલ્લા દિલથી અભ્યાસ કરવા મી કર્ટીસ હિન્દમા આવ્યા છે તે આપણે જોયુ, અને એ ઉપરથી જે આવકાર તેમને આ દેશમા મળ્યો છે તે અયોગ્ય તો ન જ કહી શકાય. પોતાનો ગુન્હો કંઇક ઓછો કરવાના હેતુથી તેમણે જણાવ્યું છે કે આ વિચારો—જેવા છે તેવા—મારા જ છે, આખા રાઉન્ડ ટેબલના મંડળના નથી અને તે મંડલ તો ઘણીજ નિષ્પક્ષપાત રીતે સામ્રાજ્યના સવાલનો અભ્યાસ કરવાને માટે રચાયું છે. પણ જો તેમના ધ્યાનમા હોત કે દક્ષિણ આફ્રિકામાં તેમણે જોએલા અજ્ઞાન કુલીઓ આગળ નહિ—જો કે ત્યાં પણ બીજી ઉજળી હિન્દી પ્રજા વસતી હતી—પણ બાહોશ અને આત્માભિમાની હિન્દીવાનો આગળ તેઓ બોલે છે તો તેઓ આમ આપણી આંખ ઉપર ધૂળ નાખવાનો વ્યર્થ પ્રયત્ન કરત નહિ વિદ્યાર્થીઓની " ડીબેટીંગ કલબો " શિવાય દુનીઆમાં એવા કોઇ વગવાળા—અને તે પણ રાજકીય મંડલો હોય છે કે જે કોઇ સિદ્ધાન્ત મુકરર કર્યા શિવાય કેવલ અભ્યાસ કરવાને માટે સ્થપાય છે ? પણ આપણે બહુ દૂર ન જતા તે મંડળ તરફથી પ્રકટ થતું " રાઉન્ડ ટેબલ ત્રિમાસિક " જોઈશું તો આપણને જણાશે કે સામ્રાજ્યની એકતા વધારવાના હેતુથી આ મંડળ અને ત્રિમાસિક સ્થપાયાં છે. આ એકતાનો શો અર્થ છે તે ઇંગ્લંડની રાજનીતિના થોડા પણ પરિચયમા રહેનાર દરેક માણસ જાણે છે અને તે એ જ છે કે આખા સામ્રાજ્ય માટે ઈંગ્લંડના અને સંસ્થાનોના પ્રતિનિધિરૂપ એક રાજતંત્ર સ્થાપવું. તેમના પુસ્તકની પ્રસ્તાવનામાં તેમણે પોતાના સિદ્ધાન્તોની રચનાનો ઇતિહાસ આપ્યો છે અને તે ઉપરથી પણ જણાય છે કે સામ્રાજ્યના બંધારણની ચોક્કસ સૂચનાઓ ઉપર " રાઉન્ડ ટેબલ "ના બધા સભાસદોના—અને તેમાં સંસ્થાનોના કેટલાક સ્થાનો પણ છે તેમના અભિપ્રાય મેળવ્યા પછી એ પુસ્તક લખાવામાં આવ્યું છે, અર્થાત તેમાનો અક્ષરે અક્ષર બધા સભાસદોને સંમત ન હોય તો પણ તેના મુખ્ય સિદ્ધાન્ત વિષે તો તેઓ એકમત છે. આથી પણ સારામા સારો પુરાવો તો આ પત્ર જ આપે છે.' જે નવ મુદ્દાઓ ઉપર તારવવામાં આવ્યા છે, તે વિષે " આપણે " સંમત છીએ એમ તેઓ જણાવે છે એ "આપણે" તે આ મંડલના સભાસદ

શિવાય બીજા કોઇ હોઇ શકે? મુખ્ય મુદ્દાનો પાટો નિશ્ચય કરી, તેનો વેગભર પ્રચાર કરવાને અને વિગતોનો વિચાર કરવાને મંડળ સ્થાપવું અને તેને "અભ્યાસીઓનું મંડળ" કહેવું એ ભાષાનો કેવળ દુરૂપયોગ છે. રાઉન્ડ ટેબલ ત્રિમાસિકના સહી વગરના લેખો, કોઇના અભ્યાસ માટે પ્રકટ કરવામાં આવે છે કે ચળવળ માટે?

મી. કર્ટીસના મુખ્ય વિચારો તે તેમના મંડળના વિચારો છે અને તે ધીમે ધીમે પ્રસરતા જાય છે—જો કે તેની સામે પણ કેટલાક વિદ્વાન અને અનુભવી રાજપુરૂષો લખે છે; માટે તે ઉપર જેટલું વિવેચન થાય તેટલું ઓછું જ છે.

## સામ્રાજ્ય પરિષદમાં હિન્દનું પ્રતિનિધિત્વ.

આ માસમાં જે સામ્રાજ્ય પરિષદ ભરાવાની છે તેના સંબંધમાં 'હિન્દના પ્રતિનિધિઓ (૧) હિન્દની ધારાસભા તરફથી ચુંટાવા જોઇએ અને (૨) તેમને હિન્દી વજીરને મદદ કરવાનો નહિ પણ પરિષદમાં ભાગ લેવાનો અધિકાર આપવો જોઇએ એવા મુદ્દાનો ઠરાવ કોંગ્રેસે પસાર કર્યો હતો. ગયા માસમા આપણને ખબર પડી છે કે બ્રિટીશ હિન્દ તરફથી સર જેમ્સ મેસ્ટન અને સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ અને દેશી રાજ્યો તરફથી બીકાનેરના મહારાજાને સરકારે નીમ્યા છે. આ ખબરપત્રમાં જ જણાવ્યું હતું કે આ ગૃહસ્થો હિન્દી વજીરના સહાયક તરીકે જ કામ કરશે, એટલે આપણી બન્ને માગણીઓ દેખીતી રીતે નિષ્ફળ થઇ છે. સરકારના મોટા અમલદારો કેટલીક વાર એવો દાવો કરે છે કે અમે જ્યારે જ્યારે જાહેર મત અમારા જાણવામાં આવે છે ત્યારે તે અમે મિત્રભાવે ધ્યાનમા લઇએ છીએ. આ પ્રસંગમાં જાહેર મત જણાયો ન હતો એમ તો કહી શકાય એમ નથી. કારણ કે આખા હિન્દના વધારેમાં વધારે પ્રતિનિધિઓ જે રાષ્ટ્રીય સંમેલનમાં લખનૌમાં હાજર રહ્યા હતા તેણે ઉપર પ્રમાણે ઘણો જ સ્પષ્ટ ઠરાવ પસાર કર્યો હતો અને તે સરકારને તારથી મોકલાવ્યો હતો. તેમ આપણી માગણી હદબ્હારની કે અણસમજુ હતી એમ પણ કહી શકાય નહિ. મી. ચેમ્બરલેન સામ્રાજ્યસભામાં હિન્દ તરફથી બોલે અને સર સિંહ અને બીકાનેરના મહારાજા ફક્ત તેમના કાનમાં જ વાત કરે એ આપણને અસહ્ય લાગે છે. 'ધી નેશન' પત્ર ખરૂં જ લખે છે કે "હિન્દ મી. ચેમ્બરલેન વિષે શું જાણે છે અને મી. ચેમ્બરલેન હિન્દ વિષે શું જાણે છે?"

સર સિંહ અને બીકાનેરના મહારાજા વિષે વ્યક્તિપરત્વે તો અમારે સંતોષ જ દર્શાવવાનો છે. મુંબાઇની કોંગ્રેસના પ્રમુખ તરીકે જે ભાષણ સર સિંહે આપ્યું હતું તે-બધા મતભેદોનો વિચાર કર્યા પછી પણ-અમે પણ કેટલાક મતભેદ દર્શાવ્યા હતા-ઘણું જ સંગીન અને વ્યવહારિક હતું. લશ્કરી નોકરી અને હથીયારોના ઉપયોગના સંબંધમાં તેમણે જેવાં વજનદાર વચનો કહ્યાં હતાં તેવા તેમની પહેલા કે પછી બીજા કોઇએ કહ્યા નથી. આથી અમારા મનમા તો જરા પણ શંકા નથી કે જે મર્યાદિત કાર્ય માટે સર સિંહ ઇંગ્લંડ જાય છે, તે નિશંક હિન્દના આ હિતની દૃષ્ટિથી અને અસાધારણ શક્તિથી તેઓ કરશે. બીકાનેરના મહારાજાએ અત્યાર સુધીની પોતાની રાજનીતિથી તેમજ દેશી રાજાઓની સભામાં પોતાના વર્તન અને ભાષણથી આખા હિન્દમાં નામના મેળવી છે; અને જો કે આ કાર્ય માટે

હુશીઆર રાજાને ઘણી સહેલાઇથી નીમી શકાત તો પણ આપણે તેમની નીમણુકથી રાજી થયા છીએ.

એક જ નીમણુક સામે ઘણો સખ્ત વિરોધ દર્શાવવામાં આવ્યો છે—અને તે સર જેમ્સ મેસ્ટનની નીમણુંક સામે. બ્રિટીશ હિન્દ તરફથી એક અમલદારને મોકલવામાં આવે એ તો સ્વાભાવિક છે. પણ જો સર જેમ્સ કરતાં વધારે સશક્ત અને ખાસ કરીને ઉદારચરિત અમલદાર હિન્દી સરકારની નોકરીમાં ન હોય તો ખરેખર આપણે નિરાશ જ થવાનું છે તેઓ જે પ્રાંતમાં હોદ્દો ભોગવે છે ત્યાંની પ્રજા તેમનાથી સંતુષ્ટ નથી—એટલે સુધી કે તેમનો હોદ્દો થોડો પણ લંબાય એ જોવા તે ખુશી નથી. ઉપરાત "રાઉન્ડ ટેબલ" ના પ્રવાસી મંત્રીને મદદ આપવાના જે મહાન કાર્યમા તેઓ રોકાયા હતા તેથી તેમણે આખા દેશની સખ્ત ઇતરાજી મેળવી છે, પણ આપણને ન ગમે તેવુંજ પગલું ભરવામા સરકારને કેટલીક વાર વિચિત્ર મજા પડે છે !

આ નીમણુકો સામે પોકાર કરવો નિષ્ફળ છે. પણ મી. હોર્નિમેને મુંબાઇની એક જાહેર સભામાં રજુ કરેલા ઠરાવ મુજબ આપણે એટલુ તો માગી શકીએ કે હિન્દી વજીર સાથે ખાનગી મસલત કરવાનો જ નહિ પણ પરિષદના સભાસદો તરીકે તેના કાર્યમાં ભાગ લેવાનો અધિકાર તેમને આપવો જોઇએ. આ પરિષદમાં દરેક રાજ્ય તરફથી એક જ મત આપી શકાય છે પણ તે સબંધમાં સહેલાઇથી કંઇ યોગ્ય વ્યવસ્થા થઈ શકે. આ અણીના સંયોગોમાં ભરેલી પહેલી જ સામ્રાજ્યપરિષદમા હિન્દના ખરા પ્રતિનિધિત્વના મૂળ સિદ્ધાન્તનો ભંગ કરી સરકારે આપણી આતુર લાગણી ઉપર ઘા કર્યો છે. પણ જો હિન્દના નીમાએલા સભ્યોનો અવાજ પણ ઇતિહાસના ક્રમમા પહેલીવાર આ મહારાજ્યની સભામાં સંભળાશે તો આપણો ઘા કંઇક રૂઝાશે.

## ગીરમીટીયા મજુરીનો અંત.

ગીરમીટીઆ મજુરી બંધ કરવાનો ઑ. પંડિત માલવીયાનો ઠરાવ લૉર્ડ હાર્ડીંજે સ્વીકાર્યો ત્યારે આપણને એમ લાગ્યું હતું કે હવે તો તેનો અંતકાલ સમીપમા જ આવ્યો, પણ લૉર્ડ ચેમ્સફર્ડે વડી ધારાસભાની બેઠક શરૂ કરતાં ગયા વર્ષમાં જે ભાષણ કર્યું હતું તેમા તે વિષે જે કહેવામાં આવ્યું હતું તે બીલકુલ આશાજનક ન હતું. છતા તે વાચીને વધારેમાં વધારે શંકાશીલ માણસની કલ્પનામાં ભાગ્યે જ આવ્યુ હશે કે કરારનામાથી સંખ્યાબંધ અજ્ઞાન પુરૂષો અને સ્ત્રીઓને પરદેશ લઇ જવાની પદ્ધતિ વર્ષો સુધી કાયમ રહેશે. પણ આપણા પરમ મિત્ર મી. સી એફ એન્ડ્રુસ—જેમણે હિન્દની સેવા કરવાને ખાતર ધર્મગુરૂ તરીકે પોતાનો હોદ્દો છોડી દીધો છે અને જેમણે મી. પીઅર્સન સાથે ફીજીમા હિન્દી મજુરોની સ્થિતિ વિષે તપાસ કરી એક વિગતવાર હેવાલ એક વર્ષ ઉપર પ્રકટ કર્યો છે—તેમણે વર્તમાનપત્રોમા એક પત્ર લખીને જણાવ્યુ છે કે ફીજી ટાપુમાં એવી વાત છૂટથી કરવામા આવે છે કે આ ઘોર અને ત્રાસદાયક પદ્ધતિ

હજી પાંચ વર્ષ સુધી ચાલવાની છે. વધારામાં એમ પણ જણાય છે કે ઇંગ્લંડ સંસ્થાનોના મંત્રી તરફથી મળેલી ખબરને આધારે આવી વાત કરવામ આવે છે અને તેથી આપણે તે સંબંધમાં આખા દેશની લાગણી—કારણ કે આ વિ આપણો વિચાર હવે આપણા હૃદયમાં એટલો ઉંડો ઉતર્યો છે કે જેથી તેનું લાગણીમ પરિવર્તન થયુ છે—તે વધારેમાં વધારે અસરકારક અને હૃદયવેધક રીતે દર્શાવાય ગ ઘણુંજ જરૂરનુ છે. અલહાબાદ, મદ્રાસ વગેરે કેટલાંક સ્થળના પ્રજાજનોએ આ પદ્ધતિ સત્વર નાબુદ કરવાના ઠરાવો જાહેર સભામા પસાર કર્યા છે. અને આ પાનાં વાંચના સર્વેને પોતાના ગામ કે શહેરમાં આ વિષે પ્રજામત જાગૃત કરી બને તો જાહેર સભ મેળવવા અંતઃકરણ પૂર્વક વિનંતિ છે.

પ્રયાગમા હમણા મળેલા માઘમેળા વખતે મી, એન્ડ્રુસે જે નીચેનો પત્ર વહેંચ્યે હતો તે ઉપરથી ગીરમીટની પદ્ધતિના ઘોર અનર્થનો કંઇક ખ્યાલ આવશે.

## હિન્દની માતાઓને વિનંતિ.

ફીજીમાં વસતી તમારી હિન્દી બ્હેનોની વિપત્તિઓ મેં મારી નજરો નજ જોઇ છે.

તે દૂરના મુલકમાં પોતાના સંકટમાં મારી મદદ માગવા અશ્રૂપૂર્ણ આંખોએ મારી આગળ તેઓ દરરોજ આવતી હતી.

ગંદકી અને બદી વચ્ચે રહેતાં પોતાનાં નાનાં બાળકો તેમણે મને દેખાડ્યાં છે

જો આ ત્રાસ અને નામોશી સામે આપણે પોકાર નહિ ઉઠાવીએ તો જરા પણ ફેર ફાર શિવાય તે સ્થિતિ ચાલુ રહેશે અને તેવાં નવા બાળકો જન્મશે.

પવિત્ર ભ્રાતૃભાવ અને નિર્દોષ બાળકોની ખાતર તેમજ તમારી બ્હેનોનાં આંસુને યાદ કરીને પ્રભુની પ્રાર્થના કરો કે પ્રભુની પૃથ્વીમાથી આ અનર્થ દૂર થાય

સી. એફ. એન્ડ્રુસ.

મી એન્ડ્રુસે વારંવાર ગળગળા અવાજે કહ્યુ છે તે પ્રમાણે આ પદ્ધતિને ચાલુ રાખવા સામે એકજ મોટામા મોટું કારણ છે—અને તે નીતિ અને મનુષ્યત્વનુ. હિન્દ સરકારના એક કાયદા પ્રમાણે—અને તે હજી સુધી રદ કરવામા આવ્યો નથી—કરાર નામાથી જે માણસોને સરકારે મુકરર કરેલી આગબોટોમાં લઇ જવામાં આવે તેમ ઓઓનું પ્રમાણ પુરૂષોથી ત્રીજા ભાગનું હોવું જોઇએ. આ પ્રમાણે એમ ધારો એક વહાણમાં ૭૫૦ પુરૂષો અને ૩૦૦ સ્ત્રીઓને હિન્દને કીનારેથી એક વહાણમા વિદા કરવામાં આવ્યા કેવા છળકપટથી અજ્ઞાન મનુષ્યોને અને ખાસ કરી ગામડ ભોળી બાળાઓને સંસ્થાનોના તરકટી અને ક્રૂર દલાલો ફોસલાવી કરારનામા ઉપ સહી કરાવે છે—યાત્રાના સ્થાનમા ભૂલી પડેલી ગાભરી બનેલી સ્ત્રીઓને તેમન સંબંધી પાસે લઇ જવાનું ખોટું બ્હાનું બતાવી તેમને કેવી રીતે ધાક છળથી કલકત્તે મોકલી દેવામા આવે છે—તે તો આપણે બાજુએ મૂકીશું, અ પોતાની જરા પણ ઇચ્છા શિવાય પોતાનાં સગા અને દેશથી દૂરના ?

ઘણા ત્રાસદાયક સંયોગોમાં વર્ષો સુધી સખ્ત મજુરી કરવી એ કરતાં વધારે અસહ્ય શું હોઇ શકે? હવે આ ૩૦૦ સ્ત્રીઓમાંની ૧૫૦ સ્ત્રીઓ ૭૫૦ પુરૂષોમાંના ૧૫૦ ને પરણેલી છે, એમ આપણે માનીએ અને તેમનો પણ વિચાર બાજુએમૂકીએ —જો કે તેમની સ્થિતિ પણ અતિશય કરૂણાજનક હોય છે. પણ આ વાત તો ચોખ્ખી જ છે કે બાકીના ૫૦૦ પુરૂષો અને ૧૫૦ સ્ત્રીઓ--અને તે બધાં ૨૦ અને ૩૦ વર્ષની વચ્ચે હોયછે-સંસાર અને નીતિના કંઇ પણ સંબંધ શિવાય એક બીજાના ગાઢ સહવાસમાં આવે છે-ન ખાય છે અને પરિણામ શું આવે છે? આગબોટ જ તેમની અનીતિની પહેલી શાળા બને છે પણ સંસ્થાનમાં તો આડો આંક વળે છે. મનુષ્યના કોઇ પણ નિવાસ સ્થાનથી સાત દશ કે તેથી પણ વધારે માઇલ દૂર સુંબાઇની ખરાબમાં ખરાબ ચાલીને લજવે એવી લાઇનોમાં આ પુરૂષો અને સ્ત્રીઓને ખીચોખીચ રાખવામા આવે છે. પછી જે નિર્લજ્જ અનીતિ અને તેમાથી નીપજતા જે ગંભીર કજીયા ત્યાં થાય છે તેનો ખ્યાલ કોઇ કવિ કે કાદબરીકારને પણ ભાગ્યેજ આવી શકે—તે તો આપણે આપણા મનમાજ કલ્પનાથી મેળવી શકીયે જો પુરૂષો અને સ્ત્રીઓ સરખી સંખ્યામા હોય તો પણ તેમની વચ્ચે કંઇ પણ સાંસારિક સંબધ ન હોવાથી ગમે તે પુરૂષ ગમે તે સ્ત્રી સાથે સ્વેચ્છાપૂર્વક સંબધ રાખી શકે અને પરિણામે, ઇર્ષ્યાના કલહો, મારામારી અને કાપાકુપી વગેરે નીપજે. પણ અહીંયા તો લગભગ ત્રણ પુરૂષ વચ્ચે એક સ્ત્રી હોય છે એટલે તો પછી શું કહેવું? સ્વાભાવિક રીતે એક સ્ત્રી સાથે એકી વખતે અનેક—અને તે પણ જુદે જુદે વખતે જુદા જુદા—પુરૂષો સંબંધ રાખે છે, એક બીજાની અદેખાઇથી ઘણા પુરૂષો માંહોમાંહે લ્હડે છે અને ક્વચિત એક બીજા ઉપર તેમજ સ્ત્રી ઉપર ઘા કરે છે, અને આમ ગુન્હા અને ખુનનુ પ્રમાણ હિન્દીવાનોમા એટલુ મોટું આવે છે કે તેથી ફીજી ટાપુમાં હિન્દીજ મોટામા મોટો ગુન્હેગાર ગણાય છે. આત્મઘાતનું પ્રમાણ પણ આજ કારણોથી ઘણું મોટું છે. મજુરોના ઘણા જમાદારોએ મી એન્ડ્રુસને મ્હોંએ કબૂલ કર્યું છે કે, આવા પ્રસંગ એટલી બધી વાર બને છે કે પછી તેમને દરેક સ્ત્રી માટે અમુક પુરૂષોને નિયત કરવાની જરૂર પડે છે. આ સ્થિતિમાં ઉત્પન્ન થતાં ન્હાનાં બાળકોનો વિચાર જો આપણે કરીશુ તો આપણા હૃદયમાથી કંપારી છૂટશે, આપણું લોહી રગમાં ઠરી જશે. અને એમ લાગશે કે આના કરતાં સાક્ષાત નરક પણ વધારે સારૂં હોય.

મી. એન્ડ્રુસે જણાવ્યુ છે કે કલકત્તાની ડીપોમાં મેં કરારનામા ઉપર સહી કરનાર પુરૂષો અને સ્ત્રીઓને જોયા છે આપણા સામાન્ય ગામડાની વસ્તીના ચ્હેરા ઉપર જણાતું નીતિનું અને પવિત્રતાનું તેજ તેમના મ્હોં ઉપર દીપતું હતું અને તેજ માણુસોમા ફીજીમા ગ્યા પછી કેવો ફેરફાર? અનીતિ, કલહ, અમનુષ્યત્વની ભયકર છાપ તેમના મ્હો ઉપર જણાય છે. આમ આપણા દેશબધુઓ પશુ બને છે, અને આપણી દેશભગિનીઓ વેશ્યાઓ બને એ જોવા—ખમવા આપણે કયાં સુધી તૈયાર છીએ! હિન્દી સરકારે ૧૯૧૫ ના પોતાના "ડીસ્પેચ" મા કબૂલ કર્યું છે કે

કરારનામાની પદ્ધતિથી હિન્દીઓમાં ઘોર અનીતિ પ્રવર્તે છે. આટલું કબૂલ કર્યા પછી હિન્દી સરકાર આ અમાનુષી રીતને ટકવા દે અને આટલું સમજ્યા પછી તે જો આપણે ટકવા દઇયે તો આપણે અને આપણી સરકાર નૈતિક દૃષ્ટિથી આખી આલમ આગળ ગુન્હેગાર ઠરીશું.

## પબ્લીક સર્વીસ કમીશનનો રીપોર્ટ.

લગભગ સવા વર્ષ ઉપર આપણે એમ સાભળ્યું હતુ કે આ કમીશને તૈયાર કરેલો રીપોર્ટ ઘણોજ અસંતોષકારક હોવાથી લડાઇ દરમ્યાન તે પ્રકટ કરવાનો સરકારનો વિચાર નથી, કારણ કે તેથી લોકોમાં ઘણીજ વેગભરી ચળવળ કદાચ ઉત્પન્ન થાય. આ ઉપરથી આપણા મનમા ઉત્પન્ન થયેલી ઘોર નિરાશા ગયા માસમા રીપોર્ટ બ્હાર પડતાં સિદ્ધ થઇ છે. આટલા મોટા ખર્ચે આખા દેશમાં કમીશનના સભાસદો ફર્યા, પુષ્કળ સાક્ષીઓને તપાસ્યા, મોટી મોટી આશાઓ આપણા મનમા બંધાઇ અને છેવટે પરિણામ—મીંડું. ઘણાખરા કમીશનનો અંત આવોજ આવ્યો છે અને અમે આગળ વધીને કહીશું કે કમીશને આથી પણ કંઇક વધારે ઉદાર સૂચનાઓ કરી હોત તો પણ તે હિન્દને સંતોષ આપત નહિ કારણ કે કમીશનરોએ રીપોટ તૈયાર કરીને તે ઉપર સહી કરી તે પછી હિન્દમા નવી રાજકીય જાગૃતિ આવી છે અને પહેલાના કરતાં ઘણી જ વધારે હિંમતભરી માગણીઓ કરવાને આપણા પ્રજાજનો તૈયાર થયા છે ગમે તેમ હોય તો પણ આ રીપોર્ટથી બ્રિટિશ રાજપુરૂષોની રાજ્યદક્ષતા વિષે ઘણુંજ થોડું માન થાય છે અને પ્રજાને પોતાની અસહાયતાની વધારે તીવ્ર લાગણી થાય છે. ઘણા પત્રોએ ખરી રીતે જ કહ્યુ છે કે કાગળની મોંઘવારીના આ દિવસોમાં આ લાબો રીપોર્ટ છપાવવામા આવ્યો ન હોત તો કોઇને પણ નુકશાન થાત નહિ અને સરકારને થોડા પૈસાની કસર થાત

શ્રીયુત ગોખલે રીપોર્ટ તૈયાર થતા પહેલા છ માસ અગાઉ ગુજરી ગયા અને જસ્ટીસ અબ્દુર રહીમે પોતે બીજા સભાસદો સાથે એકમત ન થવાથી એક જુદો રીપોર્ટ લખ્યો છે એટલે મુખ્ય રીપોર્ટ ઉપર આ બે ગૃહસ્થો શિવાય બાકીના બધાની સહી છે તેના બે મુખ્ય મુદ્દા નકારમા જ મૂકી શકાય. (૧) સીવીલ સર્વીસ માટે પરિક્ષા ઇંગ્લંડની સાથે હિન્દમા ન લેવી અને (૨) અમલ બજાવણી અને ન્યાય ખાતાની વહેંચણી વિષે કંઇ ચોક્કસ સૂચના કરી શકાતી નથી. દુનિઆમાં બીજો કોઇ એવો દેશ છે કે જેના બધા ઉચા અમલદારો પરદેશમા પરીક્ષા લઇને ચુંટવામા આવે છે? અને તો પછી પરદેશની સાથે પોતાના દેશમાં પણ તે અમલદારોની પસદગી માટે પરીક્ષા લેવાની માગણી શું વધારે પડતી ગણાય? લગભગ કૉંગ્રેસ શરૂ થઇ ત્યારથી આ સુધારા માટે આપણે એકે અવાજે માગણી કરી છે અને ૧૮૯૩ મા તો તે સુધારો અમલમાં મૂકવાનો એક ઠરાવ બ્રિટિશ આમની સભામા પસાર પણ થયો હતો પણ તે ઠરાવનુ વાસ્તવિક પરિણામ કંઇ જ આવ્યું, નથી. કમીશન આગળ જુબાનીમા સખ્યાબંધ હિન્દી સાક્ષીઓએ આજ માગણી અચૂક શબ્દોમાં કરી છે પણ કમીશને ક્રૂર રીતે તેની અવગણના કરીને પોતાના આખા કાર્ય ઉપર પાણી ફેરવ્યુ છે. બીજા સુધારાની અગત્ય પણ દેખીતી જ છે. ફોજદારી મુકદ્દમા રચવાની

અને તેનો ન્યાય કરવાની જવાબદારી એક જ વ્યક્તિ ઉપર કદી પણ મૂકી શકાય? અને છતાં આ બિનકુદરતી પદ્ધતિ આ દેશમાં આપણા મજબૂત પોકાર છતાં હજુ સુધી કાયમ રહી છે અને કમીશને તે વિષે કંઈ પણ નિર્ણય આપવાની ના પાડી છે. શું તેમને હિન્દીઓને નાખુશ કરવાની બ્હીક લાગી કે તેમનું રાજ્યકૌશલ્ય ખુટી ગયું ?

આટલું તો કમીશને નથી કર્યું જે વિગતવાર અને અટપટી સૂચનાઓ તેમણે કરી છે તેમાં અહીંયા ઉતરી શકાય એમ નથી. પણ તેમાંની મુખ્ય ત્રણ અહીંઆ ટાંકીશું:—

(૧) જીલ્લા કોર્ટના અને સેશન કોર્ટના જજની ૪૦ જગ્યાઓ માટે વકીલ-મંડલમાંથી નીમણુક કરવી

(૨) સીવીલ સર્વીસની ૪૧ ઉંચી જગ્યાઓ પ્રાંતિક નોકરીવાળા અમલદારો માટે રાખવી; અને

(૩) સીવીલ સર્વીસની ૯ નીમણુંકો દર વર્ષે હિંન્દમાંથીજ કરવી, તેમાં ૨ ગ્રેજ્યુએટમાંથી સીધા નીમવા અને ૭ ને ખાસ પરીક્ષાના પરિણામથી પસંદ કરવા.

આ સૂચનાઓ નથી ઈંગ્રેજોને પસંદ પડી—કારણ કે તેમની જગ્યાઓમાં જરા ઘટાડો થયો છે, અને નથી તે હિન્દીઓને રૂચી–કારણ કે શ્વાનને થોડા ટુકડા મહેરબાનીથી ફેંકવામાં આવે તેમ આ જગ્યાઓ તેમને આપવાની હોય એમ લાગે છે છે. જે દૃષ્ટિબિન્દુથી કમીશને પોતાની સૂચનાઓ કરી છે કે તેનું જસ્ટીસ અબદુર રહીમે સારૂં સ્પષ્ટીકરણ કર્યું છે. તેઓ જણાવે છે કે એક પાસ કમીશનનો હેતુ થોડી વધારે જગ્યાઓ હિન્દીઓને આપી બાકીની ઈંગ્રેજો માટે રાખવાનો હતો ત્યારે બીજી પાસ મારો હેતુ જેટલો અંશે જરૂર જણાય તેટલેજ અંશે ઈંગ્રેજો માટે જગ્યાઓ રાખી બાકીની હિન્દીઓને સોંપવાનો હતો. આજ દૃષ્ટિભેદ કમીશનની અને આપણી વચ્ચે—ઈંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે છે અને તેથી આખો રીપોર્ટ તદ્દન ખોટા ધોરણ ઉપર રચાયો હોય એમ જણાય છે. અમારે ભાગ્યેજ જણાવવાની જરૂર છે કે મી. જસ્ટીસ અબદુર રહીમે જે રીપોર્ટ ઘડ્યો છે—અને તેઓ જણાવે છે કે તેની મુખ્ય સૂચનાઓ શ્રીયુત ગોખલેની સહાય અને સંમતિથી ઘડવામા આવી હતી—તેમા પ્રજાકીય દૃષ્ટિબિન્દુ સંતોષકારક રીતે રજુ કરવામાં આવ્યું છે, પરંતુ સ્થળસંકોચને લીધે આ વિષે વધારે વિવેચન અત્રે થઇ શકશે નહિ.

## કેળવણી ખાતાના અધિપતિઓનું સંમેલન.

ગયા માસમાં જ્યારે આ સંમેલન દીલ્હીમા સર શંકરન નાયરના પ્રમુખપણા નીચે મળ્યું ત્યારે આપણા રાજતંત્રની એક વિચિત્રતા આપણને ઘણીજ તાદૃશ થઇ. તે એજ કે આખા હિન્દની ત્રીસ કરોડ વસ્તી સાથે સીધી કે આડકતરી રીતે સંબંધ ધરાવતા કેળવણીના સવાલોનો ગંભીરપણે નિર્ણય કરનારા સર્વ ગૃહસ્થો—સર શંકરન નાયરને બાદ કરીએ તો—ઈંગ્રેજ હતા. જે ખાતામાં રુઆબથી સત્તા ચલાવવાની હોય કે દમામથી મોટા કર ભરાવવાના હોય ત્યાં પણ ઉંચી પદવી પર મોટે ભાગે હિન્દીઓજ નીમાવા જોઈએ, પણ કદાચ તેમાં ઈંગ્રેજો કંઇક પણ કરવાને શક્તિમાન થાય પણ દેશના પુત્રો અને પુત્રીઓનાં કોમલ મન અને હૃદયની પાંખડીઓ વિકસાવાને તો પ્રજાના એવા સંપૂર્ણ જ્ઞાનની–એટલા સદ્ભાવ અને કલ્પનાની

જરૂર પડે કે જેની આશા સારામાં સારા અંગ્રેજ અમલદારમાં પણ ભાગ્યે જ રાખી શકાય. આમ જે ખાતાની રચના મંડાણથી જ ઉંધી હોય તેના અધુરા જ્ઞાનના અધિપતિઓ પાસે શી આશા રાખી શકાય ?

નામદાર વાયઇસરોયે આ સંમેલનનું કાર્ય શરૂ કરતાં જે ભાષણ આપ્યું હતું તેમા તેમણે જણાવ્યું હતું કે કેળવણીની સમગ્ર પદ્ધતિમા મૂળગામી સુધારા કરવાને નહિ પણ અનુભવી અધિકારીઓના અભિપ્રાય મેળવવાના હેતુથી આ પ્રસંગ રચવામાં આવ્યો છે આ વાક્ય ખરેખર નિરાશાજનક છે. કારણ કે લૉર્ડ હાર્ડીજના સમયમાં ૧૯૧૩માં કેળવણી સંબંધી જે ઠરાવ પ્રકટ કરવામાં આવ્યો હતો તે અતિશય અચકાતો અને અપૂર્ણ હતો. ઉપરાંત લડાઇ પૂરી થયા પછી સર્વ પ્રકારની કેળવણીની પ્રગતિ માટે ક્રમસર કેવાં પગલાં લેવા જોઇએ તેનો વિચાર આ સંમેલનમાં કરવામા આવ્યો હોત તો પણ ઠીક થાત પણ તે મુખ્ય વિષય નહિ હોવાથી તે તરફ ઘણુજ ગૌણ ધ્યાન આપવામાં આવ્યું હતું.

સ્ત્રી કેળવણી ઔદ્યોગિક કેળવણી વગેરે અનેક વિષયો તરફ નામદાર વાઇસરોયે ખાસ ધ્યાન ખેંચ્યુ હતું. પરંતુ તેમના વધારેમાં વધારે અગત્યના વચનો તો માતૃભાષાદ્વારા શિક્ષણ વિષે હતા:—

"હાલ આપણે ઇંગ્રેજી ભાષાદ્વારા ઉંચી કેળવણી આપવાનો હેતુ રાખીએ છીએ આનું મોટુ કારણ એ છે કે ઇંગ્રેજી ભાષા નોકરી મેળવવામા સહાયક થાય છે અને ગુજરાતીમાં પાઠયપુસ્તકો મળતા નથી. પણ તેના પરિણામ ઘણાં જ સ્પષ્ટ છે પરભાષાદ્વારા ઘણા જ કઠિન વિષયો સમજવાને વિદ્યાર્થીઓ સખ્ત મહેનત લે છે અને ઘણીવાર ઇંગ્રેજીના ઘણા જ સાધારણ જ્ઞાનને લીધે તેમને કદાચ તેમના પુસ્તકો ગોખવાં પડે છે ગોખવાની આ પદ્ધતિ સામે આપણે ટીકા કરીએ છીએ પણ મારા મત પ્રમાણે તો જ્ઞાનનો પથ છોડી દેવાને બદલે જે પુસ્તકો પોતે ઘણા જ અપૂર્ણ રીતે સમજે છે તેના આખા પાનાને પાના—કદાચ આખા પુસ્તકો—તેઓ ગોખે છે તે તેમના ઉત્સાહને ઘણુ જ માનપ્રદ છે - આ કેળવણી તો ખરેખર નિરસ જ છે. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ તરીકે હુ તમને અને મારી જાતને પૂછુ છુ કે જો આપણને કેળવણી પરભાષાદ્વારા-આપવામા આવી હોત તો આપણને કેવુ લાગત ? આવો પ્રયત્ન આપણે નિરાશામાં છોડી દીધો હોત કે નહિ તે વિષે મને ખાત્રી નથી અને આ અનર્થકારક પદ્ધતિથી પડતી મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલવાને જે વિદ્યાર્થીઓ વીર પ્રયત્નો કરે છે તેમનુ માનસિક બળ પ્રશંસાપાત્ર છે આનો ઉપાય બેમાથી એક રીતે કરવો જોઇએ (૧) કા તો આપણે જ્યા સુધી બને ત્યા સુધી દેશી ભાષાઓ દ્વારા કેળવણી આપવી અને શિક્ષણની ભાષા તરીકે ઇંગ્રેજીનો ઉપયોગ બને ત્યા સુધી મુલતવી રાખવો, અને (૨) ઇંગ્રેજીના શિક્ષણ ઉપર વધારે ખાસ ધ્યાન આપવુ અથવા બીજો કોઈ વચલો માર્ગ લેવો કે જે કેળવણીની દૃષ્ટિથી સંગીન જણાય"

આ વચનોની કિંમત ઘણી જ છે; પણ તે હિન્દી સરકારના એક ચોક્કસ નિશ્ચય તરીકે નહિ પણ આ વિષયની ઉપયોગિતા દર્શાવવાને માટે નામદાર વાઇસરોયના અંગત અભિપ્રાય તરીકે કહેવામાં આવ્યા હતાં. તેથી તેનો અમલ થશે એવી ખાત્રી રાખી શકીએ નહિ અને આ વિષે આપણી ચળવળ જરા પણ ઢીલી પાડવાને બદલે વધારે વેગથી આપણે ચલાવવી જોઇએ.

## મધ્યપ્રાંતની સરકારનો ગંભીર આક્ષેપ.

અમરાવતીમાં મળેલી મધ્યપ્રાંતોની પ્રાંતિક પરિષદે પસાર કરેલા ઠરાવો ચીફ કમીશનર સર બેન્જામીન રૉબર્ટસન આગળ રજુ કરવા ત્યાંના અગ્રેસરોનું એક મંડળ

તેમને મળ્યું ત્યારે તેમણે જવાબમાં જે ભાષણ કર્યું તેનો એક ભાગ તો ઘણો જ ચોંકાવનાર હતો. મીસીસ એની બેસન્ટનો બહિષ્કાર કરવાનો જે હુકમ તેમણે પસાર કર્યો છે તે વિષે એક ખુલાસો તો પહેલાં ધારાસભામાં આપવામાં આવ્યો હતો અને તેનો સાર એવો હતો કે પ્રાંતિક પરિષદના કેટલાક આગેવાનોની મરજીને અનુસરીને જ તે હુકમ પસાર કરવામાં આવ્યો હતો. પરંતુ આનો રદીઓ પરિષદના મંત્રીઓએ ખુલ્લી રીતે આપ્યો. એટલે હવે સરકારે બહિષ્કાર કરવાના નવાં કારણો શોધી કાઢયાં છે અને તે બે છેઃ—(૧) મીસીસ બેસન્ટ ધાર્મિક સંમેલનનાં પ્રમુખ તરીકે આવવાનાં હતાં છતાં પણ તેમનો સત્કાર અને ભાષણો માટે પરિષદથી અલગ ગંજાવર પાયા ઉપર વ્યવસ્થા કરવામાં આવી હતી, અને (૨) મીસીસ બેસન્ટના "દલાલ" તરીકે જે ગૃહસ્થ-મી. બી પી વાડીઆ-આવ્યા હતા, તેમણે જે "રાજદ્રોહી" ભાષણ આપ્યું હતું તે ઉપરથીજ મીસીસ બેસન્ટની મુલાકાતનો હેતુ કલ્પી શકાય. આમાંની પહેલી બાબત પ્રમાણમાં નજીવી છે અને તે દેખાતી રીતે સી. આઇ. ડી. ના માથાળું અમલદારોના શ્રમને આભારી છે. પણ બીજું કારણ જણાવીને મધ્યપ્રાંતની સરકારના વડા અધિપતિએ મી બી. પી. વાડીઆના ભાષણ અને આખા ચરિત્ર ઉપર સખ્ત આક્ષેપ કર્યો છે, અને તેથી તે આક્ષેપને દૂર કરવાને મી. વાડીઆના "હોમ રૂલ" વિષે જે ભાષણને ઉદ્દેશીને આ વચન કહેવામાં આવ્યાં છે તે જ ફરીથી મદ્રાસમાં આપવાની તેમણે ગોઠવણ કરી છે—જેથી તે રાજદ્રોહી કેટલે અંશે હતું તેની હિન્દી સરકાર તુલના કરી શકે.

મી વાડીઆએ કરેલું ભાષણ અમારી સમક્ષ નથી એટલે અમે તે વિષે કંઇ પણ કહેવાને અશકત છીએ, પણ જો તે ખરેખર રાજદ્રોહી હતું તો તે વિષે યોગ્ય પગલાં લેવામાં મધ્ય પ્રાંતની સરકારે શા માટે ઢીલ કરી છે અને પોતાનો અભિપ્રાય દર્શાવવાને પરિષદના ઠરાવો રજુ કરનાર ડેપ્યુટેશનની શા માટે રાહ જોઇ? બીજું આપણે જાણીએ છીએ કે મી. વાડીઆ "ન્યુ ઇન્ડીઆ" માં વારંવાર અગ્ર લેખો લખે છે અને તેમના વિચારો મીસીસ બેસન્ટની ઢબના છે; અને જો "ન્યુ ઇન્ડીઆ" ના જે અનેક લેખો સરકારને સખતમાં સખત લાગ્યા તેની વિગતવાર તપાસ કર્યા પછી મદ્રાસની હાઇ કોર્ટે તેને રાજદ્રોહના આક્ષેપમાથી મુકત કર્યા તે પછી મી. વાડીઆના ભાષણમાં એવું શુ હોઇ શકે કે જે "વફાદારીનાં વચનોથી પૂર્ણ હોવા છતાં" પણ રાજદ્રોહી ગણી શકાય? પણ રાજકર્તાઓની વૃત્તિ અનુસાર રાજદ્રોહની વ્યાખ્યા બદલાય છે અને સર બેન્જામીનના આક્ષેપ ઉપરથી એક જ અનુમાન થઇ શકે કે હવે પ્રજામતના વધતા જતાં જોસ અને વિકાસ તરફ તેમના જેવા પાકા અધિકારીઓ કંઇક શંકા અને કંઇક ગભરાટની લાગણી અનુભવે છે.

---

## નોટીસ.

જાન્યુઆરી માસથી વિદ્યાર્થીઓ, ગુજરાતી નિશાળના શિક્ષકો તથા લાયબ્રેરી સારૂ આ માસિકનું લવાજમ ૧-૧૧-૦ ને બદલે રૂા. ૨-૦-૦ કરવામાં આવ્યું છે.

# નોટીસ.

દરેક રેલ્વે ઉતારૂને જાણવાની જરૂર છે કે:—

(૧) તે ઉતારૂના ડબ્બામાં ધારા કરતાં વધારે માણસ ભરવાની કોશેશ કરતા રેલ્વે પોલીસના માણસ કે રેલ્વે નોકરની સામે થવાનો તેને હક છે.

(૨) આ હકથી અજ્ઞાન એવા બીજા ઉતારૂઓમા તે વિષે માહિતી ફેલાવવી એ દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

(૩) પોતાના તથા પોતાની સાથે મુસાફરી કરતા બીજા કમનસીબ ઉતારૂઓના લાભને ખાતર-આ હકનો ઉપયોગ કરવાની દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે.

(૪) પહેલા કે બીજા વર્ગમાં મુસાફરી કરતો દરેક હિંદીવાન, ત્રીજા વર્ગના મુસાફરો ઉપર જુલમ થતો જોઇ તેમની મદદે જવા ચૂકશે નહિ એમ આશા છે.

---


# કિન્ડરગાર્ટન
## સંબંધી છ લેખો.

લખનીર —હિંમતલાલ ગણેશજી અંજારીઆ,

કિંમત આના છ, પોષ્ટેજ જુદુ.

---

'he Best Pure Linseed Double Boiled Oil is The "Maneless Lion Brand"

**શુદ્ધ સ્વદેશી અળસીતેલ વાપરો.**

ગમે તેવી જાતનાં ઉંચામાં ઉંચા બેલતેલ કરતા સારૂં અમારૂં શુદ્ધ બેલતેલ આખા હિંદુસ્થાનમા પ્રખ્યાતી પામેલું છે તથા તમામ જાતના લોખંડ, લાકડા અને ઇમારતો રંગવાના કામમાં ઉત્તમ નીવડયું છે

અમારૂં બેલતેલ હિંદુસ્તાનના તમામ વેપારીને ત્યાંથી મળે છે

પાંચ ગેલનના ડબ્બામાં વેચાય છે.

આખા હિંદુસ્તાનમા અમારીજ કંપની શુદ્ધ સારામા સારૂં બેલતેલ બનાવે છે. તમામ ડબ્બા ઉપર સીલ થાય છે. માટે અમારા (વગર યાળના સીંહની) ટ્રેડમાર્ક ની ખાત્રી કરીનેજ માલ ખરીદજો.

ગુજરાત તથા કાઠીયાવાડના મોટા શહેરોમાં એજન્ટો જોઇએ છે. વધુ વીગત માટે નીચેના સરનામે લખો અથવા મળો.

મેસર્સ બાલાભાઇ જમનાદાસની કંપની.

એજન્ટસ—ધી ગુજરાત ઓઇલ મીલ એન્ડ કંપની.

અસારવા-કાલુપુર પોસ્ટ, અમદાવાદ.

Messrs Balabhai Jamnadas & Co
Agents, The Gujarat Oil Mill Co.,
AHMEDABAD.

અમારૂં બેલતેલ-" ગુજરાત ટ્રેડીંગ કંપની કોઠીપોળ, વડોદરા એ સ્થળેથી મળશે

# નવજીવન

અને

# સત્ય.

માર્ચ ૧૯૧૭.



તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦; છુટી નકલ આના ૩

## ગ્રામીય કેળવણી મંડળ (સુરત જીલ્લા.)

૧. શિક્ષકો ધાર્મિક ભાવનાથી પ્રેરાઈ કાર્ય કરનાર હોવા જોઈએ તો જ શિક્ષણનો ઉચ્ચ હેતુ સફળ થઈ શકે.

૨. નાના ગામડામાં વસનાર દરેક બુદ્ધિશાળી વિદ્યાર્થીને માટે માધ્યમિક શિક્ષણ સુલભ બનવું જોઈએ.

૩. ધંધાઓના શિક્ષણની માધ્યમિક શાળાઓમાં વ્યવસ્થા થવી જોઈએ.

૪. શાળામાં અભ્યાસ કરી રહ્યા પછી વિદ્યાર્થીના વિચાર ઉદાસ ન થાય અથવા તેના મનમા લોકસેવાની ધાર્મિક ભાવના જાગૃત ન થાય તો શિક્ષણનું કાર્ય નિષ્ફળ જ ગણાય.

ઉપરના ચાર સિદ્ધાંતો ધ્યાનમાં રાખી ગ્રામીય કેળવણી મંડળની સ્થાપના કરવામા આવી છે. એના કાર્યનો વિસ્તાર ગામડાના લોકોના ઉત્સાહ ઉપર આધાર રાખે છે જે ગામને પોતાનાં બચ્ચાના શિક્ષણ અર્થે પૈસા ખર્ચવા ઈચ્છા હશે તે આ મંડળમાં જોડાઈ પોતાની ઇચ્છા મુજબ પોતાના પૈસાનો ઉપયોગ કરી શકે એવી વ્યવસ્થા રાખી છે. સાધનો અને કાર્ય કરનાર મળશે તો પ્રથમ વિદ્યાર્થીઓને (જેમને ઇચ્છા હોય તેને) ખેતીનુ શિક્ષણ આપવા વિચાર રાખ્યો છે. મંડળ સારી ભાવનાવાળા સ્વયંસેવકને આ કાર્યમા જોડાવા આમંત્રણ કરે છે. અને એવા શિક્ષકોનો લાભ લેવાને વિદ્યાર્થીઓને–ખાસ કરીને કુંવારા વિદ્યાર્થીઓને–આગ્રહ કરવામાં આવે છે. એક વધુ સ્વયસેવક અને બાર યોગ્ય વિદ્યાર્થીઓ મળેથી શાળાને અંગે એક વિદ્યાર્થી–આશ્રમ ઉઘાડવામાં આવશે. જે આવવાની ઇચ્છા રાખતા હોય તેમણે આગળથી નામ નોંધાવવું.

મુખ્ય સ્થળ—અક્ષામા
તા જલાલપોર
સ્ટેશન—વેડછા

સેક્રેટરી—ગ્રામીય કેળવણી મંડળ.


# દવાના વેપારીઓને
# ખુશ ખબર.

ફક્ત દવાના વેપારી કે જે અમારો બનાવેલો માલ "કર્ણીક એગ્યુમીર્ચર" રાખતા હોય અગર કમમાં કમ અર્ધો ડઝન અગર વધુ–મંગાવી દુકાનમાં વેચવા રાખશે તેને–અમારા નવા વરસના

**કેલેન્ડરો–પીકચરો–બોર્ડ,**

બ્લૉટીંગ પેપર–વગેરે. મફત આપવામાં આવશે.

મોટી બાટલીની કિં રૂ. ૧—૦–૦

નાની બાટલીની કિં રૂ. ૦–૧૦–૦

વધુ માટે લખો:—મેશર્સ કર્ણીક બ્રધર્સ.

ગિરગામ—મુંબઇ.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૨. માર્ચ ૧૯૧૭. અંક ૯.


## હિંદના છાપખાનાને લગતા કાયદાઓનો ઈતિહાસ.

### પૂર્વકાળ.

ઈ. સ. ૧૯૧૦મા હિંદના છાપખાનાઓ માટે જે નવો કાયદો ઘડી અમલમાં મૂકવામાં આવ્યો છે, તેની પહેલા છાપખાનાઓને લગનો હિંદમા કેવા પ્રકારનો કાયદો અસ્તિત્વ ભોગવતો હતો, તેનું સંક્ષિપ્ત વર્ણન કરવું એ જ આ લેખનો આશય છે. કારણ કે સુધરેલા દેશનું લૌકિક, ભાવનામય જીવન, તે દેશના છાપખાનાને મળેલી સત્તા ઉપર અવલંબીને રહેલું હોય છે દેશની વિદ્યાકલા, નૈતિક અને સાંસારિક જીવન, રાજ્યકારોબાર, લૌકિક ભાવના, અને દેશનો વ્યાપારઉદ્યોગ વગેરે દરેક વસ્તુ ઉપર રાજા અને પ્રજા ઉભયનો પડઘો પાડનાર--એ જાહેર કરનાર વર્તમાનપત્ર છે, અને તેના ઉપર જેટલો અંકુશ મુકવામા આવે એટલો દેશના પ્રકટીકરણને અડચણ કર્તા થઈ પડે એમ જ કહી, શકાય અલબત્ આપણને એમ તો કબુલ કરવુ પડશે કે આપેલી છુટનો દુરૂપયોગ કરનારા કેટલાક મનુષ્યો હોય છે, કે જેઓ રાજા અને પ્રજા ઉભયમાં અસંતોષ અને અવિશ્વાસની લાગણીઓ ઉભી કરે છે, પરંતુ તેવા થોડાક મનુષ્યોને ખાતર વર્તમાનપત્રકારોના સમસ્ત હક ઉપર તરાપ મારવી એ પણ વાજબી લેખાય નહિ. વળી આપણને એ પણ સ્વીકારવું પડશે કે અમેરિકા અને યુરોપની, વિદ્યાકલા તેમ જ રાજ્યકીય જીવનમા આગળ વધેલી પ્રજાના પ્રમાણમા હિંદની પ્રજા ઘણી પછાત છે, અને તેથી જોકે આ બધા દેશોના વર્તમાનપત્રોની ભૂમિકાનો કયાસ એક તુલનાથી થઈ શકવો અશકય છે, તોપણ હિંદ જે દિનપ્રતિદિન પોતાના જાહેર જીવનમાં આગળ વધતું જાય છે, તેને માટે, છાપખાનાના સ્વાતંત્ર્ય વિષે વિવેચન

કરવું એ પણ અશક્ય છે એમ કહી શકાશે નહિ આવી ભાવનાનો પ્રાયો ખરી રીતે ઇ. સ ૧૮૫૮થી મંડાયો છે કે જે વખતે જાણીતા અર્થશાસ્ત્રી અને રાજ્યદ્વારી નર જૉન સ્ટુઅર્ટ મીલે કહ્યું છે કેઃ—" વર્તમાનપત્રની સ્વતંત્રતા ઉપર અંકુશ મુકવાનો સમય હવે વહી ગયો છે .." ઇ સ. ૧૮૫૮ના સમયમાં જો આવો વખત હતો, તો નિઃસંશય ૧૯૧૬ નો સમય તેથી વધુ સ્વતંત્રતા ભોગવવા માટે વધુ લાયક છે જાપાન કે જે અત્યાર સુધી વર્તમાનપત્રનું જીવન શું હોય તે જાણતું નહોતું, ત્યારે તેને પણ હાલમાં જ્યારે પૂર્ણ સ્વતંત્રતા બક્ષવામાં આવી છે, તો હિંદ કે જેણે વર્તમાનપત્રનો પાયો બહુ વર્ષ ઉપર નાખ્યો છે, તેને માટે એમ કેમ કહી શકાય, કે તેને માટે નથી?

હિંદુસ્થાનના છાપખાનાનો અને વર્તમાનપત્રોનો ઇતિહાસ સો વર્ષ ઉપરથી શરૂ થયેલો છે. જ્યારે વર્તમાનપત્રકાર તરીકેનું જીવન પ્રથમ એંગ્લો ઇન્ડીઅન પ્રજા તરફથી ગાળવામાં આવતું હતું, ત્યારે છાપખાનાંને લગતો કાયદો તેઓ ઉપર અંકુશ મૂકવા માટે ઘડાયો હતો ઓગણીસમી સદીના પહેલા અર્ધા ભાગમા હિંદમાં વર્તમાનપત્રની હયાતી નહીવી જ હતી. એકાદ બે જે વર્તમાનપત્રો નિકળતા તેની ૩૦૦ કરતા વધુ નકલો ખપતી ન હોતી. તેમજ તે પત્રો રાજ્ય કે પ્રજા કોઇ પણ પ્રત્યે વિશ્વાસ ધરાવતાં ન હોતા, ત્યાર બાદ વર્તમાનપત્રો ધીમે ધીમે પગપેસારો કરવા લાગ્યા. તો પણ વર્તમાનપત્રો એટલે 'અંગ્લો ઇન્ડીઅન પત્રો' જ હતા. આવા વર્તમાનપત્રો માટે જૉન મીલે કહ્યુ હતુ કેઃ—" હિંદના અંગ્રેજી વર્તમાનપત્રો એ અંગ્રેજી સંસારને માટે જ છે, અને તે રાજ્યની જોડે કોઇ રીતે જોડાયેલા ન હતાં. હિંદના વતનીઓ માટે આ વર્તમાનપત્રો કશાંએ ઉપયોગનાં નથી તેમ જ તેઓને હિંદના લાભાલાભ સાથે કશોએ નિકટ સંબંધ છે જ નહિ." પરંતુ હવે જમાનો બદલાયો છે તે વખતનાં આવાં ગણાતાં અંગ્રેજી વર્તમાનપત્રો, હાલમાં તો સરકારનો જ પક્ષ ખેંચનારાં અને હોદ્દેદારોના વિશ્વાસમા સપડાયેલાં ઍંગ્લો ઇન્ડીઅન વર્તમાનપત્રો છે શરૂઆતનાં આ અંગ્રેજી પત્રો સરકારનાં કાર્યો સામે સખ્ત ટીકા કરનારા અને સનદી નોકરીમા હિંદના લોકોને વધુ હક આપવાની તરફેણદારી કરનારાં હતા. આથી શરૂઆતમાં વર્તમાનપત્રો સામે સરકારે સખ્ત જાપ્તો મુકયો હતો છાપખાનાને લગતો એક કાયદો લૉર્ડ વેલેસ્લીએ ઇ સ ૧૭૯૯ મા પસાર કરાવ્યો હતો, અને તે કાયદાનુસાર વર્તમાપત્રોનાં દરેક લખાણો પૂર્વેથી તપાસવામા આવતા હતાં (censored) અને તે છતા છાપનારને દેશપાર કરવા જેવો સખત અમલ કરવામા આવતો હતો ત્યારબાદ માર્કવીસ ઑાવ હૅસ્ટીંગ્સે આ કાયદો જરા નરમ કીધો હતો, તો પણ વસ્તુસ્થિતિ તેવી જ હતી. આવી રીતે વર્તમાન પત્રની જીંદગી લાબા વખત સુધી ચાલી, અને છાપખાનાને છુટ આપવાની વાત ૧૮૨૨ માં ચર્ચવા લાગી આ ઉપરથી તે વખતના મદ્રાસના ગવર્નર સર થૉમસ મન્રોએ છુટ બક્ષવાની વિરૂદ્ધ પોતાનો નીચે મૂજબ મત આપ્યો —

## હિંદના છાપાંઓને છુટ આપવામાં રહેલું જોખમ.*

"આપણે અત્રે જે રીતે રાજ્ય કરીએ છીએ તે જોતા તેનુ સર્વોપરિપણું રાખવા માટે હું લોકોને છુટ આપવાની વિરૂદ્ધ છુ. માટે હાલમાં જેમ છે તેમજ ચાલુ રાખવું એ જ દેશને માટે સારૂં છે. જો અત્રેના લોકો આપણા જ દેશના હોત તો હું સંપૂર્ણ છુટ આપવાની હિમાયત કરત, પરંતુ તેમ ન હોવાથી આવી છુટમાં ઘણું જોખમ છે. લોકોમાં તેવું જરૂરી જ્ઞાન ફેલાવવું અગવા તેઃ તેવો હક આપવો તે ગીનવફાદારી, ફિતુર અને બળવાઓ ઉત્પન કરશે."

"જે લોકો છાપખાનાને છુટ આપવાની વાતો કરે છે તેઓએ વસ્તુની એક બાજુ તપાસી છે......પ્રેસની છુટ એટલે શું? પ્રેસની પ્રથમ ફરજ તો એ જ હોય કે જે દેશ વિદેશી ધુસરી નીચે ખેંચાતુ હોય તેમાથી તેને મુકિત અપાવવી. અને હિંદના અંગ્રેજી તેમજ દેશી વર્તમાનપત્રકારોને છુટ બક્ષવી તેનો ભાવાર્થ એવોજ થાય છે. આપણે એટલું જ કહી શકીએ કે દેશીઓમાં માત્ર ધાર્મિક અને નૈતિક ભાવના ઉત્પન્ન કરનારી વિગતો વર્તમાનપત્રોમા આપવી જોઇએ. થોડા સમય માટે આટલેથી જ વર્તમાનપત્રકારોએ સંતોષ માનવો જોઇએ એવું આપણે ધારીએ તો પણ થોડા વખત બાદ, તેઓ આપણી અને તેઓની વચ્ચેનો ભેદ તપાસવાનું કાર્ય હસ્તગત કરશે અને આવી રાજ્યદ્વારી ચલવલ ઉભી કરી આપણા હકને નુકશાન કરશે... .."

આ મૂજબ તેનો જે વિચાર દર્શાવવામા આવ્યો છે, તે ઘણો લાંબો છે, પરંતુ સ્થળસંકોચને અગે તે હું આખો લઇ શકયો નથી, જો કે અત્રે આપણને એટલુ તો કબુલવું પડશે ક "બેટા ગોટા થા કે પરણાવીશ" એમ કહેનારા કરતા સર થોમસ મનરોએ પોતાના આ વિચારો હિમ્મતથી દર્શાવ્યા છે તે માટે તને શાબાશી ઘટે છે

સર થોમસ મનરોના વિચારો ઘણા અમલદારોને તે સમયે ગ્રાહ્ય હતા, અને તેના પરિણામે ઇ. સ. ૧૮૨૩ ના એપ્રિલની તા ૫ મી એ એક ઠરાવ પસાર કરવામા આવ્યો હતો, જેના ઉદ્દેશ એવો હતો કે પરવાના (લાયસન્સ) વગર છાપખાનુ કાઢી શકાય નહિ અને કેટલીક છાપેલી ચોપડીઓ તેમજ પત્રોના ફેલાવા ઉપર પણ અંકુશ રાખી શકાય. પરંતુ તે વખતે આ ઠરાવ માત્ર બંગાળ ઇલાકાને જ લાગુ પડતો હતો, અને તવી ૧૮૨૭ ના જાન્યુઆરીમા તેવોજ ઠરાવ મુંબઇ સરકારે પણ બહાર પાડયો. આ ઠરાવના મુખ્ય નિયમો નીચે મુજબ હતા.—

૧. સરકારના પરવાના સિવાય છાપખાનું કાઢી શકાય નહિં. અને પરવાના સિવાય ચોપડી અગર પત્ર છાપી શકાય નહિ.

---

* સર ટોમસ મનરો અને બીજા હોદ્દેદારોના લખાણો સર એલેકઝાન્ડર આર્બુથનોટે લખ્યા છે જેના બીજા ભાગમાં આ લખાણ આખુ આપવામા આવ્યુ છે.

૨. પરવાનો લીધા બાદ જે ચોપડીઓ અથવા પત્રો છાપ્યાં હોય તે સરકારની તપાસ માટે મોકલવા જોઇએ.

૩. ગવર્નમેન્ટ ગેઝેટમાં જાહેરાત આપીને કોઇપણ ચોપડી અથવા પત્રનો ફેલાવો સરકાર અટકાવી શકે.

આ ફેરફાર સાથેનો કાયદો તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૩૫ સુધી ચાલ્યો, પરંતુ તે જ વખતે ૧૮૩૫ નો ૧૧ મો નવો કાયદો અમલમાં મૂકાયો. તે વખતના ભલા વાઇસરોય લૉર્ડ વિલિયમ બેન્ટીકના મનમાં છાપખાનાને વધુ છૂટ બક્ષવી એવું ઉદ્ભવ્યું હતું. તેના આવા વિચારો તરફ અંગ્રેજી વર્તમાનપત્રોએ વિરૂદ્ધ પડવામાં કંઇ બાકી રાખી નહોતી કારણકે તે પત્રો દેશીઓને મળતી છૂટથી વિરૂદ્ધ હતા લૉર્ડ-વિલિયમ બેન્ટીક ૧૮૩૫ માં ચાલી ગયો અને તેની જગ્યાએ સર ચાર્લ્સ મેટકાફ કામ ચલાઉ ગવર્નર-જનરલ નિમાયો. અને તેણે છાપખાનાને વધુ છુટ બક્ષી, જે તેના કાર્યમાં તેની કાઉન્સિલના કાયદાના સભ્ય લૉર્ડ ( તે વખતે મી૦ ) મેકોલેએ તેને સંપૂર્ણ ટેકો આપી મદદ કીધી.

આ કાયદો (૧૮૩૫ નો ૧૧ મો ) જે જુના કાયદાની બદલ ઘડવામા આવ્યો હતો તે તદ્દન સિધો હતો, પરંતુ તે ( કૉર્ટ ઑફ ડાયરેક્ટરર્સ ) રાજ્યના માર્ગોપદેશકોને રૂચ્યો નહિં, અને સર ચાર્લ્સ મેટકાફ પછી આવેલા વાઇસરૉય લૉર્ડ ઑાકલેન્ડના સમયમા તે ફેરવવા માટે ઘણી તજવીજ કરવામાં આવી. પરંતુ તેમ થયું નહિ, અને તે રીતે સ્વતંતાનો કાયદો બાવીસ વર્ષ સુધી ચાલુ રહ્યો.

## મધ્યકાળ.

ઇ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનનો યાદગાર બળવો જાગ્યો, અને તે વખતે સરકારી હોદ્દેદારોએ એવો વિચાર કર્યો કે જો છાપખાનાઓને છુટ આપવાની ચાલુ રાખવામા આવશે તો તેનુ પરિણામ વિપરીત નિપજશે. તેથી ૧૮૫૭ ના, જુનની ૧૩ મી તારીખે નવો કાયદો ઘડાયો જે ૧૮૫૭ નો પંદરમો કાયદો (Act XV of 1857) હતો આ કાયદો હિંદ સમસ્તને લાગુ પડતો હતો અને તેમાં ઘણી વિગતો ૧૮૨૩ ના જેવીજ હતી. પરંતુ તે માત્ર એક વર્ષ માટે જ ઘડવામાં આવેલો હતો, અને તે જણાવવું અગત્યનુ થઇ પડશે કે બળવા પછી જોઇએ એવી શાન્તિ ફેલાઇ નહોતી, છતા તે કાયદો વર્ષ બાદ પાછો અમલમા મૂકાયો નહોતો.

ત્યાર બાદ છાપખાનાને લગતો જે બીજો કાયદો ઘડાયો તે ૧૮૬૭ નો ( Act XXV of 1867 ) હતો, અને તે કાયદામાં થોડોક સુધારો કરવામા આવ્યો હતો જે ૧૮૯૦ મા ( Act XX of 1890) થયો હતો. આથી ૧૮૩૫ નો અગીઆરમો કાયદો નવીન સ્વરૂપમાં પાછો જન્મ પામ્યો હતો.

હવે આપણે વર્તમાનપત્રનો યાદગાર સમય એટલે ૧૮૭૦ ના વર્ષની વસ્તુસ્થિતિ તપાસીશું. આજ વર્ષમા પેલી રાજ્યદ્રોહને લગતી ૧૨૪ ( એ ) કલમ લોક વાયકાએ ચઢી હતી. આ કલમ ફોજદારી ગુન્હાઓને લગતા કાયદાઓ ( Penal

# નોંધ.

### સ્વરાજ્ય અને સ્વરક્ષણ.

સર્વે જમાનામાં જે પ્રજાઓએ કોઇ પણ પ્રકારનું સ્વરાજ્ય ભોગવ્યું છે તેમણે સ્વરક્ષણ કરવાની શકિત પણ કેળવી છે અને આ ઘણું જ સ્વાભાવિક છે. બીજા દેશોના ધસારા સામે પોતાની પ્રજાનું રક્ષણ કરવું એ સર્વે રાજ્ય સંસ્થાઓનો મોટામાં મોટો ઉદ્દેશ છે અને તેથી જે પ્રજા પરરાજ્યસત્તાને અધીન ન હોઇ અણીને સમયે તેના રક્ષણ ઉપર આધાર રાખતી નથી તેને તો પોતાના રક્ષણ માટે વીર મર્દાનીના ગુણ અને આયુધ વાપરવાની શકિત શહેરીઓમાં ખીલવવી પડે છે તેમ તરત ઉપયોગી થાય એવી લશ્કરી વ્યવસ્થા પણ રાખવી પડે છે. આથી ઉલટું પોતાના કુટુંબ અને માતૃભૂમિનું રક્ષણ કરવાને જેઓ અશક્ત હોય છે તેઓ સ્વતંત્ર રાજકીય અસ્તિત્વ સ્વાભાવિક રીતે લાંબા વખત સુધી ટકાવી શકતા નથી અને કોઇ પ્રબળ રાજકીય સત્તાના ચક્રમા આવતાં તેમા લય પામે છે—તેને પરાધીન થાય છે આમ સ્વરક્ષણ એ સ્વરાજ્યનો અચળ અને આવશ્યક આધાર છે,—સ્વરાજ્ય એ સ્વરક્ષણની શકિતનું એક મૂર્ત સ્વરૂપ છે.

આ સિદ્ધાંત રાજ્યવ્યવસ્થાના જેટલો ઘણો જુનો છે અને જેટલો જુનો છે તેટલો જ નવો છે દરેક સ્વતંત્ર રાજ્યે યુદ્ધ માટે થોડુ ઘણું સ્થાયી લશ્કર હમેશાં રાખ્યું છે; પરતુ છેવટે દેશના રક્ષણ માટે તેના ઉપર જ આધાર રાખવામા આવ્યો નથી. પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં, પ્રાચીન તેમ જ અર્વાચીન કાળમા જ્યારે જ્યારે વિગ્રહો લંબાયા છે અને સ્થાઇ લશ્કર સહજમા ખપી જવાનો સંભવ જણાયો છે ત્યારે ત્યારે રાજ્યના દરેક સશક્ત રહીશે હાથમા તલવાર લઇ અને ખાંધ ઉપર બંધુક મૂકી દેશના રક્ષણ માટે સજ્જ થવાનો ધર્મ સ્વીકાર્યો છે; અને યુદ્ધને પ્રસંગે તેઓ આ દારૂણ કાર્ય માટે તૈયાર થઇ શકે તે માટે શસ્ત્રો વાપરવાની, દશ્ય યુદ્ધો રમવાની, શિકાર કરવાની વગેરે વિવિધ પ્રકારની છુટ તેમને આપવામાં આવી છે. વેદના વારામાં અનાર્યો સ્હામે કંઇ પણ ભેદ શિવાય બધા આર્યો લ્હડતા હતા તેના પુરાવા છે. કુરૂક્ષેત્રના યુદ્ધ વખતે પણ બન્ને પક્ષના સર્વે અનુયાયીઓ અને બધા યાદવો લ્હડયા હતા–ને વખતે તો હાલની વયની મર્યાદાઓ પણ ભાગ્યે જ પાળવામાં આવતી હતી. રોમ અને ગ્રીસના ઇતિહાસમા મહાયુદ્ધને પ્રસંગે બધા શહેરીઓ રણક્ષેત્રમાં ઉતરી પડતા જોવામા આવે છે. છેલ્લાં બે હજાર વર્ષના અવનતિના કાળમાં પણ હિન્દમાં આ શિરસ્તો લગભગ સર્વત્ર સચવાયો હતો અને પોતાના રાજગઢ શત્રુના હાથમાં જતા પહેલાં દરેકે દરેક રજપૂત કેસરીઆ કરી રણજંગમાં ઉતરતો હતો એ તો જાણીતું છે. હાલના સુધરેલા જમાનામા પણ હરીફાઇ, વિરોધ અને વિગ્રહની વૃત્તિઓ નાશ પામેલી ન હોવાથી આ જ સિદ્ધાન્ત વધારે વ્યવસ્થિત રીતે—જુદા જુદા દેશમાં કંઇક જુદી જુદી રીતે અનુસરવામાં આવે છે. બધા દેશમાં થોડું ઘણું સ્થાયી લશ્કર રાખવામાં આવે છે, પણ અણીને

સમયે લશ્કરમાં લ્હડવાનો ધર્મ દરેક સશક્ત પુરૂષને શિરે રહે છે. જર્મની, ફ્રાન્સ, વગેરે દેશમાં લશ્કરી, શિક્ષણ અને જરૂર પડે ત્યારે લશ્કરી નોકરી દરેક યોગ્ય માણસ માટે ફરજીયાત છે. ઇંગ્લંડ સંસ્થાનો વગેરે દેશોમાં સ્વયંસૈનિકો તરીકે શહેરીઓ લશ્કરી તાલીમ લે છે પણ હાલના વિગ્રહે દર્શાવ્યું છે તે પ્રમાણે તેવા દેશોમાં કટાકટીને સમયે લશ્કરી સેવા પ્રજાના અમુક અથવા બધા વર્ગો માટે ફરજીયાત કરવામાં સરકાર અને જનસમાજ એકમત થાય છે. આમ બધી સ્વતંત્ર પ્રજાઓ સ્થાયી લશ્કર કરતાં પણ શહેરીઓની ફરજીયાત લશ્કરી નોકરી ઉપર કે સ્વેચ્છા સૈનિકોના (Volunteers) દળ ઉપર સ્વરક્ષણ માટે ઝઝુમે છે

હિન્દમાં ઇંગ્રેજી રાજ્યની શરૂઆત થઇ ત્યાર પછી તરત પ્રજાનાં શસ્ત્ર લઇ લેવામાં આવ્યાં ન હતા--જોકે દેશના રક્ષણ માટે શહેરીઓનું દળ ઉત્પન્ન કરવાને કંઇ પ્રયત્ન કરવામા આવ્યો ન હતો આથી લોકોમા કંઇક લડાયક જુસ્સો અને યુદ્ધનાં કંઇક સ્વપ્ન રહ્યાં જેથી જરૂર પડે તો થોડી તાલીમ આપીને એક જંગી લશકર પ્રજામાંથી ઉભું કરી શકાય પણ ૧૮૫૭ના બળવા પછી તો સરકારે પહેલાના કરતાં પણ વધારે તીક્ષ્ણ અવિશ્વાસની પદ્ધતિ સ્વીકારી--તે એટલે સુધી કે સમગ્ર પ્રજાનું શસ્ત્રહરણ કરવામાં આવ્યુ એટલું જ નહિ પણ ૧ ઇંગ્રેજે ૨ હિન્દી સીપાઇઓ—અને વધારે નહિ—રાખવાનો નિયમ કરવામા આવ્યો અને આથી લશ્કરની જે નવી વ્યવસ્થા થઇ તે પહેલાના કરતાં વધારે ખર્ચાળ થઇ એક પાસ સ્થાઇ લશ્કરમાં વખતો વખત વધારા કરવામા આવ્યા ત્યારે બીજી પાસ સ્વેચ્છાસૈનિકોના સંબંધમાં આશરે ૩૦ વર્ષ ઉપર જે કાયદો કરવામા આવ્યો હતો તેની રૂએ (૧) યૂરોપીયન અથવા યૂરેશીયન કોમના પુરૂષો અથવા (૨) પરદેશી છતાં નોંધણીથી થએલા આ દેશના વતનીઓ જ તેનો લાભ લઇ શકતા. આમાં શુદ્ધ હિન્દવાસીઓને સ્વેચ્છા સૈનિક થતા અટકાવવાનો ઇરાદો સ્પષ્ટ હતો, અને તે અત્યાર સુધી કાયમ રહ્યો.

હિન્દ રક્ષક સૈન્યનો કાયદો (Defence of India Force Act.)

પરિણામે વિગ્રહ શરૂ થયો ત્યારથી હિન્દના પ્રતિનિધિઓએ અને મંડળોએ એકે અવાજે માગણી કરી છે કે આ અણીને સમયે તો હિન્દનું અને સામ્રાજ્યનું રક્ષણ કરવામાં ભાગ લેવાની તક હિન્દીવાનોને આપો. આ માગણી કરતાં આપણો ઘાટો બેસી ગયો અને યુદ્ધનું જોર પણ ક્રમે ક્રમે વાધ્યું ત્યારે છેવટે ગયા માસની શરૂઆતમા જ નામદાર વાઇસરૉયે જાહેર કર્યું કે હિન્દમા લશ્કરી નોકરી માટે એક દળ ઉત્પન્ન કરવામાં આવનાર છે અને તેમાં દાખલ થવાની બધા યૂરોપીઅનોને ફરજ પડશે તથા હિન્દીવાનો તેમાં સ્વેચ્છાથી દાખલ થઇ શકશે આ વચનને કેવો ઉત્સાહભર્યો આવકાર હિન્દના બધા ભાગમાં આપવામા આવ્યો છે તેનો ખ્યાલ તો ગયા માસની શરૂઆતથી આ વિષે બધાં વર્તમાનપત્રોના લખાણ અને સ્થલે સ્થલે લશ્કરમા જોડાવા યુવાનોને સંબોધવા મળેલી સભાઓના વૃત્તાંત જોવાથી જ મળી શકે.

ગયા માસની ૨૧ મી તારીખે સેનાધિપતિ સર ચાર્લ્સ મનરોએ જે કાયદો ધારાસભામાં રજુ કર્યો હતો અને જે કેટલાક ફેરફાર સાથે ૨૮મી તારીખે સર્વા-

નુમતે પસાર થયો હતો તે તરફ હવે આપણે વળીશું. તેના મુખ્ય બે વિભાગ પાડી શકાય. (૧) યુરોપીઅન બ્રિટિશ રહીશો સંબંધી અને (૨) હિંદીઓ સબંધી.

પ્રથમ બ્રિટિશ રહીશો વિષે આ વર્ષના ફેબ્રુઆરી માસની પહેલી તારીખે જેઓ યુરોપીઅન બ્રીટીશ રહીશ તરીકે ગણાતા હોય અથવા જેઓ પછીથી તે પદવી પ્રાપ્ત કરે તેમાંથી ૧૬ અને ૫૦ વર્ષની વચ્ચેની વયના સર્વે પુરૂષો માટે (આ કાયદા પ્રમાણે જેમને અપવાદરૂપ ગણવામાં આવે તેમના શિવાય) લશ્કરી નોકરી ફરજીયાત કરવામાં આવી છે. આ સર્વના મુખ્ય બે વર્ગ પાડવામાં આવ્યા છે. (૧) જેમને સ્થાનિક નોકરી ( Local service ) કરવાની હોય તેઓ અને (૨) જેમને આખા હિન્દમાં કોઇ પણ ભાગમાં નોકરી ( Active service ) કરવાની ફરજ પડે તેઓ પહેલા વર્ગના પુરૂષોના બે પ્રકાર છે. (ક) ૧૬ થી ૧૮ વર્ષની વયના યુવાનોને લશ્કરી કવાયત કરાવવામા જ આવશે--તે શિવાય બીજી નોકરી તેમની પાસે લેવામાં આવશે નહિ (ખ) ૪૧ થી ૫૦ વર્ષની વયના પુરૂષો પાસેથી અમુક સ્થાનમા જ લશ્કરી નોકરી લેવામાં આવશે. બાકી, ૧૮ થી ૪૧ વર્ષની વયના પુરૂષોને હિન્દના કોઇ પણ ભાગમા નોકરી કરવાની ફરજ પડશે

૧૮ કલમના આ કાયદામાં હિન્દીઓ વિષે એક જ કલમ (૧૨) છે અને તે આ પ્રમાણે છે "યૂરોપીઅન બ્રિટિશ રહીશો ન હોય એવા જે પુરૂષો નિયત શરતો પ્રમાણે (લશ્કરી નોકરી માટે) લાયક હશે અને જેઓ આ કાયદાની શરૂઆતથી છ માસમા સામાન્ય લશ્કરી નોકરી માટે પોતાનું નામ નોંધાવશે તેમને ઇન્ડીઅન ડીફેન્સ ફોર્સમા દાખલ કરવા માટે, અમુક સ્થળમા ગવર્નર-જનરલ ઇન-કાઉન્સીલ ગેઝેટ ઑફ ઇન્ડીઆમા જાહેરાત આપીને ટુકડીઓ ( corps or unit ) ઉભી કરી શકશે." આ કલમ ધ્યાનથી સમજવાની જરૂર છે. પ્રથમ તો, યુરોપીઅનોની માફક આપણે હાલ તરત જ નામ નોંધાવી શકીએ એમ નથી. જો અને જ્યારે આ કાયદો સરકારી ગેઝેટમા જાહેરાતથી આપણા પ્રાંતને લાગુ પાડવામા આવે તો અને ત્યારેજ આપણે કંઇ પણ પગલા ભરી શકીએ બીજું સ્પષ્ટ રીતે--જે પ્રાંતમાંથી સામાન્ય લશ્કરને માટે સીપાઇઓ લેવામાં આવે છે તેને બાદ કરીએ તો પણ—આ કાયદો હિન્દના કેટલા ભાગને લાગુ પાડવો એ સરકારની મુન્સફી ઉપર રહે છે. ત્રીજુ કાયદાની શરૂઆત થાય ત્યારથી છ માસ સુધીમા જ, હિન્દીઓ પોતાના નામ નોધાવી શકશે ચોથું આ સૈન્યમા જોડાતા હિન્દીવાનો પાસે હિન્દના કોઇ પણ ભાગમા નોકરી લેવામા આવશે. ૧૬ થી ૧૮ વર્ષની અથવા ૪૧ થી ૫૦ ની વયના હિન્દીવાનોને આ દળમા દાખલ નહિ કરવાના હોવાથી તેને માટે સ્થાનિક નોકરીની યોજના કરવામા આવી નથી. ૧૮ થી ૪૧ વર્ષની વયના જ હિન્દીઓ સ્વેચ્છા સૈનિક થઇ શકશે--અને નામદાર સેનાધિપતિએ જણાવ્યું છે કે ઘણું કરીને ૧૮ થી ૩૧ વર્ષની વયના હિન્દીવાનોને જ પેહલા લેવામાં આવશે.

આ કાયદો રજુ કરતાં સર ચાર્લ્સ મનરોએ બે અગત્યની બાબતો જણાવી હતી તેનો ઉલ્લેખ કરવો જ જોઇએ. પ્રથમ આ કાયદાનો ઉદ્દેશ સમજાવતા તેમણે જણાવ્યું

હતું કે આ વસંતઋતુ ઉઘડતાં શત્રુનો ઘણો સખ્ત ધસારો બધા રણક્ષેત્ર ઉપર થશે એમ માનીને બને તેટલું સ્થાયી લશ્કર હિન્દમાંથી રવાના કરવાનું હિન્દી સરકારે કબૂલ કર્યું છે પરિણામે હિન્દના રક્ષણ માટે નવું દળ ઉત્પન્ન કરવાની જરૂર પડી છે, અને તેમાં બ્રિટિશ અને હિન્દી સૈનિકોનું હમેશનુ પ્રમાણ રાખવાનું પણ નક્કી થયુ છે. હવે, ઈંગ્રેજો માટે લશ્કરી નોકરી ફરજીયાત કરવાથી જ તેઓ સારી સંખ્યામા મળી શકે એમ જાણીને જ તેમને માટે ખાસ કલમો ઘડવામા આવી છે. બીજી પાસ હિન્દીવાનોની સંખ્યા ઘણી જ મોટી છે એટલે તેમનામાંથી સ્વેચ્છા સૈનિકોની સારી સંખ્યા મળી શકશે એમ ધાર્યું છે. બીજી વાત લશ્કરી નોકરીના પ્રકાર વિષે છે આખા હિન્દમા નોકરી કરે એવા જે ઈંગ્રેજોની અને હિન્દીઓની ટુકડીઓ હશે તેમાંના મોટા ભાગને (Active Companies) પોતાના જ જીલ્લાઓમા કવાયત અને કામ આપવામાં આવશે; અને પ્રમાણમા થોડા ભાગને ( Service Companies ) નિયમિત લશ્કર (regulars) તરીકે દેશનાં જુદાં જુદાં સ્થળોના રક્ષણ માટે મૂકવામા આવશે. બીજા પ્રકારની નોકરી કરતાં તો દરેક સ્વેચ્છાસૈનિકને પોતાનો સામાન્ય ધંધો છોડી દેવો પડે માટે જુદી જુદી ટુકડીઓને અથવા ટુકડીઓના ભાગને તે કામ ઉપર વારાફરતી મૂકવામાં આવશે, જેથી સામાન્ય ધંધા વેપારમાં ઓછામા ઓછી અડચણ થાય. સર ચાર્લ્સ મનરોએ વધારામાં જણાવ્યું હતું કે આ વાત ઇંગ્રેજ તેમજ હિંદી ટુકડીઓને લાગુ પડશે. આમ છતાં જે હિન્દીવાનોને આ દળમા જોડાવું હશે તેમણે તો થોડા વખત માટે પોતાનો ધંધો છોડવાને તૈયાર રહેવુ જ પડશે, કારણ કે અમુક જુજ સ્થળે જ લશ્કરી કવાયત આપી શકાશે અને દેશના બીજા કોઇ ભાગમા પણ ક્યારે મોકલવામા આવે એ કેવળ અનિશ્ચિત જ રહેશે

## જાતીય ભેદ.

વડી ધારાસભામાં આ કાયદાનો સત્કાર કરતાં આપણા પ્રતિનિધિઓએ જે એક ફરીયાદ વધારેમા વધારે જોરથી કરી હોય તો તે જાતીય ભેદની હતી અત્યારે સ્થાયી લશ્કરમાં ઇંગ્રેજ અને હિંદી સીપાઇઓના પગાર, પ્રમોશન વગેરેમાં ઘણુજ અંતર છે અને તે તો આ નવા દળમા દૂર કરવું જોઇએ એવી ખાસ માગણી તેમણે ઘણી જ વ્યાજબી રીતે કરી હતી અત્યાર સુધીમા અનેક નોકરીઓમા અને અધિકારમા સરકારે સીધી અને આડકતરી રીતે ઇંગ્રેજ અને હિન્દીવાનો વચ્ચે ભેદ કર્યા છે અને પરિણામે બન્નેમા જાતિદ્વેષની લાગણીઓ વાર વાર ઉછળે છે. આ સ્થિતિ રાજ્યની તેમ જ પ્રજાની દૃષ્ટિથી અતિશય હાનિકારક છે. કારણ કે તેમની પરસ્પર સમજ અને સમભાવમા જ ભવિષ્યની ઉન્નતિનાં બીજ રહેલા છે. તો જ્યારે હાલને અણીને પ્રસંગે પોતાના દેશનુ રક્ષણ કરવા ખાસ કરીને ઉંચા વર્ગના હિન્દીઓને કહેણું મોકલવામા આવ્યું છે તે વખતે તો ઇંગ્રેજ અને હિન્દી સૈનિકો વચ્ચે જરા પણ ભેદ રાખવો ન જોઇએ આ વિષે સેનાધિપતિએ કંઇ કહ્યુ નથી તેમ કાયદામા પણ કંઇ નથી, પણ સન ૧૯૧૧ ના લશ્કરી કાયદા આ નવા સૈન્યને લાગુ પડવાના હોવાથી એમ માનવામાં આવ્યુ છે કે થોડો ઘણો ભેદ તો જરૂર પાડવામા આવશે.

માટે શુ આપણા દેશમાથી કોઇ પણ શરતે હમેશાં સેંકડો પુરૂષો અને સ્ત્રીઓને જવુ જ પડશે? તે જ સસ્થાનોમા બીજા હુન્નરો ત્યાંના ગોરા કે કાળા મજુરોથી નથી શકે છે તો પછી હિન્દીઓને ગુલામીખતથી ત્યાં શા માટે ખેંચી જવા જોઇએ? અલબત ગોરાઓ કરતા હિન્દીઓને ઓછા પગાર આપવા પડે છે અને તેથી હિન્દીઓની મજુરી કેટલાક ઉદ્યોગના માલીકોને માફક આવી છે પરંતુ તેમને આવો ગેરવ્યાજબી નફો મળે માટે સેંકડો હિન્દીઓએ નીતિ અને આત્મમાનની લાગણીઓ બાજુએ મૂકી એક બે બીજી જાતની ગુલામગીરી શા માટે કરવી જ જોઇએ?

આ પદ્ધતિ વિષે જે ઠરાવો ગયા માસ દરમ્યાન ઘણે સ્થળે પસાર કરવામાં આવ્યા છે તેમા તેને સામાન્ય શબ્દોમાં સત્વર નાબુદ કરવાનો નહિ પણ ૩૧ મી મે સુધીમાં તે રદ કરવાનો મુદ્દો સમાયેલો છે સરકારે જણાવ્યુ છે કે હિન્દ અને સંસ્થાનોના ખાતાની એક પરિષદ મે મહિનામાં લંડનમા મળવાની છે અને તેથી જ મેના છેલ્લા દિવસ સુધી સરકારને મહેતલ આપવામાં આવી છે. શ્રીયુત ગાંધીએ અનેક સ્થલે જણાવ્યું છે તે પ્રમાણે હવે આપણે ૩૧ મી મેના દિવસ ઉપર આપણી નજર નિરંતર રાખીશુ, જો તે પહેલા ગીરમીટની પદ્ધતિ નાબૂદ થશે તો આપણે બ્રિટીશ રાજ્યનીતિને અભિનંદન આપીશુ. પણ જો તેમ ન થાય તો સર્વે સાચા હિન્દીવાનોએ વધારે પુરૂષો અને સ્ત્રીઓને ગીરમીટથી પરદેશ જતા અટકાવવાના હેતુથી દુઃખ સહન કરવાને–જરૂર પડે તો આત્મઅર્પણ કરવાને તૈયાર થવું પડશે

આ સબંધમા બીજી બે સૂચનાઓ વારવાર કરવામાં આવી છે. પ્રથમ તો ૩૧ મી મે સુધીમા ફકત પરણેલાં સ્ત્રીપુરૂષોને જ સાથે મોકલવાવા જેથી અનીતિ વધવાનો સંભવ ન રહે. બીજું, જે સમેલન મે માસમા લંડનમા મળવાનુ છે તેમાં હિન્દના પ્રતિનિધિ તરીકે કેટલાક હિન્દીવાનોને નીમવા જોઇએ અને તે સંમેલનની સૂચનાઓનો અમલ થાય તે પહેલા જાહેર પ્રજાના અભિપ્રાય માટે તે પ્રકટ કરવી જોઇએ.

## પ્રાથમિક કેળવણી ફરજીઆત કે મરજીઆત?

ગયા માસની (ફેબ્રુઆરીની) તા. ૨૮ મીએ વાઇસરૉયની ધારાસભામાં મદ્રાસના ના. બા. એન. શર્માએ નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો હતો "આ સભા ગર્વનર જનરલને ભલામણ કરે છે કે (અ) પ્રાથમિક કેળવણીનો હવે પછી થનારો તમામ ખર્ચ પ્રાંતિક સરકારોને બદલે હિંદુસ્થાનની સરકારે કરવો તથા (બ) પંદર વર્ષની મુદતમા આખા દેશમા પ્રાથમિક શિક્ષણ સાર્વજનિક, મફત અને ફરજીઆત થાય તેને માટે યોજના ઘડી કાઢવી અને લડાઈ પુરી થયા પછી બનતી તાકીદે અમલમાં મૂકવી." પોતાની દરખાસ્તના સમર્થનમા ના. શર્માએ કહ્યુ કે મ્યુનિસિપાલીટીઓ તેમજ લોકલ બોર્ડોની નાણા સંબધી સ્થિતિ એટલી તંગ હોય છે કે તેમને માથે પ્રાથમિક શિક્ષણની જે ફરજ નાખવામા આવી છે તે તેમનાથી પુરેપૂરી બજાવી શકાય તેમ નથી–બજાવી શકાઇ નથી, અને બજાવી શકાશે પણ નહિ. છેલ્લા પાચ વર્ષમાં પ્રાથમિક શિક્ષણમા જે વધારો થયો છે તેના આકડા

ટાંકીને તેમણે બતાવ્યુ કે આ વધારો બીલકુલ સંતોષકારક નથી. સરકાર તરફથી સર શંકરન નાયર આ ઠરાવની સામા થયા હતા અને સામા થાય તેમાં નવાઈ પણ શું? સરકારે તો ૧૯૧૩ ,ના ઠરાવમા ચોકખું જણાવી દીધું છે કે "હજુ આ દેશમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો સમય આવ્યો નથી." કયારે આવશે અથવા કયારે આવ્યો જાણી શકાય તે કહેવાની તસ્દી લીધી નથી એક નન્નો સો હકારને હણે. વેદાંતની નેતિનેતિની દલીલ કરવામાં આપણી સરકાર પ્રવીણ છે. પરંતુ સર શંકરનની દલીલોથી તો વધારે નિરાશા અને દુ:ખ થાય છે "દેશમા લોકો તરફથી ફરજીયાત ધોરણ કરવા માટે જોરદાર માગણી થઇ નથી અને કૉંગ્રેસ તથા મુસ્લીમ લીગ તો એવી માગણી કરે તેમા નવાઇ શું? બહુ થોડી જ મ્યુનિસિપાલીટીઓ તથા લોકલ બૉર્ડોએ આ નિયમની માગણી કરી છે. મરહુમ મિ૦ ગોખલેની ૧૯૧૧ ની માગણી કરતાં પણ આજની માગણી વધારે ગરમ છે, તે વખતે પૈસાની તાણ હતી તો હાલ તો તેથી પણ વધારે છે. પાંચ વર્ષમાં દેશની સ્થિતિમાં એવો શું ફેરફાર થયો છે કે તે વખતની રાજનીતિ બદલવાને સરકારને જરૂર જણાય. આવી નિર્માલ્ય અને ધારાશાસ્ત્રીને અયોગ્ય એવી દલીલોથી શોચ થાય છે"

નામદાર ડા. સપ્રુ (અલાહબાદના) એ ઠરાવને ટેકો આપતાં કહ્યું કે શીતળા કઢાવવામા ફરજીઆત ધોરણ દાખલ કરવાથી હુલ્લડ થાય છે છતાં પણ સરકાર તે તત્વની જરૂરીયાત સ્વીકારે છે. વળી ગરીબ ગામડાના લોકો પાસે સરકારી અમલદારો ફરજીયાત વેઠ કરાવે છે તેમા ફરજીયાત તત્વ સરકારને માન્ય છે, અને લોકોના લાભની કેળવણીની બાબત તેમાં જ માન્ય નથી! તમામ આગળ વધેલા દેશોમા આ તત્વનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી જ નિરક્ષરતા નાબૂદ થઈ શકી છે. ના. શ્રીનિવાસ શાસ્ત્રી (હિંદ સેવક સમાજના પ્રમુખે) કહ્યુ કે સર શંકરનની ટીકા વિનાશક છે, ઘટનાત્મક નથી તે દિલગીરી ભરેલું છે જ્યારે મિ૦ ગોખલેએ ૧૯૧૧ માં પોતાનુ બીલ રજુ કર્યું હતું ત્યારે સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું કે પ્રાથમિક શિક્ષણ સાર્વત્રિક થાય તેની અમો વિરૂદ્ધ નથી, પણ તેમ કરવાનો માર્ગ એ છે કે પ્રાંતિક સરકારોએ તેમ કરવાની સત્તા મ્યુનિસિપાલીટીઓ તથા લોકલ બૉર્ડોને કાયદાથી આપવી. અમો જ્યારે પ્રાંતિક સરકારોની પાસે આ સંબધમાં દરખાસ્તો લઇ ગયા ત્યારે તેમણે કહ્યુ કે આ તો વડી સરકારનું કામ છે, અમો તેમાં કાંઇ કરી શકીએ નહિં! તેથી અમો ફરીને વડી સરકાર પાસે આવ્યા છીએ. આમ બે ઘરનો પરોણો ભૂખે મરે છે. પરોણાને ભૂખ્યો રાખવાનો માર્ગ તો આ ઉત્તમ છે પણ સરકારને પોકારી પોકારીને કહેતા નથી ત્યાં સુધી સરકાર દાદ દે નહિ. કેળવણી ખાતાના ના. શાર્પે કહ્યુ કે ના. શાસ્ત્રી ધારે છે તેમ કેળવણી ખાતું હાથ જોડીને બેસી રહ્યુ નથી. અમારૂં કામ રાજનીતિની રેખાઓ આંકવાનું છે, તે અમે કીધું છે, અને પ્રાંતિક સરકારોને યોજનાઓ તૈયાર કરવાનું લખ્યું છે. લડાઇ પહેલાના ત્રણ વર્ષોમાં દર વર્ષે ત્રણ લાખ નિશાળીઆઓનો વધારો થયો છે અને મિ. ગોખલેના આદર્શને પહોંચતાં તે હિસાબે બીજા ફકત ૨૩ વર્ષ લાગશે.

પંડિત મદન મોહન માલવીયે જણાવ્યું કે આ સવાલમાં હિન્દનું હિત સમાયું છે તેટલું બીજા કોઈ સવાલમા નથી જો સરકાર આ પ્રશ્નનું મહત્વ અને વિશાળતા ધ્યાનમા લે તો પછી, પૈસા કયાથી લાવવા એ સવાલનો ફેસલો આપોઆપ થશે રૂશિયા જ્યારે જાપાનથી હાર્યું ત્યારે તેને શીખામણ મળી કે પ્રજાકીય કેળવણીની અગત્ય લડાઇ માટેના સૈન્ય તથા યુદ્ધસામગ્રી કરતા ઓછી નથી તે દેશમાં પ્રાથમિક કેળવણી સાર્વત્રિક કરવાને લડાઈ પછી તરત જ ઉપાયો યોજાયા તે પાછળ થતો ખર્ચ બેવડો કરવામા આવ્યો અને ૧૯૨૨ મા પૂર્ણપણે સાર્વત્રિક થશે એમ આશા છે. આર્થિક હરીફાઇમાં હિંદના કારીગરોને જાપાનના કારીગરો ઘણા પાછળ મૂકી દે છે, અને જાપાનીઓ મનહરણ સુશોભિત વસ્તુઓ બનાવી શકે છે તે જાપાનની સાર્વત્રિક કેળવણીને લીધે જ છે આ સંબધમા હજુ સરકારની આંખ ઉઘડી નથી, પણ જ્યારે ઉઘડશે ત્યારે તેની ખાત્રી થશે કે દેશરક્ષણના સૈન્ય તથા સામગ્રી પાછળ ખર્ચ કરવાની જરૂર છે તેટલી જ જરૂર પ્રાથમિક કેળવણી પાછળ ખર્ચની છે. તેમણે ના. શર્માના ઠરાવમાં સુધારો કર્યો કે આ સવાલ એક કમિટીને સોપવો અને તે પોતાનો રીપોર્ટ આવતા શિયાળામા રજુ કરે. ઠરાવ અને સુધારો બને ઉડી ગયા હતા—સરકાર પક્ષે ૩૪ મત પડયા હતા અને લોક પક્ષે ૨૧ હતા. મિ. ગોખલેના બીલ વખતે લોક પક્ષે ૨૧ પણ મત ન હતા અને આજે આપણો પક્ષ થોડો પણ સબળ થયો છે એટલો દુઃખમાં દીલાસો છે આ સવાલ સંબંધે જેટલી ચળવળ કરવામા આવે તેટલી ઓછી જ છે. દરેક પ્રાતની ધારાસભા પાસે પ્રજાકીય સભાસદોએ ઠરાવો અને કાયદાના ખરડાઓ રજુ કરીને સરકારને કંઇક તોબા કરાવવાની જરૂર છે ગયા ડીસેમ્બરમાં મુંબઇની ધારાસભામાં ના. વિઠ્ઠલભાઈ પટેલે આ સંબધી એક ઠરાવ રજુ કર્યો હતો, પણ થોડાજ મતફેરથી ઉડી ગયો હતો તેઓ હવે પછી સ્થાનિક મ્યુનિસિપાલ કાયદાઓમાં યોગ્ય વધારો સુધારો કરાવવાને કાયદાના ખરડા રજુ કરવાના છે, ત્યારે ચર્ચામાં રંગ જામશે અને પ્રજાપક્ષ વધારે સબળ થશે એમ આશા રાખીશુ. વાઇસરૉયની ધારાસભામા તો સરકારી સભાસદોની બહુમતિ છે જ તેથી ત્યાં કોઇ દિવસ ફાવવાનો સંભવ નથી. પ્રાંતિક ધારાસભાઓમા પ્રજા તરફથી ચુંટાએલા તથા સરકારે નીમેલા હિંદી સભાસદો તમામ એકમત થાય તો સરકારને પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરવાની ફરજ પાડી શકે, કારણ તે સભાઓમા પ્રજાકીય સભાસદોની થોડી બહુમતિ છે. પણ "વો દીન કહાસે, કે મીયા કે પાઉમેં જુતીયા!"

અ. વિ. ઠ.

# નવજીવન

અને

# સત્ય

એપ્રિલ ૧૯૧૭.




તંત્રી અને પ્રકાશક

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦; છૂટી નકલ આનાં ૩.

## ગ્રામીય કેળવણી મંડળ (સુરત જીલ્લા.)

૧. શિક્ષકો ધાર્મિક ભાવનાથી પ્રેરાઈ કાર્ય કરનાર હોવા જોઈએ તો જ શિક્ષણનો મુખ્ય હેતુ સફળ થઈ શકે.

૨. નાના ગામડામાં વસનાર દરેક બુદ્ધિશાળી વિદ્યાર્થીને માટે માધ્યમિક શિક્ષણ સુલભ બનવું જોઈએ.

૩. ધંધાઓના શિક્ષણની માધ્યમિક શાળાઓમાં વ્યવસ્થા થવી જોઈએ.

૪. શાળામાં અભ્યાસ કરી રહ્યા પછી વિદ્યાર્થીના વિચાર ઉદ્ધાર ન થાય અથવા તેના મનમાં લોકસેવાની ધાર્મિક ભાવના જાગૃત ન થાય તો શિક્ષણનું કાર્ય નિષ્ફળ જ ગણાય.

ઉપરના ચાર સિદ્ધાંતો ધ્યાનમા રાખી ગ્રામીય કેળવણી મંડળની સ્થાપના કરવામાં આવી છે. એના કાર્યનો વિસ્તાર ગામડાના લોકોના ઉત્સાહ ઉપર આધાર રાખે છે. જે ગામને પોતાનાં બચ્ચાંના શિક્ષણ અર્થે પૈસા ખર્ચવા ઈચ્છા હશે તે આ મંડળમા જોડાઈ પોતાની ઇચ્છા મુજબ પોતાના પૈસાનો ઉપયોગ કરી શકે એવી વ્યવસ્થા રાખી છે સાધનો અને કાર્ય કરનાર મળશે તો પ્રથમ વિદ્યાર્થીઓને (જેમને ઇચ્છા હોય તેને) ખેતીનું શિક્ષણ આપવા વિચાર રાખ્યો છે મંડળ સારી ભાવનાવાળા સ્વયંસેવકને આ કાર્યમા જોડાવા આમંત્રણ કરે છે. અને એવા શિક્ષકોનો લાભ લેવાને વિદ્યાર્થીઓને—ખાસ કરીને કુવારા વિદ્યાર્થીઓને—આગ્રહ કરવામા આવે છે. એક વધુ સ્વયસેવક અને બાર યોગ્ય વિદ્યાર્થીઓ મળેથી શાળાને અંગે એક વિદ્યાર્થી—આશ્રમ ઉઘાડવામાં આવશે. જે આવવાની ઇચ્છા રાખતા હોય તેમણે આગળથી નામ નોંધાવવું.

મુખ્ય સ્થળ—અસામા
તા જલાલપોર
સ્ટેશન—વેડછા

સેક્રેટરી—ગ્રામીય કેળવણી મંડળ.


# દવાના વેપારીઓને ખુશ ખબર.

ફકત દવાના વેપારી કે જે અમારો બનાવેલો માલ "કર્ણીક એગ્યુમીક્ષ્ચર" રાખતા હોય અગર કમમાં કમ અર્ધો ડઝન અગર વધુ—મંગાવી દુકાનમાં વેચવા રાખશે તેને—અમારા નવા વરસના

**કેલેન્ડરો—પીકચરો—બોર્ડ,**

બ્લૉટીંગ પેપર—વગેરે. મફત આપવામાં આવશે.

મોટી બાટલીની કિં રૂ. ૧—૦—૦
નાની બાટલીની કિં રૂ. ૦—૧૦—૦

વધુ માટે લખો —મેશર્સ કર્ણીક બ્રધર્સ.
ગિરગામ—મુંબઈ.

# નવજીવન

અને

# સત્ય.

એપ્રિલ ૧૯૧૭.

## * ગુજરાત ગાંડી છે ?

કવિ નર્મદે ગરવી ગુજરાતનું, કવિ દલપતરામે રળિયામણી ગુજરાતનું કવિ ખબરદારે ગુણવંતી ગુજરાતનું ગીત ગાયું. કવિ 'સેહેની' એ ગાંડી ગુજરાતનું ગદ્ય લખ્યું. સર્વેનો આશય ગુજરાતી પ્રજાને જોમ આપવાનો છે પ્હેલા ત્રણેયે ગુણ દર્શન કરાવીને જોમ આપ્યું અને પ્રો. બળવંતરાય ઠાકોરે દોષ દેખાડીને એ આપવા પ્રયત્ન કર્યો છે. કવિ નર્મદનુ જીવનચરિત્ર વાચતા લાગશે કે હેના જીવનમા હેની કદર ગુજરાત જોઇએ તેટલી બૂઝી શકી નહિ, હેનો નર્મકોષ છપાવવાને હેને અનેક વિટમ્બણાઓ વેઠવી પડી, પણ ગુજરાત ઉપરની હેની દૃઢ શ્રદ્ધા અચલ રહી રા. ઠાકોરને હેવી કાંઇ વિટમ્બણા વેઠવી પડી હોય તો ખબર નથી, છતા પણ હેમની શ્રદ્ધા ગુજરાતની પ્રજા કરતાં સમયબળ ઉપર વધારે લાગે છે એઓ લખે છે "આપણા વિષે હિન્દનો સામાન્ય મત હાવો હલકો છે તો ત્હેમાં કેટલી વાસ્તવિકતા હશે, હેના કંઇ કારણ, હેનો શો ઉપાય એ વિષય મ્હારી જીદગી, મ્હોટે ભાગે ગુજરાતની બ્હાર જતી હોવાથી મ્હારા મનમા લાંબી વખતથી કોઇને કોઇ રૂપમાં પોળાયા કરે છે" આપણી ગુજરાતને માટે હિન્દનો સામાન્ય મત હલકો છે હેવી માન્યતા, હેમની જીંદગી ગુજરાતની બ્હાર–એટલે ગુજરાતના ઝાંપારૂપ અજમેર કે પૂનામાં–જતી હોવાથી થઇ છે, આ માન્યતા વાસ્તવિક છે? બંગાળામા, સંયુક્ત પ્રાન્તોમાં, પંજાબમાં, મધ્ય પ્રાન્તોમા કે મદ્રાસમા આપણે માટે હાવો હલકો મત હોય એમ લાગતુ નથી હું એક હેવી જગ્યામાં છું કે જ્યા હિન્દુસ્તાનના દરેક ભાગના કેળવાયલા મનુષ્યો સારા જથામા

* જુઓ આ વર્ષના ચોથા અંકમા પ્રકટ થયેલો "ગાંડી ગુજરાત" વિષે લેખ (૧ પુસ્ત્ર)

છે, અને તેઓના સબંધ ઉપરથી, તેઓના વિચાર ઉપરથી, તે દેશનાં વર્તમાનપત્રો ઉપરથી એમ માનવાને જરા પણ કારણ મળતું નથી કે એઓનો મત, જે પ્રજાએ રા. ઠાકોર કહે છે ત્હેવા અમૂલ્ય રત્નો ઉત્પન્ન કર્યાં છે, ત્હેને માટે હલકો હોય. કેટલાક દક્ષિણીઓ આપણને નમાલા, મવાલી ગણે છે, પરંતુ હેને માટે ઐતિહાસિક કારણ છે. જીતનારી પ્રજા જીતાયલી પ્રજાને પોતાના કરતાં હલકી ગણે છે અને એ પ્રજાનું ગૌરવ સ્હમજી શકતી નથી. ગાયકવાડે ગુજરાત દબાવ્યું અને આટલાં વર્ષ થયાં હજી પણ દક્ષિણીઓ ગુજરાતી પ્રજાના ગુણો જાણી શકયા નથી અને જ્યાં સુધી હમે જીતનાર એ મિથ્યાભિમાન હેમના મગજમા રહેશે ત્યા સુધી એઓ જાણી શકનાર નથી. હજી પેશ્વાઇ બુડયે પૂરા સો વર્ષ થયા નથી, હજી હમે હિન્દુસ્તાન ઉપર અમલ કરનાર એ વિચારો હેમના મગજમાં તાજા છે. મહારાષ્ટ્રમા પણ સુજ્ઞ મનુષ્યો આપણે માટે હલકો મત ધરાવતા હોય એમ હમને લાગતુ નથી. ગુજરાતી પ્રજા પ્રત્યે કેટલીક વખત દક્ષિણીઓ "બુલુ, નેભલું, મવાલ" હેવા તિરસ્કારયુકત શબ્દો વાપરે છે તે વિષે * महाराष्ट्रीयांस इशारा એ નામના લેખમા રા દામલે હેમના જાતિબંધુઓને ઠપકો આપી શિખામણ આપે છે કે જ્યા સુધી આ મિથ્યાભિમાન ગયું નથી ત્યા સુધી ઉન્નતિ અશકય છે. રા. ઠાકોર પૂનામા રહે છે અને દક્ષિણીઓથી ઘેરાયલા હોવાને લીધે ગુજરાતને માટે હાવા હલકા હલકા શબ્દો વારંવાર કાને અથડાવાથી હેમની પણ એ માન્યતા થઇ ગઇ છે કે ગુજરાત ગાડી છે, અને એ માન્યતા હેવી તો દૃઢ થઈ ગઈ છે કે દક્ષિણ જ નહિ પરંતુ હિન્દ સમસ્ત આપણને નમાલા ગણે છે એમ કહેવાને પોતે તૈયાર થઇ ગયા છે. ગુજરાતીઓનો મ્હોટામાં મ્હોટો ગુણ દીનતા છે, અને 'ગાડી ગુજરાત, આગુસે લાત ઓર પીછુસે બાત' એ કેહેવત આ ગુણની પ્રતીતિ કરાવે છે. આ ગુણ રા. ઠાકોર દોષ રૂપે જુવે છે.

રા ઠાકોરનાં સૂત્રો સત્ય છે પણ ત્હેના પ્રયોગ દૂષિત છે. 'નેતા, સાધન, અને પ્રજા ત્રણેના સુસયોગ વગર નેતાઓનુ નેતાપણું એળે જાય છે' આ મહાન્ સૂત્ર દેશકાલથી અબાધિત છે. પરંતું આપણા નેતાઓનું નેતાપણું એળે ગયું છે? અને જો કેટલાક કહેવાતા નેતાઓ સફળ ન થયા હોય તો તે સાધન અને પ્રજાના પીઠબળ વિના? એક મહાન્ રાજનીતિજ્ઞ કહે છે કે[1] 'The decisive sign of the elevation of a nation's life is to be sought among those who lead.' નેતાનો આધાર પ્રજા કરતા પ્રજાનો આધાર નેતા ઉપર વધારે છે. નેતા શબ્દમાં જ પ્રજાનું પીઠબળ મેળવનાર એ ભાવ સ્પષ્ટ છે, માટે જો નેતાઓ નિષ્ફળ નીવડે તો પ્રજાનો દોષ ઘણે થોડે અશે છે. તે ઉપરાંત એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે જે પ્રજા નેતાઓની ગાડીઓ ખેંચે તેજ પ્રજા પીઠબળ આપે છે એમ કહેવાય નહિ. આપણા ગુજરાતીઓમાં એ પ્રકારનો ધાધલીઓ સ્વભાવ જ બહુ થોડો છે.

* चित्रमय जगत; सप्टेम्बर १९१९. 1 Lord Morley's 'Compromise,'

રા. ઠાકોર માને છે કે આપણામાં આરંભાયલી સંસ્થાઓ અને આચાર પ્રવાહોનો ઇતિહાસ ઘણો જ ખરાબ છે "કેટલાક અકાળે કે અફાવતી ભોંયમાં કે અણજાણ્યે હાથે કરેલી વાવણીની માફક ઊગ્યા જ નહિ; કેટલાક હારીને વહી દેવાયા; કેટલાક મરું મરું થતાં બે ત્રણ વર્ષે પાછા કંઇક જીવતા દેખાય એમ દશામાં છે. કેટલાક કાગળ ઉપર જીવતા છે કેટલાકનું તેજ બીજા પ્રદેશનું નકલિયા જ છે; અને કોઇ કોઇ જીવતા છે અને પોતાનું કામ ચલાવ્યા કરે છે, તથાપિ પ્રજાના દૈવત અને આદર મેળવી શકતા નથી હેવી વિચિત્ર સ્થિતિમાં છે" જે સંસ્થાઓ પડી ભાંગી અને જે હાલ મૃતપ્રાય અવસ્થામા છે તે પૈકી હેમણે કેટલીકનાં નામ આપ્યાં હોત તો એ વિષે વિવેચન સુલભ થાત. દરેક સંસ્થા ચિરંજીવ રહેવી જોઇએ હેવો કાંઇ નિયમ્ નથી કેટલીક સંસ્થાઓ તત્કાલીન હોય છે જે પોતાનું કાર્ય કરી સમય બદલાતા ધીરે ધીરે લય પામે છે, કેટલીકમા પ્રસંગાનુંસાર ફેરફાર કરવામાં આવે છે અથવા ત્હેમની જગ્યાએ વધારે ઉપયુકત સંસ્થાઓ નીકળવાથી તેઓ નિરૂપયોગી થઇ જાય છે, અને સમાજ તે તરફ બેદરકાર રહે છે. આ નિત્યનો ફેરફાર એ સમાજની પ્રગતિની નિશાની છે. કાળને પ્રતિકૂળ થઈ ગયેલી જૂની સંસ્થાઓ અને આચારપ્રવાહો ટકાવી રાખવામા અર્થ અને બુદ્ધિનો વ્યય કરવો એ પ્રગતિની આડે આવવા જેવું છે આ દૃષ્ટિથી ગુજરાતની સંસ્થાઓનું અવલોકન થયું હોય તો સ્પષ્ટ માલૂમ પડે કે ઉપયુકત સંસ્થાઓ ટકાવી રાખવામાં ગુજરાત હમેશાં તત્પરજ છે પરંતુ રા. ઠાકોરને ગુજરાતમા જે કાંઇ છે તે નિર્માલ્ય લાગે છે. આપણે ત્યાં જે ખાનગી હાઇસ્કુલો છે તે કમાણીને માટે, અને બીજે બધે પ્રાન્તની ઉન્નતિને માટે છે એ ન્યાય, તર્કના નવીન સિદ્ધાન્તો વડે ઉપજાવી કાઢયો છે ગુજરાત કોલેજ સરકારને આપી દેવી પડી ત્હેમાં ગુજરાતની ગાંડાઇ કે તેના કાર્યવાહકોની કાર્યદક્ષતાની ઉણપ? લાયકીવાળા ગુજરાતીઓ હિન્દ સેવક સમાજમા જોડાયા છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીને સ્વયંસેવકો મળ્યા છે. છતા પણ રા ઠાકોરને ગંભીર શંકા રહે છે કે (સૂરત) કોલેજને માટે આત્મભોગ આપનાર માણસો મળી શકે કે કેમ? અને કદાચ મળ્યા તો હેમની ખાત્રી છે કે લ્હડી લ્હડીને જૂદા પડવાનાજ સંસ્થાઓના કાર્યવાહકોમા લ્હડવાડય એકલા ગુજરાતમાં જ થાય છે? મતભેદ પડયે લ્હડવું એતો માણસી સ્વભાવ જ છે. ડેક્કન એજ્યુકેશન સોસાઇટીમાથી છૂટા પડતી વખતનું રિસકતું નેવુ પાનાનું રાજીનામું હેમને યાદ હશે જ. પૂનાની સાર્વજનિક સભામા ફાટફૂટ પડી પરિણામે હેમાથી ડેકકન સભા ઉદ્ભવી અને બન્ને લગભગ મૃતપ્રાય અવસ્થા ભોગવે છે. આટલા માટે કંઇ મહારાષ્ટ્રી પ્રજામા સંઘ શકિત નથી એમ કહેવાય નહિં રા. ઠાકોરના મનથી સ્વયંસિદ્ધ છે કે ગુજરાત ગાંડી છે એટલે હેમને કહીયે કે અમદાવાદના સમસ્ત ગુજરાતી પૈસા ફંડમાંથી આઠ નિશાળો ચાલે છે તો તેઓ કહેશે કે પૈસા ફંડતો દક્ષિણનું નકલિયા છે. સુરતની સાર્વજનિક શાળાને માટે એઓ કદાચ એમ કહેશે કે એતો અમુક વ્યકિતના આત્મભોગથી જીવે છે. ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ જેવી નમુનેદાર સંસ્થા જે આશરે ચાળીશ વર્ષ થયાં ચાલે છે ત્હેને માટે એમ કહેશે કે એતો શેઠે પૈસા આપ્યા માટે. આમ દરેક વિજયી સંસ્થાનેમાટે કાંઇ પણ કારણ આપી શકાય. દુનિયાના

એકે ભાગમાં હેવી સંસ્થા તો ભાગ્યે જ હશે કે જેને સર્વમાન્ય ટેકો હોય. જ્યા આત્મભોગી લાયક નેતા છે ત્યા સાધન અને પ્રજાનો સુસંયોગ થયોજ છે પણ એ કબુલ કરવાને રા. ઠાકોર રાજી નથી. આપણી સસ્થાઓની પરિસ્થિતિને લગતુ હેમનું વાકય એક ઉપલક્રિયાને છાજે, વિચારશીલને નહિં. કદાચ એમ પ્રશ્ન થશે કે આપણે ત્યા ફરગસન કોલેજ જેવી અથવા કર્વેના વિધવાશ્રમ જેવી સસ્થા નથી. આ વાત સત્ય છે, પણ તે સાથે એ પણ વિચારવાનુ છે કે અત્યાર સુધી આપણે હેવી સંસ્થાની જરૂર હતી ? ફરગસન્ કોલેજનો મુખ્ય હેતુ દક્ષિણના ગરીબ વિદ્યાર્થીઓને કેળવણી આપવાનો હતો, સરકારી કોલેજમા ભણતર મોંઘું પડતું, અને તેથી દક્ષિણને હાવી સસ્થાની ખાસ જરૂર હતી ગુજરાતમા, વડોદરામા .અને અમદાવાદમાં થોડી ફી વાળી કોલેજો હતી, હેમાં જગ્યાની તગી નહોતી, તો પછી એ સ્થિતિમા નવી કોલેજ ઉઘાડવાની જરૂર ખરી ? હવે જરૂર પડી છે ત્યારે ચળવળ શરૂ થઇ ગઇ છે અને ઉઘડશે જ. અને હેમા ગુજરાતને ગાડી માનનારને જ વિશ્વાસ નથી વિધવાશ્રમનો પણ હેવોજ ઈતિહાસ છે. ગુજરાતની વિધવાઓની સ્થિતિ સારીતો નથીજ, પણ મહારાષ્ટ્રની વિધવાઓની સ્થિતિ વધારે ખરાબ છે. અને હજી પણ વનિતાવિશ્રામ અને સેવાસદન જેવી સસ્થાઓ જેટલે અંશે કેળવણી પ્રચારમા સફળ નિવડી છે તેટલે અંશે વિધવાશ્રમો તરીકે નિવડી નથી અનેક દુકાળો પછી ગુજરાતમાં અનાથ બાળકોની સખ્યામા વધારો થતો ગયો અને હ્‌નેની સાથે અનાથાશ્રમોની સખ્યા વધતી ગઇ છે, અને હેમની કારકિર્દી ઝળકતી છે. માત્ર આપણી કાર્યપદ્ધતિ શાંત છે જે કાર્યો થાય હ્‌ના બણગા ફૂકવાની ટેવ નથી, અને જ્યા સુધી એ ફૂલણશી વેડા આપણામા આવ્યા નથી ત્યાં સુધી આપણે આપણી પ્રગતિ વધારે સારી અને દૃઢ રીત્યે કરી શકીશું.

આપણા નેતાઓ જ જૂઓને, સઘળા શાંત ! દાદાભાઇ નવરોજીનો ઉદ્દેશ સાર્વભૌમ પ્રગતિનો હતો અને હાલની સમસ્ત હિન્દની પ્રગતિ હેમણે વાળેલા વિચાર પ્રવાહ પ્રમાણે જ વહે છે હેમની પ્રવૃત્તિ જ વિભાગી નહોતી, હેમને મળેલું માન પણ સર્વહિન્દી છે. મહર્ષિ ગાંધી એક ખરેખરા ગુજરાતીજ છે; ગુજરાતને જેમ જુઠી ધાંધળ પસદ નથી તેમ હેમને પણ નથીજ. છતા પણ એમતો નજ કહી શકાય કે હેમની કદર ગુજરાતમા ઓછી થઇ છે ગુજરાતમાં એઓ મહાત્મા મનાય છે. શું ઉદ્દામ કે શું વિનીત ગમે તે પક્ષના મનુષ્યોને હેમના પ્રત્યે માન છે. છતા પણ પોતાના મગજમાં ભરાયલી ધૂનને સત્ય માની, હેના પ્રતિપાદનાર્થે આમ સત્યનો અનાદર કરી ગુજરાતને માથે ગાડપણ સાથે દ્રોહનું કલંક મૂકવુ રા. ઠાકોર જેવા ઈતિહાસજ્ઞાતાને યોગ્ય નથી. હેમને શું કરે તો ગુજરાતે હેમની કદર કરી કહેવાય ? હેમના આશ્રમને ગુજરાતે વધાવી લીધો છે, ગુજરાતે હેમને પૂજ્ય સ્થાને સ્થાપ્યા છે. ખરૂં છે કે ગુજરાતમાં આર્યસમાજના સ્થાપક દયાનન્દ સરસ્વતીની અસર ઘણી થઇ નથી; ઘણા સુજ્ઞ અને સુશિક્ષિત મનુષ્યો આર્યસમાજી થયા નથી સ્વામીએ પોતાનું કાર્યક્ષેત્ર ગુજરાતને બદલે ઉત્તર હિન્દુસ્તાન પસંદ કર્યું હેમા ગુજરાતની ગાડાઇ કે સ્વામીજીનો અથવા સ્વામીજીના સિદ્ધાન્તોનો દોષ ? એઓ ગુજરાત છોડી ઉત્તર હિન્દુસ્તાનમાં ગયા, વિદ્યા

મ પાદન કરી, નુતન સિદ્ધાન્તો બાંધી, હેનો ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રચાર કરવાનો આરંભ કરી, ગુજરાતમાં આવ્યા ગુજરાતે હેમનું કહેવું સાંભળ્યું; પણ દક્ષિણમા તો પૂનામાંજ હેમને હેવો આવકાર મળ્યો કે ત્યાં પાછા ફરવું પડયું તો આ ઉપરથી એમ કહી શકાય કે દક્ષિણ કોઇની કદર કરી શકતુ નથી ? ગુજરાત ભકિતમાર્ગી છે અને શુદ્ધ અથવા મિશ્ર ભક્તિમાર્ગ પ્રવર્તકો ગુજરાતમાં પૂજાયા છે. શ્રી સહજાનન્દસ્વામી દૂરથી આવ્યા પરંતુ ગુજરાતે હેમનો આદર કર્યો, પ્રાર્થના સમાજ બંગાળામાંથી આવી પણ હેનો શુદ્ધ ભક્તિમાર્ગ ગુજરાતે સ્વીકાર્યો છે. છતા પણ હેને બેકદર કેમ કહી શકાય ! કવિ નર્મદને હેના વખતમા અનેક વિટમ્બણાઓ પડી, હેની જોઇએ ત્હેવી કદર થઇ નહિ, પણ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે સાહિત્ય અને સસાર સુધારો એ બે હેવા કાર્ય ક્ષેત્રો છે કે હેમા કીર્તિ જલદી મળી શકે નહિ અને ખાસડાં પણ ખાવાં પડે ઘણાને જીવન્ત દશામા એ કીર્તિ ભોગવવાનું બનતુ જ નથી; પરંતુ નર્મદની કદર હજી પણ થઇ નથી એમ કહેવાય નહિ; હેનું ચાલક બળ હજી પણ ગુજરાતનાં સમાજ અને સાહિત્યને આગળ વધારે છે ગુજરાતને કમનસીબે અંબાલાલનો બુદ્ધિપ્રભાવ પૂર્વાવસ્થામાં ન્યાયમંદિરમા અને ઉત્તરાવસ્થામા મિલો કઢાડવામા વપરાયો, છતા હેમના બુદ્ધિપ્રભાવની કદર થવાથી જ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખનુ માન ભોગવવાનું હેમને મળ્યું. હેમની બુદ્ધિનો જે અંશ ગુજરાતની પ્રગતિની પ્રવૃતિમા વપરાયો છે ત્હેને માટે આટલે વર્ષે પણ ગુજરાતના પાટનગર અમદાવાદનુ એક જાણીતું પત્ર હેમને સંભારે છે. અને લખે છે કે " The promoters of this fund (Samast Gujarat Paisa Fund) learnt their fi-t lessons in social service from Dewan Bahadur Ambalal, to whom the credit of originating free night schools for factory workmen is due." ગોવર્દ્ધનરામના કલ્પના વૈભવને માટે ગુજરાતમા એ મત ભાગ્યે જ હશે, ત્હેમની પુરાણ જેવી નવલકથા સ્હમજુ અણસ્હમજુ સઘળાં વાંચે છે સરસ્વતીચંદ્રનું નામ નજાણતો સુશિક્ષિત મનુષ્ય ગુજરાતમા ભાગ્યેજ હશે. હેમની અસર ગુજરાતના સાહિત્ય ઉપર થઇ છે અને તે શી છે ત્હેની સાહિત્યપ્રેમી ઠાકોરને માટે પુનરૂક્તિ કરવાની જરૂર નથી ગોવર્દ્ધનભાઇ સમાજના નેતા નહોતા. હેમણે સાહિત્ય શિવાય બીજામા માથું માર્યું નહોતું જે હેમને મળવાનું હતું તે તો મળ્યુ જ છે હેમની જે અસર ગુજરાતી સાહિત્ય ઉપર થવાની તે થઈ છે છતાં પણ રા ઠાકોર શા ઉપરથી કહે છે કે "હેમનાથી મળવો જોઇ તો લાભ નથી ગુજરાતને મળ્યો કે, નથી હિન્દને મળ્યો." હામાં વાક્પટુતા વગર બીજું કાંઇ છે ?

સાધનને માટે તો રા. ઠાકોર જ કહે છે કે "દેશસેવાના કાર્યોને માટે જે સાધનો જોઇએ તે ગુજરાતમાં નથી એમ પણ નથી. દક્ષિણને પોતાની સસ્થાઓ અને ક્રિયાપ્રવાહોને માટે જે સાધનો જોઇએ છીએ તેનો કેટલોક ભાગ ગુજરાતમાથી જ મળતો આવેલો છે અને હજીએ મળતો જાય છે " ગુજરાતની ઉદારતા અને મનનુ મ્હોટાપણુ રા ઠાકોરે આડકતરી રીત્યે કબુલ્યું છે તેથી

ગુજરાત હેમનું આભારી છે. પરંતુ તે સાથે હેમનો એમ ગર્ભિત આક્ષેપ છે કે ગુજરાત પોતાને માટે કાંઇ કરતી નથી. હામા સત્ય છે કે કેમ તે તપાસીએ. હમણાંજ ચરોતર એજ્યુકેશન સોસાઇટીને આણંદ જેવા ન્હાના ગામે રૂપીયા ત્રીસ હજારને આશરે, હાઇસ્કુલ કાઢવાને સોંપ્યા તે જાણીતુ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હસ્તક અનેક કેળવણી ફંડો, ગુજરાત સાહિત્ય પરિષદ્ ભંડોળ, અનેક લાયબ્રેરીઓ, અનાથાશ્રમો, પાંજરાપોળ્યો, અને વનિતાવિશ્રામને મળેલી મ્હોટી મદદો વગેરે રીત્યે ગુજરાતીઓએ ગુજરાતને થોડું આપ્યુ નથી, અને તે ઉપરાંત બીજાઓને ગુજરાતે જેટલું આપ્યું છે તેટલું બીજાએ ભાગ્યે જ આપ્યું હશે. કલકત્તા યુનીવર્સીટીની વાર્ષિક રૂ. ૧૦૦૦૦) દસ હજારની પ્રેમચંદ રાયચંદ સ્કોલરશિપ એક ગુજરાતીનીજ઼ છે. દક્ષિણ આફ્રિકાની ગરબડ વખતે ગુજરાતે સ્વાર્થત્યાગી મનુષ્યનો અને ધનનો મ્હોટો ભોગ આપ્યો છે. બંગાળામા બાકુરાના દુકાળ વખતે ગુજરાતે ફંડ ઉઘાડયું હતું. શું હામા ગુજરાતની દેશભક્તિ અને સ્વાર્થત્યાગ નથી? હાવી રીત્યે પૈસાની મદદ અન્ય પ્રાન્તને કરવી એ ઉન્નતિસાધક નથી? અને આપણે બીજા પ્રાન્તોને મદદ કરી શકિયે એમ નથી? આપણે કાંઇ "ઘરનાં છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" એમ કરતા નથી. આપણે આપણી સંસ્થાઓને મદદ આપીએ છીએ અને અન્ય પ્રાન્તોને માટે પણ આપીએ છીએ ખરૂં છે કે "પ્રાન્ત પ્રાન્તની શક્તિ અને ઉન્નતિની ખીલવટ-દ્વારા જ અને તેની સાથે સાથેજ આખા હિન્દની ખીલવટ સંભવિત છે" પરંતુ તે સાથે આ સૂત્રના પ્રયોગ વખતે ધ્યાનમાં રાખવાનું છે કે આપણા દરેક પ્રાન્તની પ્રધાન શક્તિ કેટલાક સંયોગોને લીધે જુદી જુદી છે એટલે આખા હિન્દની ખીલવટ માટે અન્યોન્ય આશ્રય લેવોજ પડશે. આપણા ગુજરાતની શક્તિ ઔદ્યોગિક પ્રવાહમાં વહી છે. આખા હિન્દની ચાતુર્વર્ણ્યમાં આપણે વૈશ્ય છીએ તો તે દિશામાં આપણી પ્રવૃત્તિ બરાબર છે કે નહિં તે ખાસ જોવાનુ છે. આપણું ધન આપણા અને અન્ય પ્રાન્તોની ઉન્નતિ માટે વપરાય છે તે ઉપરથી એમ કહી શકાય ખરૂં કે આપણે આપણી ઔદ્યોગિક પ્રવૃત્તિમાં આગળ વધીએ છીએ ખરા; નહિ તો હાવી રીત્યે વાપરવાનુ ધન કયાથી હોય? બીજી શકિતઓ ન કેળવવી એમ મ્હારૂં કહેવુ નથી, પરંતુ આપણી પ્રધાન શકિતને વધારે કેળવવાથી અને સંજોગોને અનુકુળ થાય હેવું કરવાથી વધારે ફાયદો થવાનો સંભવ છે. સાર્વભૌમ હિન્દી પ્રવૃત્તિઓને મુખ્ય ગણનારા, રા. ઠાકોર કહે છે તેમ આપણા પ્રાન્તમા બીજા પ્રાન્તો કરતા વધારે દેશભકતો હોય તો આપણા અંતિમ હેતુ–સાર્વભૌમ દેશાભિમાનની દિશામા આપણે બીજા પ્રાન્તો કરતા વધારે આગળ વધેલા કહી શકાય ખરૂં, કારણ મ્હેં ઉપર બતાવ્યું તેમ આપણા સાધનો આપણા પ્રાન્તને માટે વાપરવામાં રા. ઠાકોર ધારે છે એટલા બેદરકાર તો આપણે નથી જ.

ગુજરાતીઓમા પ્રજાપણું નથી—આ એક બીજો આક્ષેપ આપણા ઉપર મૂકવામા આવ્યો છે. આ આક્ષેપ ઉપર વિચાર કરતા પ્હેલાં પ્રજાપણું એટલે શું તેનો વિચાર કરીએ. Vico ( વિકો ) પ્રજાપણાની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છેઃ— "Natural society of men who by unity of territory, of origin,

of custom and of language are drawn into community of life" મિલના મત પ્રમાણે ભાષા, ધર્મ, રીત્યરિવાજ, પ્રજાપણાને મક્કમપણું આપે છે પણ તે ન હોય તો પ્રજાપણાને બાધ આવતો નથી. દાખલા તરીકે સ્વિટ્ઝરલેન્ડ એ દેશના જુદા જુદા ભાગની ભાષા અને ધર્મ જુદાં છે. વળી આખો દેશ એક જ જાત્યથી વસાયલો નથી. છતાં પણ હેમનામા પ્રજાપણાની ભાવના મક્કમ છે. અમેરિકા અને ઇંગ્લાંડના રહેવાશીઓની ભાષા એક છે, છતા પણ તેઓ એક પ્રજાપણાથી જોડાયલા નથી. મિલના મત* પ્રમાણે તો પ્રજાપણાનું મુખ્ય અંગ એ છે પ્રજાપણાની ગ્રંથિથી જે પ્રજા એક રાજ્યછત્ર નીચે હોય તો જ જોડાઇ શકે. ગુજરાતમાં દેશી રાજ્યો ઘણાં છે અને એ રાજ્યની પ્રજા તે બ્રિટિશ સલ્તનત નીચેની પ્રજા સાથે જોડાઇ શકે નહિ અને હેમને બ્રિટિશ પ્રજાની રાજકીય ચળવળમાં કાંઇ સ્વાર્થ નથી. એઓની ચળવળ સ્વાભાવિક રીત્યેજ જુદી હોય ભાષાની ઉન્નતિમાં અને સામાજિક ચળવળમાં બધા ગુજરાતીઓ એકજ છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં લાઇફ મેમ્બરો દરેક રાજ્યના માણસો છે સાહિત્ય પરિષદ્‌માં બધા સારો ભાગ લે છે. આજ સુધીની હેની બેઠકોમા એક બેઠક વડોદરામા થઇ હતી. ગાયકવાડી, ઇડરિયા, કચ્છી વગેરે ગુજરાતી ખરા, પરંતુ અમુક હદ સુધી જ. મારવાડી ગુજરાતી ખરા ? હેમની ભાષા અને રીત્યરિવાજ આપણા કરતાં જૂદા છે અમદાવાદી, સુરતી, ચરોતરી, વાણિયા, બ્રાહ્મણ આ ભેદ સ્થાન અને જ્ઞાતિ પરત્વે છે, પણ તે પ્રજાપણાને બાધક હોય એમ હમને લાગતું નથી. જ્ઞાતિ ભેદ બધા પ્રાંતોમાં છે અને હેની ખરાબ અસર તો આખું હિન્દ સહન કરે છે તો ગુજરાતમા જ એ ભેદ છે એ પ્રમાણથી ગુજરાતને ગાંડી ઠરાવવી એ ન્યાય નથી ? દક્ષિણમાં દેશસ્થ, કોકણસ્થ અને કરાડા, તેમજ પરભુ, શેણવી અને મરાઠા, કર્ણાટકમાં લિંગાયત અને બ્રાહ્મણ, બંગાળામા પૂર્વબંગાળી, પશ્ચિમબંગાળી અને ઉરીયા, બ્રાહ્મણ, કાયસ્થ અને વૈદ્ય, હાવા દરેક પ્રાંતના ભેદો ગુજરાત કરતે ઉતરતા નથી. કર્ણાટક કૉલેજ સ્થાપવાની હાલની હીલચાલમાં બ્રાહ્મણ અને લિંગાયત વચ્ચેનો ઝઘડો વર્તમાનપત્રોના વાંચકને વિદિત હશે જ. મદ્રાસમા બ્રાહ્મણ અને શૂદ્રોનો ઝઘડો તો એટલો સુપ્રસિદ્ધ છે કે તે વિષે અધિક લખવાની જરૂર નથી. ત્યાંતો ખ્રિસ્તીઓમા પણ બ્રાહ્મણ અને શૂદ્ર હેવા બે મ્હોટા ભેદ છે. ગુજરાતમા હાવા ભેદથી કેટલાક અજ્ઞ મનુષ્યો વચ્ચે કદાચ વૈમનસ્ય ઉત્પન્ન થતું હશે પણ સાર્વજનિક કાર્યો–પછી તે રાજકીય હો અથવા સામાજિક–હેમાં હાવા ભેદભાવ ભૂલી જવાય છે. થોડા સમય પર અમદાવાદમા ભરાયલી રાજકીય, સામાજિક, અને કેળવણી પરિષદોમા ગુજરાતના દરેક વર્ગે ભાગ લીધો હતો અને

---

* When the sentiment of nationality exists in any force there is a prima facie case for uniting all the members of the nationality under the same government.

Mill's Representative Government

સ્થાન અથવા જાતિભેદને લીધે હેમા ભાગ નહિ લેનારા અને મદદ નહિ કરનારા હમારા સાભળવામા આવ્યા નથી આપણી મંધ શકિત અને પ્રજાપણાની હયાતી છે એ બતાવવાને આ પરિપત્રો કરતાં વધારે પુરાવાની જરૂર છે?

"દક્ષિણમાં વસતા ગુજરાતીઓ પ્રથમ દક્ષિણી અને પછી ગુજરાતી છે;"—રા. ઠાકોરના આ વિધાનને હમે મળતા આવતા નથી. લાબા કાળના દક્ષિણીઓના સંબંધથી હેમનામાં કેટલાક દક્ષિણી આચારવિચાર પ્રવેશ પામ્યા હશે અને આસપાસના સંયોગોની અસર થાય એ પણ સ્વાભાવિક છે. પણ હેમને પૂછશો કે હમે કોણ? તો જવાબમાં "હમે ગુજરાતી" એમ કહેશે નહિ કે "દક્ષિણી" કે "દક્ષિણી ગુજરાતી." હેમના ઘરની ભાષા ગુજરાતીજ છે, હેમના હિસાબના ચોપડા ગુજરાતીમાંજ લખાય છે, હેમનાં બૈરાઓનો પ્હેરવેશ પણ ગુજરાતીજ છે. હેમનામાના ઘણાખરા લગ્ન વગેરે શુભ કાર્યો ગુજરાતમાજ કરે છે. બંગાળી લોકો બિહારમાં આવી વસેલા ઘણા છે અને અને તેઓ તો પોતાનાં શુભ કાર્યો વગેરે બિહારમા કરે છે અને બંગાળનું દર્શન કર્યા વગરજ બંગાળી કહેવડાવે છે. આથી ઉલટુ મદ્રાસ વગેરે પ્રાંતમાં જઇને વસેલા- ગુજરાતીઓ ગુજરાતી રહ્યા છે ગુજરાત સાથે સંબંધ રાખે છે. લગભગ ત્રણસે વર્ષ ઉપર ઉત્તર હિન્દુસ્તાનમા વસેલા કેટલાક નાગર કુટુબોનો પ્હેરવેશ અને ભાષા ગુજરાતીજ છે. હજી પણ તેઓ માહ્યમાહ્ય અથવા ગુજરાત સાથેજ સંબંધ રાખે છે. ગુજરાતની સંસ્કૃતિ પ્રત્યે એઓને માન અને હેને માટે અભિમાન છે. આ ગુજરાતનું પોતાના બાળકો—પરદેશ ગયેલા બાળકોને માટે આકર્ષણ શકિત નહિં તો બીજુ શું? આ ગુજરાતીઓનો માતૃભૂમિ પ્રત્યે પ્રેમ નહિ તો બીજુ શું? આ હેમની સ્વભાષાનું અભિમાન નહિ તો બીજુ શુ? હાવુ છતાં પણ ગુજરાત ગાડી! —

વળી રા ઠાકોર લખે છે કે "બંગાળામા મુસલમાનો લાખો છે અને હેમનો મ્હોટો ભાગ પ્હેલા બંગાળી છે અને પછી મુસલમાન છે" આ વિષે વધુ કાંઇ નહિં લખતા હમે એટલુંજ કહીશું કે વસ્તુસ્થિતિ તેમ નથી રા ઠાકોર બંગાળના નિકટ સંબંધમા આવી સ્વાનુભવ મેળવે તો હેમને માલૂમ પડશે કે ગુજરાતમા હિન્દુ, મુસલમાન વચ્ચે જે ભ્રાતૃભાવ છે તેટલો બીજા કોઇ પણ ભાગમાં જણાતો નથી. આ ભ્રાતૃભાવના એક તાજા દાખલાની નોંધ લઇશું. આર્યનૈતિક નાટક સમાજના હિન્દુ મેનેજર રા ચકુભાઇએ મુંબાઇની એક મુસલમાન સંસ્થાને મદદ કરવાને એક નાટક ભજવી હેનું કુલ ઉત્પન્ન આશરે દશ હજાર રૂપિયા એ સંસ્થાને ભેટ આપ્યા. વળી પ્રજાપણાનો આપણો ઉદ્દેશ સમગ્ર હિન્દની એક હિન્દી પ્રજા બને એ છે અને એ ઉદ્દેશ સિદ્ધ કરવામાં, ગુજરાતી, દક્ષિણી, બંગાળી, વગેરે ભેદભાવ ભૂલી જવાય હેવું વલણ સમગ્ર પ્રજાને આપવુ એ આપણા નેતાઓને મુખ્ય ધર્મ છે. અને ગુજરાત પોતાનું ધન સમગ્ર હિન્દની પ્રગતિ માટે વાપરી એ મહાન્ ધર્મ પાળવામાં પ્રથમ સ્થાને છે જ્યાં સુધી હાવા પ્રાન્તિક ભેદભાવ પ્રધાન રહેશે ત્યાં સુધી આપણું ધ્યેય

અસાધ્યજ રહેશે અને સ્વરાજ્યના હક માગવાને માટે આપણા પ્રયત્નો વ્યર્થ જશે. અને મિલના વિચાર* પ્રમાણે આપણે એ હકો મેળવવાને લાયક થયા નથી એમ કહેવાય.

આપણી શારીરિક યોગ્યતાના વિષયમાં રા. ઠાકોરે મારેલા ચાબકાની અસર ગુજરાત ઉપર થાય હેવું દરેક ગુજરાતી ઇચ્છશે જ. કર્વેના મહિલા વિશ્વવિદ્યાલયની હિન્દ ઉપર અને મુખ્યત્વે કરીને ગુજરાત ઉપરની અસર ઉપર દર્શાવેલા રા. ઠાકોરના વિચારો, પાટનગરને માટે કરેલી લાંબી ચર્ચા અને કેળવણી ઉપરના અંબાલાલભાઈના વિચારોનું ટાંચણ મનન કરવા લાયક પણ અસ્થાને છે. પ્રધાન વિષય સાથે સંબંધ બહુ થોડો છે. આ લેખ ભાષણ તરીકે જ સફળ છે.

પ્રગતિ કહો ને કહેવી એ વિષે હાલમાં કાંઇક વિચિત્ર પ્રકારના વિચારો જનસમાજમા પ્રસરેલા છે. કોઇક ધાર્મિક વૃત્તિઓ કેળવવામાં જ પ્રગતિ માને છે, અને કોઇ માત્ર રાજકિય ઉહાપોહમાં જ હિન્દી પ્રજાનો ઘણો મ્હોટો ભાગ બીજા વર્ગનો છે, અને જે પ્રાંતમાં રાજકીય ચળવળ વધારે તે પ્રાંતની પ્રગતિ વધારે હેવો અભિપ્રાય બાંધે છે રાજકીય ચળવળ એ પ્રગતિનું એક આવશ્યક અંગ ખરૂં પણ બીજાં અંગો પણ તેટલા જ જરૂરનાં છે. આ કાળમાં તો એક દેશનો ઔદ્યોગિક વિકાસ રાજકીય વિકાસના જેટલો જ મહત્વનો છે. એ વિકાસમાં આપણે કેટલા વધ્યા છીએ હેનો વિચાર કરીએ ત્યારે ક્ષોભનું કારણ રહેતું નથી. બંગાળાએ સ્વદેશી ચળવળ શરૂ કરી પરંતુ સ્વદેશી માલના પ્રદર્શન સરીખો સ્વદેશી સ્ટોર્સ કાઢવાને તો ગુજરાતીઓ જ આગળ વધ્યા. અત્યારે મુંબાઈમાં સ્વદેશી ચીજો મેળવવાની જે સગવડ છે તે હિન્દના બીજા કોઇ પણ ભાગમાં નથી. દક્ષિણી બ્રાહ્મણો પ્રસંગ આવ્યે ક્ષત્રિય થયા પણ વૈશ્ય થઇ શકયા નથી. બંગાળીઓ બ્રાહ્મણ રહ્યા, હાલમાં ક્ષત્રિયનું શૌર્ય હેમનામાં આવવા માડયું છે પરંતુ વૈશ્યનું ડહાપણ હેમનામાં કયારે આવશે તે કહી શકાતું નથી ગુજરાતમાં તો બ્રહ્મત્વ, ક્ષત્રિયત્વ અને વૈશ્યત્વ જુદે જુદે પ્રસંગે, સમયાનુસાર, ખીલ્યું છે અને ખીલશે જ. હાલ વૈશ્ય થવાની જરૂર છે, રાજકીક ચળવળને પૈસાની મદદ જોઇએ જ અને તે વેપારના વિકાસ વિના શકય નથી.

કેળવણીના વિકાસમાં પણ આપણે કોઈ રીતે પછાત નથી. આપણા ગુજરાતના એક બે અગત્યનાં રાજ્યમાં ફરજિયાત અને મફત કેળવણી શરૂ થઇ છે. ' શ્રીમત ગાયકવાડ સરકારની પુસ્તકશાળાઓ માત્ર હેમના રાજ્યમાં જ નહિ પણ સમસ્ત ગુજરાતની પ્રગતિમાં અગત્યનો ભાગ ભજવે છે. પ્રમાણમાં, ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલા ગુજરાતીઓ પણ થોડા નથી. આપણી પ્રગતિ ઉપર પુસ્તક લખી શકાય એમ છે. પણ, ટુંકામાં, આપણે નિરાશ થવાનું નથી, અને હિન્દ સમસ્તને હમે ગાંડા છીએ એમ કહેવાની જરૂર નથી.

---

* One of the strongest hindrances to improvement after a rather advanced stage is an inveterate spirit of locality.

*Mill's Representative Government.*

હું કાંઇ એમ કહેવા નથી માગતો કે આપણે પૂર્ણ છીએ. વિશ્વમાં સંપૂર્ણ શું છે? પણ આપણે નિરાશ થવાનું કારણ તો નથી જ. આપણે હિન્દની બીજી પ્રજાઓ કરતે ઉતરતા નથી, આપણે ગાંડા નથી. આપણે ધાંધળીઆ નથી અને તેથી જ હેવા સ્વભાવનાઓને આપણે ગાંડા લાગીએ. પરંતુ જ્યાં સુધી આપણામાં એ ધાંધળીઓ સ્વભાવ આવ્યો નથી ત્યા સુધી આપણે શાન્ત ચિત્તે, કળે કળે, કાંટાની વાડ વટાવી સૌન્દર્ય સ્થાનમાં પ્રવેશ કરીશું. બીજાના ગુણ લેવા, બીજા પ્રાતોના અનુભવોમાથી સાર ગ્રહણ કરવો; પરંતુ હેમના ગુણ સાથે દોષ ન આવે ત્હેમાં સાવધાન રહેવું ઉતાવળ કરીશું તો કપડાં કાંટામાં ભરાશે, શરીર ઉઝરડાશે અને લક્ષ્યસ્થાને પ્હોંચતા વાર લાગશે.

પ્રિયવદ નરવરરાય મેહુતા.

---

# હિન્દના ઈતિહાસનો મ્હારો અર્થ.

જ્યારે હિન્દના ઇતિહાસના પ્રથમ અંકનો પડદો ઉપડે છે ત્યારે આર્ય અનાર્ય વચ્ચે ચાલતો એક મહા ભયંકર વિગ્રહ આપણી નજરે પડે છે. આ વિગ્રહના પ્રથમ જોસથી આર્યોમા અનાર્ય પ્રત્યે તિરસ્કારની લાગણી થયેલી અને તેથી ત્હેમનો સમાજ સંસ્થાપિત બન્યો.

આવા સંસ્થાપનની ત્હેમને આવશ્યકતા હતી. કારણ કે આર્ય લોકો પરદેશથી એકી વેળાએ આવ્યા નહોતા, તેમજ ત્હેમને એક ગોત્ર, એક કુળ દેવતા વા એક જ પ્રકારની ધર્મ ક્રિયાઓ નહોતી. જો ત્હેમને બળવાન વિજાતીય લોકો સાથે લડવું પડ્યું ન હોત તો તેઓ માહોમાંહી લડત, અને આવશ્યક એકતાને ભૂલી જઇ ક્ષુદ્ર ભિન્નતાને મ્હોટું રૂપ આપી શત્રુ બન્યા હોત. અનાર્યો સાથેના વિગ્રહનું પ્રથમ પરિણામ એ આવ્યું કે આર્યો જાતીય એકતા સ્હમજ્યા.

વિશ્વમાં અન્ય સર્વ વસ્તુઓની માફક વિગ્રહને પણ બે વિરૂદ્ધ ગુણવાળા અન્ત હોય છે. એક ભિન્નતા, અને બીજો એકતા. આથી જ હિન્દુસ્થાનનો ઇતિહાસ અનાર્ય સ્હામે સ્વરક્ષણથી આર્યનીતિમાં ઉદ્ભવેલા સંઘટન આગળ વિરામ્યો નહિ. ભારતને વિસ્તરણની દિશામાં પ્રયાણ કરવાનું હતું, વિશ્વતાલના નિયમાનુસાર એકતાના વહેણમાં વહેવાનું હતું.

આર્ય અને અનાર્ય વચ્ચેના પ્રથમ વિગ્રહમાં આર્ય જાતિએ કયા કયા વીરો ઉત્પન્ન કર્યા હતા તે આપણે જાણતા નથી. હિન્દનાં મહાકાવ્યોએ ત્હેમનાં ચરિત્રો સવિસ્તાર વર્ણવાની દરકાર કરી નથી. જન્મેજયે કરેલા નાગયજ્ઞની કથા આ ભયંકર વિગ્રહના આરંભનો ઇતિહાસ કદાચ વર્ણવતી હોય. આ પૌરાણીક કથા આપણને જણાવે

છે કે જન્મેજય રાજાએ વંશપરંપરાનું વેર લેવા નાગપૂજક અનાર્ય જાતિનો નાશ કરવાનું ઘાતકી કાર્ય આરંભ્યું. પણ તે રાજાને આપણે આપણા ઇતિહાસમાં ઘણું ઉચ્ચ સ્થાન આપતા નથી.

તેથી ઉલટું જે વીરે આર્ય અને અનાર્ય જાતિને એકત્રિત કરવાના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી તે આજે પણ આપણાં દેશમાં બધે ઈશ્વરી અવતાર તરીકે પૂજાય છે. આર્ય અનાર્યનું મિશ્રણ એ તે યુગના મહાન રાષ્ટ્રીય સાહસનું એક દૃશ્ય હતું. રામાયણ આ મહાકાર્યમાં જનક વિશ્વામિત્ર, અને રામ એ ત્રણ વીરનાં નામ નેતા તરીકે જણાવે છે. આ ત્રણ વીરો વ્યક્તિગત ઇતિહાસથી પરસ્પર સંકળાયેલા છે એટલું નહિં પરંતુ ભાવનાની એકતાથી પણ તેઓ જોડાયલા છે. આપણે સારી રીતે સ્હમજી શકીએ તેમ છે કે વિશ્વામિત્રે રામચંદ્રને આ જીવનકાર્યમા નિયત કર્યા અને વિશ્વામિત્રે રામને જે ઉચ્ચ આદર્શ બતાવ્યો તે તેઓ જનક પાસેથી શીખ્યા હતા.

સાલવાર તવારીખમાં આ ત્રણે સમકાલીન હોય કે નહિં હોય પણ ભાવનાના ઇતિહાસમા તો તેઓ સમકાલીન હતા. જનક અને વિશ્વામિત્ર આર્ય ઇતિહાસમા અમુક ભાવનાના રૂપક છે. આપણો પ્રાચીન ઇતિહાસ એક સત્ય બીના આપણી આગળ રજુ કરે છે કે ક્ષત્રિઓના એક મંડળે ધર્મ અને ચારિત્રના અતિ ઉચ્ચ આદર્શની કલ્પના કરી, અને ત્હેમના વિરોધીઓ સામે દીર્ઘકાલ પર્યન્ત સખત યુદ્ધ ચલાવ્યું. આ વિગ્રહમાં ત્હેમના વિરોધી બ્રાહ્મણો હતા, ત્હેની સાબીતી પણ આપણને મળે છે

બ્રાહ્મણભાવનાથી ક્ષત્રિયભાવના કેવી રીતે જુદી પડી તે આપણે સમજી શકીએ તેમ છે યજ્ઞયાગાદિ ક્રિયાઓ કુટુમ્બોનો વંશપરંપરાનો વારસો થઈ પડયો હતો. દેશમાં દાખલ થયા પછી આર્યોના દરેક ગોત્રે પોતાના ખાસ સૂત્રો, મંત્ર અને દેવોને આવાહન કરવાની પદ્ધતિઓ સાચવી રાખી હતી અને તે સર્વને કુલપતિને સોંપી હતી. આ પ્રમાણે ધાર્મિક કર્મકાંડનો કંજુસના દાટેલા ખજાના માફક થોડાના હાથમા ધંધો જામ્યો ત્હેને દીર્ઘ કાળ પર્યન્તના અભ્યાસ અને આચરણની આવશ્યકતા હતી. આથી જ્યારે એક વિભાગે નવા પ્રદેશ જીતવાનાં અને ત્હેમા આર્ય સુધારો દાખલ કરવાનાં સાહસો ઉઠાવ્યાં ત્યારે બીજા વિભાગે ધાર્મિક ક્રિયાઓને શુદ્ધ રાખવાનું અને ત્હેમને આચારમાં મૂકવાનું કાર્ય હાથમાં લીધું.

જ્યારે ધર્મ સાચવવાનું કામ રાષ્ટ્રના અમુક ભાગને જ સોંપવામાં આવે છે ત્યારે રાષ્ટ્રની માનસિક અને ધાર્મિક પ્રગતિ વચ્ચેનો તાલ બંધ પડે છે—કારણ કે તે વર્ગ ધાર્મિક ક્રિયાઓને તથા નિયમોને અમુક સ્થળે સુરક્ષિત રાખે છે અને રાષ્ટ્ર શરીરના માનસિક વિકાસ સાથેનો પોતાનો સંબંધ ગુમાવે છે આ તાલ અન્તે ધીમે ધીમે એટલો બધો તુટી જાય છે કે વિપ્લવ શિવાય બન્નેમા ફરી સંપ આવતો નથી. આ પ્રમાણે આર્યોના કુળાચાર અને કર્મકાંડને સાચવનારા બ્રાહ્મણો જ્યારે ધાર્મિક ક્રિયાઓને વધારે ગુંચવણ ભરેલી બનાવવા ગયા ત્યારે ક્ષત્રિયો દરેક કુદરતી તેમ જ

માનુષિક અડચણો દૂર કરી વિજયથી આગળ વધતા હતા. તે યુગમાં આર્યોમાં ઐક્યનું મુખ્ય ક્ષેત્ર ક્ષત્રિય સમાજ હતું. સામાન્ય શત્રુની સામે વિગ્રહ કરતાં કરતાં જે માણસો મરી જાય છે ત્હેમનામાં સંપ જેટલો મજબુત હોય છે તેટલો મજબુત ક્યાંઈ હોતો નથી. જેઓ એક થઇ સ્હામા થાય છે તેઓ પરસ્પર તફાવતને લેખામાં લેતા નથી.

પ્રાચીન રીતિરિવાજો અને બાહ્ય ક્રિયાઓની જુદાઇથી ઉદ્ભવેલી જાતીય જુદાઇને ધ્યાનમા રાખનારાઓ વીર અને વ્યવહારૂ ક્ષત્રિયમનને વશ કરી શક્યા નહિં. સંસ્થાનોના વિસ્તારથી અને સ્વરક્ષણથી એકત્રિત કરનાર તન્તુ ત્હેમના હાથમાં હતો. આ પ્રમાણે એક સમયે ક્ષત્રિયો એકલા જ જોઇ શકેલા કે બ્હારથી દેખાતી સર્વ ભિન્નતા ઓમાં શાશ્વત સત્ય એક અને એક જ હતું. આ પ્રમાણે બ્રહ્મ વિદ્યા ખાસ કરીને ક્ષત્રિય વિદ્યા હતી ત્હેણે વૈદિક ક્રિયાને હલકી પ્રકારની બ્રહ્મ વિદ્યા ગણી કાઢી અને યજ્ઞયાગાદિ ક્રિયાઓનો તુચ્છકાર કર્યો. આ સ્પષ્ટ રીતે સાબીત કરે છે કે નવી ભાવના જુના વિચાર તથા રીતિરીવાજ સ્હામે અથડામણમાં આવી હતી.

જ્યારે કોઈ મહાન્ ભાવના સમાજમાં સર્વ સામાન્ય બને છે ત્યારે તે કોઈ પણ અટકાવને ગણકારતી નથી જેમ જેમ આર્યોના દરેક વિભાગે જાતીય સંબંધ વધુ અને વધુ સ્પષ્ટ જોયો તેમ તેમ ત્હેમના સમાજમા દરેકને લાગ્યું કે સર્વ દેવો નામથી જુદા હોવા છતાં તાત્વિક દૃષ્ટિએ એક જ હતા આથી જ કરીને દરેક કુટુમ્બે પોતાનો ખાસ કુળદેવ રાખવાનો રીવાજ બન્ધ કર્યો તેમ છતાં એટલું તો સ્પષ્ટ જ છે કે બ્રહ્મવિદ્યા ક્ષત્રિય સમાજમાં જ સંપૂર્ણ રીતે સ્હમજાયેલી અને તેથી જ બ્રહ્મવિદ્યા રાજવિદ્યા નામે ઓળખાઇ.

બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચેનું આ અન્તર કંઇ જુજ નહોતું, પણ તે બાહ્ય વસ્તુ અને આન્તર દર્શન વચ્ચેના ધ્રુવાન્તર જેટલું હતું. જ્યારે આપણે વસ્તુઓને બહારથી જ જોઇએ છીએ ત્યારે આપણને બહુત્વનું અને ભિન્નત્વનું ભાન થાય છે, અને જ્યારે આપણે ત્હેમનુ આન્તર સ્વરૂપ સ્હમજીએ છીએ ત્યારે આપણે એકતા જ અનુભવીએ છીએ. આ પ્રમાણે જ્યારે આપણે બાહ્ય શક્તિઓને દેવ તરીકે પૂજતા ત્યારે આપણે ત્હેમને મંત્રો અને અન્ય ક્રિયાઓથી વશ કરવા યત્ન કરતા. આથી જ્યારે કુદરતી શક્તિઓથી જ આપણું દેવમંડળ બનેલું જોયલું ત્યારે આપણો ધર્મ ફક્ત કર્મકાંડમાં જ સમાપ્ત થયેલો.

આર્યસમાજમા ભાવનાઓનો આ તફાવત બે દેવોમા મૂર્તિમન્ત થતો હતો. બ્રહ્મા પ્રાચીન વેદિક કર્મકાંડને માનનારાઓનો દેવ હતો. વિષ્ણુપૂજકો ફક્ત નવા મતને અનુસરનારા હતા. બ્રહ્માનાં ચાર મુખ તે ચાર વેદ દર્શાવે છે—જે શાશ્વત સમાધિમાં અચલ હતા. અને વિષ્ણુના ચાર હાથ હંમેશા કાર્યશીલ હતા, શંખનાદ લાભદાયક કાર્ય માટે નવાં નવાં ક્ષેત્રો સૂચવતો હતો, ચક્ર એ રાજકીય સમાનતાનું ચિન્હ હતું ગદાથી ન્યાયની કચેરીની સજાનુ ભાન થતું હતું, જ્યારે ત્હેનો ચોથો હાથ સૌન્દર્યના પદ્મ સાથે ક્રીડા કરી રહ્યો હતો

જ્યાસૂધી આપણા દેવ આપણાથી પર હોય છે, જ્યાસૂધી આપણને તેમની સાથેનો ખાસ સંબંધ સ્હમજાતો નથી, ત્યાંસુધી આપણે ત્હેમની સાથે ઇચ્છા અને ભયથી સંકળાયેલા હોઇએ છીએ. ત્હેમને ખુશ કરી પાર્થિવ વસ્તુઓનાં વરદાન મેળવવા મંત્રોવડે આપણે ત્હેમની ખુશામત કરીએ છીએ. આપણા યજ્ઞો અપૂર્ણ રહી જશે વા અન્ય કોઈ રીતે દોષવાળા બનશે તો ત્હેમને ગુસ્સો ચઢશે એવા વિચારથી આપણે કંપીએ છીએ. લોભ અને ભયના પાયા પર રચાયેલી આપણી પૂજા ફક્ત બાહ્ય જ રહે છે. પરન્તુ જ્યારે આપણો ઇશ્વર આપણા હૃદયનો ભંડાર બને છે ત્યારે આન્તર પૂજાનો આરંભ થાય છે અને ત્યારે ભક્તિનો જન્મ થાય છે.

ભારતની બ્રહ્મવિદ્યામાં આપણે બે વિરૂદ્ધ પ્રવાહ જોઇએ છીએઃ નિરાકાર અને સાકાર ઇશ્વર, અદ્વૈત અને દ્વૈતવાદ. દ્વૈતભાવ સિવાય પૂજા હોઇ શકતી નથી, અને તોપણ એટલું તો સત્ય જ છે કે અદ્વૈતભાવ હોય તો જ ભક્તિ હોઇ શકે તેથી જ કરીને ભક્તિમાર્ગ બ્રહ્મવિદ્યાની શાખા છે અને વિષ્ણુ એ ભક્તિમાર્ગીઓનો ઇશ્વર છે.

વિપ્લવને અંતે બ્રાહ્મણોએ વિષ્ણુને દેવ તરીકે સ્વીકાર્યા, પરન્તુ તે નવા ધર્મની વિરૂદ્ધ હતા ત્હેનાં ઘણા પ્રમાણો સચવાયલાં છે. ભૃગુમુનિએ વિષ્ણુને લાત મારી એ આખ્યાયિકામાં આ વિગ્રહનો આખો ઇતિહાસ આવી જાય છે ભૃગુમુનિ વૈદિક કાલમાં યજ્ઞનો પ્રવર્તાવનાર અને યજ્ઞોથી લાભ માનનારાઓનો આદર્શ પુરૂષ હતો.

આ વૈષ્ણવ ધર્મ ખાસ કરીને ક્ષત્રિઓમાં ઉદ્ભવ્યો હતો, ત્હેની પ્રથમ સાબીતી શ્રીકૃષ્ણે આપી છે. તે આ નવા ધર્મના પ્રચારક અને ઉપદેશક હતા તેમણે વૈદિક ક્રિયાઓમા જ માનનારાઓને સખ્ત રીતે ફટકાવ્યા હતા. ત્હેની બીજી સાબીતી એ છે કે જે બે પુરૂષોને ભારતનાં મહાકાવ્યોએ ઇશ્વરી અવતાર તરીકે વર્ણવેલા છે તે બન્ને ક્ષત્રિયો હતા. ત્હેમના નામ રામચંદ્ર અને શ્રીકૃષ્ણ છે. આ સિદ્ધ કરે છે કે ક્ષત્રિયમંડળનો નવો ધર્મ શ્રીકૃષ્ણના ઉપદેશથી તેમ જ રામના પરાક્રમાંથી પ્રસરતો હતો

બ્રાહ્મણો અને ક્ષત્રિયોના ધંધાના તફાવતથી સિદ્ધાંતોની આ વિરૂદ્ધતા ઉદ્ભવી અને એટલે સુધી તે વૃદ્ધિ પામી કે તેથી સામાજિક વિપ્લવ થયો. ત્હેનો હેવાલ વશિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચે ઉદ્ભવેલા વિગ્રહની આખ્યાયિકાથી રૂપકમાં આપણને પ્રાપ્ત થયેલો છે.

આ બે કંઇ ઐતિહાસિક પુરૂષો નથી પરન્તુ ફક્ત અનુક્રમે બ્રાહ્મણ અને ક્ષત્રિય પક્ષોનાં નામ છે બધા ક્ષત્રિયો કંઇ બધા બ્રાહ્મણોની વિરૂદ્ધ નહોતા ઘણા રાજાઓ બ્રાહ્મણોના પક્ષમાં હતા. હરિશ્ચન્દ્ર રાજા વિશ્વામિત્રના જુલ્મમાંથી બ્રાહ્મણ વિદ્યાને બચાવવાના પ્રયત્નમાં કેવી વિષમ સ્થિતિમાં આવી પડયા હતા તે જ દૃષ્ટાન્ત જુઓ અથવા બીજું દૃષ્ટાન્ત લઇએ. વિપ્લવના બીજા નેતા શ્રીકૃષ્ણ હતા. ત્હેમણે સમાજને નિરર્થક કર્મકાંડમાંથી બચાવવા હિલચાલ કરી ત્હેમણે ઘણા ક્ષત્રિય રાજાઓનું નિકંદન કરનાર તથા ક્ષત્રિય સમાજને પીડનાર તથા બ્રાહ્મણોના પક્ષકાર જરાસંધ રાજાનો વધ કરાવ્યો જ્યારે ત્હેમણે ભીમ તથા અર્જુન સાથે જરાસંધની રાજ્યધાનીમા પ્રવેશ કર્યો ત્યારે

હેમને ;સર્વને બ્રાહ્મણોનો વેશ ધારણ કરવો પડેલો. આ બ્રાહ્મણ પ્રતિપાળ અને ક્ષત્રિય વિરોધીનો વધ એ કંઇ અસંબદ્ધ હકીકત નથી શ્રીકૃષ્ણના પ્રશ્ન સબંધે સમાજમાં બે ભાગ પડયા હતા. જ્યારે યુધિષ્ઠિરે આ બન્ને પક્ષોમાં સલાહ કરાવવા રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે બ્રાહ્મણધર્મી શિશુપાલે શ્રીકૃષ્ણનું અપમાન કર્યું. એ યજ્ઞ પ્રસંગે હાજર રહેલા બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ પુરૂષ તરીકે શ્રીકૃષ્ણને અર્ધ્ય આપવામાં આવ્યું હતું... ...આ સામાજિક વિગ્રહ જ કુરૂક્ષેત્રના મહાયુદ્ધનું કારણ હતું. તે પ્રસંગે બે પક્ષોમાં એક બાજુએ શ્રીકૃષ્ણના અનુયાયી અને બીજી બાજુએ ત્હેમના શત્રુ હતા રહામા પક્ષના શ્રેષ્ઠ વીર દ્રોણ બ્રાહ્મણ હતા. અશ્વત્થામા અને કૃપાચાર્ય એ કંઇ ન્હાનાસૂના યોદ્ધા નહોતા અને તેઓ પણ બ્રાહ્મણ હતા.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે ભારતનાં બન્ને રાષ્ટ્રીય મહાકાવ્યો જુની અને નવી ભાવનાઓના વિરોધથી ઉદ્ભવેલા સામાજીક વિપ્લવ પર રચાયેલાં છે. આપણને સ્પષ્ટ થાય છે કે રામાયણના યુગમાં આ નવા મંડળના વીર નેતા રામ હતા, અને ત્હેમણે પોતાના કુલગુરૂ વશિષ્ઠના શત્રુ વિશ્વામિત્રનુ અનુસરણ કરેલું. ખરેખર વિશ્વામિત્રને લીધે જ રામે રાજ્ય ખોયું. રામની રીતિ દશરથને પસંદ પડતી નહોતી. તો પણ તે વિશ્વામિત્રની અનિવાર્ય અસરને દૂર કરી શકયા નહિં. રામાયણમાં આર્ય સમાજમાં થયેલા પ્રાચીન સામાજિક વિપ્લવને અમુક રાજાના રાણીવાસમાં ઉદ્ભવેલા કૌટુમ્બિક ઝઘડા તરીકે વર્ણવવામાં આવ્યો છે, અને રામને દેશવટો એક વૃદ્ધ રાજાની નિર્બળતાથી જ મળેલો એમ દર્શાવવામા આવ્યું છે. આ કેવી ન માની શકાય ત્હેવી વાત છે !

રામે નવી ભાવનાનુ અનુસરણ કરેલું એ વાતને આપણા ઇતિહાસમાંથી બીજી રીતે પણ ટેકો મળે છે પરશુરામ વિષ્ણુને લાત મારનાર ભૃગુઋષિના જ વંશમા જન્મ લેનાર બ્રાહ્મણ હતા, અને ત્હેમણે ક્ષત્રિયોનો સમૂળગો નાશ કરવાનું પણ લીધું હતું: ક્ષત્રિયોના આ ભયંકર શત્રુને શસ્ત્રહીન બનાવવાનું કાર્ય રામને શિર આવી પડ્યું હતું રામે ત્હેમનો વધ કર્યો નહિં પણ ફક્ત તાબે કર્યા તે જ દર્શાવે છે કે રાષ્ટ્રને એકત્રિત કરવાના પોતાના જીવનકાર્યના આરંભમાં જ રામે બહાદુરીથી તેમ જ મહાનુભાવથી બ્રાહ્મણ તથા ક્ષત્રિયના વિરોધનો અન્ત આણ્યો. ત્હેમનાં સર્વ કાર્યોમા આ ઉચ્ચ ગુણના ચિહ્નો આપણે જોઇએ છીએ.

રામનું સીતા સાથેનું લગ્ન એ પણ રૂપક છે. ખરી બીના તો એ છે કે જનક એ ક્ષત્રિય રાજા હતા, સત્ય બ્રહ્મવિદ્યા ત્હેમણે ખીલવી હતી, તે ત્હેમને મન ફક્ત બુદ્ધિનો વિષય નહોતો, પણ ત્હેમના જીવનમાં તે મૂર્તિમન્ત બની હતી. રાજા તરીકેના પોતાના સર્વ કાર્યોમા ત્હેમણે ત્હેને અખંડ જાળવી હતી. ક્ષત્રિય રાજાઓનુ શ્રેષ્ઠ માનનીય કાર્ય તો એ જ છે કે ત્હેમણે પોતાનાં નિત્યકર્મ, ઉચ્ચ જ્ઞાન અને ભક્તિ સાથે અજાયબ રીતે સંયુક્ત કર્યાં હતાં આપણા શ્રેષ્ઠ ક્ષત્રિય રાજાઓએ શીખવ્યું છે કે ત્યાગ એ પ્રાપ્તિનું અન્તિમ છે અને કર્મ મુક્તિનું શ્રેષ્ઠ સાધન છે.

આ જનક રાજાએ બ્રહ્મવિદ્યા ખીલવી અને સાથે સાથે કૃષિકર્મ કરેલું. આથી સિદ્ધ થાય છે કે ક્ષત્રિયોનું એક જીવનકાર્ય કૃષિથી આર્ય સુધારાનો પ્રચાર કરવો એ હતું. ઘણા પ્રાચીન સમયમાં આર્ય લોકો ફક્ત ઢોર ચારનાર હતા. બ્રાહ્મણ સાધુઓ ગાયોને પોતાનું દ્રવ્ય ગણતા અને જંગલને લીધે ગોચર સહેલાઇથી પ્રાપ્ત થતાં. વિદ્યાર્થીઓ પોતાના ગુરૂનાં ઢોર પાળવાની ફરજ બજાવતા. ક્ષત્રિયોએ કૃષિવિદ્યા ખીલવી અને ગોવાળની જીન્દગી કરતાં કૃષિકારના જીવનની ઉચ્ચતા સ્થાપી. જનક મિથિલા (ઉત્તર બિહારના) ના રાજા હતા એ જ દર્શાવે છે કે ત્હેમના સમયમાં આર્યો પૂર્વમાં પોતાનાં સંસ્થાનો લઇ જઇ શકાય તેટલી હદ સુધી લઇ ગયા હતા. પણ વિન્ધ્યા પર્વતની દક્ષિણે હજુ ખેડયા વિનાની જમીન હતી, અને ત્યાં દ્રાવિડિયન સુધારો આર્યસુધારાના પ્રતિસ્પર્ધી તરીકે પ્રસરી રહ્યો હતો આપણી કથા કહે છે કે રાવણે ઇન્દ્રાદિક વેદના દેવોને પોતાના રૂદ્ર દેવના નોકર બનાવ્યા હતા. તે ઉપરથી આપણે સ્હમજી શકીએ છીએ કે શિવપૂજક રાવણે વેદપૂજક આર્યોને વશ કર્યા હતા. કારણ કે અમુક સમયે મનુષ્યો એમ માનતા કે પોતાનો વિજય એ પોતાના દેવનો જ વિજય હતો.

આપણા રાષ્ટ્રીય ઇતિહાસના આ અરસામાં આર્ય સમાજમાં એ પ્રશ્ન થઇ પડયા હતા કે 'શિવનું ધનુષ્ય કોણ ભાગશે'? પ્રત્યુત્તર એ મળતો કે જે શિવપૂજક દ્રાવિડિયનોને વશ કરશે અને આર્યોની કૃષિવિદ્યા અને બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરશે તે આદર્શ રાજા જનકની અલૌકિક કન્યાનુ પાણિગ્રહણ કરશે. વિશ્વામિત્રે રામને આ મહાકાર્યમાં નિયત કર્યા. અને ત્હેમણે કેટલાએક શિવપૂજક રાક્ષસોનો સંહાર કર્યો, તેથી એમ કહેવાયું કે ત્હેમણે શિવધનુષ્ય ભાંગ્યું અને તેથી સીતા એટલે હળથી ખેડેલી જમીનના ચાસ ગ્રહણ કરવાનો ત્હેમને હક્ક મળ્યો.

જ્યારે રામ વિશ્વામિત્ર સાથે (જંગલમાંથી) બહાર આવ્યા ત્યારે તે આટલી ન્હાની વયમા પણ ત્રણ સખ્ત પરીક્ષામાથી પસાર થયા હતા પ્રથમ ત્હેમણે શિવપૂજક રાક્ષસોનો નાશ કર્યો અને આ રીતે શિવધનુષ્યનો ભંગ કર્યો બીજી વાર ગૌતમ ઋષિએ શાપિત ગણી કાઢેલી અહલ્યા (અણખેડેલી) જમીન જે પથ્થરવત પડી રહી હતી તેને જમીનને ખેડવા યોગ્ય કરીને પોતાનું કૃષિ વિદ્યાનું જ્ઞાન દર્શાવ્યું હતું. ત્રીજી વાર રાજર્ષિ વિશ્વામિત્રના આ શિષ્યે સ્વપરાક્રમથી પરશુરામમા મૂર્તિમન્ત થયેલો ક્ષત્રિયો પ્રત્યે ત્હેમનો બ્રાહ્મણોનો દ્વેષ કાઢી નાખ્યો.

રામના વારસામાં એકાએક ખલેલ અને ત્યાર પછી તુરત જ ત્હેમનો દેશવટો એ પણ આ સામાજિક વિગ્રહની છાયારૂપે જ છે. રામના પ્રતિપક્ષિઓ સબળા હતા અને ત્હેમની રાણીઓ પર ઘણી લાગવગ હતી. અન્તે દશરથે રામને અનિચ્છાએ ચૌદ વર્ષ સુધી દેશવટો દીધો. આ વનવાસ દરમ્યાન લક્ષ્મણ ત્હેનો સહાયક હતો અને સીતા ત્હેની સાથે હતી એટલે રામનું જીવનકાર્ય આર્ય સભ્યતા અને આર્ય ધર્મનો પ્રચાર કરવાનું હતું.

ક્ષત્રિય રામચંદ્રની ગુહક ચાણ્ડાલને ભેટ્ર એ આખ્યાયિકા રામના હૃદયની ઉદારતા હજુ પણ જાળવી રાખે છે. ઉત્તરકાણ્ડ એ પાછળના સમયનું ક્ષેપક છે અહિંઆ સંરક્ષક વર્ગે રામને જુના મતના હિમાયતી ગણાવવા શૂદ્રનો વધ કરવાનું આરોપણ કર્યું છે.

રામ જેવા પુરૂષ કે જેને પાછળના જમાનાઓ આદર્શ પુરૂષ અને ઇશ્વરના અવતાર તરીકે પૂજે છે તે પ્રાચીન રીતિરિવાજને સાચવનાર હતા તે સાબીત કરવાને ઉત્તરકાણ્ડમાં બીજી હકીકત એવી રજુ કરી છે કે સામાજિક કર્તવ્યના ભાનથી રામે સીતાનો ત્યાગ કર્યો સામાજિક વિપ્લવનો ઇતિહાસ રામની આખી કથામાં સમાઇ રહ્યો છે. પછીના જમાનાઓએ રામની કથા ફરીથી લખી અને રામ જુના મતને મળતા હતા તે સાબીત કરવા બનતો પ્રયત્ન કર્યો આ પ્રમાણે ફેરફાર પામેલુ રામનું જીવન સામાજિક આદર્શોને તથા કૌટુમ્બિક રિવાજોને પાળવાને માટે પ્રસિદ્ધ થયું.

પણ તેમ છતાં ભારત રામને ચાણ્ડાલના મિત્ર, કપિલોકના ઇશ્વર, અને વિભીષણ રાક્ષસના દોસ્ત એ નામે હજુ પણ ઓળખે છે. ત્હેણે પોતાના શત્રુઓનો નાશ કર્યો ત્હેમાં ત્હેની ખરી મહત્તા નથી પણ ત્હેમને પોતાના પક્ષમાં મેળવી લીધા ત્હેમાં ત્હેની ખરી કીર્તિ રહેલી છે. ત્હેમણે રૂઢી અને જાતિદ્વેષનો સમુદ્ર ઓળંગ્યો, ત્હેમણે આર્ય અનાર્ય વચ્ચે સ્નેહનો સેતુ બાંધ્યો.

મનુષ્યશાસ્ત્ર આપણને શીખવે છે કે ઘણી જંગલી જાતો અમુક અમુક પશુને પોતાના કુળદેવ તરીકે પૂજતા અને પોતે ત્હેમાંથી ઉત્પન્ન થયેલા એમ માનતા અને તેથી કરીને પોતાની જાતિને તે પશુનું નામ આપતા. હિન્દના મહા કાવ્યોમાં તથા ઇતિહાસમાં જે નાગ જાતિ વિષે આપણે વાચીએ છીએ તે આવી જ કોઇ જાતિ હશે તે જ કારણે રામે કિષ્કિન્ધામા વશ કરેલી જાતિઓ વાનર અને રીંછ કહેવાતી હશે રીંછ અને વાનર કાંઇ ધિક્કાર પાત્ર નામ નહિં હોય.

રામે કપિલોકને પ્રપંચથી નહિં પરન્તુ ત્હેમનામા ભક્તિભાવ ઉત્પન્ન કરી વશ કરેલા. આ પ્રમાણે હનુમાને ભક્તિભાવથી રામને ઇશ્વર ગણ્યા. જગત્માં આપણે સર્વ સ્થળે જોઇએ છીએ કે જે જે માણસો પોતાના અનુયાયીઓને ભક્તિમાર્ગમાં દોરે છે તેઓને દેવ તરીકે જ પૂજવામા આવ્યા છે કૃષ્ણ, ખ્રીસ્ત, મહમ્મદ અને ચૈતન્યના દૃષ્ટાન્ત લ્યો. તેવી જ રીતે કબીર અને નાનક પંથમાં ભક્તિ પ્રગટાવનાર ગુરૂઓને ત્હેમના અનુયાયીઓએ દેવ ગણ્યા છે, જાણે કે ઇશ્વર અને ત્હેમના પૂજક વચ્ચેનો ઘણો ગૂઢ સંબંધ દર્શાવતા તેઓ પોતે પણ માનુષિક અને દૈવી વચ્ચેની વાડ ઓળંગી ગયા હોય. આ પ્રમાણે હનુમાન અને વિભીષણ રામના પૂજક અને ચુસ્ત વૈષ્ણવ ગણાયા.

ધર્મથી "રામે અનાર્યને વશ કર્યા અને ત્હેમનો પ્રેમ મેળવ્યો. ત્હેણે શસ્ત્રબળથી કંઇ ત્હેમને પરાજીત કર્યા નહોતા ત્હેમણે ભક્તિ માર્ગ પર સ્થાયલા

એકેશ્વરવાદ અને ઋષિજીવનનો દક્ષિણમાં ઉપદેશ કર્યો ઘણા સૈકા સુધી ભારતવર્ષે રામનાં રોપેલા બીજના ફળ ચાખ્યાં. તે જ દેશમા વિકાળ શિવ રૂપ ભક્તિ માર્ગમાં ફેરવાઇ ગયું. એક દિવસ એવો આવ્યો કે જ્યારે તેજ દક્ષિણ હિન્દુસ્થાનમાથી બ્રહ્મવિદ્યા ભક્તિમાર્ગ અને એકેશ્વરવાદના બે પ્રવાહોમા વહીને આખા ભરતખંડમાં ફરી વળી.

આ પ્રમાણે આપણે ભરતખંડમાં વિસ્તરણ અને સંકોચન, વ્યક્તિત્વ અને સમષ્ટિત્વની ક્રિયા પ્રતિક્રિયા જોઇએ છીએ: એક દિવસ બ્રાહ્મણો સંરક્ષણના હિમાયતી હતા અને ક્ષત્રિયો વિસ્તારણના નેતા હતા. જ્યારે ક્ષત્રિયો આગળ વધતા આવ્યા ત્યારે બ્રાહ્મણોએ ઘણી અડચણો નાખી; પરન્તુ જ્યારે જ્યારે ક્ષત્રિયો સમાજને આગળ એંચી જવામાં સફળ થયા ત્યારે ત્યારે બ્રાહ્મણો જુનાને નવા સાથે ભેળવવામાં, સર્વને સેળભેળ કરી દેવામાં અને હદ નવેસરથી નક્કી કરવામાં સંમત થયા હિંદુસ્થાનમાં બ્રાહ્મણોનું આ જ કામ હતું. યૂરોપીઅન મુસાફરો ત્હેને બ્રાહ્મણોના ધંધાના છેતરપંડી ગણે છે! તેઓ ભૂલી જાય છે કે બ્રાહ્મણો અને ક્ષત્રિઓ જુદા નહોતા પરંતુ એક જ સમાજમા કુદરતથી ઉતરી આવેલા સંરક્ષક અને સુધારક બે પક્ષ જ હતા. ઇગ્લંડના કોન્ઝરવેટીવ અને લીબરલ પક્ષો સાથે ત્હેમને સરખાવી શકાય.

એટલુ તો સ્વીકારવું પડશે કે આર્યાવર્તમાં સંરક્ષણ અને પ્રગતિની બન્ને બાજુ હમેશાં રાખી શકાઇ નથી દરેક વિગ્રહ પછી બ્રાહ્મણોએ પોતાનું સર્વોપરિપણું સ્થાપિત કરેલું. આ પરિણામ બ્રાહ્મણોની દગાબાજીથી આવતું એવો અશક્ય સિદ્ધાન્ત ઇતિહાસથી પણ અસત્ય ઠરે છે. આર્યાવર્તના સંયોગો આની ખરી સમજુતિ આપે છે. આર્યાવર્તનો જાતિ વિરોધ બે તદન વિરૂદ્ધ જાતિ વચ્ચેનો વિરોધ હતો. તેમના રંગભેદ અને વિચારભેદ એટલા બધા ગંભીર હતા કે સહજ આચકો લાગતાં સમાજનો આખો સંરક્ષક કુરસો કિલ્લાઠો આવતો. જો ફકત વિસ્તારણના માર્ગનું જ અનુસરણ થયું હોત તો આર્યાવર્તે તે સંયોગોમા પોતાનું સર્વ વ્યક્તિત્વ ગુમાવ્યું હોત, અને તેથી જ કરીને સમાજ હમેશાં સંરક્ષણને માટે સજ્જ રહેતો.

રામનું જીવન દર્શાવે છે કે એક સમયે ક્ષત્રિયોએ ધર્મમાં એક મહાન એકત્વ કરનાર શક્તિ જોઇ અને સામથી આર્ય અનાર્ય વચ્ચેનો વિરોધ સ્હેલાઇથી દૂર કરવા શક્તિમાન્ થયેલા. બે પક્ષ વચ્ચે નિરંતર વિગ્રહ કોઇ પણ સમાજને માટે લાભદાયક નથી. અન્તે બ્રાહ્મણોએ આ પદ્ધતિને સ્વીકારેલી અને ત્હેનું પૂર્ણ અનુસરણ કરેલુ.

જ્યારે આર્યો અનાર્યો સાથે ભળવા લાગ્યા ત્યારે અનાર્ય ધર્મ સાથે પણ સમજુતિની જરૂર જણાઇ. તે સમયે આર્ય પૂજકો અનાર્ય દેવ શિવના શત્રુ હતા, અને તે વિગ્રહમાં જય બન્ને પક્ષોને વારાફરતી મળતો. કૃષ્ણના શિષ્ય અર્જુનને ભીલદેવ શિવને હાથે પરાજય ખમવા પડયો હતો. કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધ શિવભક્ત બાણાસુરની પુત્રી ઉષાનું હરણ કરેલું, અને તે પ્રસંગે વિગ્રહ થતાં કૃષ્ણને

વિજય મળેલો. દક્ષ રાજાના યજ્ઞ પ્રસંગે અનાર્યદેવ શિવનો સ્વીકાર થયેલો નહિં તેથી શિવપૂજક અસુરોએ તે યજ્ઞનો ભંગ કર્યો હતો. આ વિગ્રહોને અન્તે આખી *થતા અનાર્યદેવ શિવ અને વેદના રૂદ્રદેવ એકજ છે એમ સ્વીકારવામાં આવ્યું* અને તેથી બન્ને જાતિના ધર્મના ઝગડાનો અન્ત સમાધાનીમાં આવ્યો.

મહાભારત આપણને સ્પષ્ટતાથી દર્શાવે છે કે ત્હેમના ઝઘડા દરમ્યાન પણ આર્યો અનાર્ય સાથે ધર્મમા તેમજ જાતિમાં ભળી જતા હતા, પણ સેળભેળથી જેમ જેમ જાતિઓ વધવા લાગી તથા નવા નવા પન્થ ઉત્પન્ન થવા લાગ્યા તેમ તેમ સંરક્ષકવર્ગે એક પછી એક નવી મર્યાદા ઠરાવી સમાજને સાચવવા યત્ન કર્યો. મિશ્ર જાતિ તથા મૂર્તિપૂજક બ્રાહ્મણો પ્રતિનો મનુનો તિરસ્કાર બતાવે છે કે જોકે અનાર્ય રક્તનો તથા ધર્મનો સ્વીકાર કરવામાં આવ્યો હતો તોપણ સંરક્ષક વર્ગનો પ્રતિરોધનો જુસ્સો કદીપણ ઉંઘતો નહોતો. આ પ્રમાણે હરઘડીએ સમાજમા વિસ્તારણ પછી સંકોચનનો જુસ્સો સત્તા મેળવતો.*

સેવક.

---

# સ્મરણદેશની સુંદરી.

જનક વિદેહીએ ઋષિ અષ્ટાવક્રને પૂછયુ "કે આ ખરૂં કે તે ખરૂં?" ઋષિએ જવાબ દીધો બન્ને ખોટાં. શું ઋષિ ખોટાં નહિ હોય? તત્ત્વજ્ઞાનની વિકટ ઝાડીમા રસ્તો ભૂલી, ભ્રમણતામા તો આ જવાબ નહિ દીધો હોય? બન્ને ખરા શા માટે ન હોય: ખરી કહેવાતી સૃષ્ટિ, અને ખોટી મનાતી સ્વપ્નની કે કલ્પનાની સૃષ્ટિ? મીરાંબાઇને મન શું ખરૂં? પ્રભાવશાળી ચિતોડનો પથ્થરનો ગઢ કે કલ્પના સૃષ્ટિનુ વૈકુંઠ —હજાર વીરનો નેતા રાણો કુંભો કે મનમા જ કલ્પેલો નટવર ગીરધારી? સ્મૃતિપૂજક, વિયોગી, પ્રેમના સન્યાસીને મન શું ખરૂં—વર્ષો પહેલા એક નજીવી પળે દીધેલું એક ન્હાનકડુ ચુંબન કે પચાશ વર્ષ સાથે રાખેલી, ન છુટકે સ્વીકારેલી, સ્થૂલદેહની સહધર્મચારીણી? મીરાબાઇએ તો વૈકુંઠ વિહરવા ચિત્તોડ ત્યાગ્યું; પ્રેમ યોગીઓએ તે ચુમ્બન યાદ રાખવા સંસાર સુખ નીરસ ગણ્યા. કોણ કહેશે કે બન્ને સૃષ્ટિઓમા, કઇ ખરી અને કઇ ખોટી?

* * *

સુંબાઇનો વરસાદ રૂપગર્વિતા લડાવેલી પ્રિયતમા કરતાં બૂરો છે. આકાશમાં ચાંદની ચમકતી હોય, અને 'આ પાછો આવુ છુ' કહી છત્રી વગર બ્હાર જવાની વગે

* સુપ્રસિદ્ધ રવિન્દ્રનાથ ટાગોરના મૂળ બંગાળી લેખનો પ્રોફેસર જદુનાથ સરકારે અંગ્રેજી તરજુમો મૉડર્ન રિવ્યુના ૧૯૧૩ ના આગષ્ટના અંકમા પ્રસિદ્ધ કરેલો હતું ભાષાન્તર.

હિંમત કરી કે બીજી પળે ગોવર્ધન પર્વતની જરૂર પડે એવો મૂશળધાર વરસાદ પડે. વાદળાના ગભીર ગર્જનથી ડરતાં ડરતાં, ઓવર કોટ પ્હેરી, હાથમા છત્રી લઇ સાત દહાડા ફર્યા જ કરો, પણ નહિ છાની રહે ગર્જના, કે નહિ પડે એક પાણીનો છાંટો.

એક વખત હું નાટક જોવા ગયો ત્યારે મુંબાઇના આકાશને આવો એક મચકો કરવાનું મન થયું. રાતના એક વાગે નાટકશાળામાંથી બ્હાર પડતાં આકાશ શાન્ત, રૂપેરી લાગ્યું, અને મ્હારા ગજવામાં પૈસાનો સદાયે ખોટ રહેતો હોવાથી મ્હારી ઓરડી સુધી ચાલી નાંખવાનું જ મ્હેં પસંદ કર્યું પણ ગીરગામ પોસ્ટ ઓફીસ પ્હોંચ્યો ન પ્હોંચ્યો અને વાદળ તુટી પડયું; જાણે બીજે સંહારે પ્રલય થવાનો છે એવો કાંઇક ભાસ લાગવા માંડયો. અત્યારે, કયા જવું. કેમ બચવું તેનો કાંઇ રસ્તો સુઝ્યો નહિ; છત્રીમાંથી આવતી ધારાઓએ મ્હારા માથા પર, મ્હારા કપડા પર રૂદ્રી કરવા માંડી. મ્હારા કોટની અંદરનું ખમીશ પણ પલળી ગયું છે એમ મ્હારા શરિરે અંદરથી સાક્ષી પૂરવા માંડી. ન છૂટકે ઘણી જ અડગવૃત્તિ ધારણ કરી, હું ઝપાટાબંધ નીચું માથું ઘાલી આગળ ચાલ્યો.

થોડેક આગળ ચાલતાં એકદમ મ્હારી ગતિ રોકાઇ મ્હારો હાથ કોઇએ પકડયો. મ્હારા હાથમાથી છત્રી પાડી થઇ ગઇ અને વરસાદના ઝપાટાએ મ્હને આંધળો બનાવી નાખ્યો. હું ચમકયો. આ અન્તરાયનું કારણ શુ હશે તે હું પહેલા સમજ્યો નહિ. પછી જલબિન્દુના પડદામાથી મ્હેં નજર નાખી, દૂરે આવેલા ફાનસના અજવાળે કાંઇક પ્રકાશ આપ્યો. કોણે મ્હને રોકયો હતો, કોણે મ્હારો હાથ ઝાલ્યો હતો તે જોતા મ્હારા હોસ કોસ ઉડી ગયા—મેઘરાજાની ભયંકર મ્હેર ચોમેર પ્રસરતી હતી તે વિસરી ગયો એક સ્ત્રીએ મ્હારો હાથ પકડયો હતો હું ધ્રુજી ઉઠયો.

વરસાદના ટીપાં અને દિવાના અજવાળાથી પ્રગટેલા સ્વપ્નાના વાતાવરણ સરખા આછા, મીઠા, કંપતા પ્રકાશમાં, મ્હે એક સુંદરી—બાલિકા જોઇ. મ્હે ત્હેને જોઇ ન જોઇ અને ત્હેનું અપૂર્વ સૌંદર્ય મ્હારા મનમાં સદાને માટે વસી ગયુ. ત્હેના વદન પર વિધિએ અપૂર્વ છટાથી સુકુમારતાની રેખાઓ પાડી હતી, ત્હેની શ્યામલી, બ્હીધેલી, આંસુ ભરી આંખોની કામણગારી કમાનો, જાણે તટવાની તૈયારી કરતી હોય તેમ ધ્રુજી રહી હતી; ત્રાસથી ત્હેના હોઠ ફીક્કા પડી ગયા હતા; અનેક ઉમળકાઓના ઉછાળાથી ધબકતુ મુખ-રૂપના અંબારથી ઓપતું છતા નિરાશા અને ભયથી બ્હીલુ મુખ ન કહી શકાય, ન લખી શકાય એવી દીનતાથી મ્હારી સ્હામુ જોઈ રહ્યુ હતું, મ્હને કરગરતું હતું શરપાતના ત્રાસથી ન્હાસતી હરણીની મરણ અણીયે જેવી મુખ મુદ્રા હોય તેવી આ બાલિકાની હતી. એક પળમા આ બધુ મ્હે જોયું.

હું સ્વાર્થી હતો તે પલે હું વિચાર મ્હારો પોતાનો કરતો હતો. અત્યારે મ્હારો હાથ ઝાલનાર સ્ત્રીથી હું કેમ છૂટું ? દુનિયાના પાખંડથી પરિચીત મને કાંઇ કાંઇ શંકાઓ ઉભી કરી

વરસાદના ઝપાટાથી, દુઃખના આવેગથી ત્હેના કરપલ્લવો કાંપતા હતા. "ભાઈ! ભાઇ! મ્હને લઇ જાઓ. તમ્હારે પગે પડું! આ બધા મારી નાંખશે એ ભાઇ! પ્રભુ તમ્હને સુખી કરશે" સ્વરમા વિણા વાગતી હતી, પણ ભાગી જતી વિણાના બેસૂરા થઇ જતા સૂરોનો પડઘો હતો.

મ્હેં શંકાઓ દૂર કરી ફરી ત્હેની સ્હામું જોયું, કારણ સમજ્યા વિના ત્હેની દુખી અવસ્થાનું કાંઇ ભાન થયું.

"બ્હેન! શું દુઃખ છે?"

"પછી કહીશ! હમણા કોઇ આવશે" ઉતાવળે સ્વરે ત્હેણે કહ્યું "મ્હને પાછી લઇ જશે, મ્હને લઇ જાઓ–મ્હને બચાવો" ત્હેણે બ્હીતા બ્હીતા પાછળ જોયું. કોઇ પાછળ આવી લાગે ત્હેનો ધાક ત્હેના મ્હોડાપર સ્પષ્ટ જણાતો હતો.

મ્હેં પણ નિરાધાર થઇ ત્હેણે જોયું તે દિશામાં જોયુ. દુખની મારી અબલાને લઇ જઇ હું કયા રાખુ? ત્હેની શુ અવસ્થા, શુ ઇતિહાસ હશે તે કોને ખબર? બીજે દિવસે પોલીસ કોર્ટમા સાક્ષી ગ્રહણ મ્હાટે ઉભા રહેવું પડે ત્હેનો શું ઉપાય? અસલના વીરોની હિંમત મ્હારામાં ન્હોતી, ત્હેમની દુઃખહારવાની અડગ વૃત્તિનો અંશ મ્હારામા ન્હોતો; આ સુધરેલા જમાનાનો સ્વાર્થી બ્હીકણુ જન્તુ હુ તો હતો. સ્હાગી અબલા હતી, તેવો હું બલહીણુ હતો.

વરસાદે દેમાર પડ્યાજ કર્યું. પાચ પળ, દશ પળ વહીગઇ. મ્હે મહામુશ્કેલીયે કહ્યુ "આમ આવો"

"અરે ભાઇ! શું વિચારો છો? મ્હારો જીવ જશે જરા દયા છે કે નહિ?" હું અધમ, પાપી, બાયલો હતો; મ્હે તેવેજ નિરાધાર સ્વરે પુછ્યું "કયા લઇ જાઉં"

હું ગભરાઇ ગયો હતો હું શુ બોલું છું ત્હેનું પણ મ્હને ભાન ન્હોતું. આમ પાચ કિંમતી મિનિટો ગઇ.

"કયાં શું? ગમે ત્યા" કહી ગભરાયેલી નજરથી ત્હેણે પાછલ જોયું. ત્હેની આંખમાં ભય વધ્યો, ત્હેણે મ્હારો હાથ છોડયો, પાછળથી કોઈ દોડતું આવતું હોય એવો અવાજ સંભળાયો. મ્હને કાંઇપણ સુધ કે સાન રહી નહી.

બાલિકા મ્હારો હાથ છોડી દોડી, કિચડમા ત્હેનો પગ સરક્યો, તે પડી ગઇ. પાછળથી ઠોકો મારી, હાથમા ડાંગ લઇ એક પુરૂષ દોડતો આવ્યો. હું કાંઇ પણ કહું તે પ્હેલાં પડેલી નિરાધાર બાલિકાપર જોયા વગર ત્હેણે એક ફટકો માર્યો બાલિકાની ચીસે મ્હારા કાન ચીરાઈ ગયા.

"અરે–રે—" કહી હું હિંમતહિણ, વખત વીત્યા પછી હિમત ધરી આગળ આવ્યો "ચાલ તું ત્હારે રસ્તે જા. ધણીયાણીની વાતમા ત્હારે શું પંચાત?" કહી પેલા યમદૂતે લાકડી હાથમાં ફેરવી

જાણે ત્હેના શબ્દોમાં શ્રુતિવાક્ય સમાયું હોય તેમ મ્હેં માથું નીચું કર્યું, અને ગભરાતો ગભરાતો, રખેને આમાં મ્હારા શું બાર વાગી જશે એમ ડરતો હું ત્યાંથી નાઠો. જતાં જતાં હું તે પડેલી બાલિકાની સ્હામું પણ જોઈ શક્યો નહિ.

હું પચાસ ડગલાં ચાલ્યો અને ઉભો રહ્યો મ્હારી અધમતાનો મ્હને ખ્યાલ આવ્યો. માણસાઇની પરીક્ષામાં હું નકામો નિવડયો હતો. તે બાલિકાનું મુખ, ત્હેનું ત્યાંથી પડેલું શરિર મ્હારી આંખ આગળ રમી રહ્યું મ્હેં પાછળ જોવા પ્રયત્ન કર્યો પણ વરસાદની ધારાઓના પટને લીધે કાંઇ દેખાયું નહિ. પાછા જવાની ઇચ્છા થઇ; હિચકારા હૈયાએ તે ઇચ્છા પરિપૂર્ણ થવા દીધી નહિ. હુ કાઇ આજકાળના સામાન્ય મનુષ્યોથી ઉતરતી હિંમતનો નથી; પણ હિંમત કરી ગમે તેવા હુ ખસા છતા અજાણી, બાલાને ત્હેના ધણીની પાસેથી પોતાને ઘેર કોણ લઇ આવે? આધુનિક જમાનો, આધુનિક કેળવણી એમ કરવા દે એવું મ્હને લાગતું નથી. આપણે ડાહ્યા વધારે થતા જઇએ છીએ.

હું ઘેર પ્હોંચ્યો, પણ પલવાર ઉંઘ્યો નહિ તે નિરાધાર બાલાનું મુખ મ્હને આવી વખત દેખાયા કરતું; દરેક પલે દયામણી રીતે તે મ્હને પૂછી રહી "દયા છે કે નહિ?" હું ન્હાસી આવ્યો તે માટે મ્હેં મ્હારી જાતને હજાર ધિક્કાર દિધા. મ્હારા હિચકારાપણુંએ કરેલી અવધી સાલવા લાગી સવ્હાર પડી કે હું ઘરમાં રહી શક્યો નહિ સૂર્યોદય થતાં રાતના સ્મરણો સ્વપ્ના જેવા લાગ્યાં હું ભૂલેશ્વર આગળ ગયો. જે જગ્યાએ હું ઉભો હતો, જે જગ્યા પર તે બાલા પડી હતી તેને યાદ કરવા લાગ્યો. શું આ અનુભવ ખરો હતો કે મનની ભ્રમણા? ના ભ્રમણા કેમ હોય? દિવસ છતા, લોકોની ભરચક આવર જાવર છતા, એક રસીલું પણ પણ દુઃખથી ત્રાસેલું મુખ મ્હારી નજર આગળ દેખાતું હતું; કોઈ મરવા પડેલી કોકિલાને સ્વરે કોઇ પુછતુ હતું "દયા છે કે નહિ?" એક કારમી ચીશ મ્હારા કાનમા સંભળાયા કરતી હતી.

મ્હેં આજુબાજુ જોયું. એક ગંજાવર ચાલમાંથી તે નીકળી હતી. ત્હેમાં જઇ કેવી રીતે પુછું? કોને પુછું? અચાનક કાંઇ મેળાપ થાય છે એમ ધારી હું ઉચે નીચે જોઇ રહ્યો. ઉપર જઈ શું કરૂં? ખીન્ન હૃદયે હું પાછો આવ્યો.

મ્હારી ભ્રમણા વધવા લાગી. એ મુખ, એ પ્રશ્ન, એ ચીશ સદાયે મ્હારા મનમાં રમી રહી. મ્હારો ધંધો કરતા પળેપળ એ ચીશ સંભળાતી, જરા શાન્તિ થતા તે પ્રશ્ન કાનમાં અથડાતો, ગમે તેની વાત કરતો હોઉં ત્યાં તે મુખ આડે આવતું. સવાર, બપોર, સાંજ, કોઇક વખત તો મધરાત્રે જાણે અજાણ્યે પગ ભૂલેશ્વર તરફ જતા, તેજ અણુવિસારેલે ઠામે થોભતા; અને તે રાત્રે ભજવાયેલો ખેલ પાછો ફરીથી ભજવાતો; અને નીઃસાસો નાખી, અધમતામા ડુબી મ્હારા કાયરપણા પર ફીટકાર કરતો હું પાછો આવતો મ્હારી ઉંઘ ગઇ, મ્હારી શાન્તિ, સ્વાસ્થ્ય, સુખ ગયા; ત્હેને બદલે રહ્યાં એક મુખ, એક પ્રશ્ન અને એક ચીશ.

ત્હેના હાથ બરફ જેવા ટાઢા હતા, ત્હેની આંખો, દયામણી, મોહક, જીવ લેણ આંખોમાં—ત્હેનુ માથું ચપટ લાગતું હતું કે મ્હને માત્ર દેખાતું હતુ ?— મૃદુહાસ્યે હતુ પણ સ્થીર હતી મ્હેં ત્હેનોજ સવાલ ફરીથી પુછયો "દયા છે કે નહિ ?" કહી મ્હે ત્હેને ચરણે માથુ નમાવ્યુ. જવાબમા મ્હારા કાનમા સતત ગાજતી હતી તે ત્હેની કારમી ચીશ ગાજી રહી. હુ ધ્રુજ્યો મ્હેં ઉચું જોયુ. મ્હારી આંખે આખ ધળેલી હતી, માત્ર ત્હેની આંખો જ, સ્થીર મિથુન રાશીના બે તારા હોય તેમ ચમકી રહી. હું ત્હેનો હાથ પકડવા ગયો–મ્હારા હાથમાં કાંઇ ન આવતા હું પડી ગયો. હુ કેટલીવાર પડી રહ્યો તે કેમ કહી શકાય?

હું ઉઠયો; મ્હારા પગમાં કાંઇ ન રહમજાય તેવુ જોર આવ્યું મ્હેં યાચકવૃત્તિથી પુછયું "દયા છે કે નહિ?" જવાબમા પેલી ચીશ! પેલી બાલા કયાં ગઇ? જે ખુરશી પર તે હમણા બેઠી હતી તે ખાલી લાગી. હું ઉઠીને બારણુ ઉઘાડી હેઠલ ગયો જરા જરા ભલભાંખળું થયું હતું. મ્હેં આમ જોયુ, તેમ જોયુ, અને હું ઝપાટાબંધ ભૂલેશ્વર તરફ દોડયો.

પેલી જગ્યા–જે જગ્યાપર તે પહેલા મળી હતી ત્યાં લોકોની ઠઠ ભેગી થઇ હતી. "આ શું છે? આ બધા કેમ ભેગા થયા છે?" એક પાસે ઉભેલા માણસને પુછયું. તે મ્હને જોઇ ચમકયો, જાણે હું કોઇ જાનવર હોઉ તેમ કયા સુધી મ્હને જોઇ રહયો. મ્હે સવાલ ફરીથી પૂછયો. આખરે તે બોલ્યો "અહિંયા એક બૈરી રાતનાં બારીયેથી પડી મરી ગઇ."

મ્હારા ડોળા ફાટી ગયા–હુ ઠઠમા આગળ ધસવા લાગ્યો. મ્હને જોઇ કેટલાક ખશી ગયા ચાલની અદર એક બીજું કુંડાળુ કરી માણસો ઉભા હતા ત્યાં હું ધસ્યો. આસપાસ કોઇનું રૂદન–હા! પેલી ચીશો સભળાતી હતી. હું આગળ આવ્યો; કુંડાળામા ઉભેલા લોકોને ધક્કો મારી ખસેડ્યા. કેટલાકોએ મ્હને પાછળ તાણ્યો કુડાળામા ભોયપર, લોહીની ખાબોચીયામા એ લાશ પડી હતી ભગવાન! તે જ પરિચિત અંગરેખા તે જ નિશ્ચલ નયનો—તે જ મ્લાન સુંદર વદન—અને ગઇ રાતે જોએલું તે જ ચપટ માથું!

હું શું જોઇ રહ્યો હતો? હું ઘાટો પાડી પુછવા માંગતો હતો પણ ગળામાથી જરાયે અવાજ નીકળતો ન્હોતો. એક ભયંકર અગ્નિજવાળ મ્હારી આખ આગળ– આખમાં કુદી. પછી શું થયુ ત્હેનુ મ્હને ભાન નહિ રહ્યુ માત્ર તેજ મુખ, તેજ પ્રશ્ન, તેજ ચીશ મ્હારા મગજમા રમી રહ્યા.

જ્યારે મ્હને કાંઇ પણ ભાન આવ્યું ત્યારે તેને તેજ લાગ્યું; હુ ઘાટો પાડી બોલવા લાગ્યો "દયા છે કે નહિ?" કાંઈ ઉત્તર નહિં મળ્યો, પાછું બધું અંધારૂં થઇ ગયુ.

ફરીથી ભાન આવ્યું ત્યારે મ્હારા ઘરમા હું હતો, મ્હારી સ્ત્રી મ્હારે માથે બરફ ફેરવતી હતી, મ્હારો એક મિત્ર ડાકટર સ્હામો ખુરશી પર બેઠો હતો.

"દયા છે કે નહિ?" મ્હેં બેઠેલે ઘાંટે પુછ્યું.

"હા, હાં, પૂરેપૂરી દયા છે" કોઇએ જવાબ આપ્યો. અવાજ અપરિચિત હતો; પછીથી ઓળખ્યો—તે મ્હારી સ્ત્રીનો હતો.

"કોણ નિર્મલા?" તેહેણે કહ્યુ "હા!"

"તું ક્યારની આવી? ત્હને તો ગઇ કાલે વળાવી હતી?"

"ના. મ્હારે આવ્યાને તો અગ્યાર દિવસ થયા"

"હેં" "હા! હું ગઇ ત્હેને બીજે જ દિવસે તમ્હારા મિત્રે તાર કરી બોલાવી. તમ્હે ઘણા માંદા થઇ ગયા હતા"

* * *

બે મહિને હું સારો થયો. શરીરમાં જોર આવ્યું; પાછો કામ ધંધે લાગ્યો. છતાં, એક રાતનુ હિચકારાપણુ, બીજી રાતનો આનંદ વિસરાતા નથી. આટલે વર્ષે પણ હજી મનમા રમી રહે છે તે મુખ, પ્રશ્ન અને તે ચીશ.

ઘનશ્યામ.

---

# ગુજરાતી વૈદ્યો.

ભારતવર્ષના સર્વ વૈદ્યોનું સમ્મેલન નિખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલનના નામથી કેટલાંક વર્ષથી દર વર્ષે જુદે જુદે સ્થળે ભરાય છે નિખિલ ભારત વર્ષીય આયુર્વેદીય સંમેલનની આઠમી બેઠક પૂનામા થવાની છે. એ માટે સ્વાગત-કારિણી સભા સ્થપાઇ ગઇ છે. એ સભાના એક મંત્રી વૈદ્ય કૃષ્ણ શાસ્ત્રી કવડે બી એ ઓગષ્ટના છેલ્લા અઠવાડીયામાં વૈદ્યક સમ્મેલન માટે કાર્ય કરવાનો ઉત્સાહ ગુજરાત કાઠીયાવાડના વૈદ્યોમાં જાગૃત કરવા, તથા એઓને પૂનાના સંમેલનમાં પધારવાનુ નિમંત્રણ કરવા નીકળ્યા હતા. એમની ઇચ્છાથી હું સાથે ગયો હતો. મુંબઇથી તા. ૨૨ મી ઑગષ્ટે નીકળી, ૨૩ મી એ સુરતમા, ૨૪ મી એ વડોદરામાં ૨૫ મી એ અમદાવાદમા, ૨૬ મી એ જામનગરમાં, ૨૭ મી એ ગોંડલમાં, ૨૮ મી એ રાજકોટમા, ૨૯ મી એ ભાવનગરમા અને ૩૧ મી એ ભરૂચમા સંમેલન વિષે વ્યાખ્યાનો આપી અમે પાછા આવ્યા આ આઠ દિવસના પ્રવાસમાં શું જોયુ? ગુજરાતના વૈદ્યો તથા ગુજરાતનું વૈદું-એમાં શી વિશેષતા જોઇ? એ ટુંકામા કહી જઇશ.

હિંદુસ્થાનના બીજા પ્રાંતોની ખબર નથી, પણ બંગાળમા વૈદ્ય નામની એક જ્ઞાતિ છે. અને મોટે ભાગે વૈદ્યો તે જ્ઞાતિના હોય છે. ગુજરાતમાં લગભગ એથી ઉલટી સ્થિતિ છે. બ્રાહ્મણ, વાણીઆ, કણબી, વાણંદ વગેરે ઘણી ખરી જ્ઞાતિના વૈદ્યો ગુજરાતમા કોઇ ને કોઇ સ્થળે મળી આવે છે

બંગાળાની સાથે સરખામણીમા ગુજરાતના વૈદ્યોની પૈસા સંબંધિ સ્થિતિ પણ ખરાબ છે. કાઠિયાવાડમા દેશી રાજ્યો હોવા છતાં ત્રણ ચાર વૈદ્યોને બાદ કરતાં કોઇ પણ વૈદ્યને રાજ્ય તરફથી સારો આશ્રય નથી. ૨૫ વર્ષ પ્હેલાં રાજ્યનો આશ્રય કાંઇક વધારે હતો વખત જતાં કાઠિયાવાડના વૈદ્યોની સ્થિતિ સુધરી નથી પણ બગડી છે. પૈસા સંબંધિ સ્થિતિ ખરાબ હોવાનું કારણ શ્રી અને સરસ્વતીનો પ્રસિદ્ધ વિરોધ નથી. કારણકે ગુજરાતના વૈદ્યો ઉપર સરસ્વતી દેવીની કૃપાદૃષ્ટિ પણ આછી આછીજ ઉતરી છે.

બંગાળાના વિદ્વાન, સંસ્કૃત ભાષામાં અસાધારણ પ્રભુત્વ ધરાવનારા મહામહોપાધ્યાયની પદવી પ્રાપ્ત કરનારા વૈદ્યોની સાથે સરખામણી ન કરતાં પાસેના મહારાષ્ટ્ર સાથે સરખામણી કરીએ તો પણ સ્થિતિ આપણને શોભાસ્પદ નથી. વૈદ્ય કૃષ્ણ શાસ્ત્રી કવડે સાથે પ્રવાસ દરમીયાન થયેલી વાતચિત ઉપરથી એમ લાગ્યું કે મહારાષ્ટ્રના વૈદ્યોની પણ પૈસાસબધિ સ્થિતિ તો ગૂજરાતના જેવી જ છે પણ એ પ્રદેશમાં વિદ્યાની ઉપાસના ગૂજરાત કરતા વિશેષ છે. વૈદુ કરવા માટે ભણવાની જરૂર નથી, એ વિચાર ગૂજરાતમા ઘર કરી બેઠો છે. 'કાંઇ ન આવડે તો વૈદું શીખ' એ કહેવતને અનુસરી બીજા ધધામા ન ફાવેલા ઘણા માણસો ગૂજરાત કાઠીયાવાડમાં વૈદાથી પોતાનુ ગૂજરાન કરે છે. ગૂજરાતના વૈદ્યોનું જોર વિદ્યા ઉપર નથી પણ દવાની બનાવટ ઉપર છે કાઠીયાવાડ ગૂજરાતના ઘણાખરા વૈદ્યોને હાથે દવા બનાવતાં આવડે છે. એટલુંજ નહિં પણ બીજા પ્રાન્તોના વૈદ્યો કરતા ગૂજરાતના વૈદ્યો દવા સારી બનાવી જાણે છે દવાઓ ઉપરજ એમનો મ્હોટો આધાર છે.

આટલું સામાન્ય અવલોકન કર્યા પછી વિગતવાર જે જે શહેરોમાં અમે ફર્યા ત્યાંના વૈદ્યોવિશે ટુકું સામાન્ય અવલોકન કરી સમાપ્ત કરીશ અહિં એક વાત કહી દેવાની જરૂર છે કે અમે બાર બાર કલાક જ એક એક શહેરમાં રહ્યા હતા. અને એટલા વખતમા જેવું અવલોકન થાય એવું જ આ અવલોકન છે. એટલા વખતમા વધારે ઉંડુ ઉતરી શકાય નહિ કે પ્રત્યેક વૈદ્યનો અનુભવ થઇ શકે નહિ એ સ્વાભાવિક છે માટે આમા કોઇ સ્થળે ભૂલ જણાય અથવા કોઇને અજાણ્યે અન્યાય થાય તો ક્ષમા કરવા વિનતિ છે.

અમે મુંબઇથી નીકળ્યા હતા, અને મુંબઇમા પણ ગૂજરાતી વૈદ્યોની મ્હોટી સંખ્યા વસે છે. માટે પ્હેલાં મુંબઇનું જ અવલોકન કરશુ. મુંબઇનાં વૈદ્યોની સખ્યા ઘણી મ્હોટી છે એમાંથી કેટલાકની સ્થિતિ પણ ઠીક છે પણ અતસ્થિતિ બહુ વિચિત્ર છે. ગૂજરાતી અને દક્ષિણીઓનો જૂનો ઝગડો તો છે જ પણ તે ઉપરાંત અનેક તડા છે અને પરસ્પર દ્વેષ, ઇર્ષ્યા અને પોતાનું અભિમાન સામ્રાજ્ય ભોગવે છે. કુસંપ એટલો છે કે મુંબઇના વૈદ્યો એકઠા મળીને કોઇ પણ કામ કરી શકે એમ નથી. આ અંતસ્થિતિ ભૂલી જઇએ તો બાહ્ય સ્થિતિ નીચે પ્રમાણે છે. મુંબઇમાં બે સભાઓ છે, એક દર અઠવાડીએ મળે છે, બીજી પ્રસંગોપાત્ત મળે છે વૈદ્યાના

શિક્ષણ માંટે પ્રભુરામ આયુર્વેદિક કોલેજ સુપ્રસિદ્ધ છે. એક બીજી આયુર્વેદ પાઠશાળા પણ બે ચાર સારા વૈદ્યોના પ્રયાસથી હાલમાં જ સ્થાપન થઈ છે. પુષ્કળ ધર્માદા દવાખાનાંઓ, સભાઓ તરફથી, શ્રીમન્તો તરફથી અથવા મંદીરો તરફથી ચાલે છે. મુંબઈમા આ પ્રમાણે સ્થિતિ છે. હવે આગળ ચાલીએ.

સુરત—સુરતમાં એક વૈદ્ય સભા છે, તેના પ્રમુખ વૃદ્ધ, વિદ્વાન્ તથા સજ્જન છે, તેમ જમાનાને પણ ઓળખે છે, તેમ મંત્રીઓ ઉદ્યોગી તથા ઉત્સાહી છે, એટલે સભા ચાલ્યા કરે છે. શહેરમાં એક તિલકચંદ તારાચંદ વૈદ્ય છે જે પોતાના વિદ્યાર્થીઓ રાખીને વૈદું ભણાવે છે. એમણે ગુજરાતીમાં વૈદાના એક બે પુસ્તક પણ લખ્યા છે. એઓ જાતે સંસ્કૃત ભાષાના વિદ્વાન નથી. તેથી વિદ્યાર્થીઓને પણ ગુજરાતી ઉપરથી જ શીખવે છે. વિદ્યાર્થીઓને ધંધો કરી ખાતા વૈદ્ય બનાવી દેવા તરફ જેટલું લક્ષ છે તેટલું લક્ષ એઓને વિદ્યાવાળા બનાવવા તરફ નથી.

ભરૂચઃ—આ ગુજરાતના જુનામાં જુના શહેરની પ્રાચીન જાહોજલાલી બધી રીતે ઝાંખી થઈ ગઈ છે. ત્રણ ચાર વૈદ્યો સારા છે બાકીના ધંધો કરી ખાય છે વૈદ્યોની કુલ સંખ્યાપણ શહેરના પ્રમાણમાં ન્હાની છે. થોડા વખતથી વૈદ્ય સભાની સ્થાપના થઇ છે પણ એ જોઈએ તેવી ચાલતી નથી કામ કરનારને પોતાને કાંઇક સ્વાર્થ હશે તો એમ બીજાઓને શંકા થાય છે સાધારણ રીતે અહીંના વૈદ્યો જમાનાની પાછળ છે, વૈદ્યોની સ્થિતિ પણ એકાદને બાદ કરતા ઘણી સારી નહિ હોય કારણ કે એમનાં ચત્ત પૂના સુધી સમેલન વખતે આવવાનો ખરચ કરતાં સંકોચાતા હતા.

ભરૂચ પાસે ત્રણ માઇલ ઉપર ઝાડેશ્વર નામનું ન્હાનું ગામ છે. એ ગામના એક સદ્ગત પાટીદારે પોતાના 'વીલ' મા ધર્માદા દેશી દવાશાળા માટે રૂ. ૩૫૦૦૦ ભરૂચના કલેકટરના ટ્રસ્ટ નીચે આપ્યા છે. આ ટ્રસ્ટમાથી એ ગામમા એક ઘણી સારી ધર્માદા દવાશાળા ચાલે છે વ્યવસ્થા ઉત્તમ છે. દવાશાળામા કામ કરનાર વૈદ્ય ગુજરાતના ઉત્તમ વૈદ્યોમાંના એક છે. એઓ ખંતીલા, દયાળુ, આયુર્વેદ પ્રેમી અને દરદીઓની સેવાને પુણ્ય માનનારા હોવાથી આ દવાખાનાનો લાભ ઝાડેશ્વર, ભરૂચ, વગેરે આસ પાસના ચાળીશ ચાળીશ માઇલ સુધીના ૩૦૦ ગામનાં દરદીઓ લે છે. ગયે વર્ષે આ દવાશાળામા કુલ ૧૮૦૦૦ દરદીઓ આવ્યા હતાં. ભરૂચ જેવા જીલ્લાના શહેરમાં બબ્બે ધર્માદા ઇસ્પિતાલો હોવા છતાં ગામડાનાં આ દવાખાનાનો લાભ ભરૂચના પુષ્કળ લોકો લીયે છે. એ લોકોનો આયુર્વેદ ઉપરનો પ્રેમ, દેશી દવાઓની ઉપયોગિતા તથા વૈદ્યની કુશળતા સૂચવે છે. આવાં દેશી ધર્માદા દવાખાનાંઓ, શ્રીમન્તોની તથા લોકલબોર્ડો અને મ્યુનિસિપાલીટીની મદદથી સ્થળે સ્થળે સ્થપાય તો લોકોને દેશી દવાનો સહેલાઇથી લાભ મળે, અને આયુર્વેદનો જલદીથી પુનરૂદ્ધાર થાય.

વડોદ્રા—વડોદ્રામાં મહારાષ્ટ્રીઓના તેજસ્વી સંઘટનથી વૈદ્યોમાં જાગૃતિ સારી છે. યાંના આગળ પડતા લોકો પણ આયુર્વેદમાં ઠીક રસ લે છે વડોદ્રામા એક વૈદ્ય સભા છે અને ઉત્સાહી તથા વિદ્વાન કાર્ય કરનારાઓના હાથ નીચે એ સારૂં કામ કરે

છે. દરવર્ષે એ સભા તરફથી ધન્વન્તરી ઉત્સવ ધનતેરશને દિવસે ઉજવાય છે. જે વખતે બ્હારગામના વિદ્વાનો પાસે ખાસ ભાષણો અપાવે છે. વડોદ્રાના અગ્રેસર વૈદ્યો જમાનાને ઓળખે છે વડોદ્રામાં મહારાષ્ટ્રીઓ અને ગુજરાતીઓનુ મિશ્રણ હોવાથી, તથા એઓની ગંભીરતા અભેદ હોવાથી વડોદ્રાના ગુજરાતી વૈદ્યોના સ્વભાવ વિશે વધારે અવલોકન હું કરી શકયો નથી

અમદાવાદ—અમદાવાદમાં પણ વૈદ્યસભા છે. એ સભાના પ્રમુખ વૈદ્યકલ્પતરૂના સંપાદક વૈદ્યરાજ જટાશંકરભાઇને લીધે અમદાવાદના ગુજરાતી વૈદ્યો બ્હાર ગૌરવવાળા દેખાય છે. અમદાવાદની વૈદ્ય સભાના મંત્રી પણ ઉત્સાહી છે. પરંતુ શહેરના વૈદ્યોમાં તડા છે અને મતભેદ અદેખાઇ વગેરેનું જોર પણ ઠીક છે વિદ્યા પણ કાંઇ વિશેષ દેખાણી નહિં શહેરની વસ્તી અને સમૃદ્ધિના પ્રમાણમાં વૈદ્યોમાં તેજ દેખાયુ નહિં બાકી વૈદ્ય રાજ જટાશંકરભાઇની વૈદાંના અનેક પ્રદેશમા પ્રવૃત્તિ સુપ્રસિદ્ધ છે એટલે એ વિશે વધારે ઉલ્લેખ આવશ્યક નથી.

જામનગર જ્યાં મરહુમ મહાત્મા ઝંડુભટજી તથા બાવાભાઇ જેવા ગયા જમાનાના શ્રેષ્ઠ વૈદ્યો હતા, જ્યા એમની પ્રતિભાથી જામનગર દેદિપ્યમાન લાગતું હતું ત્યા અત્યારે એમની ઝાખી છાયા જ છે મહાત્મા ઝંડુભટના સુયોગ્ય પુત્ર શંકરપ્રસાદભાઇ હજી રસશાળાને તથા જામસાહેબના રાજવૈદ્યત્વને સાચવીને બેઠા છે. બીજા વૈદ્યોની સંખ્યા તો ઘણી મોટી છે. પણ જમાનાની બહુજ પાછળ અને વિદ્યાશૂન્ય છે. ત્યાં સભા જેવું કશું નથી. સભા સંમેલનો વગેરેની ઉપયોગિતાજ કોઇ જાણતુ નથી. જામનગર એકજ નહિં પણ અમુક અપવાદભૂત વ્યકિતઓ બાદ કરતા સમસ્ત કાઠીયાવાડના વૈદ્યમંડળમા કૂપમંડૂક ન્યાય પ્રવર્તે છે કાઠીયાવાડની બ્હાર જગત્ છે, એમ એઓ ધારતા નથી. સંમેલનનાં કાર્યની એમને કલ્પના નથી. જામનગરમાં કેટલાક હકીમો છે એમાં એકાદ બે સારા જૂની રીતે ભણેલા હશે પણ જમાના તરફ તો એ લોકો પણ જોતાજ નથી.

રાજકોટ—કાઠીયાવાડના આ મધ્ય સ્થળમા વૈદ્યોની સંખ્યા સારી છે, બે ત્રણ સારા વિદ્વાન્ અનુભવી વૈદ્યો રહે છે. એક વૈદ્યસભા પણ છે પણ । ઇર્ષ્યા, જાતે કામ કરવાનું આળસ અને બીજો કામ કરી આગળ વધે તેની અદેખાઇ વગેરે વૃત્તિઓ આહીં પણ નજરે પડે છે. જમાનાને કંઇક જાણનારા વૈદ્યો છે. જૂની રીતે શીખેલા એક વૃદ્ધ વૈદ્ય પણ છે. પરંતુ વૈદ્યોની સભા જેવું કાઇ દેખાયુ નહિં.

ભાવનગરના મહારાજા સાહેબ પોતે દેશી વૈદાનો સારો શોખ ધરાવે છે. પોતાની પાસે દેશી વૈદ્યો રાખે છે. જાતે દેશી દવા વાપરે પણ છે. બાકીના વૈદ્યોમા તો ઉત્સાહમંદતા, અને અજ્ઞાન વ્યાપે છે.

આખા કાઠીયાવાડમા દવાઓ બનાવવાની આવડત તથા પદ્ધતિ વધારે છે. જામનગર અને ગોંડલ બે ઠેકાણે તો રસશાળાઓ છે તે સિવાય ઘણે ઠેકાણે દવાઓ બનાવાય છે. એકંદર એમ કહી શકાય કે બીજા પ્રાન્તો કરતા ગૂજરાતમા

વિદ્યા ઉપર ઓછું અને દવાની બનાવટ ઉપર વધારે ધ્યાન અપાય છે. અને ગુજરાતમાં પણ કાઠીયાવાડના આ બેય લક્ષણો અધિક પ્રમાણુમાં દેખાય છે. અહિં કહેવું જોઇએ કે બંગાળામાં દેશી દવાઓ બનાવવાનાં કારખાનાં છે. પણ બનાવટ આવી સારી નહિ. બીજું જાહેર ખબરથી પેટન્ટ દવાઓ વેચવાનો ધંધો પણ કાઠીયાવાડમાં ઘણો ચાલે છે. ગુજરાતમાયે છે, પણ પ્રમાણમાં કાઠીયાવાડ વધી જાય. કાઠીયાવાડ ગુજરાતના વૈદ્યોના ઘરમાં વૈદ્યાંના ગ્રન્થોની હસ્તલિખિત પ્રતો હશે પણ બ્હાર કાઢતાં બહુ બ્હીયે છે 'હવે ઘણા ગ્રન્થો છપાઇ ગયા પણ આ લોકને કયા છપાઇ ગયા એની પૂરી ખબર નથી અને પોતાના ઘરમાં ન છપાયેલા છુપાવી રાખે છે.

ગુજરાતના વૈદ્યોની સ્થિતિ આવી છે જગતમા વૈદ્યના ઉત્કર્ષ માટે કેવી પ્રવૃત્તિઓ થાય છે વિદ્યાની પ્રગતિ કેટલા વેગથી થાય છે. હરિફાઇ કેટલી સખત છે. અને આ જમાનામાં જીવવા માટે જમાના સાથે દોડવામા પાછળ ન પડવું જોઇએ વગેરે બાબતોની બીલકુલ ખબર નથી એટલુંજ નહિં પણ હિંદુસ્થાનમાં જ વૈદ્યોજ આપણા ઉત્કર્ષ માટે શીશી પ્રવૃત્તિ કરે છે, આપણી વર્તમાન સ્થિતિ કેવી છે ? એને સુધારવ માટે શું શું કરવાની જરૂર છે ? સંમેલન શું છે ? સમેલનમાં શું કામ થાય છે ? ગુજરાત કાઠીયાવાડ બ્હાર કેવા વૈદ્યો છે ? વગેરે પોતાના હિત સાથે નિકટ સંબંધ-વાળી વાતો તરફ પણ ઘણી બેદરકારી છે. છતા ભર્તૃહરિ કહે છે તેમ અજ્ઞાન સાથે હોતું અભિમાન છે.

દુર્ગાશંકર કેવળરામ.

---

# છાપખાનાંનો ૧૯૧૦ નો કાયદો.

જગતની પ્રવૃત્તિમાં મનુષ્યને યુગે યુગે નવો ધર્મ પ્રાપ્ત થાય છે, એ માન્યતામા એટલું તો સત્ય સમાયેલું છે કે વખતો વખત સ્થિતિ અનુસાર અમુક એક પ્રવૃત્તિ સમસ્ત મનુષ્ય જાતિના કલ્યાણને અર્થે અસાધારણ અગત્યની થઇ પડે છે, અને તેથી તે તે સમયે તે પ્રવૃત્તિના ઉચ્ચ આશયોની સિદ્ધિના કાર્યમાં જ સર્વસ્વ અર્પણ કરવાનો ધર્મ ઉદ્ભવે છે. હાલના સમયમાં આવાં મહત્વવાળી પ્રવૃત્તિ આપણા દેશમા રાષ્ટ્રિય ચળવળને નામે ઓળખાતી પ્રવૃત્તિ જ છે. આ પ્રવૃત્તિનો હેતુ એવો છે કે દરેક દેશનું રાજ્યતંત્ર તે દેશની સમગ્ર પ્રજાનું હિત સાધવાની વૃત્તિવાળું જ હોવું જોઇએ, અને તે માટે એક પાસથી તે બીજા રાજ્યોના અંકુશથી રહીત અને બીજી પાસથી તે દેશના પ્રજાજનોના સંપૂર્ણ વિશ્વાસને પાત્ર હોવું જોઇએ. નાના મોટા દરેક દેશને માટે સ્વતંત્રતા તથા પ્રજાકીય રાજ્યતંત્ર મેળવી આપવું એ આ જમાનાનો ધર્મ છે.

આ ધર્મ કાંઇ નવો નથી. આ પ્રવૃત્તિનો પાયો નંખાયાને ઘણા વરસો થઇ ગયાં છે, અને હાલના સ્વરૂપમાં તે છેલ્લાં ત્રણસો વરસ થયાં દુનીયાંનું ધ્યાન ખેંચી રહી છે. એને જન્મ આપવાનું માન ઇંગ્લાંડને ઘટે છે. એ દેશ યુરોપના બીજા દેશોની માફક સત્તરમી સદીની શરૂઆતમાં તેના રાજા તથા ઉમરાવોની આપખુદી સત્તા નીચે હતો. પરંતુ ઇ સ. ૧૬૪૦ માં ત્યાંના લોકોએ પોતાના જૂલ્મી રાજા સામે લડત ચલાવી, તેને ફાંસીએ લટકાવી, પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. તે પછી એ દેશમાં ઘણા ફેરફાર થયા છે, અને આજે જો કે તેના રાજ્ય બંધારણમા રાજાને માટે સ્થાન છે, છતાં તેના રાજ્યતંત્ર ઉપર પ્રજાની સંપૂર્ણ સત્તા છે. ઇંગ્લાંડ પછી લગભગ ૧૫૦ વરસે ફ્રાંસના લોકોને પણ પોતાના જૂલ્મી રાજા તથા ઉમરાવો સામે બળવો ઉઠાવી, તેમનો નાશ કરવાની ફરજ પડી હતી, અને આજે યુરોપના મ્હોટા દેશોમાં સૌથી પછાત રહી ગયેલા રસીઆના લોકોએ પણ પોતાના રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકી, રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી છે.

પણ આ દેશો સ્વતંત્ર હતા અને તેથી કરીને તેમનો માર્ગ કેટલેક અંશે સરળ હતો. એ દેશના લોકોને તો માત્ર તેમના દેશમાંના જ અનિષ્ઠ તત્વો દૂર કરવાનાં હતા. ખરૂં છે કે સત્તા ભોગવી મદોન્મત થયેલા રાજાઓ અમીર ઉમરાવો, કે શ્રીમતો પોતાની સત્તા રાજી ખુશીથી મૂકી દેતા નથી. તે મૂકી દેવાની તેમને ફરજ પાડવી પડે છે, અને એ કાર્ય કોઇ પણ રીતે સ્હેલું નથી. પરંતુ પરદેશી અમલ નીચે કચરાઇ ગયેલા દેશોનો માર્ગ આથી પણ ઘણો વધારે વિકટ છે. ત્યાંના લોકોને માત્ર દેશમાંના જ મૂઠીભર સત્તાવાન અમીરો કે શ્રીમંતો સામે જ લડત ચલાવવાની નથી, પરતુ સાથે તેમના ઉપર રાજ્ય કરતા જૂલ્મી પરદેશીઓની પણ સામે થવાનું હોય છે. છતાં યુરોપમાં હૉલેંડ, બેલ્જીયમ, અને ઇટલી તથા અમેરીકામાં યુનાઇટેડ સ્ટેટ્સ, અનેક વિંટંબણાઓ વેઠી, લાંબી લડત ચલાવી સ્વતંત્રતા મેળવી શકયા છે. પરંતુ આજ કોટીમાં આવી જતા કેટલાક દેશો એવા પણ છે કે જેમને તેમના ઉપર અમલ કરતાં રાજ્યોથી અનેક લાભો થયેલા છે, અને જેમની સાથેના સંબંધથી ભવિષ્યમાં પણ લાભ થવાનો સંભવ છે. આ દેશો તેમના ઉપર અમલ ચલાવતા દેશોથી છૂટા પડી સાવ સ્વતંત્ર થવા ઇચ્છતા નથી, પરંતુ એ દેશોની છાયા હેઠળ રહીને જ તેમના પોતાના દેશની આંતર વ્યવસ્થા પોતાને હાથ કરવા માંગે છે. આ પ્રયાસમાં ઘણે અંશે ફત્તેહમંદ થયેલા દેશોમાં અમેરીકાના ફીલીપાઇન ટાપુઓ તથા ઈંગ્લાંડનાં સંસ્થાનો છે. આપણો દેશ પણ આજ વિભાગમા રહેવા આશા રાખે છે એને બ્રિટિશ રાજ્ય લાભદાયક નિવડયું છે, ભવિષ્યમાં પણ તેનાથી લાભ જ થવાનો સંભવ છે, અને તેથી તેની સાથેનો સંબધ કાયમ રહે એમ તે ઇચ્છે છે. પરંતુ એક સરતે—અને તે સરત એ જ કે દેશની અદરનો સઘળો કારભાર તેના પોતાના લોકોને જ સોંપવામાં આવે.

સ્વતંત્રતા તથા પ્રજાકીય રાજ્ય બંધારણ માટે લડત ચલાવવી એ આ જમાનાનો ધર્મ છે, અને તે ધર્મ આપણા દેશે સ્વીકાર્યો છે. આપણા દેશમાં આજે કેટલાક

વરસો થયાં એ દીશામા પ્રયત્ન થઇ રહ્યો છે, અને તેનું ફળ મોડું વહેલું આવશે જ એમાં શંકા નથી. છતા હાલ માર્ગમાં અનેક વીટંબણાઓ છે, અને તે દૂર કર્યા સિવાય ધારેલું કામ પાર પડે એમ નથી. પ્રજાકીય રાજ્યતંત્ર એ આપણો અંતીમ હેતુ છે, અને તે હેતુ સાધવાનું આપણું કીંમતીમાં કીમતી સાધન તે આપણું પ્રેસ યાને છાપખાનું છે. પ્રજાકીય રાજ્યનો પાયો રાષ્ટ્રિય કેળવણી છે અને રાષ્ટ્રિય કેળવણીનો આધાર સાહિત્ય (પુસ્તકો છાપાઓ વગેરે,) અને તેને તૈયાર કરનાર છાપખાનું જ છે. પ્રજાકીય રાજ્યતંત્ર મેળવવાનો સાચો રસ્તો એક જ છે અને તે એ જ કે દેશનો દરેકે દરેક માણસ આ મહાન ધર્મ સમજે અને તે માટે ભોગ આપવાને તૈયાર થાય. હાલ આપણી પ્રજા અજ્ઞાત છે, તેમને આ ધર્મ સમજાવવાની જરૂર છે. દેશની સ્થિતિ ખરાબ છે, એ સ્થિતિને માટે જોખમદાર રાજ્યતંત્ર કેવું છે, તે કેવી રીતે સુધરે, પ્રજાહીત માટે જ પ્રયત્ન કરતુ, પ્રજામતને માન આપતુ, કેવી રીતે થાય, એ સઘળુ લોકોને સમજાવવાની જરૂર છે. આ ધર્મ, આ પ્રવૃત્તિ કાંઇ મૂઠી ભર માણસો માટે નથી—અગીર ઉમરાવ, શ્રીમંતો, કે વિદ્વાનો માટે નથી. આ પ્રવૃત્તિ તો જીંદગીની જહેમત ઉઠાવનાર મનુષ્ય જાતિના રંક લાખોને માટે જ છે અને તેમનું ઐક્ય, તેમનું ધૈર્ય, તેમનું બળ જ આ પ્રવૃત્તિનો હેતુ સાધી શકશે. તેમને આ ધર્મ માટે તૈયાર કરવા એ આ દિશામાં પહેલું પગથીયું છે અને તે માટેનું ઉત્તમ સાધન તે છાપખાનું છે.

આપણા દેશમા આ પ્રવૃતિની શરૂઆત થયાને વરસો થયા છે અને તે વરસો દરમીયાન આપણા છાપખાનાં તથા છાપાઓએ તેની સારી સેવા બજાવી છે. હાલ પણ તેઓ આ દિશામાં પોતાથી બનતું કરી રહ્યાં છે. પરંતુ ૧૯૧૦ ના પ્રેસ ઍક્ટે તેમના ઉપર સખ્ત અંકુશો મૂકયા છે, અને તેથી તેમનું આ કાર્ય ઘણું મુશ્કેલ થઇ પડયું છે આ પ્રેસ ઍક્ટની કલમો તે સમયના વિકટ સંજોગોને માટે પણ અમારા મત પ્રમાણે જોઇએ તે કરતા વધારે સખ્ત હતી, અને આજે તો તેનો એવો ઉપયોગ થાય છે કે દેશહિતને ખાતર તે કાયદો જ રદ કરાવવાની જરૂર છે છાપાનું છુટાપણું, આપણા જાહેર જીવન માટે અત્યંત અગત્યનું છે, અને એ છુટાપણું ખુચવી લેનાર આ ૧૯૧૦ નો કાયદો જવો જ જોઇએ પણ સરકાર આ કાયદો કાંઇ પોતાની મેળે રદ કરવાની નથી અને તેથી તે રદ કરવાની તેને ફરજ પાડવાને માટે આખા દેશે એક થઇ મજબુત પ્રયત્ન કરવાની જરૂર છે, અને તે કાર્ય થોડો વખત થયા સ્થપાએલી પ્રેસ એસોસિએશને ઉપાડી લીધુ છે એ એક સંતોષની વાત છે. ૧૯૧૦ ના કાયદાથી છાપખાનાંઓ તથા છાપાંઓને અસહ્ય મુશ્કેલીઓ ખમવી પડે છે એ વાત જાહેરમાં અનેક વખત કહેવાઇ ગઇ છે, અને તે વિષે પ્રજામત પણ એક જ નિર્ણય ઉપર આવી ચૂકયો છે, તેથી તે વિરોની ચળવળ જૂના ધોરણે ઉપર ચાલુ રાખવાને બદલે આ સંસ્થાએ એ મુશ્કેલીઓ ખુદ વાઇસરોય આગળ રજૂ કરવાનો ઠરાવ કેટલાક વખત ઉપર કર્યો હતો. આ ઠરાવ અમલમાં મૂકવાને માટે લાંબા પત્ર વ્યવહાર પછી, વાઇસરૉયની રજા મેળવી, એ સંસ્થાએ ગયા મહિનાની શરૂઆતમા પોતાની તરફથી વાઇસરૉયને મળવા એક ડેપ્યુ-

ટેશન મોકલ્યું હતું. આ ડેપ્યુટેશને પોતાના વિનંતિ પત્રમાં આ કાયદાથી ઉભી થતી મુશ્કેલીઓ ટુકમાં પણ સ્પષ્ટ રીતે દર્શાવી છે, અને તેના મૂખ્ય મુદ્દાઓ નીચે મૂજબ છેઃ–

(૧) હીંદી છાપખાનાઓ તથા છાપાંઓએ ૧૮૩૫ ની સાલથી તે ૧૯૧૦ સુધી પાચેક વરસના અપવાદ સિવાય છુટાપણું ભોગવ્યું છે, અને ૧૯૧૦ નો કાયદો પસાર થયો ત્યારે પણ એ છૂટાપણાની જરૂરીયાત તથા અગત્યના સબંધી કાંઈ પણ મતભેદ ઉભો થયો નહોતો વળી તે ઉપરાત તે સમયે સરકાર તરફથી એવું પણ વચન આપવામાં આવ્યું હતું કે જે કમનશીબ સંજોગોને લીધે તે કાયદો ઘડવાની જરૂર પડી હતી તે સજોગો દૂર થતાં તે કાયદો પણ રદ કરવામા આવશે. આજે કેટલોક વખત થયાં એ સંજોગો દૂર થયા છે, માટે એ કાયદો રદ થવો જોઈએ.

( ૨ ) આ કાયદો અગ્રેજી રાજ્યના દુશ્મનોના ફીતુરી લખાણોને માટેજ ઘડવામા આવ્યો હતો, છતા તેની કલમો એટલી તો વ્યાપક છે કે પ્રમાણિક અને વફાદાર લેખકોના લખાણોને પણ લાગુ પાડી શકાય, અને તેથી ઘણો અનર્થ થવાનો સંભવ છે— બલ્કે અનર્થ થાય જ છે આ કાયદાને લગતા ગુનાહોની વ્યાખ્યા આપતી કલમમા જણાવવામા આવ્યુ છે કે જો "કોઈ છાપા, પુસ્તક કે ખતમા એવા શબ્દો, નીશાનીઓ, અથવા તો દૃષ્ય આલેખનો હોય કે જે અનુમાન, સૂચના, ઇશારા, અલકાર કે ધ્વનીથી કે પછી બીજી કોઈ રીતે પણ ઉપર જણાવેલા ગુનાહો કરવાનો સંભવ ધરાવે કે સિધી કે આડકતરી રીતે પણ તે ગુનાહો કરવાનું તેનું વલણ હોય તો તે, જામીનગીરી જપ્ત થવાના સંબંધમાં આ કાયદા હેઠળ આવશે."

આ શબ્દો કેટલા વ્યાપક છે અને તે વડે સરકારને કેટલી બધી સત્તા આપવામાં આવી છે તે મી૦ મહમદઅલીના પ્રખ્યાત મૂકદમામાં બંગાળાના વડા ન્યાયધિશ સર લૉરેન્સ જેન્કીન્સે આ કાયદા ઉપર કરેલી ટીકાઓ ઉપરથી જણાશે. સર લૉરેન્સ જેન્કીસે આ સરતો વિષે કહ્યુ છે કે :—

"તે ઘણી વ્યાપક છે અને તેની ભાષા મનુષ્યની ચતુરાઈ અનાવી શકે તેટલી વિશાળ છે . .... કોઈ ચતુર માણસ ઉપરથી વ્યાજબી દેખાય તેવી રીતે આ કલમની સત્તા કેટલી હદ સુધી નહિ લંબાવે તે કહેવું મુશ્કેલ છે. સમ્મતિ, પ્રશંસાને પાત્ર એવા લખાણો સુધી પણ તે ખચીત લબાવી શકાય. લોકોનો જે નીચ ભાગ બીજાના દુઃખ તથા એબ ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે તે પર કરેલી ટીકા પણ આ બ્હોળી ફેલાયેલી જાળમાં આવે : કોઇ એક વર્ગના વખાણ પણ જોખમથી રહીત નહીં ગણાય. પ્રતિષ્ટીત ગણાતા સાહીત્યમાથી પણ ઘણું (આ જાળમા) બેશક પકડાય."

આ બાબતમાં મદ્રાસના વડા ન્યાયધિશનો અભિપ્રાય પણ એવો જ છે. તેઓ કહે છે કેઃ—

"આ કલમની સરતો અત્યંત વિશાળ અને વ્યાપક છે તેથી સ્થાનિક સરકારને મળતી સત્તા એટલી બધી અંકુશ રહીત છે, કે તેથી આ દેશમાં છાપખાનું રાખવાનું કે છાપું પ્રગટ કરવાનું કામ અત્યંત જોખમ ભરેલુ થતું જાય છે એક છાપું સરકાર

તરફની વફાદારીમા મજબુત હોય, તેની વૃત્તિમાં કશું પણ ઠપકાને પાત્ર નહિ હોય, તેના અધિપતિના વિચારોની શુદ્ધતા વિષે કાંઇ પણ સવાલ નહિ હોય, છતાં જો ગફલતીથી આ ચોથી કલમની સરતો હેઠળ આવી શકે, એવા કાગળો કે લખાણો તે પત્રમાં છપાઇ જાય, તો સરકાર ચેતવણી આપ્યા વગર કે કાંઇ પણ તપાસ ચલાવ્યા વગર તે છાપાની જામીનગીરી જપ્ત કરી શકે અને તે રીતે છેવટે તે છાપાનો પણ અંત લાવી શકે. સરકારના હાથમા હદ્દ વગરની સત્તા મૂકવી એ આ કાયદા પહેલાના છાપખાનાના છુટાપણા ઉપર એક ગંભીર તરાપ છે. ”

( ૩ ) આ કાયદાનો ખરેખર ગેરઉપયોગ થાય છે અને જ્યાં તેનો ઉપયોગ થતો નથી ત્યા પણ એની માઠી અસર પહોંચ્યા વગર રહેતી નથી. આ કાયદાને લીધે સંકુચિત પ્રદેશમાં વંચાતાં છાપાઓ અને તેમાં પણ ખાસ કરીને દેશી ભાષામાં લખાતા છાપાઓની સ્થિતિ અત્યંત દયાજનક થઇ ગઇ છે. આ કાયદાની સખ્તાઇને લીધે તેના અધિપતિઓને સરકારી અમલદારોથી હંમેસ બીતા રહેવું પડે છે, અને જાહેર બાબતો ઉપર પ્રમાણિક ટીકા કરતાં પણ અટકવું પડે છે. આનું કારણ એટલું જ છે કે તેઓ જાણે છે કે જો તેઓ એકવાર કાયદાની સુંગાલમા સપડાય તો તેમના છાપાનો સદાને માટે અંત આવી જાય. વળી આ કાયદાથી આમ છાપાઓને જ ખમવુ પડતું નથી, પરંતુ છાપખાનાંના માલીકો, તથા પુસ્તકો વગેરે પ્રગટ કરનારને પણ તેથી હેરાનગતી પહોંચે છે. દાખલા તરીકે એવું પણ બન્યું છે કે છાપખાનાના ધંધામા રોકવા ધારેલી મૂડી કરતા પણ વધારે જામીનગીરી છાપખાનું કાઢવા ઇચ્છતા માણસો પાસે માંગવામા આવી છે અને પરિણામે તે સાહસનો જન્મ થતા પહેલા જ અંત આવ્યો છે. તે ઉપરાંત વગવાળા અને પ્રખ્યાત થયેલા છાપાઓને માટે પણ આ કાયદાનો ભય ઓછો નથી. તેમને માટે પણ જાહેર બાબતો ઉપર ટીકા કરતી વખતે આ કાયદો ડેમોક્લીસની તરવાર સમાન છે. આ બધી મુશ્કલીઓ છતા આજે હીંદમાં આટલાં છાપાઓ તથા છાપખાનાંઓ ચાલે છે, તે તેમના ચલાવનારાઓનાં ઠરેલપણા અને ચતુરાઇને લીધે જ છે.

(૪) આ કાયદો જ્યારે પસાર કરવામાં આવ્યો ત્યારે તે કાયદાનો ગેરઉપયોગ નહિ થાય તે માટે યોગ્ય ઉપાયો યોજવામાં આવ્યા છે એમ સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું. આ ઉપાયોમાથી સર હર્બર્ટ રીઝલીએ સૌથી અસરકારક ગણેલો ઉપાય એ છે કે સરકાર જામીનના પૈસા જપ્ત કરે તો તે સામે હાઇકોર્ટના ત્રણ જજોની ખાસ કોર્ટ આગળ અપીલ થઇ શકે. જામીન જપ્ત થાય ત્યારે અપીલ કરી શકાય એ ઠીક પરંતુ પ્રથમ જ્યારે સંતોષકારક કારણ વગર પણ જામીન માગવામાં આવે ત્યારે કશું પણ થઇ શકતું નથી તેનું શું ? અને જામીન જપ્ત થયા પછી પણ અપીલ કરવાથી ન્યાય મળે એમ ધારવું એ ખોટું છે, કારણ કે સર લૉરેન્સ જેંકીન્સે કહ્યું છે, તેમ હાઇકોર્ટની વચ્ચે પડવાની સત્તા નહિ જેવી જ છે. તેઓ કહે છેઃ—

“ કાયદાની સરતો નહિ પળાયેલી હોવાને લીધે જામીનના પૈસાની થયેલી જપ્તીના વ્યાજબીપણા વિષે અભીપ્રાય આપવાને તેને સત્તા નથી સરકારી હુકમના ડહાપણ

વિષે અભિપ્રાય આપવાની પણ તેને સત્તા નથી તેનું કામ તો એટલુ જ જોવાનું છે કે આ કાયદાની અત્યંત વ્યાપક સરતો હેઠળ આવે એવા શબ્દો અરજદારના લેખમાં નથી એવું પૂરવાર કરી આપવાનું નિરાશાભર્યું કામ અરજદાર કરી શકયો છે કે નહિ. આને હુ નિરાશા ભર્યું કામ કહું છું તે એટલા માટે કે કલમ (સી) ની સરતો એટલી તો વ્યાપક છે કે આ બાબતમા સરકારનું ધ્યાન ખેંચે એવા લેખને આ કલમની કોઇ પણ સરત સીધી કે આડકતરી રીતે અનુમાન, વગેરેથી નહિં લાગુ પાડી શકાય એમ ભાગ્યે જ માની શકાય ”

ડેપ્યુટેશન તરફના વિનંતિપત્રના આ મુખ્ય મુદ્દાઓ છે અને તે બતાવી આપે છે કે પ્રેસ એકટ એ ખરેખર છાપાના છુટાપણા ઉપર તરાપ સમાન છે. પરંતુ આ સવાલ વિષે વધારે ચર્ચાની જરૂર નથી અને તેથી આપણે આ ડેપ્યુટેશનને વાઇસરૉયે આપેલા જવાબ તરફ વળશું.

વાઇસરૉયના જવાબથી દેશમા ઘણો અસંતોષ ફેલાયો છે છતાં એટલું તો કહેવું જોઇએ કે તે જવાબ સાવ સીધો અને સરળ છે. તેઓ પોતે છાપાંના છુટાપણાંના હીમાયતી છે એમ તેઓ જણાવે છે, પરંતુ આ દેશમાં છાપખાનાં તથા છાપાઓને માટે સખ્ત અંકુશોની જરૂર છે એવી તેમની માન્યતા છે. તેમનો જવાબ બે ભાગમાં છે. પ્રથમ તો તેઓ કહે છે કે આ કાયદો ચોક્કસ સંજોગોને લીધે ઘડવામાં આવ્યો છે એ ખરૂં, પરંતુ તે સંજોગો દૂર થતા કાયદો રદ કરવામાં આવશે એવો સર રીઝલીના ભાષણનો અર્થ કરવામાં આવ્યો છે તે વ્યાજબી નથી. અને વધારામાં તેઓ જણાવે છે કે “ મને એમ લાગ્યા વગર રહેતું મથી કે જ્યારે સર રીઝલી જણાવે છે તેવો વખત આવશે, ત્યારે કોઇ પણ માણસ આ કાયદો રદ કરવાનું કહેશે નહિ, કારણ કે છાપાં ચલાવનારાઓ, તેની હદ ઓળંગી જવાને લલચાતા બંધ પડયા હશે, અને તેથી તેઓ આ કાયદાને તમારાજ શબ્દોમાં કહીએ તો ડેમોકલીસની તરવાર સમાન ગણશે નહિ.’ એકદર તેમની વૃત્તિ સર જેમ્સ ફીટઝ જેમ્સ સ્ટીવનના જેવીજ છે, અને તેમના વિચારો સાથે સમ્મતિ દર્શાવતા તેઓ તેમના નીચલા શબ્દો ટાંકી બતાવે છે.” હું માનતો નથી કે જે માણસને ખરેખર અસંતોષ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ જ નથી તે માણસે કદી પણ એવું લખ્યું હોય કે જે વિશે બીજો પ્રમાણિક માણસ એવું ધારે કે તે અસંતોષ કરવાના ઇરાદાથી લખાયલું છે,” ટુંકમાં સંજોગો બદલાયા હોય કે નહિં પણ આ કાયદો તો રહેવો જ જોઇએ એવો તેમનો મત હોય એમ જણાય છે

એમની બીજી દલીલ એવી છે કે આ કાયદાથી છાપખાનાંઓ કે છાપાંઓને ખાસ હેરાનગતિ ભોગવવી પડી છે એ વાત વ્યાજબીનથી. અને તે પૂરવાર કરી આપવાને તેઓએ કેટલાક આંકડાઓ આપ્યા છે પ્રથમ તો તેઓ કહે છે કે છાપાઓને ચેતવણી આપવામાં આવતી નથી એમ કહી શકાય નહિ કારણ કે ૧૯૧૦ થી અત્યાર સુધીમાં ૧૪૩ છાપાંઓને એકવાર, ૪૪ ને બે વાર, ૩૦ ને ત્રણ કે તેથી પણ વધારે વખત, ચેતવણી, અપાઇ છે અને પછી માત્ર ત્રણની જ પહેલી જામીનગીરી જપ્ત થઇ છે, જ્યારે કોઇ

પણ છાપાની બીજી જામીનગીરી જપ્ત થઈ નથી છાપખાનાંઓને માટે પણ ૫૫ ને એક વખત ચેતવણી આપવામા આવી છે, ૯ ને બે વખત, અને ૫ ને ત્રણ કે તેથી વધુ વખત જ્યારે માત્ર ૧૩ ની પહેલી જામીનગીરી જપ્ત થઈ છે, અને માત્ર ૧ ની જ બીજી જામીનગીરી લઈ લેવામાં આવી છે. અને આ પગલાંઓથી છાપખાનાંઓ–છાપાઓ ચલાવનારાઓમાં ગભરાટ ફેલાયો છે એમ માની શકાય નહિ, કારણ કે તેમ હોય તો તેમની સંખ્યામાં ઘટાડો થવો જોઇએ, જ્યારે હકીકતે તેમાં વધારો જ થયો છે. ૧૯૦૯–૧૦ ની સાલમાં ૨૭૩૬ છાપખાનાં હતાં અને આજે તે વધીને ૩૨૩૭ ની સંખ્યા પર પહોંચ્યાં છે, છાપાઓ ૭૨૬ ના ૮૫૬ અને ચોપાન્યાંઓ ૮૨૯ ના ૨૯૨૭ થયાં છે આ આંકડાઓ આપી વાઇસરૉય ટીકા કરે છે કે "તમો સૂચવો છો કે છાપાં ચલાવનારનો ધંધો જોખમભરેલો થઇ પડયો છે, પણ એ વિચારને આ આંકડાઓથી પુષ્ટી મળતી નથી."

આ ઉપરાંત વાઈસરૉયે બીજું પણ ઘણું કહ્યું છે અને તેમાથી ખાસ કરીને ન્યાયાધિશોના કાર્ય વિષે એમના ટીકા તદ્દન ગેરવ્યાજબી છે છતાં પ્રસ્તુત વિષયમાં તો તેમની આ બે દલીલોજ મૂલ્ય છે, અને તે તપાસી આ લેખ પુરો કરશું.

એમની દલીલોમાંથી બીજી દલીલ આપણે પહેલાં તપાસીશું. એમનું કહેવું એમ છે કે છાપા કે છાપખાનાંઓને આ કાયદાથી ખાસ ખમવુ પડયું નથી અને ઉપર જણાવેલા આકડાઓ લઇએ તો એ વાત સાચી લાગ્યા વગર રહે નહિ. પરંતુ એ આંકડાઓ આ કાયદાના ઉપયોગની સઘળી હકીકત રજૂ કરતા નથી. એ તો માત્ર જામીનગીરીની જપ્તી સંબંધી જ ખબર આપે છે. અને જામીનગીરી જપ્ત થવાનો વખત આવતાં પહેલાં તો છાપખાના તથા છાપાં ચલાવનારાઓને બીજી અનેક મુશ્કેલીમાંથી પસાર થઇ જવું પડે છે સૌ કોઇ જાણે છે કે છાપું કે છાપખાનું કાઢતા પહેલાં તે માટે રજા મેળવવી પડે છે અને રજા આપતી વખતે સરકારને અરજદારો પાસેથી જામીન લેવાની કે તેમાંથી તેમને મુક્ત કરવાની સત્તા છે. જો શરૂઆતમાં આ અરજદારોને જામીનમાથી મુક્ત કરે તો પછીથી પણ તે જામીન માગવાની તેમને છુટ છે. હવે શરૂ આતમાં કે પાછી આ જામીન અરજદારો આપી ન શકે તો તેમનું સાહસ ત્યાંથી જ અટકે. આ ડેપ્યુટેશનના જઇ આવ્યા પછી, વાઇસરૉયની કાઉન્સીલમાં આ સવાલ સંબંધી સઘળા આંકડાઓ રજુ થયા છે અને તે પરથી માલમ પડે છે કે આ સાત વરસમાં કલમ ૩ (૧) હેઠળ ૨૪૧ છાપખાનાંઓ પાસેથી જામીન માંગવામાં આવ્યા હતા અને તેમાથી ૧૭૩ આપી શકયા નહોતા જ્યારે કલમ ૩ (૨) હેઠળ ૫૫ છાપખાનાં પાસે જામીન મંગાયા હતા અને તેમાંથી ૨૮ જામીન નહિ આપી શકવાથી બંધ પડયાં હતાં. પરંતુ આ કાયદાને લીધે પડતી મુશ્કેલીઓનો સાચો ખ્યાલ તો આ જામીનગીરીના નામ હેઠળ સરકાર પાસે નિક્ષિપ્ત (ડીપૉઝીટ) થયેલી રકમ પરથી આવે છે. આ રકમ લગભગ ૩ા લાખ જેટલી થવા જાય છે, અને તેમાં મુંબઇનો જ ફાળો ૬૧૦૦૦ જેટલો છે. આ પછી ૧૯૧૦ ના કાયદાથી આપણને ખમવું પડયું છે કે નહિં તે કહેવાની જરૂર નથી. પરંતુ અત્રે એક બીજો સવાલ

ઉભો થાય છે અને તે એ જ કે આ સઘળી હકીકત વાઇસરૉયના જવાબમા શામાટે આપવામાં આવી નથી. આ બાબતમાં એવું કહેવાયું છે કે જવાબ વાઇસરૉયે પોતે લખ્યો નથી પરંતુ તેમને માટે કોઇ અમલદાર તરફથી તૈયાર થયો છે. અને તેમ હોય તો પણ આ હકીકત નહિ આપવાનું કારણ શું? સરકારના હાથમાં સત્તા છે, તે ચાહે તે કરી શકે છે, એમને કોઇનો ભય નથી, તો પછી શું આ હકીકત આપતાં એમને શરમ લાગી? કાઉન્સીલના સભાસદોએ આ વાતમાં ખુલાસો જરૂર માંગવો જોઇએ.

પરંતુ આ હકીકત, આ આંકડાઓ કરતાં વાઈસરોયની પહેલી દલીલ વધારે અગત્યની છે. તેઓ સ્પષ્ટવકતા છે અને તેઓએ ખુલ્લા દીલથી જણાવી દીધું છે કે આ કાયદો રદ થશે નહિ જો છાપાઓ સરખાં ચાલે તો કાયદાનો ઉપયોગ થાય નહિ, પણ તેથી કાયદો રદ કરવાની કાંઇ જરૂર નથી અને જો છાપાંઓનું વલણ વાધા ભર્યું હોય તો તો કાયદાની જરૂર જ છે અને તેનો ઉપયોગ પણ થવો જોઇએ. આ દલીલ બરાબર છે પરંતુ તેનો પાયો જ કાચો છે છાપાંના છુટાપણાના હીમાયતીઓ એમ કહેતા નથી કે છાપા ઉપર અંકુશ જોઇએ જ નહિ સૌ કોઈ જાણે છે કે છાપામાં નીચ હલકા કે ફીતૂરી લખાણો આવે તો તેથી તેના વાંચનારાઓ ઉપર ખોટી અસર થાય અને તેથી તેવાં લખાણો છાપામા નહિ આવે તે માટે યોગ્ય ઉપાયો યોજાવા જોઈએ. પરંતુ આ કાયદો તેને માટેની યોગ્ય હદની બહાર જાય છે, અને બીજા કોઇ પણ સુધરેલા દેશમા જે લખાણો વાધાભરેલા નહિં ગણાય તે લખાણોને વાધાભરેલા ઠેરવે છે, અને તેથી જ તે હાનીકારક છે. આ વાત વાઇસરોયને ડેપ્યુટેશન તરફથી સ્પષ્ટ રીતે સમજાવવામા આવી હતી, છતાં વાઇસરોયે આવો નિરાશાજનક જવાબ આપ્યો છે, એ એક કમનશીબીની વાત છે અમને વાઇસરોયના અભિપ્રાય માટે ઘણું માન છે, પરંતુ આ બાબતમા એમનો મત આપણને કામ લાગી શકે એમ નથી. અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે આ કાયદો આપણા દેશને માટે અત્યંત હાનીકારક છે, તે આપણા રાષ્ટ્રીય જીવન ઉપર એક ભયંકર બંધન છે, અને તે દૂર કરવા આખા દેશે એક મજબૂત પ્રયત્ન કરવાની જરૂર છે. આ બાબતમાં સરકારે પોતાનો અભિપ્રાય જણાવી દીધો છે, પરંતુ જો પ્રજામત એક હોય, મજબૂત હોય, તો તે સરકારને પણ પોતાનો વિચાર ફેરવવાની ફરજ પાડી શકે એમ આપણને મહાત્મા ગાંધીએ બતલાવી આપ્યું છે તો પછી પ્રેસ એસોસીએશન જેવી સંસ્થાના નેતાઓ આ સવાલ તેવી જ રીતે ઉપાડી લે તો શું તેનું સંતોષ કારણ પરિણામ નહિ આવે?

શંકરલાલ જી. બેંકર.

---

# ગુજરાતનું જાહેરજીવન.

## અમદાવાદ.

વસંત સમેલનઃ—છ વર્ષથી હોળીના તેહેવારોમાં સુધારો કરવાના ઉદ્દેશથી આ મંડળ સ્થાપવામા આવ્યું છે. દરવર્ષે છોકરાઓને હોળીના તોફાનોમાથી દૂર રાખી, આ મંડળ ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા તેમની મારફતે ફંડ ઉઘરાવે છે અને મદ્યનિષેધના હસ્તપત્રો પોળે પોળે અને પીઠા આગળ વ્હેચાવે છે. મેજીક લેન્ટન કે સીનેમેટોગ્રાફના દેખાવો બતાવી ભજન કીર્ત્તનમા વિદ્યાર્થીઓને રોકી કંઇક ઉપદેશ પણ વર્ષોવર્ષ એમને અપાય છે. અત્યાર સુધીમા આ મંડળે ૧,૩૦૦ રૂપીયા ઉઘરાવેલા તેમાંથી ૭૦૦ દુકાળ ખાતે અને ૬૦૦ ગરીબ વિદ્યાર્થીઓને કેળવણીની મદદમા અપાયા છે. આ વર્ષે વડોદરેથી લલિતે આવી વસતસમેલનના સ્વયસેવકો તથા વ્યવસ્થાપકો સમક્ષ ધૂળેટીને દિવસે વાજીત્રો સાથે એક સુન્દર કીર્તન કર્યું હતું.

સ્વદેશી મિત્રમંડળઃ—આ મડળ તરફથી ટીટ્ડી દરવાજા રાત્રીશાળાનાં વિશાળ ચોગાનમા અજવાળી રાત્રે એક મેળાવડો કરવામા આવ્યો હતો. શાહપુર વૉર્ડનાં સ્રીપુરૂષો તા. ૧૦–૩–૧૭ ને રોજ મ્હોટી સંખ્યામા એકઠાં થયા હતાં મનસુખભાઇ ઇંગ્લીશ સ્કુલના હેડ માસ્તર રા જીવાભાઇના પ્રમુખપદ નીચે રા લલિતે કીર્તન કર્યું હતું. રા ચુનીલાલ તથા મુળજીભાઇએ પણ સ્વદેશાભિમાન તથા ભક્તિનાં ઉત્તમ ગીતો ગાયા હતા.

ફરતી લાયબ્રેરી—રા. લલિતે ઉપદેશમા ફરતી લાયબ્રેરીની આવશ્યકતા દર્શાવી અને વડોદરાની હકીકત કહી. તે ઉપરથી પ્રમુખે રૂ. ૫, શેઠ માણેકલાલ વસ્તારામે રૂા ૧૦, અને રા. મૂળજીભાઇ ગાયકે રૂા. ૧૦, ત્યાંને ત્યા આપવાનું વચન આપવાથી શાહપુર વૉર્ડને માટે એક પેટી તૈયાર કરવામાં આવી છે અને એની વ્યવસ્થા દાદાભાઈ લાયબ્રેરીના વ્યવસ્થાપક મંડળને સોંપવામાં આવશે.

સ્ટુડન્ટસ બ્રધરહુડ—તા. ૨૯–૩–૧૭ ને રોજ મી પૉલોકે, સરદાર રૂસ્તમજી જાહાગીરજીના પ્રમુખપદ નીચે પ્રેમાભાઇ હોલમાં "વિદ્યાર્થીઓને બે બોલ" એ વિષે એક વિદ્વતાભરેલું અને અસરકારક ભાષણ આપ્યું હતું. અને તા. ૩૦–૩–૧૭ ને રોજ સૌ. શારદા મ્હેતાના પ્રમુખપદ નીચે પ્રો. કર્વેએ સ્ત્રીઓની યુનીવર્સીટીનો વાર્ષિક એહેવાલ બહુ લાગણીપૂર્વક રજુ કર્યો હતો આ પ્રસંગનું પ્રમુખનું ભાષણ સુન્દર, ગૌઢ અને વિદ્વતાભરેલું હતુ. સ્ત્રીઓ ઘણી મ્હોટી સખ્યામાં હાજર હતી અને બન્ને પ્રસંગ વિદ્યાર્થીઓની સંખ્યા એટલી બધી હતી કે સભાસ્થાનમાથી ખુરશીઓ ખસેડી નાખેલી છતા ઘણાને ઉભા રહેવું પડ્યુ હતું.

મહિલા મંડળ—તા. ૧૨-૩-૧૭ને રોજ, સાઠોદરાના માહાદેવમાં સ્ત્રીઓને માટે મહિલા મંડળે પણ રા. લલિતની પાસે કીર્તન કરાવ્યુ હતું. ડૉ. ચુનીલાલ ખ્હેરાવાળાના "માંદાની માવજત" ના વર્ગો ચાલે છે. તા. ૨૪-૨-૧૭ ને રોજ મીસીસ પૉલોકને ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયૂટમાં અમદાવાદની સ્ત્રીઓ તરફથી જાહેર માનપત્ર આપવાનો મેલાવડો મહિલા મંડળે કર્યો હતો. પેહેલી જ વાર, શેહેરના સદ્‌ગૃહસ્થોને પણ આવે પ્રસંગે નોતરવામાં આવ્યા હતા ગુણવંતી ગુજરાતનો ગરબો ગવાયો હતો અને છેવટે "ઝળહળે શો ભરત ઉદયનો પ્રસગ" એ સ્વદેશ ભક્તિનું રા. હરીલાલ હર્ષદરાય ધ્રુવનું ગાયન બહુ ઉત્તમ રીતે ગરબામાં ગવાયું હતું માનપત્ર સૌ શારદા બ્હેને વાચ્યુ હતું ગુજરાતી ભાષાતર માહાલક્ષ્મી બ્હેને વાંચ્યું હતુ. મીસીસ પૉલોકે ઇંગ્રેજીમા જવાબ આપ્યો. એનું ગુજરાતી ભાષાતર ડૉ. હરિપ્રસાદે કર્યું અને ત્યાર બાદ મીસીસ પૉલોકના ગુણો તથા હિન્દની સેવાની કેટલીક હકીકત પણ એમણે કહી. માનપત્રને અમદાવાદની હાથની શાળોમા વણાયલા સુન્દર કીનખાબની કોથળીમાં મૂકવામાં આવ્યું હતુ.

ગુજરાત સાહિત્ય સભાઃ—તા. ૧૧-૩-૧૭ ને રોજ સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદ નીચે પ્રેમાભાઇ હૉલમા જાહેર મેળાવડો કરવામાં આવ્યો હતો. રા. લલિતે સગીત સાથે "વસત કીર્તન" કર્યું હતું.

ગુજરાતી સાહિત્યના અભ્યાસની પરીક્ષા માટે નીચે પ્રમાણે હસ્તપત્રો વ્હેચવામાં આવ્યા છે —

ગુજરાતી સાહિત્યના પદ્ધતિસર અભ્યાસની અભિવૃદ્ધિ કરવાના હેતુથી ચાલુ વર્ષથી ગુજરાત સાહિત્ય સભા તરફથી ગુજરાતી સાહિત્યમાંથી પસંદ કરેલાં પુસ્તકોનો અભ્યાસ કરાવી તેની પરીક્ષા લેવાની યોજના મજુર કરવામા આવી છે. તે પ્રમાણે જુન આખરે આ પરીક્ષા લેવાનું નક્કી કર્યું છે.

ટ્રેનિંગ કૉલેજના સ્કૉલરો અને હાઇસ્કુલમા અને કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને આ પરીક્ષામા બેસવાને ખાસ આગ્રહ કરવામાં આવે છે

ફત્તેહમંદ થનાર સર્વ ઉમેદવારને સર્ટીફીકેટ અને પ્રથમ પાચ નંબરને ઇનામ આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે

અભ્યાસક્રમ માટે નીચેના પુસ્તકો પસંદ કર્યા છે

| | |
|---|---|
| ૧. સુદામા ચરિત્ર. | પ્રેમાનદ.<br>નરસિંહ મહેતા<br>ભાગવતમાંથી મૂળ કથાનો ભાગ. |
| ૨. જીવનનો આદર્શ. | (લેકીકૃત—મૅપ ઑફ લાઇફનો અનુવાદ) કર્તા<br>રા. રા. જીવાભાઈ રેવાભાઈ પટેલ. |
| ૩. કુસુમમાળા. | રા. રા નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ. |
| ૪. રાઈનો પર્વત. | રા. બા રમણભાઈ મહીપતરામ નીલકંઠ. |

૫ સામાજિક સેવાના સન્માર્ગ. } રા. રા. દાહ્યાભાઈ લક્ષ્મણ.

૬. ધર્મવર્ણન પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

પરીક્ષાનો દિવસ, ટાઇમ અને સ્થળ હવે પછી જાહેર કરવામાં આવશે. વિશેષ માહિતી, 'સેક્રેટરી, ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ' ને લખેથી મળી શકશે.

હોમ રૂલ લીગઃ—ડૉ. હરિપ્રસાદે "પ્રજાનું આરોગ્ય અને હિન્દી સરકાર" એ વિષે ભાષણ કર્યું હતું.

પાર્લામેન્ટઃ—રા. ગોરડીયાએ "પબ્લીક સરવીસીસ કમીશન" ના રીપોર્ટ વિરૂદ્ધ અમદાવાદ પાર્લામેન્ટમાં બહુ જુસ્સાદાર ભાષણ આપ્યું હતું

ગ્રેજ્યુએટ લેડીઝ એસોસીએશનઃ—ત્રણ અઠવાડીયાથી અત્રે મીસીસ માલકમ અને સૌ. વિદ્યાગવરીના મંત્રીપણા નીચે ઉપરનું મંડળ સ્થાપવામા આવ્યું છે ૧૧-૨૨ સ્ત્રી ગ્રેજ્યુએટો અત્રે હોવાથી આવુ મંડળ નભી શકે એવુ છે. એના ઉદ્દેશો, હિન્દુસ્તાનની સ્ત્રીઓના હિતના પ્રશ્નોનો અભ્યાસ તથા ચર્ચા કરવી અને સમાજ સેવાના કામ કરવા વગેરે છે. ગયા મંગળવારે તા ૨૭-૩-૧૭ ને રોજ મીસીસ માલકમના પ્રમુખપદ નીચે મી. પૉલોકે "આ મંડળ દેશોપયોગી કેવાં કામો કરી શકે" એ વિષે જાહેર ભાષણ આપ્યુ હતું. ભાષણની છેવટે મી પૉલોક બોલ્યા હતા કે "સાવિત્રી જેમ પોતાના મરણ પામેલા પતિને સજીવન કરી લાવી હતી તેમ હિન્દનો પુરૂષ વર્ગ પાશ્ચાત્ય દેશોનું અનુકરણ કરીને જડવાદમા મરે છે તેને ધાર્મિકતામા પાછો સજીવન કરવાનું કાય ત્હમે કરો"

થીઓસોફીકલ સોસાઈટી—તા ૨૫ મી અને ૨૬ મી માર્ચે રા. હરજીવનદાસ કાળીદાસ મહેતાએ થીઓસોફી અને ધર્મભાવના, તથા થીઓસોફી અને શિક્ષણભાવના એ વિષે પ્રેમાભાઈ હૉલમા જાહેર ભાષણો આપ્યાં હતા અને ચાલુ અઠવાડીયામાં નીચે પ્રમાણે અપાવવાનાં નક્કી થયા છે થિઑસોફી અને સમાજ ભાવના, વિજ્ઞાનશાસ્ત્ર અને ઇશ્વરનુ અસ્તિત્વ, મનુષ્યજીવનના આદર્શો, ઉન્નમ ઉત્કર્ષ અથવા જીવન યજ્ઞ અને મહાત્મા અથવા પૂર્ણ પુરૂષ.

અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી ડૉ જોસફ બેન્જામીન તથા ડૉ. સત્યપ્રસાદ ભગવાનલાલ "મરકીની રસીથી થતા ફાયદા" એ વિષે રીપન હૉલ તથા સરસપુરમાં અનુક્રમે લોકો આગળ ભાષણો આપવાના છે.

ગોખલે સોસાયટી—ગઇ ગોખલે જયંતીએ સ્વ. ગોખલેના ભાષણો તથા લખાણોનું ગુજરાતી ભાષાંતર કરવા ઠરાવ કરવામાં આવેલો તેને અનુસરીને એજ કાર્યને માટે ફંડ એકઠું કરવામા આવે છે. અત્યાર સુધીમા એ ફંડ રૂ ૨૭૨-૮-૦ સુધી પહોંચ્યું છે અને હજી બીજી રકમો રાજકીય સાહિત્યના આવા ઉત્તમ કાર્ય ખાતે મળશે એવી આશા છે. ભાષાતરો કરવાનુ કામ પણ સુયોગ્ય વિદ્વાનોને સોપવામા આવ્યું છે.

અમદાવાદના હુન્નર ઉદ્યોગ તથા કલાકૌશલ્ય—મીસ્તર અને મીસીસ પૅાલોક તથા શ્રીયુત ગાંધી અત્રેનાં જુનાં કાગળો બને છે એ કારખાનાં જોવા ગયા હતા. શાહપુર દરવાજાની અંદર અને બ્હાર હાથની કારીગીરીથી ઘટ્ટ અને સફાઇદાર ધોળા કાગળો હજી બને છે તે જોયું. કહે છે કે આ ઉદ્યોગ પર પેહેલા ૧ લાખ માણસ કામે લાગતું હતું અને હજી એ જાહોજલાલીના કાળનાં સ્મરણ ચિન્હો ત્યાં પડેલાં છે. પરન્તુ પરદેશી સાચા કામની હરીફાઇમા અને આ માચા, ટકાઉ, સ્વદેશી માલને રાજ્ય તરફથી કોઇ પ્રકારના રક્ષણ વગર તેમ જ પ્રજાજનોની પણ સ્વદેશાભિમાનની ખામીથી આ ઉદ્યોગ હવે છેક જ પાયમાલ થઇ ગયો છે. ફક્ત દસ કુટુંબો હાલમાં આ ધંધો કરે છે અને જેટલો માલ એ તૈયાર કરે છે એટલો દેશી વેપારીઓ ચોપડા બાંધવાના કામમા લઇ જાય છે હાલમાં લડાઇ ચાલે છે તેવે વખતે આ કાગળો ફુલસ્કેપ કાગળ આગળ ભાવમા નથી શકે એવું છે, છતા જ્હેપાર ઉદ્યોગમાં પડેલા આપણા ગુજરાતીઓ આ ઉદ્યોગ તરફ કઇ જ લક્ષ આપતા નથી આની ખીલવણીને માટે કંઇક મૂડી અને સહકાર્યથી ઉલટ ભેર ધ્યાન આપવામાં આવે તો હજી એના પુનરુદ્ધારનો વખત છે.

આ સિવાય મીસ્તર અને મીસીસ પૅાલોકે કીનખાબની શાળો, ગાલીચાનું કારખાનું, શિલ્પકામ અને લાકડા ઉપરનુ સુન્દર કોતર કામ વગેરે જોયું હતું. ભુજનું ભરત, કાચ્છણનું જરી કામ તથા ચામડાની ઢાલો પરની ઉત્તમ કારીગરી અને રૂપા કામ પણ એમણે જોઇ અત્યંત અજાયબી પ્રદર્શિત કરી હતી. ૨૦૦ રૂપીયાનો એક ગાલીચો એમણે ખરીદ્યો હતો અને, સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફના ભાષણ વખતે "શેહેરની આવી સુન્દર ચીજો મરી જવા આવી છે તે માટે શેહેરીજનોને સખ્ત ઠપકો આપ્યો હતો"

મગનલાલ ચિત્રકારનાં નવાં ચિત્રોઃ—મીસ્તર અને મીસિસ પૅાલોક અને અનસૂયા બ્હેન ચિત્રકાર મગનલાલને ત્યા પણ ગયા હતા એમના ચિત્રોથી એ બધા બહુ જ આનન્દ પામ્યા. મગનલાલે "પિતૃભક્ત શ્રવણ" અને "કૈકેયો" એ બે વિષયના ઉત્તમ ભાવનાવાળા સુન્દર ચિત્રો દોર્યા છે. પેહેલામા સૃષ્ટિ સૌંદર્ય અનુપમ છે અને બીજામાં પ્રેમ, આશ્ચર્ય, શોક, કરૂણા, હાસ્ય વગેરે ભાવો જુદા જુદાં પાત્રોના મુખપર બહુ કળાથી અંકિત કરવામાં આવ્યા જણાય છે. કૈકેયાનું ચિત્ર બતાવતાં ચિત્રકાર એક જુનું લોકગીત ગ્રામોફોનમાં ચલાવે છે અને એ સાભળતા સાભળતા આ ચિત્ર જોવાથી બહુ જ લાગણી થાય છે. એ ગીતની પ્રથમ લીટી "શેઠ સગાળશા સાધુને સેવે ને વાણીયો પાળેવ્રત" એ પ્રમાણે છે.

સત્યાગ્રહ આશ્રમઃ—મી એન્ડ્રૂસે, સર રવીન્દ્રનાથ ટાગોરની "ગીતાજલી" માંથી છ, સાત કાવ્યોનું સત્યાગ્રહ આશ્રમમાં વાચન કર્યું હતું. એ પ્રસંગ વિરલ અને અલૌકિક હતો "મ્હારાં કોઇ પણ અંગોને મલિન નહીં થવા દઉં કારણ, હે પ્રભુ! એ અંગે અંગે ત્હારો સ્પર્શ થવાનો છે" એ કાવ્ય વાચતાં મી. એન્ડ્રૂસ ગદ્‌ગદીત થઇ ગયા હતા

ગુજરાતી.

---

## ભરૂચ.

**શ્રી ખડુકનાથ વ્યાયામ શાળાનો વાર્ષિકોત્સવ**—તા. ૧૦-૨-૧૯૧૭ ને શનિવારે સાંજના ઉજવવામાં આવ્યો હતો. કસરતશાળાના નવયુવક સભાસદો ભિક્ષાંદેહી કરી અખાડાના ફંડ માટે આંકલેશ્વર જઈ પહોંચ્યા હતા ત્યા રા હરીભાઇ ઝવેરભાઈ અમીન તથા તેમના વડીલ બંધુ રા. કશીભાઇ, તેમજ ગામ લોકોએ તેમનો સારો સત્કાર કરી રૂા. ૧૦૧ એકઠા કરી આપ્યા હતા અને ત્યાર બાદ બીજા રૂા. ૧૮ મળેલા તે મળી કુલ રૂા. ૧૧૯ મળ્યા હતા. આંકલેશ્વરના દાનવીરોના આભાર અર્થે ઉપરોક્ત મેળાવડો યોજવામાં આવ્યો હતો. રા. અંબાલાલ પ્રાણલાલ મોલા વકીલે આ સંસ્થાની અત્યાર સુધીની સ્થિતિ જણાવનારો ટુંક રીપોર્ટ વાંચ્યો હતો અને જુદી જુદી કસરતના પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા તથા 'હોળી' પ્રસંગે ભરૂચ શહેરમાંથી ઉઘરાણું કરવામાં આવ્યું હતું.

**ભરૂચ સેનીટરી ઍસોસીએશનની જાહેર સભા**—તા. ૨૩-૨-૧૯૧૭ ને શુક્રવારે સાંજના 'ભરૂચા હૉલમા,' ડૉ. (મીસ) ડનના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી જેમાં ઠરાવો નીચે મુજબ પસાર થયા હતાઃ—(૧) નિશાળો આગળ વેચાતી ખાવાની ચીજો તારની ઢાકણીઓથી ઢાંકવા અને પાણીની પરબોમાં વાસણો ચોખ્ખાં રાખવા તથા ચાહ અને જમવાની વીશીઓની ચોખ્ખાઇને માટે પગલાં લેવા મ્યુનિસિપાલીટીની સેનીટરી બોર્ડ અને સ્કુલ બોર્ડને ભલામણ કરવી. (૨) પ્લેગ-વાળા સ્થળેથી આવતા બીમાર અને બીજા માણસોને માટે મ્યુનિસિપાલીટી અને તેમના લાગતાવળગતાઓને ખબર આપવી તથા શીતળા માટેની સાવચેતીઓના હસ્તપત્રો છપાવી શહેરમા અને જીલ્લામા ફેલાવવા. (૩) એસી. કલેકટર મી. કીરપલાનીની ભલામણ પ્રમાણે કુકરવાડાથી ચોખ્ખું દુધ પુરૂં પાડવાને કોઓપરેટીવ સોસાયટી સ્થાપવા મી. કીરપલાનીની, મ્યુનિસિપાલીટીના હેલ્થ ઑફીસર, ડૉ. બરજોરજી, મી. હરીભાઇ અમીન, રા સા. મલજી અને ઍસોસિએશનના સેક્રેટરીઓની એક કમિટિ નીમવી કે જેમણે ૩ મહિનાની અંદર આ બાબત વિચાર કરી રીપોર્ટ કરવો. (૪) મીઠાઈ અને દુધની દુકાનોમાં માંખોથી ખાવાની ચીજો ચેપી થતી અટકાવવા માટે તારના ઢાંકણા વગેરેનાં મ્યુનિસિપેલીટી મારફત તાકીદે યોગ્ય બંદોબસ્ત કરાવવા જીલ્લા કલેકટરને અરજી કરવી અને (૫) સ્થાનિક તથા બહાર ગામના ડાક્ટરોને "ગામ આરોગ્ય" તથા "વ્યક્તિ આરોગ્ય" ના વિષયો ઉપર ભાષણો તૈયાર કરી તે આપવા માટે લખવું.

**શ્રી સત્યશોધક મંડળની ધાર્મિક પ્રવૃતિઃ**—ભરૂચ, વેજલપોર, સત્યશોધક મંડળ તરફથી, દશા લાડવાડીમાં તેમજ રા. ચુનીલાલ વનમાળીદાસના મકાનમાં અને એક વાર વેજલપોરમાં, સંન્યાસી મહારાજ નારાયણ સ્વામીના આપણા સનાતન ધર્મ તથા વેદાન્તના વિષયો ઉપર વ્યાખ્યાનો તા. ૪ થી તા. ૮-૩-૧૯૧૭ સુધી સાંજના થયાં હતાં.

વૉર-લોન મીટીંગ.—તા. ૧૫-૩-૧૯૧૭ ને ગુરૂવારે, સાંજના સર શાપુરજી હૉલ આગળના ખુલ્લા ચોગાનમાં વૉર લોન વગેરે વિશે સમજાવવાને તથા લડાઇમાં તનમન, ધનથી મદદ કરવાને, ભરૂચના શહેરીઓની એક જાહેર સભા મળી હતી. આપણી કૃપાળુ સરકાર તથા મિત્રરાજ્યોની વિજયવંત ફત્તેહ થાય ત્યાં સુધી લડાઇ ચાલુ રાખવા તથા તેમાં મદદ કરવા અને વૉર-લોન વગેરે ખપાવવા એક વગવાળી કમીટી નીમવા બાબત ઠરાવો થયા હતા. ખા. બ. આદરજી મંચેરજી દલાલ, રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી, સૈયદ કમરૂદીન નસીરૂદીન અને રા. અંટોળદાસ હરગોવનદાસ સરકારી વકીલે આપણી વફાદારી અને ફરજને ઉદ્દેશી સમયોચિત્ ભાષણો કર્યાં હતાં જંબુસર, હાંસોટ વગેરે ડીસ્ટ્રીકટના સ્થળોમા પણ આવી મિટીંગો થઇ હતી અને ભરૂચ ડીસ્ટ્રીકટમાથી આશરે રૂા ૯૦,૦૦૦) અત્યાર સુધીમાં ભરાયા છે.

ભરૂચ મ્યુનીસીપલ પ્રાથમિક નિશાળોના ઇનામનો મેળાવડોઃ—તા. ૨૪-૩-૧૯૧૭ ને શનિવારે સવારના ૯ કલાકે, મહેરબાન કલેકટર સાહેબ મી. ઇમેન્યુઅલના પ્રમુખપણા નીચે સર સાપુરજી ભરૂચા હૉલમાં થયો હતો.

ભરૂચ ખેતીવાડી મંડળની જાહેર પ્રવૃત્તિઃ—તા. ૧૮-૩-૧૯૧૭ ને રવિવારે અંકલેશ્વર તાલુકાના જીતાલી ગામે ભરૂચ ખેતીવાડી મંડળ તરફથી અંકલેશ્વરના મામલતદાર સાહેબના પ્રમુખપણા નીચે એક ખેતીવાડીનું ડેમોનસ્ટ્રેશન ભરવામાં આવ્યું હતું. ભરૂચ ડીસ્ટ્રીકટના ખેતીવાડી ખાતાના ઑવરસીયર મી. રામભાઇ અને મી. ચીમનલાલ હરદેરામ ત્યાં હાજર રહ્યા હતા અને જીતાલીની આજુબાજુના ખેડુતો પણ ત્યા ભેગા મળ્યા હતા. "હિંદુસ્તાન હળ" જેવો ઝાડેશ્વર ગામે બનાવેલો 'હળ' તેમને બતાવી તે વિષે સારી સમજુત આપવામા આવી હતી અને જુવાર તથા ઘઉં મસળવાનાં ઓજારો પણ તેમને બતાવવામાં આવ્યાં હતા. તેમણે ઉત્તમ ડાંગર વથા શણ વગેરેનાં બી અને જુવાર ઘઉં મસળવાના ઓજારોની માગણી કરી હતી જે બનતી અનુકૂળતાએ પૂરી પાડવામાં આવશે એમ ભરૂચ ખેતીવાડી મંડળ તરફથી જણાવવામાં આવ્યું હતુ.

તા. ૨૬-૩-૧૯૧૭ ને સોમવારે સાંજે સર શાપુરજી હૉલમા મહેરબાન કલેકટર સાહેબ મી. ઇમેન્યુઅલના પ્રમુખપણા નીચે ભરૂચ ખેતીવાડી મંડળની આઠમી વાર્ષિક સભા ભરવામા આવી હતી. રા. ચીમનલાલ હરદેરામે મંડળનો વાર્ષિક રીપોર્ટ ગુજરાતીમાં વાંચી સંભળાવ્યો હતો અને અત્રે એક ખેતીવાડીની તથા હુન્નર ઉદ્યોગની નિશાળ સ્થાપવાનું બની શકે એમ છે કે કેમ તે બાબતપર વિચાર કરી પગલાં લેવા એક કમિટિ નીમી તેમનો રીપોર્ટ ૩ મહિનામાં માંગવા તથા આ મંડળનું કામકાજ તાલુકાઓમાં પ્રસિદ્ધ થઇ તેનો યોગ્ય લાભ લેવાય તે માટે વરસમાં ચાર મિટીંગો તાલુકાના મુખ્ય ગામોમાં ભરી મંડળની મેનેજીંગ કમિટિના શહેરના સભાસદોએ બનવા સુધી ત્યાં હાજરી આપવાના ઠરાવો થયા હતા. જંબુસર તાલુકાના કારેલીના વ્યાસ શ્રી જેશંકર શીવશંકરે, ખેતીવાડી ખાતાના કુવો ખોદવાના સાંચાઓની મદદથી, પોતાની

ભાઠાની જમીનમા, પોતાના ખારા પાણીના કુવામાંથી મીઠું પાણી મેળવી ખેતી સુધારી હતી તે અનુભવ જણાવી નામદાર સરકારને આર્ટીઝયન તથા ટયુબર કુવાઓ ભાઠાની જમીનમાં ખોદાવી આપવા અરજ કરી હતી. ત્યાર બાદ મેનેજીંગ કમિટિ, ખેતીવાડી ત્રીમાસિક પબ્લીશીંગ કમિટિ અને મ્યુઝીઅમ કમિટિ નીમવામાં આવી હતી અને "ઇમેન્યુઅલ મ્યુઝીઅમ" પ્રમુખ સાહેબને મુબારક હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. પ્રમુખ સાહેબે મ્યુઝીયમ ફંડમાં રૂ. ૩૦ ) અને સરકાર રાવબહાદુર મોતીલાલ સાહેબે રૂ. ૨૦ ભર્યા હતા. પુના ખેતીવાડી કૉલેજના પ્રીનસીપાલ ડૉ. હેરોલ્ડ મૅને આ સભામાં પહેલીવાર આવી શકયા તે માટે આનંદ દર્શાવી આ મંડળનું કામ કાજ તાલુકાઓમાં પ્રસિદ્ધ કરી તેનો યોગ્ય લાભ લેવાવાની જરૂર છે એમ ભાર દઇ જણાવ્યું તથા ઉત્તમ બી ખાતર અને સુધરેલી ઢબની ખેતીવડે ખેતીવાડી ખીલવવા અસરકારક અપીલ કરી હતી અને છેવટે જણાવ્યું હતું કે જો ખેતી ઉત્તમ હશે તો જ કેળવણી આરોગ્ય અર્થશાસ્ત્ર વગેરે વિષયોમાં આપો આપ પછી સુધારો થશે. તેઓ સાહેબ આ મંડળના આજીવન સભાસદ ( Life-Member ) થયા હતા,

સર સાપુરજી ભરૂચાનું બાવલું ખુલ્લું મૂકવાની ક્રિયા—તા ૨૯-૩-૧૯૧૭ ને ગુરૂવારે સર સાપુરજી હૉલમા ઉત્તર વિભાગના મહેરબાન કમીશનર સાહેબ મી. એફ. જી. પ્રાટના શુભ હસ્તે, અત્રેના વતની સર સાપુરજી ભરૂચાનું બાવલુ એક ભારે ઠઠ્ઠઠ્ઠા ભરેલા મેળાવડા રૂબરૂ, ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

ભરૂચ અન્જુમને ઇસ્લામ બોર્ડીંગની સભાઃ—તા. ૩૦-૩-૧૯૧૭ ને શુક્રવારે સવારે ૯ કલાકે ભરૂચ અન્જુમને ઇસ્લામ બોર્ડીંગના મકાનમાં મહેરબાન કલેકટર સાહેબ મી. ઇમેન્યુઅલના પ્રમુખપણા નીચે ભરૂચ અન્જુમને ઇસ્લામ બોર્ડીંગની એક સભા ભરવામાં આવી હતી જેમાં બોર્ડીંગનો અહેવાલ વાચી સંભળાવવામા આવ્યો હતો.

'ભરૂચ'

## મુંબાઇ.

ગુર્જર સભા—વાર્ષિક સભા મળી હતી અને નવા અમલદારો ચૂંટાયા છે રા. રા. ચન્દ્રશંકર પંડયાએ "ગુર્જર સભાનું સિંહાવલોકન" કરી ચર્ચા ઉપસ્થિત કરી હતી. આ આખો સત્ર કામકાજ વગર ખાલી ગયો છે.

ચિત્ર પ્રદર્શનઃ—આ વર્ષે રા. રા. રવિશંકર મહાશંકર રાવળને કલાપીના બિલ્વમંગળ નામના કાવ્યમાના એક પ્રસંગના ચિત્ર માટે મુંબાઇની કલાસમિતિનો સુવર્ણચંદ્રક મળ્યો છે. આવું પારિતોષિક ગુજરાતી હિંદુઓમાં પહેલું રા. રવિશંકરને મળે છે.

યુનિવર્સિટીઃ—વાઇસ ચાન્સેલરના પદે રા. રા. ચીમનલાલ હરિલાલ સેતલવાડને સરકારે નીમ્યા છે. આ પદ મેળવનારા ગુજરાતીઓમાં તેઓ ત્રીજા છે.

# નોંધ.

## રસીઆનો છૂટકારો.

હાલ યુરોપમાં ચાલી રહેલી ભયંકર લડાઇના બન્ને પક્ષો તરફથી એવું કહેવાયું છે કે તેઓ આ લડાઇ લડે છે તે સ્વાર્થને ખાતર નહિ, પણ નીતિ અને સ્વતંત્રતાને ખાતર જ. દરેક પક્ષ કહે છે કે સામો પક્ષ સ્વાર્થી અને લોભી છે, તેનું જોર અતિશય વધી પડ્યું છે, અને દુનિયા નહિ સમજે, તો તે દુનિયાંનો માલીક થઇ દુનિયાંના લોકોને ગુલામગીરીની દશાએ પહોંચાડશે, અને તેથી દુનિયાની પ્રજાઓનાં સુખ અને સ્વતંત્રતાને ખાતર તેનો નાશ થવો જ જોઇએ. અત્રે આપણને આ તકરારમાં ઉતરવાની જરૂર નથી. કારણ કે બન્ને પક્ષે હવે છેવટ સુધી લડવાનો નિશ્ચય કર્યો છે, અને આ લડાઇનો અંત આવે અને તેમાં દુનિયાંને થયેલા લાભનું સરવાયું નિકળે ત્યારે જ આ તકરારમાં સત્ય શું છે તે સમજાય છતાં આ બાબતમાં એટલું તો કહેવાની જરૂર છે કે લડાઇ શરૂ થયા પછી અત્યાર સુધીમા બીજા દેશો, તથા બીજી પ્રજાઓની સ્વતંત્રતા ઝુંટવી લેવાનું અધમ કાર્ય તો જરમનીને હાથેજ થયેલું છે, અને આપણા પક્ષ તરફથી નહિ પરંતુ હાલ લડાઇ ચાલે છે તે દરમીયાનમાં જ એક એવો બનાવ બન્યો છે કે જે દુનિયાની પ્રજાના હિતને માટે અત્યંત લાભદાયક છે અને સર્વાંશે વધાવી લેવા જેવો છે આજથી થોડાક દિવસ ઉપર યુરોપનું એક પૂરાણું, પ્રથમ પંકતીનું, પરંતુ આપખુદી સત્તાથી, મદોન્મત્ત થયેલું અને પ્રજાને માટે અત્યંત જુલમી એવું એક રાજયતંત્ર ત્રણ દિવસમાં તુટી પડ્યુ છે—બલ્કે પ્રજાએ તેને તોડી પાડ્યું છે. આ રાજ્યતંત્ર તે રસીઆનું સ્વેચ્છાચારી રાજ્યતંત્ર જ. રસીયન પ્રજાએ લશ્કરની સ્હાયથી પોતાના ભલા પણ નબળા અને નકામા રાજા ઝાર નીકોલસને ગાદી પરથી પદભ્રષ્ટ કર્યો છે, તેના ખટપટી, કપટી, જુલમી, અમીર ઉમરાવોના મંડળનો નાશ કર્યો છે, અને દેશનો રાજ્ય કારભાર દેશના પ્રતિનિધિઓની બનેલી રાજ્ય સભા ડુમાને સોંપ્યો છે. આ ડુમાએ નવું રાષ્ટ્રીય રાજ્યમંડળ ઉભું કીધુ છે, અને તે નવી સરકારે પોતાની રાજનીતિના લક્ષણો નીચે મુજબ જણાવ્યા છે —

"સઘળા રાજદ્વારી અને ધાર્મિક ગુનાહો માટે સામાન્ય માફી, મજુર વગેરેના બધારણો, મંડળો, છાપાંઓ, તથા ભાષણો વગેરેને માટે છુટાપણું, લશ્કરી સંજોગો રજા આપે તેટલી હદ સુધી લશ્કરના સિપાઇ તથા અમલદારો માટે પણ આ છુટાપણું, સામાજિક, ધાર્મિક અને રાષ્ટ્રીય બાધનોનો નાશ, દરેક માણસને માટે મત આપવાનો હક્ક, આમતઃ ચુંટી કઢાયેલી સભા બોલાવવાને માટેની તાત્કાલિક તૈયારી, અને આ સભાને દેશનું બંધારણ તથા રાજ્યતંત્ર નક્કી કરનારનો હક્ક."

આ ઉપરાંત દેશની આંતર વ્યવસ્થા માટે અનેક સુધારાઓ સુચવવામાં આવ્યા છે, પરંતુ સૌથી અગત્યની વાત તો એ છે કે આ નવા રાજ્યતંત્રના નેતાઓએ સાફ જણાવી દીધું છે કે હવે પછી રસીઆનો રાજ્યકારભાર રાજા નહિ, પણ પ્રજાકીય રાજ્યતંત્ર જ ચલાવશે. આ રીતે અત્યાર સુધી રાજા, તથા અમીર ઉમરાવોના જુલમી કારભાર નીચે દબાઇ કચરાઇ ગયેલા લોકો કે જેઓ પોતાના દેશનું રાજ્યતંત્ર પોતાના હાથ લે એવી તેમને કે દુનિયાને આશા નહોતી તે લોકોએ આજે વરસોના અથાગ પરિશ્રમ પછી આંખના પલકારામાં સ્વતંત્રા મેળવી છે. અમને આશા છે કે તેમની ફત્તેહ તેમની પહેલાંની સ્થિતિમાં પડી રહેલી દુનિયાંની પ્રજાઓને તેમની માફક સ્વતંત્રતા તથા પ્રજાકીય રાજ્યતંત્ર માટે પ્રયાસ કરવાને પ્રેરશે.

## વૉર લોન

આપણી બ્રિટિશ સરકાર આજે કેટલોક વખત થયા પોતાના કટ્ટા પણ અતી સમર્થ દુશ્મન સામે લડે છે, અને તેમાં તેને કરોડો રૂપ્યાનો તથા લાખો માણસોનો ભોગ આપવો પડયો છે. આ લડાઇમાં તેને તેના અમલ હેઠળના દેશો તરફથી મદદ મળશે એવી આશા હતી, અને તે આશા સંપૂર્ણ રીતે ફળીભૂત થઈ છે. કૅનેડા, ઑસ્ટ્રેલીઆ વગેરે સંસ્થાનો તથા હીંદ, ઇજીપ્ત વગેરે દેશોએ તેને તેમનાથી બનતી મદદ આપી છે. છતાં લડાઇનો અંત હજી દૂર છે અને બ્રિટનને હજુ વધારે માણસો તથા પૈસાની જરૂર છે. આ જરૂર પૂરી પાડવી એ બ્રિટિશ સામ્રાજ્યના દરેકે દરેક અંગની ફરજ છે હીંદ પણ એ ફરજ બજાવવાને તૈયાર છે, પણ એ ફરજ હીંદને નામે હીંદી સરકારે નહિ, પણ હીંદી પ્રજાએ જ બજાવવાની છે, અને તે પણ તેની શકિત તથા સાધનના પ્રમાણમાં જ.

ઉપર જણાવેલી વાત સૌ કોઇ સમજે છે, તેથી તે સાધારણ રીતે કહેવાની જરૂર પડતી નથી. પણ ગયા મહિનામા આપણી સરકારે જે પગલું લીધું છે તે લઇ આ વાત સ્પષ્ટ રીતે જણાવવાની જરૂર છે. બ્રિટિશ સરકારને મદદ કરવાની તક હિંદને આપવાને માટે આપણી સરકારે હિંદ તરફથી બ્રિટિશ સરકારને કોઢ અબજ રૂપ્યા આપવાનું નક્કિ કર્યું છે. આ બક્ષીસ આપવાનું નક્કિ કરતાં પહેલાં હિંદી સરકારે આપણી ધારાસભા મારફને કે પછી બીજી કોઇ રીતે હિંદી પ્રજાનું મત જાણવાની તસ્દી લીધી નથી હિંદ વફાદાર છે અને બ્રિટનને તેની મુશ્કેલીના વખતમા મદદ કરવાંમા પાછી પાની નહિ કરે એવી ખાત્રીથી હિંદી સરકારે આ પગલું ભર્યું છે, એમ સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે. સરકારનો હિંદી પ્રજા ઉપર આટલો વિશ્વાસ છે એ જાણી અમે ખુશી છીએ પણ આ બાબતમાં હિંદી ધારાસભાનો મત લેવાની સરકારની ફરજ હતી એમ અમારૂ માનવુ છે. આ બક્ષીસ આપનાર હિંદ છે, તે માટે ઉભી કરવામાં આવેલી લોન માટેના પૈસા હીંદી વાનોએ કાઢવાના છે, અને તે લોનનું વ્યાજ હીંદના કરમાંથી આપાવાનું છે માટે આ બક્ષીસનો બોજો ઉંચકવાને હીંદ શકિતવાન છે કે નહી તે વિષે હીંદીવાનોના અભિપ્રાય પૂછવાની ખાસ જરૂર હતી.

પરંતુ આ સવાલ મૂકી આ બક્ષીસનો વિચાર કરતાં અમને અત્યંત દલગીરી થાય છે. આપણો દેશ કંગાલ છે, તેની માણસ દીઠ સરેરાશ આવક બીજા દેશોના કરતાં ઘણી ઓછી છે, અને તેનો માણસ દીઠ વેપાર પણ બીજા દેશોના પ્રમાણમાં નજીવો છે, છતાં લડાઇને માંટે તેણે સીધી તથા આડકતરી રીતે અત્યાર સુધીમાં લાખો કરોડો રૂપ્યાઓ આપ્યા છે. હીંદ તરફથી અત્યાર સુધીમાં થયેલી મદદ વિષે બોલતાં સર વીલીયમ મેયરે જણાવ્યુ છે કે એકસપીડીશ્યનરી ફોર્સ ખાતે હીંદે અત્યાર સુધી સવાસોળ કરોડ રૂપ્યાનો ખરચ કર્યો છે, અને આવતાં વરસમા એ ખાતે બીજો ૬ કરોડનો ખરચ થશે. વળી હીંદી લશ્કરને માટે હીદી સરકાર દર વરસે લગભગ ૩૮ કરોડ રૂપ્યાનો ખરચ કરે છે, અને આવતા વરસને માટે તે ખરચ વધીને ૩૯ કરોડ રૂપ્યા જેટલો થવા જશે. વધારામાં ઇરાનને માટે હીંદુસ્થાનને થયેલો ખરચ લગભગ ૨ કરોડ જેટલો છે. તે ઉપરાંત હીંદે બ્રિટિશ વોર સીકયુરીટીમાં (બ્રીટીશ સરકારને ઉધાર આપવામાં) લડાઇ શરૂ થયા પછી લગભગ ૭૦ કરોડ રૂપ્યા મૂકયા છે અને તેમાંથી પર કરોડ ઉપરનું તો નવુ રોકાણ છે લડાઇ લડવામાં હીંદી લશ્કરે બજાવેલી સેવા ઉપરાંત હીંદે પૈસાની પણ આટલી બધી મદદ કરેલી છે, છતાં આ નવી બક્ષીશ આપવાની શી જરૂર હતી?

આ ટીકા કરતા અમારે એક ખૂલાસો કરવાની જરૂર છે. અમે એમ કહેવા માગતા નથી કે હીંદે બ્રિટનને મદદ કરવી જોઇએ નહિ, ઉલટું અમારો મત તો એવો છે કે હીંદે બ્રીટન સાથેનો સંબંધ જાળવવો જ જોઇએ, અને તે માટે પોતાથી જે સઘળું બને તે કરવું જ જોઇએ. જો હીંદ શ્રીમંત હોય, તેની ખેતી વેપાર ધંધો આબાદ દશામા હોય, જો તે પૈસા આપવાને શકિતમાન હોય તો તે દોઢ અબજ તો શું પણ તેથી દશગણી રકમ પણ આપવાનું માથે લે તેમાં હરકત નથી—બલ્કે તે માથે લેવાની તેની ફરજ છે, એમ અમે માનીએ છીએ. પરંતુ હીંદ ગરિબ છે, હીંદ પાસે પૈસો નથી, અને તે આ બક્ષીશ માટેની લોન લઇ શકવાનું નથી. સરકાર પોતે પણ જાણે છે કે આ લોન માટેનો દોઢ અબજ તો શું પણ તેનો આઠમો ભાગ પણ હીંદમાંથી નિકળવાનો નથી. પણ સરકારે તેનો વિચાર કરી રાખ્યો છે બાકીની રકમને માટે તેણે બ્રિટનનું દેવું લઇ લેવાનું નક્કિ કર્યું છે એટલે કે તે રકમને માટે હીંદ બ્રિટનનું દેવાદાર ગણાય અને તે દેવું અપાય ત્યાં સુધી હીંદ તેનું વ્યાજ આપતું રહે. આ ગોઠવણ ચતુરાઇ ભરી છે પણ એને બક્ષીશ કહેતાં અમને શરમ લાગે છે. શ્રીમંત માણસ બક્ષીશ આપે તે સમજી શકાય પરંતુ જો કોઇ ગરિબ દેવાદાર માણસ કે જેને ખાવાના પણ વાખા હોય તે જો દેવું કરી એટલે કે પોતાની જાત વેચી બક્ષીશ આપવા નિકળે તો તે પાગલ જ ગણાય, અને કોઇ સારો માણસ તે બક્ષીશ લે પણ નહિ એમ કહેતાં અમે ખંચકાતા નથી અમે મોટા અર્થશાસ્ત્રિ હોવાનો દાવો કરતા નથી, પણ અમને એમ લાગ્યા વગર નથી કે આ બક્ષીશ હીંદને માટે અસહ્ય બોજા સમાન છે અને તે પણ આડકતરી રીતે નુકશાનકારક છે. સરકારને જો હીંદ તરફથી પૈસાની

કરાવવી જ હતી તો તેણે આપણા જાણીતા દેશભક્ત પંડીત મદનમોહન માલવીયાની સૂચના પ્રમાણે હીંદમા જેટલી લોન ભરાય તેટલા પૈસા અને તે ઉપરાંત બ્રિટનની જરૂરના સમય સુધી જ દર વરસે ૯ કરોડ રૂપીઆ આપવાનું નક્કી કર્યું હતે તો તે સર્વાંશે સંતોષકારક લેખાતે. આ વિચારો સ્પષ્ટ રીતે ગુજરાતને સમજાવવાની ખાસ જરૂર અમને એટલા માટે લાગી છે કે ધારાસભામા કે બહાર જાહેરમાં એક પંડીત માલવીયાની તુતુડી સિવાય આ યોજનાના ગેરવ્યાજબીપણા સંબંધી કોઈએ અવાજ કાઢયો નથી. પરંતુ હવે જયારે આ વાત નક્કી થઈ ગઈ છે, અને દેશમાં બધે વધાવી લેવામાં આવી છે, ત્યારે અમે એટલું જ કહીશુ કે એને સર્વાંશે ફતેહમંદ બનાવવાની જરૂર છે. અને તે એટલા માટે કે શ્રીમંતો તરફથી અપાયેલી ભેટ તો ખાલી પૈસાની જ છે, પણ જયારે ગરિબો પોતાના રોટલામાંથી અડધો રોટલો કચવાયા વગર અને પ્રસન્ન મનથી આપે ત્યારે તે અમૂલ્ય જ ગણાય. અને હીંદ અને ઇંગ્લાંડનો ભવિષ્યમાં જે બંધુત્વનો, એક સાથે લોહી તથા પૈસો રેડી ઉભી થયેલી મીત્રાચારીનો, મોટા સામ્રાજ્યમાં સમભાવ સાથે સરખા હક્કોવાળી પ્રજાઓની ભાગીદારીનો જે સંબંધ થવો જોઇએ, તે સંબંધ ઉત્પન્ન કરવામાં હીંદના લોકો તરફની આ ન્હાનકડી છતાં ઘણી મોટી રકમ અત્યંત સ્હાયભૂત થશે માટે અમને આશા છે કે દેશની સ્થિતિનો દૂર અંદેશીથી વિચાર કરતા સજ્જનો આ કાર્યમાં ફૂલ નહિ તો ફૂલની પાખડી પણ આપવાને તત્પર થશે

## હિન્દનું મનુષ્ય બળ.

લડાઇમાં બ્રિટનને મદદ કરવાને માટે હીંદ પાસે પૈસા નથી એમ કહી અમે હીંદની જવાબદારી કાઢી નાંખવા કે તે ઓછી કરતા માગતા નથી. હીંદ મદદ કરવા તૈયાર છે, પણ તેની પાસે સાધન નથી, એમ કહી લાચાર થઇ બેસી રહેવાનું કહેનારાઓમાં અમે મૂકાવા માંગતાં નથી. હીંદ ગરિબ છે તેથી હીંદ પાસેથી બ્રિટને પૈસા લેવા એ વ્યાજબી નથી એ ખરૂં, પરંતુ હીંદમાં માણસોનો તોટો નથી અને બ્રિટનને માણસોની જરૂર છે અને તે જરૂર પૂરી પાડવાને હીંદે તૈયાર થવું જોઇએ. પ્રથમ તો બ્રિટનને લડાઇના મેદાનને માટે માણસોની જરૂર છે, અને તેથી રેગ્યુલર આર્મી એટલે કે જરૂર સૈન્યમાં જોડાઇ શકે એવા વર્ગમાથી તે સૈન્યમા જોડાવાને બહાર પડવું જોઇએ. વળી હીંદના બચાવને માટેનું હાલનું સૈન્ય પણ લડાઇમા મોકલવાની જરૂર છે, અને તેને બદલે હિંદ રક્ષક સૈન્ય નામે સરકાર બીજું સૈન્ય ઉભું કરવા માગે છે. આ સૈન્યમાં હાલ તરત ૬૦૦૦ હાદીવાનોને લેવાની સરકારેગોઠવણ કરી છે અને તેટલા માણસો હિંદે રહેલાઇથી પૂરા પાડવાં જોઇએ. આ નવા સૈન્યને લગતી સરતો સરકાર તરફથી બહાર પડી ચૂકી છે, અને પગારનો સવાલ બાદ કરીએ તો એકંદરે સંતોષકારક છે. પગારનો સવાલ મધ્યમ સ્થિતિના કુટુંબ કબીલાવાળા યુવકોને માટે ખરેખર મુશ્કેલી ભરેલો છે. કારણ કે આ સૈન્યને માટે નક્કિ [illegible] ૧૧ રૂપીઆના પગારથી કુટુંબનું ભરણપોષણ થઇ શકે નહિ અને તેથી નોકરી

ધંધો છોડી તેમનાથી આ લશ્કરમા જોડાઇ શકાય નહિ પરંતુ દેશના વફાદાર અને દેશાભિમાની શ્રીમંતો તરફથી તેમના પગારમાં યોગ્ય ઉમેરો કરવાને માટે ફંડ કરી આ મુશ્કેલી દૂર કરવી જ જોઇએ.

વળી આ સૈન્યમાં જોડાવા ઉપરાંત બીજી રીતે પણ બ્રિટનને માણસોની મદદ થઇ શકે એમ છે હાલમા બ્રિટનનુ મનુષ્યબળ લડાઇને માટે મેદાનમા રોકાયેલું છે, અને બ્રિટનને લડાઇના સાધનો તૈયાર કરવાને તથા તે જોઇએ ત્યાં પહોચાડવાના કામને માટે માણસોની જરૂર છે. બ્રિટનને આ કામ માટે માણસો જોઇએ છે એ વાત સરકારે પોતે જ થોડો વખત થયા બહાર પાડી છે, અને આ જરૂરનાં માણસો એકઠા કરવાં તે મહેનત કરી રહી છે. આ માણસો મેળવવામા કોઇ પણ જાતની મુશ્કેલી પડવી જોઇએ નહિ. હીંદના નેતાઓએ આ કામને માટે અલાહેદી સંસ્થા સ્થાપી આ બાબતમાં બ્રિટનની જરૂરીયાતો શી છે તે સમજી તે પૂરી પાડવામા બને તેટલી સ્હાય આપવી જોઇએ.

હીંદ ગરીબ છે પણ તે પૈસે ગરીબ છે માણસે નહિં અને હીંદ લડાઇને માટે પોતાનું મનુષ્ય બળ આપે અને બ્રિટન તેનો ઉપયોગ કરે એ જોવાને અમે આતુર છીએ. હીંદી સરકારે આજે કરતાં કરતાં પાંચ દશ હજાર માણસોની સૈનીકો તરીકે માગણી કરી છે પણ અમે તો એમ કહીએ છીએ કે અમારા ઉપર વધારે વિશ્વાસ મૂકીને લાખ બે લાખ માણસો નહિ પણ કરોડ બે કરોડ માણસોનો માત્ર સૈનીકો તરીકે જ નહિ પણ બધી દિશામાં ઉપયોગ કરે તો ઇંગ્લાંડની ફત્તેહના કાર્યમા હીંદ પોતાની જોખમદારી પૂર્ણ કરી કૃતાર્થ થાય. (હાલ હીંદના શ્રીમંતો વિદ્વાનો અને [illegible] વોરલોન માટે મીંટીંગો કરી રહ્યા છે, વોરલોન ભરાવવા મથી રહ્યા છે, અને તે કાર્યમા અમારી સંપૂર્ણ સંમતિ છે પણ તેઓ હીંદનું મનુષ્ય બળ કે જે અખૂટ છે તે બળનો બ્રિટનની પાસે ઉપયોગ કરાવવા કશું પણ કરતા નથી એ અફસોસની વાત છે.)

### ગીરમીટની પદ્ધતિ.

ગીરમીટથી હીંદીવાનોને મજુર તરીકે પરદેશ મોકલવાની પદ્ધતિ નાલેશીભરેલી છે અને તે બંધ થવી જ જોઇએ એમ તો હીંદી સરકારે કેટલોક વખત થયાં સ્વીકાર્યું હતું, છતા ફીજી તથા સંસ્થાનોના દબાણને લીધે તે પદ્ધતિ થોડાક વધુ વખત ચાલુ રાખવાનો તેનો ઇરાદો હતો. આ બાબતમાં આપણા વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડે કાઉન્સીલની સભામા એમ સાફ જણાવી દીધું હતું કે આ પદ્ધતિ કાઇ એક કલમના શેરાથી બંધ થઇ શકે એમ નથી. પરંતુ આ ત્રણ મહિનામાં હીંદવાનોએ પણ પોતાના દૃઢ નિશ્ચયની સરકારને ખાત્રી કરી આપી હોય એમ જણાય છે. આ ગીરમીટની પદ્ધતિ ૩૧ મી મે પહેલા બંધ થવી જ જોઇએ, અને નહિ થાય તો તે બંધ કરાવવા તેઓ પોતાના પ્રાણ સુધાં આપવાને તૈયાર છે એ કાઇ ખોટી ધમકી નથી એ વાત સરકાર સમજી હોય એમ જણાય છે. ગમે તેમ હો પણ સરકારે પોતાનો વિચાર ફેરવ્યો છે

અને કલમના એક શેરાથી જ આ રૂઢીનો અંત આણ્યો છે. ડીફેન્સ ઓફ ઈન્ડીઆ એકટની રૂએ, હીંદનુ મનુષ્ય બળ જાળવી રાખવાના ઈરાદાથી, હીંદી મજૂરોને પરદેશ જતાં અટકાવનારો જે હુકમ સરકારે બહાર પાડયો છે તે હુકમથી મલેય અને સીલોન સિવાયના ફીજી વગેરે સંસ્થાનોને માટે આ કરારનામાની પદ્ધતિથી હિંદી મજૂરો મેળવવાનો રસ્તો બંધ થયો છે. આ પરિણામને આપણી લડતની ફતેહ તરીકે ગણવામાં હરકત નથી જો હીંદમાં સંપ હોય, અને હિન્દીવાનો એકત્ર થઈ પોતાના હક્ક માંગે, અને તે મેળવવા માટે મહાત્મા ગાંધીને પગલે સત્યાગ્રહ જેવી હીલચાલને માટે જરૂરના ભોગ આપવા તૈયાર થાય તો તેમને તે હક્ક મળ્યા વગર રહે નહિં.

S. B

* * *

લખત કરી પરદેશ જતા મજૂરોને અટકાવવા હિંદી સ્ત્રીઓનું 'ડેપ્યુટેશન' વાઇસરૉય સમક્ષ ગયું હતું. આવું નિયુક્તીગણ મોકલવાનો વિચાર મુંબાઈમા ઉદ્ભવ્યો હતો અને મુંબાઈની સન્નારીઓ એમા અગ્રેસર હતી પરદેશમાં આ નવી જાતની ગુલામગિરિથી હિંદી સ્ત્રીઓના શીલનું કેવું ખંડન થાય છે તેનું દારૂણ ચિત્ર ડેપ્યુટેશન તરફથી સ્વ. ગોખલેનાં સખી સૌ. જાઈજી જહાંગીર પીટીટે વાઇસરૉય પાસે રજૂ કર્યું હતું અને દાદ માગી હતી. યુરોપમા સ્ત્રીઓ મ્હોટી ઉમ્મરે પરણે છે ત્યાં જ્ઞાતિવ્યવસ્થા નથી તેમ હલકી વર્ણોમાં શીલભ્રંશ બહુજ નિંદ્ય લેખાતું નથી. આવી સ્થિતિમા પોતાનો દેશ છોડી પરદેશ ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરદેશમાં ઇચ્છા મુજબ લગ્ન સંબંધ કરે તો તેથી યુરોપી સમાજને બહુ હાનિ થતી નથી પરંતુ આપણાં દેશની ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરણેલી હોવાનો સંભવ છે, નાતજાતને લીધે ઊંચ નીચના તફાવત હોય છે,-મુસલમાન હિંદુનો ધર્મભેદ હોય છે અને પતિવ્રત અખંડ રાખવાનો આપણી સંસ્કૃતિનો ખાસ આગ્રહ હોય છે ત્યાં વેશ્યાની સ્થિતિમાં આવી પડાય એવા સ્થળે તેમને મોકલવામાં આપણે ઘોરમાં ઘોર પાતક કરીએ છીએ એ પાતક બંધ કરવા હિંદી સ્ત્રીઓ પોતાના ગૃહકાર્યોમાથી બહાર નીકળી રાજકાર્યોમાં અગ્રેસર થઇ. લૉર્ડ હાર્ડિંજ અને તેમની પત્નીના સબંધમા હિંદી સ્ત્રીઓએ સમગ્ર હિંદમાં ઠેરઠેર સાર્વજનિક જીવનની શરૂઆત કરી હતી તે જીવનનો ચિરકાળ ઉજ્જવળ રહે એવો પ્રસંગ આ ડેપ્યુટેશનથી એમણે ઉજવ્યો છે. રશિઆએ સ્ત્રીજાતિને પુરૂષની સંપૂર્ણ સમાનતા બક્ષી છે. ઇંગ્લંડ અને બીજા યુદ્ધપરાયણ દેશોમાં સ્ત્રીઓએ પુરૂષોનાં કાર્યો કરવા માંડી રાજ્ય અને સમાજની વ્યવસ્થા જાળવી રાખી છે અને પ્રજાઓના સ્વાતન્ત્ર્ય માટે પોતાના પુરૂષ સંબંધીઓને લડાઇમા ઉદ્યુક્ત રાખ્યા છે. રાજ્ય જીવનમા તેમને ઉચિત સ્થાન આપવા ઇંગ્લંડમાં પણ વચન અપાયું છે. આવા વિશ્વવ્યાપી પ્રસંગે હિંદવાણીઓ પણ ચેતનવાળી થવી જ જોઇએ. તેમની દાદ દૂર કરવાનું

વચન આપી, સામાજિક પ્રશ્નોના નિરાકરણ માટે વાઈસરૉયે તેમના સહકાર્યનું નિમંત્રણ કર્યું છે તેનું દૂરગામી પરિણામ આવશે એવી અમને આશા છે. આ ડેપ્યુટેશનમાં કોઈ ગુજરાતી હિન્દુ સન્નારી નહોતી—મુંબઇમાંથી બધી વ્યવસ્થા થવા છતાં નહોતી એથી અમને સખેદ લજ્જા આવે છે. શું ગુર્જર દેશની હિન્દુ સન્નારીઓમાં જાતિપ્રેમ, શીલપ્રેમ નથી? સાર્વજનિક જીવનની ઉપેક્ષા છે? કે શું અંગ્રેજીનું તેમનું અજ્ઞાન એટલું બધું છે કે તેઓ દિલ્હી જતાં શરમાઇ હતી? સૌ. કસ્તુરબાઇ ગાંધી ડેપ્યુટેશનમાં કેમ ન ગયા? લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, લેડી વિઠ્ઠલદાસ ઠાકરસી, લેડી પટણી, લેડી ચીનુભાઇ, સૌ. વિદ્યા, સૌ. શારદા, મિસિસ ચીમનલાલ સેતાલવાડ, મિસિસ ભૂલાભાઇ દેસાઈ આદિમાંથી કેમ કોઇ તત્પર ન થઈ શકયુ? મુંબાઇની અંગ્રેજ સન્નારીઓ—તેમાંએ અધિકારીઓની વહુઓએ આ દુષ્ટ રીવાજ વિરૂદ્ધ જાહેર તિરસ્કાર દર્શાવ્યો હતો તે પણ આ પ્રસંગનું એક સ્મરણીય અંગ છે.

×

મુંબાઈ યુનિવર્સિટિના નવા દેશી વાઇસ ચાન્સેલર—લૉર્ડ વિલિંગડને યુનિવર્સિટિના વાઇસ ચાન્સેલરનું પદ દેશીઓને આપવામાં ઉદારતા બતાવી છે. સર ફીરોજશા મહેતાનો બુદ્ધિબળ અને સાવજનિક સેવાને લીધે એ પદ માટે કેટલાં વર્ષોથી હક થયો હતો પરંતુ લૉર્ડ વિલિંગડને જ એમને એ પદપર નિયુક્ત કર્યા હતા. સર ફીરોજશાના અચાનક અવસાન પછી એ સ્થાન સર પ્રભાશંકર પટણીને આપવા ગવર્નરને ઇચ્છા થએલી પરંતુ તેઓ ગ્રેજ્યુએટ ન હોવાથી એ પદ ઉપર ડૉ. મેકીકનની નિમણુક કરવામા આવી હતી. હવે પાછું એ પદ ખાલી પડતાં તે ઉપર રા. રા. ચીમનલાલ હરિલાલ સેતાલવાડને નીમવામા આવ્યા છે એથી સર્વે હિંદીઓ ઘણા રાજી થયા છે. આ પદ ઉપર તેઓ પ્રાયઃ પાચમા હિંદી, બીજા ગુજરાતી અને પહેલા ગુજરાતી હિન્દુ છે ઘણાં વર્ષો લગી તેઓ સ્થાનિક ધારાસભામાં યુનિવર્સિટિના પ્રતિનિધિ હતા કેળવણીના સબંધમા એમણે ઘણા વર્ષો લગી લડત ચલાવી છે જેનુ વૃત્તાંત એમણે અમદાવાદની પહેલી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખસ્થાનના ભાષણમા આપ્યુ છે મુંબાઇની મ્યુનિસિપાલિટિની શિક્ષણ કમિટિના તેઓ વર્ષો લગી સભાસદ હતા અને હાલ પ્રમુખ છે. આ ઉપરાંત દેશના રાજદ્વારી સાર્વજનિક જીવનમા તમણે અગ્રેસર ભાગ લીધો છે એમની બુદ્ધિનો જેટલો પ્રતાપ છે તેના પ્રમાણમા એ અગ્રણીના પદપ્રતિષ્ઠા નથી મેળવી શકયાં તેનું કારણ સાર્વજનિક સેવા કરતા વકિલાતમા તેઓ વધારે નિમગ્ન રહ્યા છે તે છે તેઓ મ્હોટા પંડિત નથી કે શિક્ષણ શાસ્ત્રી નથી પરંતુ બાહોશ વકિલ છે અને એક દિલથી વર્ષો લગી સતત થઇ શકી એટલી અને એવી સાર્વજનિક સેવા કરી છે. એ સેવાની આવી કદર થઇ છે તે નાનીસૂની વાત નથી. સર આશુતોષ મુખોપાધ્યાય જેવી એમની કારકીર્દિ ઝળકતી નહી નીવડે છતા આ શાણા, વ્યવહારકુશળ, અનુભવી અને દાઝવાળા ગુજરાતી ધારાશાસ્ત્રી પોતાની યુનિવર્સિટિને પ્રગતિને પથે લઇ જશે એવી આશા છે. આ પત્ર એમને અભિનંદન આપે છે અને યશસ્વી થવાનું બળ પ્રેરે છે.

×

હિન્દરક્ષકસૈન્યના નિયમો—આ નિયમો પ્રકટ થયા છે અને ઘણા જ અસંતોષકારક છે છતાં સૈનિક થવાનું એથી બંધ થયેલું દ્વાર ઉઘડ્યું છે એટલા ખાતર એનો આદર દરેક હિંદી કરે છે. સૈનિક શિક્ષણ માટે મધ્યવર્તિ સ્થળો નિયત કરવામાં આવ્યાં છે. મુંબાઈ ઇલાકા માટે પૂણા પસંદ કરવામાં આવ્યું છે. હાલ એક હજાર સૈનિક માટે દરેક સ્થલવાર માગણી કરવામાં આવી છે અઠીસે અઠીસેના ભાગમાં તેમને તાલિમ આપવામાં આવશે. ત્રણ મહિના લગી તાલિમ લેવી પડશે. તાલિમ લેતી વખતે દરેક સૈનિકને ખાવાનું તથા રહેવાનું મફત મળશે અને રૂા. ૧૧) માસિક પગાર મળશે. પોતાને ગામથી પૂણે જવા આવવાનો ખરચ મળશે. ત્રણ મહિના પૂરા થતા તે પોતાને સ્થાનકે જઇ શકશે અને સરકારને ખપ પડે ત્યારે બોલાવશે અને જ્યાં રક્ષણ માટે મોકલે ત્યા હિન્દુસ્તાનમાં જવું પડશે. હાલમા ઉમરની મર્યાદા ૧૮ અને ૩૦ ની રાખી છે. કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ આમાં સારી રીતે સામેલ થઇ શકશે.

ગુજરાત આ પ્રસંગે પાછી પાની નહિ કરે એવી અમને આશા છે વધારે નહીં પણ અઠીસે ગુજરાતીઓ પણ નહીં નીકળે? ગુજરાતીઓનુ શરીરબળ બહુ ઓછું છે, બાળલગ્નના પ્રચારને લીધે ન્હાનપણથી જ જ જાણી થએલા હોય છે, રહેણીકરણીના ખર્ચ અને ધોરણ વધારે હોય છે છતાં પણ આ પ્રસંગનો લાભ નહિ લેવામા આવે તો ગુજરાતના જીવનમાં તેજ, પ્રતાપ, બળ નહીં આવે. બીજી પ્રજાઓના મ્હેણાં, ટપલાં, ગાળો, અપમાન, અનાદર, અવજ્ઞા, લાત આપણે ખાવી પડશે અને હમેશ માટે શરમના માર્યા આપણે અને આપણી સંતતિને નીચું જોવું પડશે. છેલ્લા વસ્તીપત્રકમાં વાંઢા અને વિધુર ગુજરાતી હિન્દુ મુસલમાનની ૧૮ અને ૪૦ ની વચ્ચે સ ખ્યા છે હવે એમાથી માત્ર બસેં કે અઠીસે સેનામાં જવા તૈયાર નહિ થાય તો પછી આપણે અને આપણો દેશ હતભાગ્ય ને? નર્મદની વીર હાક ભૂલી ગયા છો?

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે,<br>
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે,

આ સબંધમા બીજી હર્ષજનક વાત એવી બની છે કે નામદાર સરકારે કુમારસેના (Boy Scouts) કેળવવાની બહાલી આપી છે. ગુજરાતના વિદ્યાલયો આ યોજનાને ખરા દિલથી અમલમા મૂકશે તો આજે ગુજરાતમાંથી સ્વેચ્છાસૈનિકો નહી નીકળે તો દશ વર્ષ પછી તો નીકળી શકશે. આ સબંધમા સાહિત્ય સારૂં પ્રકટ થએલુ છે અને યુરોપીયન કુમારોના એવાં સૈન્ય હોય છે એટલે પ્રત્યક્ષ માહિતી મેળવવાની પણ મુશ્કેલી નથી. ગુજરાત કેળવણી પરિષદ્‌ની આવતી બેઠક વખતે આ સબંધે વ્યવહારૂ પરિણામ આવશે એવી આશા છે. સાથે સાથે ગુજરાતના યુવકોનું શરીરબળ વધારવા, બાળલગ્ન નાબૂદ કરવા, નિયમિત કસરત કરવા, અખાડા વગેરેની સસ્થા ખીલવવા, પુષ્ટિકારક ખોરાક ખાતા કરવા, અજ્ઞાનની અને ગરીબાઈની આધિવ્યાધિ ઓછી કરવાના ઉપાયો પણ ચર્ચાશે.

ર. વા.

## મ્યુનિસિપાલીટીમાં ચૂંટેલા સભાસદો અડધા કે હું?

ઇંગ્લંડની પાર્લમેન્ટ તરફથી અથવા હિન્દુસ્તાનની વડી સરકાર પાસેથી કોઇ પણ જાતનો હક પ્રજાને મળે, તો તે પ્રજાને પુરો પાધરો મળવા ન દેતાં પ્રાન્તિક સરકાર કેવી રીતે વેડફી નાખે છે અને પ્રજાને હાથ ઘસતી રહેવા દે છે તેનો પાકો દાખલો આપણી મ્યુનિસિપલ સંસ્થાઓ ઉપરથી મળી આવે છે. ૧૮૮૨ ના ઉદાર દિલના વાઇસરૉય લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યના હકો બક્ષ્યા અને ફરમાવ્યું કે મ્યુનિસિપલ વહિવટમા સરકારી અમલદારોએ માથું મારવું નહિ, અને લોકોને સ્વરાજ્ય શીખવાને વાસ્તે આ પહેલું પગથીઉ છે, માટે સરકારી અમલદારોને દૂરથી જ જોવાને સૂચના કરી. આમ છતા આપણા ઇલાકાની સરકારે તો પોતાનો કક્કો ખરો જણાવીને પ્રજાના પ્રતિનિધિને આ સંસ્થાઓમાં પુરા દાખલ થવા દીધા નહિ અને સરકારી અમલદારોનું ધણીપણું આ સંસ્થાઓમાં સ્થાપ્યું. મ્હોટાં શહેરોમાં કલેક્ટર પ્રમુખ, ન્હાનાં શહેરોમા ડેપ્યુટી કલેક્ટર અથવા મામલતદાર પ્રમુખ, ઉપપ્રમુખ પણ પ્રમુખના હાથ નીચેનો જ રેવન્યુ ખાતાનો અધિકારી આવો વહિવટ ૧૮૮૨ થી માંડીને ૧૯૦૯ સુધી ચાલ્યા કર્યો. સત્તાવીશ વર્ષ સુધી પ્રજાને મળેલા હકો આપણા માયાળુ "સિવીલ સર્વન્ટોએ" આપણને ભોગવવા દેવાની તસ્દી આપી નહિ. હિંદી રાજ્યકાજમા મોર્લી—મિન્ટોને નામે પ્રખ્યાત થયેલા સુધારાના પરિણામે અને અધિકાર વિભાગણી કમીશનની ભલામણના પરિણામે આ સ્થિતિમાં સહેજસાજ ફેરફાર થવાનો વખત આવ્યો, ત્યારે પણ આપણા માયાળુ "સર્વન્ટો" તેમનાથી બની શકે તેટલા હકો ન છોડવાને કેવી જબરી ખેંચતાણ કરે છે તેનો દૃષ્ટાન્ત ગયા માર્ચ માસમાં મળેલી ધારાસભાની બેઠકમા મળી આવ્યો હતો.

૧૯૦૯ માં મ્યુનિસિપાલીટીઓએ પ્રમુખની ચુંટણીના સંબંધમાં કંઇ છૂટછાટ મૂકવાની ફરજ પ્રાન્તિક સરકારને પડી, ત્યારે બહુમતે પ્રમુખ ચૂંટવો એવો સાધારણ નિયમ કરવાને બદલે કોઇ પણ સભાસદને હું સભાસદોની સંમતિ મળે તો જ પ્રમુખ તરીકે ચૂંટી શકાય તેવો નિયમ કર્યો. હવે વસ્તુસ્થિતિ એમ છે કે થોડીક અપવાદ તરીકેની મ્હોટાં શહેરોની મ્યુનિસિપાલીટીઓ બાદ કરતાં તથા બહુજ ન્હાનાં શહેરો— જેમાં પ્રજાનું પ્રતિનિધિત્વ હજી સુધી બીલકુલ આપવામાં આવ્યું નથી તે બંને જાતના શહેરોની મ્યુનિસિપાલીટીઓ બાદ કરતા બાકીની બધી મ્યુનિસિપાલીટીઓમાં અર્ધા સભાસદ સરકારના નોકરો તથા તેના નીમેલા તથા અર્ધા પ્રજાના ચૂંટેલા છે. હવે પ્રમુખની ઉમેદવારીને માટે જો કોઇ પણ પ્રજાકીય સભાસદ બહાર પડે તો તેને સરકારી મ્હોટા અધિકારની પરવાનગી અને રાજીપા સિવાય હું મત મળી શકે જ નહિ. અને તે કોઇ દહાડો પ્રમુખ થઇ શકે જ નહિ. ભોગવેલી સત્તા કોઇપણ મનુષ્ય રાજીખુશીથી છોડે એ તો ઘણુજ ઉદાર અંતઃકરણવાળાઓથી બની શકે અને બધા ડેપ્યુટી કલેકટરો અને મામલતદારો તેવા મહાત્મા હોય તે તો ન બને તેવી વાત છે. કદાચ કોઇ અધિકારી તેટલો ઉદારચરિત હોય તો પણ સરકારનો મ્હોટો અધિકારી મ્યુનિસિપાલીટીના સાધારણ સભાસદ તરીકે બેસે; અને કોઇ પણ સાધારણ નાગરિક

પ્રમુખ તરીકે બેસે તે તો રાજ્યના શોભાને ઘણું હાનિકારક થાય!!! પરિણામ એ આવ્યું કે હું મતાધિક્યથી પ્રમુખ ચૂંટવાને આપેલો હક બિલકુલ ફોકટ ગયો; અને સરકારી અમલદારોનો દોર મ્યુનિસિપાલીટીઓમાં હતો તેવો ને તેવો રહ્યો. જાણે કે સરકારી અધિકારીઓની સહાય અને સાક્ષીપણા શિવાય મ્યુનિસિપાલીટીઓ ઉધી વળી જાય.

૧૯૧૫ માં ના. વિઠ્ઠલભાઇ પટેલની ધારાસભામા ખંતીલી લડતથી બાર મોટા શહેરની મ્યુનિસિપાલીટીઓને વધુ મતથી પોતાનો પ્રમુખ નીમવાનો અધિકાર મળ્યો આ સુદ્ધાંત કુલ ૨૩ મ્યુનિસિપાલીટીઓને પોતાનો પ્રમુખ બહુમતીથી ચૂંટી કાઢવાનો અધિકાર છે. આપણા આખા ઈલાકામા કુલ ૧૫૬ શહેરોમા મ્યુનિસિપાલીટી છે. આ પૈકી ૪૫ શહેરની મ્યુનિસિપાલીટી તો નામ માત્ર જ સ્વરાજ્યવાળી છે કર આપવા પૂરતી જ તે મ્યુનિસિપાલીટી કહેવાય, બાકી સરકારી ખાતા જેવી જ છે તે પીસ્તાળીશને તો પ્રજાકીય સભાસદ અર્ધાથી ઓછા છે; અથવા બીલકુલ નથી, એટલે કે બધા સરકારના નીમેલા છે. સૌથી ઉપરના વર્ગની-એટલે કે હું પ્રજાકીય સભાસદવાળી ૨૩, અને લગભગ બધાજ સરકારે નીમેલા સભાસદોની ૪૫, તે બંનેને બાદ કરતાં બાકીની ૮૮ રહી. આ અઠ્ઠાશીમાથી પણ જેની વસ્તી પંદર હજારથી વધારે હોય, તેને હું પ્રજાના ચૂંટેલા સભાસદો આપીશું એવું વચન થોડા વર્ષપર આપ્યા છતાં પણ, તે વચન સોગન ખાવા પુરતું પણ પાળવામાં આવ્યું નથી. આપણાં શહેર સુધારા મંડળોનું બંધારણ આવી શોચકારક સ્થિતિમાં હોવાથી, અને બીજા મુંબઇ ઇલાકાથી પછાત ગણાતા પ્રાન્તોમાં પણ વધારે સારા બંધારણો હોવાથી તે સ્થિતિમાં ફેરફાર કરાવવાની જરૂર જણાવાથી, ના૦ વિઠ્ઠલભાઇ પટેલે માર્ચ માસમાં દરખાસ્ત મૂકી હતી કે જે જે મ્યુનિસિપાલીટીમા પ્રજાએ ચૂટેલો અર્ધો સભાસદો હોય તેને હું સભાસદ ચૂંટવાનો અધિકાર આપવો, અને તેમ કરવું સરકારને ન પાલવે તો જે મ્યુનિસિપાલીટીઓને હું મતથી પ્રમુખ ચૂંટવાનો અધિકાર મળેલો છે, તેટલી મ્યુનિસીપાલીટીઓને તો નિદાન હું સભાસદ ચૂટવાનો અધિકાર આપવો. પંજાબ, મધ્ય પ્રાન્ત, આસામ, વગેરે પછાત પ્રાન્તો કરતા પણ આ બાબતમાં મુંબઇ ઇલાકો કેટલો પછાત છે, તે પોતાની દરખાસ્તના સમર્થનમાં ના. પટેલે ટાંકી બતાવ્યું હતું. ૧૮૮૨ ની સાલથી તે આજ સુધી મુંબઇ સરકાર પ્રજાકીય હક્કો આપવામાં કેટલી વિરૂદ્ધ થતી આવી છે, તે પણ તેમણે સરકારી રીપોર્ટના ઉતારાઓ ઉપરથી સાબીત કરી આપ્યું હતું દરખાસ્તના ઉપર પુષ્કળ ચર્ચા થઇ ઉત્તર વિભાગના કમિશનર ના. પ્રાટ તથા દક્ષિણમાં રાણેબિન્નુરના સરકારે નીમેલા રાવબહાદુર નાયકે વિરોધમાં જોસદાર ભાષણો કર્યો. દરખાસ્તનો પ્રથમ ભાગ ખેંચી લેવાની ના પટેલને સરકાર તરફથી ના. કર્ટીસે વિનંતિ કરી અને તે સાથે એવું આશ્વાસન આપ્યું કે આ વિનંતિ કબૂલ રાખશો તો દરખાસ્તનો બીજો ભાગ કબૂલ રાખવાનો અમે વિચાર કરીશું. રાજ્યદ્વારી કુનેહ વાપરીને ના. પટેલે પહેલો ભાગ ખેંચી લીધો. હવે જ્યારે બીજા ભાગપર વાદવિવાદ આવ્યો ત્યારે સરકાર તરફથી આપણા હિતેષી ના. કર્ટીસે કહ્યુ કે બે શરતોથી દરખા-

સ્તનો બીજો ભાગ સરકાર કબૂલ રાખી શકે. તેઓ શરતો એ કે હું મતથી પ્રમુખ ચૂંટવાના અધિકારવાળી બધી મ્યુનિસિપાલીટીઓને નહિ પણ તેમાંથી જેની વસ્તી દશ હજાર અથવા તેથી વધારે હોય તેને જ માગેલો હક્ક આપવો, અને તેમાં પણ એવી શરત કે મ્યુનિસિપાલીટીઓએ સરકારી અમલદારને પોતાના મુખ્ય અમલદાર તરીકે રાખવા. ના. પટેલે આ શરતો કબૂલ રાખવાની સાફ ના પાડી. આવી વ્યાજબી સરતો પણ તમે કેમ કબૂલ નથી કરતા એમ જ્યારે ના૦ ગવર્નરે રોષથી પ્રશ્ન કર્યો ત્યારે ના૦ પટેલે કહ્યું કે આ સરતો કબૂલ રાખવી એ અશક્ય છે, આ તો બકરૂં કહાડતાં ઊંટ પેસે એવું છે. પ્રજાએ ચૂંટેલા અર્ધા મેમ્બરોના હું બનાવતા નાની મ્યુનિસિપાલીટીઓમાં સરકારી નોકરોનું લાકડું પેસાડવું પોસાય તેમ નથી દરખાસ્તના ઉપર છેવટે મત લેવામા આવ્યા અને તે ઠરાવ ૨૩ વિરૂદ્ધ ૧૮ મતે પસાર થયો. નવીન બંધારણવાળી ધારાસભામાં સરકારની વિરોધતા છતાં પ્રજા પક્ષનો જય થવાનો આ ત્રીજો દાખલો છે જેમ અહિંની ધારાસભાના અંગ્રેજ મેમ્બરો પોતાનો ખાનગી મત ગમે તે હોવાં છતા સરકારી રાજનીતિને અનુસરીનેજ પોતાના મતો આપે છે, તે પ્રમાણે બધા હિંદી સભાસદો—પછી તે ચૂંટાએલા હોય કે નીમાએલા હોય—તે બધાઓ પ્રજાપક્ષે મત આપતા હોય તો, પ્રજાના હકની ઘણી દરખાસ્તો પાસ થાય. પરન્તુ કોઇ પણ દરખાસ્ત પસાર થાય છતાં તેને અમલમા મૂકવી કે ન મૂકવી તે કાયદા પ્રમાણે સરકારની ઇચ્છા ઉપર છે, છતા સરકાર ઉપર નૈતિક દબાણ તો પૂરેપૂરૂં થાય અને તેને નમ્યા વગર છૂટકો થાય નહિ. નિમાએલા હિંદી સભાસદોમાંથી થોડા પ્રજાપક્ષની સાથે ઉભા રહે છે, અને તેથી પ્રજાના હકની દરખાસ્તો વધારે ખ્યામાં પસાર થતી નથી. ધારાસભામા ના૦ ગવર્નર અને તેમના ત્રણ કારોબારી સભાસદો ઉપરાત વધારાના ૪૫ સભાસદો છે. તે પૈકી અંગ્રેજ અમલદારો ૧૧, અંગ્રેજ ચૂંટાએલા તથા નીમાએલા ૩, હિંદી સરકારી અમલદાર ૧, હીંદી પ્રજાએ ચૂંટેલા ૧૯ અને હીંદી સરકારે નીમેલા ૧૧ છે. છેલ્લા બે વર્ગના ૧૯ અને ૧૧ એકમત થાય અથવા અગિયારમાથી થોડા ઘણા પણ ઓગણીશના પક્ષમાં આવે તો પ્રજા પક્ષનો વિલંબ થવામાં જરાપણ વાર લાગે નહીં. પરન્તુ આ અગિયારમાંથી કેટલાકોને તો સરકારના જીવે જીવવાનું હોય છે. અને તેઓ તો પડદા પાછળ રાખેલી દોરીથી ચાલતા પુતળાં જેવા હોય છે.

જે મ્યુનિસિપાલીટીઓને પાસ થએલી દરખાસ્ત પ્રમાણે હું ચુંટાએલા સભાસદો મળવાની આશા રાખી શકાય તેની સંખ્યા તથા નામ નીચે પ્રમાણે છેઃ—

અમદાવાદ જીલ્લામાં ધોળકા, વિરમગામ, ઘોઘા અને સાણંદ. ખેડા જીલ્લામા ઉમરેઠ, આણંદ, બોરસદ અને કપડવંજ. ભરૂચ જીલ્લામાં અંકલેશ્વર અને જંબુસર. સુરત જીલ્લામાં રાંદેર અને વલસાડ. ઠાણા જીલ્લામાં ઠાણાં, કલ્યાણ, કુર્લા, (કેળવા) માહીમ અને ભીવંડી મધ્ય વિભાગમાં આ પ્રકારની કુલ ૩૭ મ્યુનિસિપાલીટીઓ છે અને દક્ષિણ વિભાગમાં ૧૫ છે. ગરીબ બિચારા સિંધમાં આવી એક પણ મ્યુનિસિપાલીટી નથી.

અ. વિ. ઠક્કર

---

## અંક ૧ લો—પ્રવેશ ૨ જો.

( દ્રશ્ય—અયેશઆરામ આપે એવા ફરનીચરવાળો ખંડ શિકારની પરાક્રમસામગ્રીથી તેને શણગારેલો છે રાજા અને કલ્યાણરાયને તેડી ગમનરામ અંદર આવે છે )

ગમનરામ—અહિ આપણાથી તદ્દન એકલા રહેવાશે ( અન્ના નામની આસરે પંદર વર્ષની બહેરી અને મુંગી છોકરી, આ ત્રણે જણની વાતચિત દરમ્યાન પાણી, પાન સોપારી, બીડી, નાસ્તો વગેરે લાવે છે. તે ઘણી ચાલાક છે અને જે બતાવવામાં આવે તે કામ કરવા એકનજર છે. કામ નથી હતુ ત્યારે ખુણામાં સ્ટુલ ઉપર બેસી રહે છે. આગળીઓથી ગમનરામ સાથે તે વાત કરતી અને એજ રીતે તેના હુકમ મેળવતી. )

રાજા—અહો, આ તો પહેલાંનાં જેવુ જ છે! બધી ગોઠવણ હું જાણું છું. "કંપનીના રાજ્યકાળની શૈલિમા બાંધેલું દીવાનખાનું, શિકારમા મેળવેલી વસ્તુઓથી તેને શણગારેલું છે કુવારા પુરૂષની સગવડ અને આરામ સાચવવા જોઇતું રાચરચીલુ છે." તમારી હમેશ આવી-કુંવારાની ટેવો હતી, ખરૂ ને, તમે નાના છોકરા હતા ત્યારે પણ ( કલ્યાણરાયને ) વહાણમાં એને અમે "કુવારો" કહીને બોલાવતા. અમે ત્રણ વર્ષ સફર કરી પણ તેમા એકે વખત એને ઇશકનો પ્રસંગ આવ્યો જ નહોતો; પણ બાકીના અમને બધાને તો વહાણ નાંગરતુ ત્યાં પ્રત્યેક બંદરે માશુકો પરવશ કરી દેતી

કલ્યાણરાય—એ બાબતમાં હજુ એ એવા જ છે.

ગમનરામ—( રાજાને શરબત આપતાં ) લેશો?

રાજા—થેંક્સ; ઘણી ખુશીની સાથે. ( કલ્યાણરાયને ) પહેલાના માસ્તર સાહેબ, તમારી સલામતી લઉં છું! ( ગમનરામને ) અને તમારી! ( સર્વે પીએ છે ) હાશ, હવે સ્વસ્થ થયો! ઠીક, ચાલો, કહો જોઇએ:—સભામા શરૂઆતથી તે અન્ત લગી પ્રજાશાસન શબ્દનો સ્પષ્ટ ઉચ્ચાર કર્યા સિવાય તમે એ વગર બીજા કશાની વાત કરતા નહોતા, સાચું ને?

કલ્યાણરાય—( હસીને ) તમારૂં કહેવું સાવ ખોટું નથી

રાજા—જૂના વખતમાં તમારા વિચાર એટલા આગળ વધેલા ગણાતા કે મારા માસ્તર તરીકે તમને રાખવામા સલામતી નહોતી લાગતી, તે તમે પણ હાલ જોઇએ એટલા આગળ વધેલા ગણાતા નહોતા! તેઓએ તમને લગભગ દગો દીધો, હતો કેની?

કલ્યાણરાય—હા! એ બતાવે છે, એમ કહેવાની રજા હોય તો, અલ્પમતિથી શાસન કરવાનું પરિણામ.

રાજા—અને આપણા આ લક્ષાધિપતિ સુજ્ઞ મિત્ર જેવા માણસો સાથે ભળવાનું પરિણામ, ધારૂં ને?

ગમનરામ—લોકમતને માટે વ્યક્તિઓને દોષિત લેખવી એ નિરંતર ભૂલ છે.

રાજા—તમારૂં કહેવું કબૂલ છે. અહિં આવવાનું—તે પણ તદ્દન છદ્મવેશમાં, તમે જુઓ છો ને, આવવાનું કારણ તમને હવે મારે જણાવવું જોઇએ. પણ કોઇએ મને ઓળખ્યો નહીં હોય?

ગમનરામ અને કલ્યાણરાય—કોઇએ નહી!

( ફાલ્ગુન અંદર આવે છે. )

ફાલ્ગુન—હું, અહિં છો સૌ! ( ઉલ્લાસમાં હાથ ઘસતો, આગળ આવે છે. ) ઠીક, કેમ ભાઇઓ, આજની સભા કેવી લાગી?

રાજા—( ગમનરામને અપવાન્તિકમાં ) એ કોણ છે?

ગમનરામ—(રાજાને) એને કહાડી મૂકીશું. (ફાલ્ગુનને) આમ જુઓ, મહેરબાન—!

ફાલ્ગુન—(રાજા પર નજર પડતાં) આહ, માફ કરો, મેં ધાર્યું કે આપણે—

ગમનરામ—( બન્નેને ઓળખવાની જરૂર પડવાથી ) આવો, ઓળખાણ કરાવું. રા.—? રા—? ( પૃચ્છક દૃષ્ટિ રાજા તરફ કરે છે. )

રાજા—સુરેન્દ્ર.

ફાલ્ગુન—બંગાળી?

રાજા—નામમાં માત્ર.

ગમનરામ—(ઓળખાણ પૂરૂં કરવા). રા. ફાલ્ગુન

રાજા—સાચે, ફાલ્ગુન અવિનાશ ભટ્ટ તો નહિ?

ગમનરામ—એજ.

રાજા—(રસથી) આપણા 'પરિવ્રાજક' ફીલસુફ? (તેની સાથે હાથ મેળવે છે.) તમારી એકાદ બે ચોપડી મેં વાંચી છે.

ફાલ્ગુન—(હસતાં) ખરેજ?

રાજા—કેમ બીજાં આક્રમણનો વિચાર કરો છો?

ફાલ્ગુન—બરાબર છે.

રાજા—અને પગે ચાલતા?

ફાલ્ગુન—હમ્મેશાં પગે ચાલતા.

રાજા—તમારી માફક સ્પષ્ટ રીતે લોકમત જાણી શકે એવું બીજું કોઇ હોય એમ હું માનતો નથી! બેસો તો આપણે વાત કરીએ શરબત પીશો?

ફાલ્ગુન—હા—એથી સારૂં નહીં મળે ત્યારે!

રાજા—(બેઠા પછી સૌ શરબત પી રહે છે એટલે) દેશના કયા ભાગમાં છેલ્લે જઇ આવ્યા?

ફાલ્ગુન—અહિં બેઠેલા આ મિત્ર સાથે શિકારે ગયો હતો.

રાજા—એમ, એ તમારો મિત્ર છે? મારો પણ છે! મારો પરમ મિત્ર, હું છોકરો હતો ત્યારથી નિરંતર. (એ પોતાનો હાથ લંબાવે છે, ગમનરામ ઉભો થઇ પોતાના બે હાથમા દાબે છે)

કલ્યાણરાય—(આશ્ચર્યચકિત લાગતા ફાલ્ગુનને) ગમનરામ અને સુરેન્દ્ર બન્ને સાથે નૌકાસૈન્યમાં હતા.

ફાલ્ગુન—સાથે! બન્ને એક જ વહાણ ઉપર હતા?

રાજા—હા, દુનીઆની સફર કરતી વખતે સાથે અમે—

ફાલ્ગુન—ક્ષયને માટે રાજકુમાર-હાલના રાજા સાહેબ-ગયા તે વખતની વાત કરો છો?

રાજા—રાજકુમાર પછીથી રાજા થયો તે—હા.

ફાલ્ગુન—ત્યારે આપણો મેળાવડો રજવાડી બની ગયો આ રાજાનો વહાણનો સોબતી, અને આ રાજાનો ધારાશાસ્ત્રનો શિક્ષક—

કલ્યાણરાય—તમારી જાતને ભૂલી જતા લાગો છો! તમે રાજાના ગુરુના ગુરુ છો, તમે જાણો છો—

રાજા—શું તમે કલ્યાણરાયના શિક્ષક હતા? ખરે જ?

ફાલ્ગુન—(સહાસ્ય) હા, મારૂં એ દુર્ભાગ્ય હતું!

રાજા—એમના શિષ્ય જેવું દુર્ભાગ્ય તમારે તો નહોતું ને?

કલ્યાણરાય—હજુર સાહેબ ઘણા લાયક શિષ્ય હતા.

ફાલ્ગુન—(ટકોરમા) એ લાયકી પોતાના શાસનમાં એણે બતાવી છે, ખરૂંને?

કલ્યાણરાય—રાજાનું ખરાબ બોલશો મા, મહેરબાન

ફાલ્ગુન—(કટાક્ષથી) ન કરે ને નારાયણ (તપખીરની ચીપટી ભરે છે)—મને ખબર છે—એની બુદ્ધિની—એની ઉચ્ચ બુદ્ધિ, એની સૌને ઉલ્લાસમાં રાખે એવી બુદ્ધિ! (રાજા આગળ તપખીરની ડબી ધરે છે.)

ગમનરામ—પણ, ફાલ્ગુન આપણે લોકમતની વાત કરતા હતા, આજે સાંભળ્યો એવો જ છે?

ફાલ્ગુન—એવો મત હું આપીશ નહીં; આ પ્રદેશમા તમારા સૌના અભિપ્રાય જરા આગળ દોડનારા છે

રાજા—રાજશાસન કરતા પ્રજાશાસન પ્રત્યે વલણ છે?

ફાલ્ગુન—જેવી રીતે જુઓ તે પર આધાર રહે છે ગામડાઓમાં હમણાં રાજા સાહેબ ફરે છે, એટલે એઓ પોતાની દુકાનની ઘરાકી મેળવનારા આડતીઆ છે—જેમ સર્વે રાજાઓ અને યુવરાજો છે તેમ અલબત બધે એમની પધરામણી વાહવાહ પામી હતી. રજવાડી ભપકા અને સ્થિતિની કેટલી દરકાર ખેડુતો કરે છે તે તેમને જઇને પૂછો; એકમતે તેઓ કહેશે, " આ બધાંનું ખરચ કહાડતાં પ્રાણ નીકળી જાય છે!" હા, હા, હા!

ગમતરામ—તમારો ખેડુત જમાનાનો માણસ લાગે છે.

ફાલ્ગુન—પૂરે પૂરો! હા, હા, હા! સ્વરાજ્ય એને વધારે સસ્તું લાગે છે. એની આંગળીના નખ ઉપર બધું હોય એમ ગણત્રી કરે છે, હરામખોર!

રાજા—ત્યારે, પ્રત્યયથી પ્રજાશાસનવાદી નથી?

ફાલ્ગુન—નહિં જ, બધી રીતે નહિં. હજૂ તો નથી. પણ વસ્તુઓની ગતિ તે દિશામા છે, અને આપણી સરકાર એ ચળવળને ઉત્તેજન આપે છે—તે, અને મુંબાઇથી તેમના પર આવતા કાગળો.

રાજા—મુંબાઈથી આવતા કાગળો?

કલ્યાણરાય—મુંબાઇમા વસતા તેમના સગાંસબંધીઓના કાગળો.

ગમનરામ—જેના સગાંસબંધી મુંબાઇમાં નહિં હોય, એવું કુટુંબ ભાગ્યે જ આપણા દેશમા હશે.

રાજા—અને તેઓ અહિંઆ સ્વરાજ્ય વિશે લખે છે?—પ્રજાસત્તાક તત્વો વિશે?

ફાલ્ગુન—અને પ્રજાશાસક સંસ્થાઓ વસ્તુસ્થિતિ આવી છે!

રાજા—આમાંનો એકે કાગળ તમે વાંચ્યો છે?

ફાલ્ગુન—જોઇએ એટલા.

રાજા—આ શરબત બહુ લ્હેજતદાર છે! (પીએ છે)

ગમનરામ—લાવો બધાના પ્યાલા ભરૂ. (સર્વે પીએ છે.)

ફાલ્ગુન—મને બહુ સદતું નથી.

રાજા—પણ ધારો કે રાજા પોતે જ પ્રજાશાસન સ્થાપે તો? ધારો કે તે પોતે સામાન્ય નાગરિક તરિકે દરેક રીતે રહે તો?

ફાલ્ગુન—દરેક રીતે? એનો અર્થ શું?

રાજા—સામાન્ય નાગરિકની પેઠે ઘરસંસાર ચલાવે—સામાન્ય નાગરિકની પેઠે પરણે પરદે-બીજા અધિકારીની માફક નિયમિત સમયે પોતાની આફિસમાં જાય-આવે?

ગમનરામ—અને દરબાર રાખે નહીં!

રાજા—ના. (કલ્યાણરાય અને ગમનરામ એકબીજાનાં સામુ જુવે છે.)

ફાલ્ગુન—(ખભાં ઉંચા કરીને) એટલું વળી બાકી રહ્યુ છે!

રાજા—(ફાલ્ગુનનાં ખભાં ઉંચાં થતાં જોયાં નથી એટલે આતુરતાથી) એમ છે, ખરૂને? એ વિશે તમે મારી સાથે મળતા આવો છો? ફાલ્ગુનભાઇ, તમારી સાથે વાત કરવાથી હું ઘણો રાજી થયો છું

ફાલ્ગુન—હું પણ એટલો જ, રા.——રા.——(ધીમેથી કલ્યાણરાયને) શું આ પ્રજાશાસનવાદી છે?

રાજા—(કલ્યાણરાય અને ફાલ્ગુનની વાત સાભળી જવાથી) શું હું પ્રજાશાસનવાદી છુ? મને એવો અનુભવ મળ્યો છે કે હું થયા વિના રહું નહીં! હા, હા! (પોતાનો પ્યાલો લે છે) ઘણું જ લ્હેજતદાર શરબત, આ!

ફાલ્ગુન—(પીતા) પણ તમને ખબર છે, મે.—મે પ્રજાશાસનવાદી-હા, હા! (હસે છે અને બહુ જ ધીમેથી બોલે છે)-કે તમે જે સૂચવો છો તેવું રાજાને માન્ય કરવા દેવામા નહીં આવે હા, હા!

રાજા—એટલે?

ગમનરામ—(કલ્યાણરાય ઉભા થયા છે તેને અપરાન્તિકમા) આ ઠીક થાય છે?

કલ્યાણરાય—બધા પક્ષ સાભળવાથી કાંઇક તો લાભ એમને થશે.

ફાલ્ગુન—(ઉભો થઇને બીજી બાજુએ ટેબલ પરથી ચૂંગી લેવા ગયો છે ત્યાંથી) એને કોઇ એવું કરવા દેશે જ નહીં, ગરીબ બિચારો! ચાલો પૂછું, રાજશાસન શું છે? પુરોહિતો, અધિકારીઓ, અમીરો, જમીનદારો, વેપારીઓ, સૈનિકોના જેમા શેરો છે એવો વીમાનો ધધો, વળી બીજું શું? અને સારી પેઠે જાણજો કે તેઓ પોતાના ડીરેકટરને આવી મૂર્ખાઇ કરવાની પરવાનગી આપવાના નથી! હા, હા.

રાજા—(ઉભો થઇને) હા, હા, હા!

ફાલ્ગુન—(ખૂબજોરથી-તોફાનથી હસીને.) કેમ ખરી વાતને?

રાજા—તદ્દન ખરી! હા, હા, હા!

ફાલ્ગુન—(ચૂંગી સાફ કરી તંબાકુથી ભરી પણ સળગાવવી ભૂલી ગયો છે, રાજા પાસે જઇને.) આ બધાઓ કોની સામે વાંમો ઉતરાવે છે? (વધારે ગાભીર્યથી) લોકોના મ્હોટા સમૂહની સામે-તેના લોકોની સામે

(રાજા તેના સામુ જુએ છે અને અણગમાની ગતિ કરે છે.)

ગમનરામ—આમ જુઓ, ફાલ્ગુન; જરા વાડીમાં જઇએ તો કેમ? આ વસંતની સંધ્યાઓ ઘણી જ રમણીય હોય છે.

ફાલ્ગુન--રાજ્યદ્વારી વાતચિતની સાથે સરખાવતાં, વસંતની રમણીયમા રમણીય, સંધ્યાઓ મ્હારૂં આકર્ષણ કરી શકતી નથી—મઝાના થંડકવાળા શરબત બદલે પીવા ઉકળતી કાફી આપો અને મારૂ મન હરાતું નથી તેમ નહિ, છીયે ત્યાજ બેસોને. આ ચૂંગીને વળી શું થયું ? (અન્ના ઇસારત કરી કહે છે લાવો મારી પાસે સજ્જ કરી આપુ પણ તે ઇસારત સમજતો નથી )

ગમનરામ—અન્નાને ચૂંગી આપો, તે ઠીક કરી લાવશે.

(અપૂર્ણ.)

રણજીતરામ વાવાભાઈ.

---

# પુસ્તક પરિચય.

---

૧. યૂરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર—ભા ૧ લો, ગ્રેટબ્રિટનનો હિંદ સાથે સબધ, ભા. ૨ જો, સ્પેન અને પોર્ટુગાલ; ભા. ૩ જો, નેધર્લેંડ-હોલેંડ અને બેલ્જિયમ, ભા ૪ થો સ્કેન્ડિનેવિયા, ઓસ્ટ્રિયા, જર્મની; પ્રત્યેક ભાગનું મૂલ્ય રૂ. ૨-૮-૦ કર્તા દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ......... .

આપણાં વયોવૃદ્ધ સાક્ષરે નાના પ્રકારનાં ૪૨ પુસ્તકો લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે રાજપુરૂષ તરિકેના વ્યવસાયી અને ચિંતાપૂર્ણ જીવનમાં પણ પોતાની માતૃભાષાની સેવા કરવાનું ચૂકયા ન્હોતા તો પછી અત્યારના નિવૃત્તિપરાયણ જીવનમાં એજ કર્તવ્ય ચાલુજ રહે એ નવાઇ જેવુ નથી છતાં આવો સતત અભિનિવેશ ઉંચી ભક્તિ વિના ઇતરનું પરિણામ હોઇ શકે નહીં જે જાતનું પુસ્તક હાલ એમણે પ્રગટ કર્યુ છે તેને માટે વિદ્યા, દ્રવ્ય, સમય, નિયમિત કાર્યપરાયણતા અને ધીરજ વગેરે સર્વેનો જ્યા યોગ ન હોય ત્યા આવુ પુસ્તક રચી જ શકાય નહી દિવાન બહાદુરના જેવી જ રીતે ભાષાપ્રેમથી પ્રેરિત આપણાં નિવૃત્તિપરાયણ ધનાઢ્ય અધિકારીઓ હોય તો ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ કેટકેટલી દિશામાં ખીલ્યા કરે!

આ પુસ્તક લખવાની પ્રેરણા કર્તાને શેઠ મોરારજી ગોકળદાસે કરી હતી. પોતાના વેપારીમિત્રની ઇચ્છા દિવાન બહાદુર અમલમાં મૂકી શકયા છે અને ગુજરાત જ વેપારી દેશના સાહિત્યમાં આવો વેપારી ઇતિહાસ પ્રગટ થયો એ પણ ખુ- વાત થઇ છે. જે પ્રેમથી, ઉન્નતિની જે આકાંક્ષાથી આ ગ્રંથ લખાયો છે તેવા પ્રેમ અને આકાંક્ષાથી પ્રત્યેક ગુજરાતીઓને-પછી તે વેપારી હો અથવા

વાંચવા અમારી આગ્રહપૂર્વક વિનંતિ છે. વેપારનો વિકાસ જાતે જ આકર્ષક અને ઉત્તેજક ઇતિહાસ છે. આપણે વેપારી ન હોઈએ છતા પણ એ ઇતિહાસ વાંચવાથી મનુષ્યચરિતની દૈવી અને આસુરી પ્રકૃતિની લીલાનો અચ્છો અનુભવ મેળવાય છે. પણ આપણે તો વેપારી પ્રજા છીએ. જ્યારે દુનીઆનો વેપાર આપણે ખેડતા હતા ત્યારે કેવાં સાહસ પરાક્રમો આપણે કર્યાં હતાં તેનો ઇતિહાસ લખવાની સામગ્રી આપણી પાસે નથી-તેમાથી પ્રોત્સાહન મેળવીએ એવી સ્થિતિ નથી ત્યારે પરદેશીઓના સાહસપરાક્રમો વાચી આપણા ભવિષ્યને કાંઇક વિશેષ ચળકતું કરી શકીએ. સંસ્કાર અને ઉત્તેજન માટે આ ગ્રંથ વાંચવાની જરૂર છે.

આ ગ્રંથમાં યુરોપના જૂદા જૂદા પ્રદેશના વતનીઓએ કંપનીઓ કહાડી કેવી રીતે હિન્દુસ્તાન તથા બીજા તેમના દેશની પૂર્વભણીના દેશો સાથે વેપાર કર્યો અને વેપાર કરતાં કરતાં રાજ્યકર્તા કેવી રીતે થઇ પડયા તેનો ઇતિહાસ છે. યુરોપના વતનીઓ આવા પરાક્રમી કેમ નીવડયા તે જાણવા તેમનો રાજ્યવહીવટ, ઉપજનિપજ, સૈન્યબળ, શિક્ષણપદ્ધતિ, ઇતિહાસ વગેરેની હકીકત પણ જાણવાની અગત્ય ધારી દિવાન બહાદુરે આ ગ્રંથમાં વ્યાપારની હકીકત ઉપરાંત તે હકીકત પણ ઘણા શ્રમે ઉમેરી છે માત્ર ગુજરાતી જ જાણનારાઓને આ ગ્રંથ વાંચવાથી ઘણી જાતનું જ્ઞાન મળશે અને અંગ્રેજી જાણનારાઓને પણ આવી રીતે એકત્ર કરેલી માહિતીવાળું પુસ્તક અનેકધા ઉપયોગી નીવડશે.

વેપારની વૃદ્ધિ કે ક્ષય જાણવા આંકડાઓના કોઠા આપ્યા છે એટલુ જ નહીં પરંતુ આયાત નિકાસ થતા માલની તપસીલ પણ આપી છે. આથી વેપારીઓને બહુ ઝીણવટથી વેપારના આખા પ્રશ્નનો અભ્યાસ કરવાની આ ગ્રથ અનુકૂળતા કરી આપે છે.

નાગરી લિપિ માટેનો કર્તાનો પક્ષપાત પ્રસિદ્ધ છે એટલે જણાવવાની જરૂર નથી કે આ ગ્રથ એ લિપિમા છપાયો છે આ ગ્રથના બાકીના ભાગ હજૂ પ્રગટ થયા નથી પણ અલ્પ સમયમાં પ્રસિદ્ધ થશે એટલે સમગ્ર યુરોપના ઇતિહાસ, રીવાજો, રાજ્યબંધારણ અને રાજ્યવહીવટ વગેરે વિશે જાણવાની જોગવાઇ આપણી માતૃભાષામાં સારી થશે.

દિવાન બહાદુરની ભાષા, શૈલિ, વિષયનિરૂપણ આદિની સમાલોચના કરવાનું આ સ્થળ નથી પરંતુ એમની સાહાઈ મશહુર છે.

ગુજરાતી સાહિત્યના તોશાખાનામાં આવુ એક રત્ન ઉમેરવા માટે દિવાન બહાદુરનો ઉપકાર માનીએ છીએ અને એમનાથી વધારે વિદ્વાન ગુજરાતીઓનું ધ્યાન આવી અનુપમ સેવા પ્રત્યે ખેંચીએ છીએ

૨. ચોખેરવાળી—દ્વિતીય ખંડ. ભાષાતર કર્તા રા. રા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી કિંમત ૦-૧૨-૦... રા. રા જીવનલાલ અમરશી મહેતાની જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળાનું આ ૮ મુ પુસ્તક છે. સર રવીંદ્રનાથ ઠાકુરની એક બ ગાળી વાર્તાનું ઇંગ્લીશદ્વારા ભાષાંતર છે. એનો પહેલો ખંડ ગયે વર્ષે છપાયો હતો. રા. ધનશંકર સરળ ભાષાથી

તરજુમો રસિક કરી શકયા છે તરજુમાની ભાષા ઉપરથી અમને થોડોક શક જાય છે કે માત્ર ઇંગ્લીશ ઉપરથી આ ભાષાંતર નહીં હોય-કેટલાક શબ્દો અને પ્રયોગો બંગાળી ભાષામાંજ વપરાય છે અને ગુજરાતીમા નથી વપરાતા તે આ ભાષાંતરમાં છે તેથી શક જાય છે અથવા રા. ધનશંકરને બંગાળ સાહિત્યનો ગાઢ પરિચય હશે તેથી આવ્યા હશે 'ચર્ણુ' 'શર્ણુ' જેવા શબ્દો આવા ભાષાંતરમાં કેમ રહ્યા હશે તે પણ સમજાયુ નથી. પ્રથમ ખંડની સમાલોચના વખતે આ વાર્તાનો સાર આપવામા આવ્યો હતો. મહેન્દ્ર પોતાની પરિણીતા આશાનો ત્યાગ કરી વિનોદિની નામની વિધવા પર આસક્ત થાય છે પણ તે તો બિહારીપર આસકત હોય છે. આખરે મહેન્દ્રને ભાન આવે છે અને સાચો પત્નીપરાયણ થાય છે. તેના જીવનમા શાંતિ અને સ્નેહ હતા. સ્થાયી વસ્તુનો તે ભોકતા હતો પરંતુ ચંચલતાથી તે મુગ્ધ થયો અને દુઃખી થયો. વિષવૃક્ષ અને કૃષ્ણલાલના વિલમા જે વિષય છે તેવોજ વિષય આ કથામા છે. ક્ષણિક અને શાશ્વત પ્રેમ-સ્નેહ અને મોહનો વિરોધ આલેખાયો છે બંગાળી જીવનમા લાગણીઓને બહુ સ્થાન હોવાથી આવી ઘટના બને છે અને માનવ હૃદયની વિવિધતા આવા પ્રસંગોદ્વારા લેખક દર્શાવી શકે છે વાત તદ્દન સાદી અને રોજ બને એવી, પ્રસંગો પણ એવાજ—ભભક, ચમત્કાર કે ધાંધલ વિનાના છતા હૃદયના મન્થન તીવ્ર, દારૂણ અને ઘાતક. રા. નારાયણ વસનજી ઠક્કુરની કથાઓમા સ્થૂલ લંપટતા હોય છે તેવુ બીલકુલ નહીં પણ માનસ વ્યથાનુ મર્મસ્પર્શી ચિત્ર બંકિમચંદ્રની અને સર રવીન્દ્રનાથની કથામા છે. આવા કરૂણ પ્રસંગમા જે ગંભીરતા, દ્રાવકતા, છિન્નભિન્ન કરનારી જે સ્થિતિ હોય છે તેનું સચોટ અને ઉંડુ આલેખન જેવુ બંકિમ કરે છે તેવુ ચોખેરવાલીમા નથી, પણ કરૂણને ઓછો કરે એવો વિનોદી, મર્માળો, વિશુદ્ધ શૃંગાર સર રવીન્દ્રનાથમા વધારે છે બન્ને લેખકો પાત્રોને પાપમા ઉતારી પ્રાયશ્ચિત્ત કરાવી શુદ્ધ કરે છે પણ બંકિમનું પાત્રાલેખન એટલું તો કાબુ હોય છે કે વાચનાર સંપૂર્ણતઃ અવડીન, હતાશ અને શોકમય થઇ જાય છે ગયેલા સદ્ગુણો સાટે શતી હિલચીલી ધીમે ધીમે વર્તમાન અધોગતિની થતી વેદનામા રૂપાંતર પામી જાય છે અને કરૂણરસ ઘણો જ ગાઢ અને વિઘાતક થાય છે. સર રવીન્દ્રનાથના પાત્રો મોહવશ થયા છતા સંયત રહી શકે છે બંકિમના પાત્રો મોહના છેક તળીએ ડુબી જાય છે પછીજ ઉદ્ધાર પામે છે. ગુજરાતમા માનસવ્યાપારવાળી આવી કથાઓ લખાતી નથી. લેખકો કાં તો પ્રસંગોના બહુ રસીઆ હોય છે, પાત્રાલેખનના રસીઆ હોય છે, ઉપદેશ આપવા અથવા જીવનના પ્રશ્નોના પોતાના તૈયાર કરેલાં નિરાકરણો બોધવા ઉત્સુક હોય છે એટલે આવી સાદી છતા રોજ બનતી વાતો વાર્તામાં લાવી શકતા નથી, બંગાળીઓ જેટલો Abandon ગુજરાતીઓમા-નથી. તેઓ બહુ શાણા છે, તેથી અથવા સરસ્વતીચંદ્રના ઓથાર નીચે લાગણીનું સાહિત્ય સારો વિકાસ નહિ પામતું હોય.

ગુજરાતી સાહિત્યમાં ચોખેરવાળી જેવી વાર્તા ઉમેરવામાટે ભાષાંતરકાર તથા પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ અને સર રવીન્દ્રનાથની બધી વાર્તાઓ એ બન્ને

મારફત ગુજરાતી ભાષામા આવે એવું ઇચ્છીએ છીએ. સ્વ નારાયણ હેમચન્દ્રે સર રવીન્દ્રનાથની "રાજર્ષિ ગોવિંદ માણિક્ય" નામની વાર્તાનો તરજુમો કર્યો હતો તે ફરી છપાવવા રા. જીવનલાલને ભલામણ કરીએ છીએ.

૩. લો. મા. દાદાભાઈ નવરોજજીનું ટુંકું જીવનચરિત્ર, લેખક જયંતઃ—વિવેચક પત્રના પ્રકાશક રા. હીરાભાઈ દેશાઇએ "જીવન ચરિત્રમાળા" નું પ્રકાશન કરવા માંડયું છે તેનું આ ૧ લું પુસ્તક છે. સંક્ષેપમા આ મહાપુરૂષના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો ઠીક જણાવ્યા છે.

૪ જર્મનીની ઉન્નતિ શાથી થઈ?—મૂલ્ય રૂ. ૧-૧૦-૦ રા. જીવનલાલની જ્ઞાન-વર્ધક પુસ્તકમાળાનું આ સાતમું પુસ્તક છે રા. નારાયણ કૃષ્ણ આગાશે કૃત મરાઠી ગ્રંથ ઉપરથી આ ગુજરાતી અનુવાદ રા. ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીને કર્યો છે હમણા હમણા ગુજરાતી સાહિત્યના સેવકોની સંખ્યા વધતી જાય છે પણ તેમાં મરાઠી અને હિંદીમાથી પુસ્તકોજ નહી પરંતુ લેખો (articles) ના ભાષાંતર કરનારની સખ્યા ઘણી વધની જાય છે એ ખેદજનક છે. સાહિત્યની અભિવૃદ્ધિ એઓ કરે છે, વાચનની અભિલાષુ પ્રજાને સારૂં વાંચન પૂરૂં પાડે છે તે માટે એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. પણ એથી આપણા પ્રજાજીવનના વિકાસને મ્હોટી હાનિ પહોચે ને મહેનત, સ્વાલંબન, અભ્યાસ વગેરેની જોઈએ તેવી ખીલવણી થતી નથી. જાતે વિષયનો અભ્યાસ કરી લેખ લખવાથી આપણી શક્તિઓ અને સાથે દેશની શક્તિ ખીલે છે તેવી આ રીતે નથી ખીલતી. પ્રજાના જીવનમા એકરસ થઈ જે નિર્માણ થવું જોઇએ તે થતું નથી અને છપાઈના પ્રકાશની સ્થાયી અસર થતી નથી ભાષાંતર કરવાથી જલ્દી સેવા થાય છે એટલે સ્વતંત્ર નિર્માણ કરવાની વૃત્તિ મરી જાય છે અને બીજી રાખી રીતે પરાધીન ગુજરાત વિચારમા પણ પરાધીન થાય એ અસહ્ય છે અમુક ભાષામાં અમુક જાતનું સાહિત્ય ઉચ્ચકોટિનું છે અને તે આપણી ભાષામાં ઉતારવાની જરૂર હોય તો સતત પ્રયત્ન ભાષાંતરનો થાય તો તે આદરપાત્ર છે પણ આ છૂટોછવાયો, વિચાર કે ઢંગ વગરનો અઢાતઢાનો પ્રયત્ન તિરસ્કારપાત્ર થવો જોઇએ પણ આમ થાય છે તે સકારણ થાય છે. લોકોમા વાચવાની લાલસા વધતી જાય છે પણ તેને પહોચી વળે એટલી ગ્રંથવૃદ્ધિ થતી નથી. તેમાએ અંગ્રેજી અને સંસ્કૃતના સારા વિદ્વાનો ગ્રંથો લખવા કટિબધ્ધ થતા નથી કુદરતને શૂન્ય રૂચતું નથી કોઇનું સ્થાન દુનીઆમાં ખાલી રહેતુ નથી થોડું અંગ્રેજી ભણેલા સાહિત્યસેવા કરવા ઉધુકત થાય છે અને અંગ્રેજીના ઓછા અભ્યાસને લીધે તેઓ સ્વાભાવિક રીતે હિંદી અને મરાઠી સાહિત્યનુ સેવન કરે છે—જ્ઞાનના ઘણા પ્રદેશોમા એ ભાષાની ગ્રંથસમૃદ્ધિ આપણી કરતા વિવિધ અને વિપુલ છે એટલે એવા ગ્રંથોનું ભાષાંતર કરવાનુ સ્હજ મન થાય છે અને ભાષાંતરોથી આપણી ગ્રંથ સંમૃદ્ધિ વધતી જાય છે

આ પુસ્તકના લેખક કે પ્રકાશક પ્રત્યે કોઇ પણ પ્રકારના દ્વેષભાવથી આ વિચારો અમે લખ્યા નથી. પણ આ પ્રસંગે તે સ્વયંભૂ સ્ફુરી આવ્યા એટલે પ્રગટ કર્યા છે.

આવું સારૂં પુસ્તક પ્રકટ કરવા માટે બન્નેનો ઉપકાર માનીએ છીએ. યુરોપમાં જે પ્રજાએ કુરૂક્ષેત્ર જમાવ્યું છે તે કેવી રીતે ઉન્નત થઇ હતી, એણે પોતાની જીવન વ્યવસ્થા કેવી કરી હતી, એની આશાએ, અભિલાષાએ, મહેચ્છાએ, વાછનાએ કેવાં છે, તે સિદ્ધ કરવા એણે કેવી તૈયારીઓ કરી હતી તે જાણવાની ખાસ જરૂર છે. જર્મન પ્રજામા ઘણા દોષો છે છતાં ગુણો પણ જેવા તેવા નથી. આપણા જેવી પ્રજાએ તો એમાંના ગુણો ખાસ ખીલવવા જેવા છે. એમનો આગ્રહ, એમની thoroughness, સર્વોપરિ થવાની લાલસા વગેરે વિચારવા જેવા અને સ્વીકારવા જેવા ગુણો છે આ ગ્રંથમાં જર્મન સાહિત્ય, ફીલસુફી, કળા આદિ વિશે પ્રકરણો હોત તો વધારે સારૂં આ ગ્રંથ જેમ વધારે વ ચાશે તેમ લાભ છે. લડાઇ નિમિત્તે આવાં, દેશવર્ણન વાચવા લોકોનું મન થશે અને એથી ગુજરાતના જીવનમા નવી પ્રેરણા આવશે ભાષા સહેલી છે એટલે રસથી ગ્રંથ વાંચવામાં વિક્ષેપ નહીં આવે. બાકી પ્રસંગો, સંસ્થાઓ, દષ્ટિબિન્દુઓ, વિચારો, અનુભવો, મુશ્કેલીઓ, તેનાં નિરાકરણો તદ્દન અપરિચિત ઘણાને લાગશે પણ આપણી સંસ્કૃતિ સાથે બીજી સંસ્કૃતિ સરખાવવામા જેમને રસ પડતો હશે તેઓ આ ગ્રંથ હોસથી વાંચશે. આ ગ્રંથ વાચવાથી આપણી વર્તમાન સંસ્કૃતિ વિશે વિવિધ પ્રશ્નોને ઉઠશે. આશા છે કે આ ગ્રંથનો પ્રસાર અધિક થશે

ગુજરાતનું દુર્ભાગ્ય છે કે રાજદ્વારી ચર્ચાવાળા ગ્રંથો નિશાળોમાં ખપી શકતા નથી અને ગ્રંથોનો મ્હોટો અને જલદી ઉઠાવ કેળવણીખાતામાં થતો હોવાથી સારા સારા ગ્રંથોને 'રાજદ્વારી ચર્ચાથી છેકજ અલગ' રાખવા પડે છે આ ગ્રંથ પણ એવીજ રીતે રાજદ્વારી રોગથી મુક્ત છે!

૨. પા

---

## રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનુ રણક્ષેત્રાભિગમન.

"નવજીવન" ના વાંચકો જાણી હર્ષપુલકિત થશે કે એના તંત્રી મેસોપોટેમીઆના રણક્ષેત્રમાં વર્તમાનપત્રોના પ્રતિનિધિ તરીકે ગયા છે. મે મહિનાની મધ્યમાં પાછા આવવાની વકી છે.

# નોટીસ.

દરેક રેલ્વે ઉતારૂને જાણવાની જરૂર છે કે.—

(૧) તે ઉતારૂના ડબ્બામાં ધારા કરતા વધારે માણસ ભરવાની કોશેશ કરતા રેલ્વે પોલીસના માણસ કે રેલ્વે નોકરની સામે થવાનો તેને હક છે

(૨) આ હકથી અજ્ઞાન એવા બીજા ઉતારૂઓમાં તે વિષે માહિતી ફેલાવવી એ દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે

(૩) પોતાના તથા પોતાની સાથે મુસાફરી કરતા બીજા કમનસીબ ઉતારૂઓના લાભને ખાતર—આ હકનો ઉપયોગ કરવાની દરેક સુશિક્ષિત ઉતારૂની ફરજ છે

(૪) પહેલા કે બીજા વર્ગમા મુસાફરી કરતો દરેક હિંમતવાન, ત્રીજા વર્ગના મુસાફરો ઉપર જુલમ થતો જોઇ તેમની મદદે જવા ચૂકશે નહિ એમ આશા છે.


# કિન્ડરગાર્ટન

## સંબંધી છ લેખો.

લખનારઃ—હિંમતલાલ ગણેશજી અંજારીઆ,

કિંમત આના છ, પોષ્ટેજ જુદું.

---

he Best Pure Linseed Double Boiled Oil

IS

The "Maneless Lion Brand."

**શુદ્ધ સ્વદેશી બેલતેલ વાપરો.**

ગમે તેવી જાતનાં ઉંચામાં ઉંચા બેલતેલ કરતાં સારૂં અમારૂં શુદ્ધ બેલતેલ આખા હિંદુસ્થાનમા પ્રખ્યાતી પામેલું છે તથા તમામ જાતના લોખંડ, લાકડા અને ઇમારતો રંગવાના કામમા ઉત્તમ નીવડયું છે

અમારૂં બેલતેલ હિંદુસ્તાનના તમામ વેપારોને ત્યાંથી મળે છે

પાંચ ગેલનના ડબ્બામાં વેચાય છે.

આખા હિંદુસ્તાનમાં અમારીજ કંપની શુદ્ધ સારામા સારૂં બેલતેલ બનાવે છે તમામ ડબ્બા ઉપર સીલ થાય છે. માટે અમારા (વગર ચાળના સીંહની) ટ્રેડમાર્કની ખાત્રી કરીનેજ માલ ખરીદજો.

ગુજરાત તથા કાઠીયાવાડના મોટા શહેરોમાં એજન્ટો જોઇએ છે વધુ વીગત માટે નીચેના સરનામે લખો અથવા મળો.

મેસર્સ બાલાભાઇ જમનાદાસની કંપની.

એજન્ટસ—ધી ગુજરાત ઓઇલ મીલ એન્ડ કંપની

અસારવા-કાલુપુર પોસ્ટ, અમદાવાદ.

Messrs Balabhai Jamnadas & Co
Agents, The Gujarat Oil Mill Co.,
AHMEDABAD.

અમારૂં બેલતેલ-"ગુજરાત ટ્રેડીંગ કંપની કોઠીપોળ, વડોદરા એ સ્થળેથી મળશે.

# જીજ્ઞાસુને ચેતવણી !!!

ઉત્તમ થવાને જાગૃત કરી-સ્વર્ગ-મોક્ષનો માર્ગ બતાવનાર ચરિત્રનો ખજાનો:—

**चरित्र चंद्रिका**— ભાગ ૧ લો—આ લોકપ્રિય ગ્રંથની-ટુંક વખતમાં ઘણા સુધારા સાથે-( ચોથી આવૃત્તિ ) છે-તે તેની ઉત્તમતાનો પ્રત્યક્ષ પુરાવો છે-વિશેષ ખાત્રી વાંચવાથી થશે-આમાં જગતપ્રસિદ્ધ પવિત્ર-શ્રીરામ, શ્રીકૃષ્ણ, પરશુરામ, દત્તાત્રેય, ઈંદ્ર, મનુ, નારદ, જનક, કપિલ, અગસ્ત્ય, યાજ્ઞવલ્કય, ગૌત્તમ, બૃહસ્પતિ, વશિષ્ટ, વિશ્વામિત્ર, વાલ્મિક, વ્યાસ, પાણિની, પતં રાવણ, લક્ષ્મણ હનુમાન, ધન્વંતરી, ધ્રુવ, માધાત, સગર, ભર્તૃહરિ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, અર્જુન, ભીષ્મ, નળ, દ્રોણાચાર્ય, અશોક, ચાણાક્ય, ગોરક્ષનાથ, મચ્છેંદ્રનાથ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય ભાષ્કરાચાર્ય, કબીર, નાનક, સહજાનંદ દયાનંદ સરસ્વતી, ત્રિકાલદર્શી, અર્હન, મહાવીર, બૌદ્ધ, જરથોસ્ત, ઇસુખ્રિસ્ત, મહંમદ પેગંબર, વીક્રમ, ભોજ ભવભૂતિ, બીરબલ, તાનસેન, ચંદ, વડ ભાઈ, જડભરત, હુજડ જોશી, તુલશીદાસ, સુરદાસ, નામદેવ, નરસિંહમેતો ઈત્યાદિ-મહાન્ દૈવી પુરૂષોનાં ચરિત્રો-દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતોને-ભારત વર્ષનું ત્રિકાલીકદર્શન છે-આ ધાર્મિક, નૈતિક, વ્યાવહારિક, પારમાર્થિક, વીરતા અને તત્વ જ્ઞાનાદિનો બોધ સ્વર્ગ-મોક્ષનો માર્ગ બતાવે છે. પૃષ્ટ ૬૦૦, સુંદર પાકું પુઠું-અગા- ગ્રાહક થનારને રૂ. ૨) પાછળથી રૂ. ૨ાા. દશ ગ્રાહક કરનારને એક બુક બક્ષીસ. થોડા વખતમાં બહાર પડશેઃ—

## ઘરમાં સ્વર્ગીય સુખ વધારવા ઉપયોગી !!!

**स्त्रीनुं कर्त्तव्य**— ભાગ ૧ લો-આ પુસ્તકમાં-સ્ત્રીઓને પવિત્ર પ્રેમી કરી-ગૃહસંસાર સ્વર્ગરૂપ બનાવવા યોગી થઇ પડે-એવાં સ્ત્રીઓનાં કર્ત્તવ્યને લગતા ઘણા ઉપયોગી વિષયો છે-તે દરેક ઘરમા શિક્ષણ લેવા બહુ ઉપયોગી છે-થોડા વખતમા બહાર પડશે. અગાઉથી થનારને બેઉ ભાગ સાથે રૂ. ૧) પાછળથી રૂ. ૧ાા) દશ ગ્રાહક કરનારને બુક બક્ષીસ.

કેશવજી વિશ્વનાથ ત્રિવેદી-ઠે. વાઘેશ્વરીની પોળ-મું૦

# નવજીવન

અને

# સત્ય

મે ૧૯૧૭.



તંત્રી અને પ્રકાશક

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦; છુટી નકલ આના ૩.

# જીજ્ઞાસુને ચેતવણી !!


ઉત્તમ થવાને જાગૃત કરી-સ્વર્ગ-મોક્ષનો માર્ગ બતાવનાર ચરિત્રનો ખજાનો:—

**चरित्र चंद्रिका—** ભાગ ૧ લો—આ લોકપ્રિય ગ્રંથની-ટુંક વખતમાં ઘણા સુધારા સાથે-( ચોથી આવૃત્તિ ) છે-તે જ તેની ઉત્તમતાનો પ્રત્યક્ષ પુરાવો છે-વિશેષ ખાત્રી વાચવાથી થશે-આમાં જગતપ્રસિદ્ધ પવિત્ર-શ્રીરામ, શ્રીકૃષ્ણ, પરશુરામ, દત્તાત્રેય, ઈંદ્ર, મનુ, નારદ, જનક, કપિલ, અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય, ગૌત્તમ, બૃહસ્પતિ, વશિષ્ટ, વિશ્વામિત્ર, વાલ્મિક, વ્યાસ, પાણિની, પતંજલી, રાવણ, લક્ષ્મણ, હનુમાન, ધન્વંતરી, ધ્રુવ, માંધાત, સગર, ભર્તૃહરિ, હરિશ્ચંદ્ર, યુધિષ્ટિર, અર્જુન, ભીષ્મ, નળ, દ્રોણાચાર્ય, અશોક, ચાણાક્ય, ગોરક્ષનાથ, મચ્છેંદ્રનાથ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય ભાષ્કરાચાર્ય, કબીર, નાનક, સહજાનંદ દયાનંદ સરસ્વતી, ત્રિકાલદર્શી, અર્હન, મહાવીર, બૌદ્ધ, જરથોસ્ત, ઇસુખ્રિસ્ત, મહંમદ પેગંબર, વીક્રમ, ભોજ ભવભૂતિ, બીરબલ, તાનસેન, ચંદ, વડ ભાઈ, જડભરત, હુજડ જોશી, તુલશીદાસ, સુરદાસ, નામદેવ, નરસિંહમેતો ઈત્યાદિ-મહાન્ દૈવી પુરૂષોના ચરિત્રો-દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતોને-ભારત વર્ષનું ત્રિકાલીકદર્શન છે-આ ચરિત્રો ધાર્મિક, નૈતિક, વ્યાવહારિક, પારમાર્થિક, વીરતા અને તત્વ જ્ઞાનાદિનો બોધ સ્વર્ગ-મોક્ષનો માર્ગ બતાવે છે. પૃષ્ટ ૬૦૦, સુંદર પાકું પુઠું-અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૨) પાછળથી રૂા. ૨ાા દશ ગ્રાહક કરનારને એક બુક બક્ષીસ. થોડા વખતમાં બહાર પડશે —

## ઘરમાં સ્વર્ગીય સુખ વધારવા ઉપયોગી !!!

**स्त्रीनुं कर्त्तव्य—** ભાગ ૧ લો-આ પુસ્તકમાં-સ્ત્રીઓને પવિત્ર પ્રેમી કરી-ગૃહસંસાર સ્વર્ગરૂપ બનાવવા ઉપયોગી થઇ પડે-એવાં સ્ત્રીઓનાં કર્ત્તવ્યને લગતા ઘણા ઉપયોગી વિષયો છે-તે દરેક ઘરમાં શિક્ષણ લેવા બહુ ઉપયોગી છે-થોડા વખતમાં બહાર પડશે અગાઉથી થનારને બેઉ ભાગ સાથે રૂા. ૧।) પાછળથી રૂા. ૧ાા ) દશ ગ્રાહક કરનારને બુક બક્ષીસ.

કેશવજી વિશ્વનાથ ત્રિવેદી-ઠે. વાઘેશ્વરીની પોળ-મું૦

નવજીવન

અને

સત્ય.

મે ૧૯૧૭. અંક ૧૧

# *અબળાઓનો એકો.

૧

હું હિંદનો રહેવાશી, અમેરિકાના જંગલોમાં ભ્રમણ કરી કરી ઘણોજ થાકી ગયો હતો, અને સુસ્તીનું સામ્રાજ્ય મારા ઉપર પ્રવર્તિ રહેવાની તૈયારી થઇ ગઇ હતી, તેવામાં એક શહેર ઘણુંજ નજદીકમા છે એમ મારા જોવામાં આવ્યું, અને તેથી હું ઉત્તેજીત થયો. દેખાવ ઉપરથી વ્યવહારૂ, વ્હેપારી, શહેર હોય, એમ લાગતુ હતું. ઘણા દિવસ સુધી પગપાળે એકલા મુસાફરી કર્યા પછી આવા એક શહેરના વિભાગમા દાખલ થવાથી મને ઘણોજ આનંદ થયો.

પરંતુ થોડીકજ વારમાં મને લાગ્યું કે દુરથી જે આનંદગય દેખાવ આ શહેરનો લાગતો હતો તેવો દેખાવ, કાંઇક નહિ કળી શકાય તેવા કારણથી, અંદર આવ્યા પછી લાગતો નહોતો. જે જે માણસોને હું મળતો હતો તેઓ જો કે દોડાદોડ અને ધમાધમ તો કરતા હતા, તો પણ જાણે બેદરકાર કે કાંઇક અસ્તવ્યસ્ત હોય તેવી અસર મારા મન ઉપર થઇ. તેમના કપડાંનું ઠેકાણું નહોતું, બેદરકારીથી રાખેલી દહાડી મૂછ, તેમની ચોખ્ખાઇની, તેમજ રસિકતાની ખામી બતાવી આપતા હતાં તેમના કફ કૉલર મેલાં અને ચુથાયલાં હતા તેમનાં નેકટાઇ વિચિત્ર રીતે બાંધેલા હતાં, દરેક જણ કાંઇ ઉંડા વિચારમાં હોય તેમ લાગતું હતું. અને વળી દાઝવાથી કે ચપ્પુ વાગવાથી કાંઇક ઇજા થઇ હોય તેમ ઘણાખરાની આંગળીએ ગંદા પાટા બાંધેલા હતા. હવામાં જાણે દવાની વાસ પ્રસરી રહી હતી.

---

* ( [illegible] N Miller નામના અમેરિકન ગ્રંથકારના Strike of a Sex નામે અંગ્રેજી વાર્તા ઘટાડા સાથે.

કપડાંઓના આ ગડબડાટનુ મુખ્ય કારણુ તરતજ મારા જોવામાં આવ્યુ. તે બધાના કપડામા કોઈ પણુ જાતના બટનો જ ન હતાં. જાણે કે બટનની બનાવટ જ બના એકદમ ભૂલી ગયા હોય, તેમ બટનને બદલે કાઇ જાત જાતની પીનો વગેરે સર્વેએ ખોસેલાં હતા. કાંઇક કાઇક વિચિત્ર રીતે કપડાની બે બાજુને પકડી રાખી હતી આ પહેરવેશથી થયેલા આઘાતમાથી હું કાઇક જાગૃત થયો, ત્યારે ત્યાંના ઘરો તરફ મારી નજર દોરાઈ. તેમની બાંધણી ઉત્તમ હતા કોતરકામ પણ સરસ હતુ. પરંતુ પગથીઆ ઉપર ધુળ અને કચરો જોવામા આવતાં હતા. આરસની ફરસ બંધીએ ડાઘવાળી હતી બારીઓમા સુંદર પડદા વગેરેને બદલે વિચિત્ર વાસણો ચાદાનીઓ વગેરે દેખાતા હતા બારીઓમાથી દિવાનખાના દેખાતા હતા તે પણ તદન ગોઠવણ વિનાના જ લાગતા હતા. સર્વત્ર ગુચવણ, ગોટાળો અને ગંદકીનું જ સામ્રાજ્ય હતુ. પણ વળી તેવામાં તરેહવાર વાસથી હુ ચમકી ઉઠયો. કાઇક કપડુ બળવાની, તો કાઇક વઘાર કે ઘી બળવાની કે વળી કોઇક ઠેકાણે રંધાતા ખોરાકની વાસ આવતી હતી, આખને નાકને અને મનને પણ આ જગા આનંદહીન લાગતી હતી.

માણસો બધા ઉતાવળમા આમ તેમ દોડતા હતા, પણ કોઇના મ્હો ઉપર સ્હેજ પણ સ્મિત નહોતું રસ્તાઓમા વસ્તિ હતી છતાએ શહેર જાણે તજાયલુ હોય તેવો આભાસ થતો હતો. મને કાંઇ સુઝ પડતી નહોતી. અને મારા મનના ઉત્સાહ અને આનંદ પણ જતા રહેવા માડયા એટલામા મને ખ્યાલ આવ્યો કે ઓટલાઓ ઉપર રસ્તાઓમા કે ચોગાનોમા, મે એક પણ બાળક જોયુ નથી. એટલુ જ નહિ પણ અત્યાર સુધીમા કોઇ સ્ત્રી પણ મારા જોવામા આવી નહોતી. આ વિચારથી મારા મનને જાણે આઘાત થયો. આ વાત મને ભ્રમ જેવીજ લાગી હું એકદમ અટકી ગયો, અને જે જે જગોએ થઇને આવ્યો હતો તે બધી જગા ઉપર જોયલા મનુષ્યો સબધી વિચાર કરવા માંડયો, પણ કોઇ ઠેકાણે સ્ત્રીનો ચહેરો જોયલો યાદ આવ્યો નહિ, નિશાળે જતી, ઉત્સાહ અને આનંદથી કુદતી, કોઇ કન્યા પણ મારા જોવામા આવી નહોતી.

સ્ત્રી નહિ કન્યા નહિ બાળકી નહિ શું આ શહેરમા નારી જાતિજ વસતી નથી ? આ વિચારથી જ મારા મોંમાંથી નિશ્વાસ નીકળી પડયો ખરેખર, અત્યાર સુધીમાં આ શહેરમાં મ્હેં ફકત પુરૂષો જ, ગમે તેમ કપડા પહેરેલા રસહીન દેખાતા, ઢંગધડા વિનાના લાગતા, કર્કશ પુરૂષો જ જોયા હતા. જાણે વિયોગથી તેમાનામાની સઘળી મિઠાશ મરી ગઈ હોય, સભ્યતા સરી ગઇ હોય, તેમ લાગતુ હતુ

થોડા વખત સુધી તો આ બાબત સંબધી મ્હેં ફકત તર્કજ કર્યા. ફકત જિજ્ઞાસા ઉશ્કેરાઇ હતી તે શાંત કરવા માટે જ તે સબધી વિચાર કર્યા, પણ જેમ જેમ વધુ વિચાર કરતો ગયો, તેમ તેમ મને દુઃખ લાગવા માડયુ. શહેરમા સ્ત્રીઓ જ નથી, એ વિચારે મારા શરિરમા કપારી આવી. મને એમ લાગ્યું કે હું કોઇક એવા વિચિત્ર સ્થળમાં આવી પહોંચ્યો છું કે જ્યાંથી સ્ત્રી રૂપી માધુર્ય

અને સૌંદર્યની મૂર્તિઓ અને બાળક—નિર્દોષતાના—મૂર્ત સ્વરૂપોનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. આ સ દેહ હું લાંબો સમય સહન કરી શકયો નહિ. રીતભાત અને સભ્યતાને દૂર કરી હું એકદમ દોડયો અને એક માણસ દવાવાળાની દુકાનમાંથી બ્હાર નિકળતો હતો તેને જઇને જરા જંગલી રીતે મ્હેં હાથ ઝાલ્યો.

૨

જે માણસનો હાથ મેં કાંઇ પણ રીતભાત વગર, ઉતાવળથી ઝાલ્યો, તે માણસ પણ ત્યાં મેં જોયેલા બીજા માણસોની માફક જ ઉંડી નિરાશામાં હોય તેમ લાગતું હતું. તેના વાળ તથા કપડા પણ અસ્વચ્છ અને ઠીકઠાક કર્યા વગરના હતા. અને તેની આંખમા ઉંડો ખેદ દેખાઇ આવતો હતો. તેની આંગળીયે પણ પાટો બાંધેલો હતો. તેના હાથમાં શીશી હતી તેની ઉપર લખ્યું હતું કે "દાઝયા ઉપર લગાડવાની દવા."

"માફ કરજો સાહેબ!" હું બોલી ઉઠયો. "પણ મહેરબાની કરીને મને કહો કે આ ગામમાં શો કમનસિબ બનાવ બન્યો છે? બધા ઉદાસ કેમ લાગો છો? અને ગામની સ્ત્રીઓ કયાં છે?"

તે માણસ અજાયબીથી મારા સામું જોઇ રહ્યો અને બોલી ઉઠયોઃ

"શું છેલ્લા ત્રણ માસથી સર્વ સ્ત્રીઓએ હડતાળ પાડી છે તેથી તમે અજાણ છો? અત્યાર સુધી વિધિએ તેમને માટે જ પ્રથમથી નિર્માણ કરી મુકયા હોય, તેમ પુરૂષોએ અમુક કાર્યો ફકત સ્ત્રીઓનાજ અધિકારમા મહા ઉદારતાથી અલગ રાખ્યા છે, તે સઘળા કાર્ય નહિ કરવાનો સર્વ અવસ્થા અને જાતની સ્ત્રીઓએ એક જાતિ તરીકે એકઠાં થઇને દ્દઢ નિશ્ચય કર્યો છે. તેઓ કહે છે કે અગણિત યુગોથી જે શૃંખલાથી તેમને બાંધવામાં આવ્યાં છે, તે જો કે ફુલ સાથે ગુંથી લેવામાં આવેલી છે, તથા તેને સુકોમળ ભાવનામય અને લાડકડા નામથી ઓળખાવવામાં આવે છે, તો પણ પૃથ્વી પરની કોઇ પણ જાતની ગુલામીની શૃંખલાઓ કરતાં તે વધારે જુની તેમજ કટુતાભરી છે હવે આ બેડીઓ તોડી નાખવાનો વખત આવ્યો છે અને તેમણે નિશ્ચય કર્યો છે." હું તો ગભરાટથી બોલ્યો—'શું તમે એમ કહો છો કે સર્વ સ્ત્રીઓએ, પોતે જેને પોતાના "જાતિ" તરિકે હક્ક કહે છે, તે મેળવવા માટે હડતાળ પાડી છે?" "હા તેમજ છે." તે માણસે ઉત્તર આપ્યો. ' એક જાતિ તરિકે જ તેમણે એક્કો કર્યો છે" આ સાભળી હું તો સ્તબ્ધ જ બની ગયો. આખી સ્ત્રી જાત એકઠી થઇ જાય તે મારા કલ્પનામાં ન આવ્યું. તે માણસ બોલ્યો "મારે હવે જવુ જ જોઇયે. ધોવાનાં લુગડાં ઉકળતાં મૂકી હું આવ્યો છુ. બપોર થઇ જવાથી કદાચ બધું પાણી બળી ગયું હશે." એમ કહી તે ચાલવા લાગ્યો. તેની પાછળ બૂમ પાડીને મેં કહ્યુ "અરે, મને કહો તો ખરા, કે તે સઘળી સ્ત્રીઓ તેમના નિર્દોષ બાળકોને લઇને ગઇ છે ક્યા? આ શાપિત ભૂમિની ધુળ મારા પગ ઉપરથી ખંખેરી હું ચાલ્યો પહેલાં મને એ વાત જણાવો. શું તેઓ સદાને સારૂ સટકી ગઇ તો નથીને

" ના, ના, હજી સ્થિતિ એટલી ખરાબ નથી થઇ. હમણાં તો તેઓ પુરૂષોનો સહવાસ તજી ગયાં છે અને પાસેના પરામાંના એક મોટા જાહેર મકાનનો તેમણે કબજો લીધો છે. અને ત્યાંજ વસવાટ કર્યો છે. ત્યાં રહ્યાં રહ્યાં, તેઓ પુરૂષ સત્તાધારીઓ સાથે સંદેશા ચલાવે છે ગામમાં તેમણે એક પણ સ્ત્રી રહેવા દીધી નથી. ગરીબ, ઘરડી, અને માંદી સ્ત્રીઓને પણ તેઓ પોતાની સાથે લઇ ગયા છે. વૃદ્ધ દાદીઓ, આધેડ સ્ત્રીઓ, યુવતીઓ, બાળાઓ, સઘળી એક સાથેજ રહે છે. જે નાનાં છોકરાંઓ, મા વગર રહી શકે તેવા નહોતાં, તેમને પણ સાથે લીધાં છે. ગામમાં હવે એક પણ સ્ત્રી નથી હાલ તરત તો પુરૂષોનો, સ્ત્રીઓએ સંપૂર્ણ ત્યાગ કર્યો છે અને તેમની માંગણીઓ સંતોષવામા આવશે નહિ તો આ ત્યાગ સદાને માટે થશે."

મારા મનમાં આ સાંભળી કાંઇ કાંઇ વિચારો આવ્યા. વધારે વિગતો જાણવા માટે હું બહુ આતુર થઇ ગયો. પણ પેલો માણસ તો ચાલી ગયો. તેવામાં એક બીજો માણસ દવાની દુકાન ઉપરની જાહેરખબરો વાંચતો મારા જોવામા આવ્યો. તેણે તો ટાઇ, કૉલર, અને બટનનો સમૂળગો ત્યાગજ કર્યો હતો. તેને હું પૂછવા ગયો ત્યારે એણે કહ્યુ કે હમણા આ દવાવાળાની દુકાને ખરીદવાનો લાગ સારો છે. પુરૂષો શઘડી ચુલા સાથે, એમના ઉતાવળીયા સ્વભાવને લીધે, ફાવતા નથી અને વારવાર દાઝે છે. ફક્ત દાઝવાની દવામાથીજ પુષ્કળ પૈસો પેદા થાય તેમ છે હડતાળ સંબંધી વધારે વિગતો મેં એને પૂછવા માંડી ત્યારે કહ્યુ કે "જુઓ પેલો સામેથી માણસ આવે છે તેને બધી ખબર છે તે બિચારો પરણવાનો હતો, બધું નક્કી થઇ ગયું હતું પણ તેવામા હડતાળ પડી એટલે એની થનાર સ્ત્રી ચાલી ગઇ અને લગ્ન અટક્યા. ચાલો હું તમને તેની સાથે ઓળખાણ કરાવું."

આટલું કહી તેણે ઓળખાણ કરાવતાં કહ્યુ કે તેમનું નામ મી લીસ્ટર છે. મેં કહ્યુ "મારૂં નામ દેસાઇ છે અને હુ હિંદુસ્તાનનો વતની છું. અમેરિકામાં આવ્યા પછી, જંગલની મોજ ચાખવાના હેતુથી છેલ્લા ત્રણ માસ થયા હું ભ્રમણ કર્યા કરૂં છું."

૩

મી. લીસ્ટર સાથે આતુરતાથી મેં વાત કરવા માંડી. તેની ઉમર મારા જેટલીજ હતી. સ્વભાવે તે નિખાલસ લાગતો હતો, અને તેનુ વર્તન સ્નેહભર્યું હતું. તે જ્યાં જતો હોય ત્યા તેની સાથે જ જવાની મેં ઇચ્છા દર્શાવી. તેણે જણાવ્યું કે તે પોતાને ઘેર જ જતો હતો અને પોતાની સાથે જ ઉતારો લેવા અને આમંત્રણ કર્યું, અને જણાવ્યુ કે સ્ત્રી વિનાના ઘરમા જેવુ શુંચવણભર્યું આતિથ્ય આપી શકાશે તેવુ તે આપશે મે તે વાત કબુલ કરી, અને રસ્તે જતાં હડતાળ વિષે પૂછપરછ કરી.

તેણે કહ્યુ "વાત સઘળી સાદી જ છે. એકવાર એક કેદી સોળ વર્ષ પુરાઇ રહ્યો. પછી તેને સુઝયું કે બારીમાથી નાશી જાઉં તેણે તેમ કર્યું, અને છુટી ગયો. મજૂરોની મોટી હડતાળની વાત તો તમે જાણો છો, તે હડતાળોથી સત્તાવાળાઓ કેવા મજૂરોની

ગયા હતા તે પણ જાણીતી વાત છે. મજુરો ધનવાનના દાસ નહિ પણ શેઠ જેવા છે તે વાત એ ઉપરથી સાબિત થઇ. આ બનાવથી સ્ત્રીઓના મનમાં પણ એમ આવ્યું કે પુરૂષો તેમને જે હક્ક આપતા નથી તે તેઓ તેમની પાસેથી લઇ શકશે. જો સઘળી સ્ત્રીઓ એકઠી થઇ શકે તો પુરૂષ ઉપર એવો તો દાબ બેસાડી શકે, તેમને એવી તો અગવડમાં આણે કે, ચુપચાપ બધાજ હક્ક, જેને માટે તેઓ વર્ષો થયાં માગણી કર્યા કરે છે તે, એકદમ આપી દે. અને સ્ત્રીઓની સત્તા તે કેટલી બધી છે! વ શની વૃદ્ધિ જ સઘળી તેમને આધીન છે! વળી એવામા "ભ્રાતૃભાવ," પુરૂષો વચ્ચે ભ્રાતૃભાવની જબરી હિલચાલ ચાલવા માંડી. તે ઉપરથી તેમને વિચાર આવ્યો કે સ્ત્રીઓમા "ભગિનીભાવ" શા માટે ન બાંધી શકાય! જો પુરૂષો સઘળા ભાઇ છે તો સ્ત્રીઓ બધી બ્હેનો છે આ ભગિનીભાવનો વિચાર અને પોતાની સત્તાનો ખ્યાલ, એ બે એકઠાં થયા. તે ઉપરથી આ મોટી હડતાળ તેઓ પાડી શક્યા છે"

હું બોલ્યો "આ હડતાળને લીધે જ લોકો બધા કપડામાં બેદરકાર લાગે છે, ગંદા દેખાય છે અને તેમના પહેરવેશમા બટનનું તો નામ નથી"

"બટન" મી. લીસ્ટર હસીને બોલ્યો. "હા, જેવી હડતાળ પડી કે તરત જ સ્ત્રીઓએ દરજીઓને સ દેશો મોકલ્યો અને કહાવ્યુ કે પરાપૂર્વથી બટન ચોઢવાનો અધિકાર તો સ્ત્રીઓનો જ છે અને તે જો કોઈ ખુંચવી લેવાનો પ્રયત્ન કરશે તો હડ-તાળ પછી પણ તેની ખબર લેવામાં આવશે. આ સંદેશાથી દરજીયો તો ગભરાઇ જ ગયા છે. અને બટનનું નામ દેતા નથી. બટનના કારખાનાવાળાઓને પણ તેથી નુક-શાન જવા માંડયું છે. તેમણે પણ ઘણા પ્રયત્નો કર્યાં પણ કાંઈ વળ્યું નહિ."

થોડીવાર શાંતિથી ચાલ્યો પછી મેં કહ્યું—"જે હક્કને માટે સ્ત્રીઓ આટ આટલું કરે છે તે તો જુના જાણીતા હક્ક જ હશે ને? મિલ્કત સંબંધી હક્ક, મત આપવાના હક્ક, અમલદારીના હક્ક કે કદાચ પ્રેસીડંટ થવાનો હક્ક હશે અને સરખા પગાર મેળવવાનો હક્ક. હુ ધારૂં છું કે આટલા જ હક્ક તેઓ માંગે છે."

"ના, રે ના" મી. લીસ્ટરે કહ્યુ "આ તો સઘળા અમે ક્યારનાયે આપી દીધા છે, ફક્ત હડતાળ પછીના બે અઠવાડીયાંમા તો આ બાબતોમાં સ્ત્રી અને પુરૂષના હક્ક અમે સર ખા જ કરી નાખ્યા છે. એમની હડતાળ એવી તો સંપૂર્ણ અને સફળ હતી કે ત્રણ દિવસમાં જ દરેક જણને લાગ્યું કે સ્ત્રી વિના જીવન જ નકામુ છે. જો એકાદ જ ધંધાની કે પાયરીની સ્ત્રીઓએ એક્કો કર્યો હોત તો તો આવું ન લાગત. પરંતુ સમગ્ર સ્ત્રી જાતિના જ જુદા જવાથી, એવો તો અંધકાર થઇ ગયો છે કે દેવો પણ તેથી થર-થરી જાય"

"હું તે સમજી શકું છું" હું બોલ્યો "પણ તમે જો આ સર્વ હક્ક તેમને આપી દીધા હોય તો પછી હડતાળ ચાલુ કેમ રહે છે?"

મી. લીસ્ટરે કહ્યુ, "સ્ત્રીઓએ પોતાનું બળ જાણ્યું, એટલે પોતાના હક્કોની યાદી પણ લાંબી કરી. સાધારણ, જાણીતા હક્ક ઉપરાંત એક બીજા હક્કની તેમણે માંગણી

કરી છે. તેમની સ્વતંત્રતાનો સઘળો આધાર આ એક મહાન હક્ક ઉપર જ છે એમ તેમનું કહેવું છે આ માંગણીથી વિદ્વાન, તત્ત્વવેત્તા, રાજ્યકુશળ નરો વિચારમાં પડી ગયા છે. ઘણી ઘણી ચર્ચાઓ થઇ છે અને છેવટે પુરૂષ માત્રનો મત લઇ તેનો નિર્ણય કરવાનું ઠર્યું છે. આ ચર્ચામાં વખત ઘણો નિકળી ગયો. પણ વંશવૃદ્ધિ, વંશ કાયમ રહેવાનો પ્રશ્ન એટલો મહત્ત્વનો છે કે નિર્ણય કરવાનો જ છે સોમવારે મત લેવાના છે."

"પણ આ મહાન હક્ક છે શો?" મે પૂછયું. ઘણો ઘણો વિચાર કરતા પણ મને સૂઝ્યો નહિ

"આ મહાન હક્ક તે એ છે કે .." આટલુ બોલવામાં એક ન્યુસ પેપર વેચનાર પોરીયાએ બૂમ મારી "નવો ઘોઘાટ બટનવાળાની માગણી નામજૂર. બટનનો બ્હેપારી તુટ્યો" મારા મિત્રે એક નકલ લીધી આ સમયે અમે એના રૂવાબદાર મકાનના સુંદર દ્વાર આગળ આવી પહોચ્યા હતા. તેણે ઘણી જ નમ્રતાથી મને આવકાર દીધો અને કહ્યું કે કોમળ અને કલામય આતિથ્યની દેવી—સ્ત્રી—વિનાના આ ઘરમાં બનશે તેટલી સગવડ તમને મળશે.

૪

મી. લીસ્ટરે મને જણાવ્યુ કે સ્ત્રીઓની આ મોટી હડતાળથી તેને તેની પ્રેમ-મૂર્તિ પ્રિયતમા ખોવી પડી હતી, એટલુજ નહિ, પણ તે ઉપરાત પોતાની માતા અને બે બ્હેનો પણ તેમાં જોડાઇ હતી . આ ઉપરથી મારા મનમા વિચાર આવ્યો કે આ બધી સ્ત્રીઓ આ હડતાળના સમયમા પોતાનું તથા બાળકોનું ગુજરાન શી રીતે ચલાવતી હશે મ્હે પૂછયુ "મજુરો તો હડતાળના વખતમા થોડા ઘણો પણ ભૂખમરો વેઠી શકે તે તો સમજી શકાય તેવું છે; તેમના શરીર મજબુત હોય છે, અને ગરીબાઈનો તેમને અનુભવ હોય છે. પરંતુ નાજુક અને સંસ્કૃત સ્ત્રીઓ આ બધું કેમ વેઠી શકે છે?" મી. લીસ્ટરે ઉત્તર આપ્યો "તમે ભૂલો છો. મજુરોને પણ હડતાળ સમયે સહાનુભૂતિ ધરાવનારાઓ તરફથી ખોરાક વગેરે પૂરૂ પાડવામાં આવે છે તે પ્રમાણે સ્ત્રીઓને પણ ઘણા મિત્રો છે અને ના હોય તો પણ પોતાની મા બ્હેનને કોઇ ભૂખે તો મરવા દેજ નહિ પરિણામ એ આવ્યું છે કે સ્ત્રીઓના આ મોટાં સૈન્યનો નિભાવ, તેમના પોતાના શત્રુઓ તરફથીજ થાય છે."

આ વાતો ચાલતી હતી તે દરમ્યાન મી લીસ્ટર ખાવાનું કરતા હતા ઓછામાં ઓછી મહેનત પડે તેવો ખોરાક તેઓ બનાવતા હતા. અને જેમ તેમ કરીને અર્ધુ કાચુ પાકુ ખાવાનું તેમણે તૈયાર કર્યું અને અમે બેજણે ખાધું. મારૂં મન તો વ્યગ્ર હતું તેથી તેના સ્વાદ તરફ મારૂં ધ્યાનજ નહોતું. એકાદેક કુટુંબના કલહનો મને ખ્યાલ હતો. પતિ પત્ની વચ્ચે તુટ પડે, અને તેમનું ઘર ભાગે તે વાત મ્હે સાંભળી હતી. પરંતુ એકે એક ઘરમાથી દરેકે દરેક સ્ત્રી જતી રહે, તે વાતથી તો મારા મગજમાં જબરો ગુંચવારો ઉત્પન્ન થઇ ગયો હતો. આનું પરિણામ શું આવે

તેનો તો મને ચોખો ખ્યાલજ આવતો નહોતો. ખાવાનો કારભાર પૂરો થયા પછી, બધા ગંદવાડનો (પુરૂષોની માફકજ) એક ઢગલો કરી તે ખુણામાં ધકેલી દીધો. અને અમે બે જણ બીડી પીતા બેઠા ત્યારબાદ મે પુછ્યું:—

"તમે કહો છો કે, દરેક અવસ્થાની અને દરજ્જાની સ્ત્રીઓ આ એકઠામા સામેલ થઇ છે. પણ વારાંગનાઓ અને નાયકાઓને તો બાતલજ રાખવી પડી હશે ને? આ વારાંગનાઓ ઉપર આ હડતાળની શી અસર થઇ હશે તે જાણવાની મને ઉત્કંઠા થઇ છે."

"હવે અહિં એક પણ વારાંગના નથી, તમે ને વાત નથી જાણતા?"

"શુ? એક પણ વારાગના નથી? ત્યારે તેમનુ થયું શું? તે કયાં ગઇ?"

"જ્યારે સ્ત્રીઓએ જોયું કે તેમની હિલચાલ સફળ થવા માટે દરેક દરેક સ્ત્રીઓએ એક થવાનો જ રસ્તો રહ્યો છે, ત્યારે આ વારાગનાઓનો પ્રશ્ન ઉભો થયો. તેઓની અને સામાન્ય સ્ત્રીઓની વચ્ચે ઘણોજ ભેદ રહેતો હતો. પરંતુ તેઓએ આનો વિચાર કર્યો અને તેમને લાગ્યુ કે સ્ત્રીઓએ પોતાનુ સ્વમાન જાળવવું હોય તો પોતે જ આ વર્ગનો અંત આણવો જોઇયે. વારાગનાઓને પોતાની સાથે લેવી જ જોઇયે. તેઓ ધિક્કાર કરતાં દયાપાત્ર વધારે છે. પુરૂષોએ સામાન્ય સ્ત્રીઓ કરતા આ વારાંગના વર્ગને વધારે અન્યાય આપ્યો છે. તેમને પોતાના પગ નિચે વધુ સખ્તાઇથી કચરી છે. આ નવા વિચારોને લીધે તેઓએ વારાગના તરફ અનુકંપા બતાવી અને તેમને પોતાની સાથે એકઠી કરી દીધી. કાંઇ પણ ભિન્નભાવ રાખ્યો નહિ. ગુલામોના છુટકારા કરતાં પણ સ્ત્રીઓનુ આ પગલું ચિરસ્મરણીય રહેશે. આ તેમના વર્તનથી વારાંગના વર્ગનો જ અંત આવી ગયો છે. આ મહા પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓએ જ કરી દીધો છે."

"શું જે પ્રશ્નનો ઉકેલ તત્ત્વવેત્તાઓ, અને નીતિશાસ્ત્રિઓ ના કરી શકયાં, તે પ્રશ્નનો નિવેડો સ્ત્રીઓએ આટલી બધી સ્હેલાઇથી આણી દીધો?"

"પ્રભુને ખાતર મને કહો કે સ્ત્રીઓ વિના આ પ્રશ્ન બીજું કોણ ઉકેલી શકે? પુરૂષો તો પોતે જ વેશ્યાવાડો વધારે છે. તેઓના પાપને લીધે જ અસંખ્ય સ્ત્રીઓને આમ નિકળી જવું પડે છે. ઉદાર અને કોમળ હૃદયથી સ્ત્રીઓએ પોતાની બ્હેનો તરીકે તેમને ગણી એટલે જ આ વર્ગનો અંત આવ્યો. વળી આ સમય સામાન્ય ભગિનીભાવનો હોવાથી કામ સરળ થઇ ગયુ." મી. લીસ્ટરે હવે જોયું કે હું ઘણો થાકી ગયો હતો. તેથી તેમણે મને એક ખંડમા લઇ જઇને સુવાનુ કહ્યું. આ ખંડ ઘણી જ સ્વચ્છતાથી ગોઠવેલો હતો. પલંગ ઉપર સુંદર પથારી હતી. મને તરત જ લાગ્યું કે હડતાળ પહેલાં આ ગોઠવણ સ્ત્રીના કોમળ હાથથી થયેલી છે. અને ત્યાર પછી કોઇ પુરૂષે તે વ્યવસ્થા બગાડી નથી. સ્ત્રીની કોમળતા અને હોશીયારી દાખવતી પથારી મને પવિત્ર લાગવા માંડી, આખા દિવસની વાતો સાભળ્યા પછી તે પથારીને અડકવા પણ મને હિંમત રહી નહોતી અને તેથી ભોંય ઉપર પાથરેલા ગલીચા ઉપર જ હું સુતો, અને તરત જ ઘસઘસાટ ઉંઘમા પડયો.

૫

સ્હવારના પહોરમા હું ઉઠયો ત્યારે મારો થાક ઉતરી ગયો હતો તથા મગજ પણ ચોખ્ખું થયું હતું અને સ્ત્રીઓ પુરૂષોને તજી ગઈ છે તે વાત હજી મારા મનમા સાલ્યા કરતી હતી, તો પણ સ્હવારનું ખાણુ તૈયાર કરવામા મી લીસ્ટરને મદદ કરવા જેટલી સ્વસ્થતા મારામા આવી હતી ખાનુ બધું રાતની માફકજ તયાર થતું હતુ. પરંતુ કેટલીએક બાબતોથી તબિયતને નુકશાન થવાનો સંભવ રહેતો હોવાથી મારે મી. લીસ્ટરનું ધ્યાન ખેંચવુ પડયુ. અને અમારે થોડી વધારે મહેનત લેવી પડી પણ ખરૂ તો ડબ્બામા તૈયાર જાળવી રાખેલા ખોરાકનો જ વધારે ઉપયોગ થતો હતો. તાસકો ડાઘાવાળી હતી ટેબલ ઉપર પાથરેલા સફેત કપડા ઉપર ડાઘાથી ભાત પડી ગઇ હતી. સ્ત્રીની દેખરેખ વગર આ સ્થિતિ થાય તેમાં કાઇ નવાઇ નહોતી. ખાતા ખાતા મેં પૂછયુ કે તમારા ગામના લોકો મતથી આ વાતનો નિકાલ કરે ત્યા સુધી મારે વખત કેમ ગાળવો? સ્ત્રી વિનાના ગામમા સ્ત્રી વગરના ગૃહમા મને ઘણુ એકાત અને બહુજ ગમગીની લાગતી હતી. અને તેથી મેં કહ્યુ કે હું તો એકાદ કલબમાજ જઇને મારો વખત ગાળીશ આ સાભળી મી. લીસ્ટર બોલ્યા કેઃ—"અરેરે, હજી તમને આ હડતાળની અસરોનો પૂરેપૂરો ખ્યાલજ નથી આવ્યો સ્ત્રીઓએ પુરૂષોને તજી દીધા પછી કલબો રહીજ નથી."

હુ અજાયબીથી બોલી ઉઠયો "કલબો નથી? ત્યારે આવા વખતમાં કરવું શુ?" મી લીસ્ટર બોલ્યા. "હડતાલ પહેલા પુરૂષો પોતાનું ઘર વર્જી કલબોમાં દોડતા હતા તે વાત હું જાણું છું. તેને લીધે સ્ત્રીઓમાં સ્વાભાવિક ઇર્ષ્યા ઉત્પન્ન થતી અને કુટુંબ કલહ થતા હતો તે પણ હુ જાણુ છુ. પરતુ તે વખતે ઘરની સગવડ, ઘરનું સૌંદર્ય સાચવનાર, સહનશીલ સુંદરી, સત્તા નીચે દબાયલી સ્ત્રીઓ ઘરમા હતી. તે વખતે એક હક્ક તરિકે પુરૂષો સ્ત્રીઓ ઉપર આધિપત્ય ભોગવતા હતા, અને તેથી તેને માટે કોઇ પણ ભોગ આપવાની તેમને જરૂર પડતી નહોતી. પણ જ્યારે દરેક સ્ત્રી, બ્હેનો તરિકે એકત્ર થઇ, એકે સામટી ચાલી ગઇ, ત્યારે ભયંકર પ્રત્યાઘાત થયો. દિવસો સુધી માણસો, જંગલી જાનવરની માફક એક બિજાનો સહવાસ તજતા હતા, અને સસાર વ્યવહાર માટે એકઠા મળવાનો તો વિચારજ કરી શકતા નહોતા તે દિવસથી કલબો બધ થઇ ગઇ છે."

"પણ નાટકશાળા તો છે ને હું ત્યાં જઇશ."

"ના સ્ત્રી વિનાના નાટકોથી પણ પુરૂષો કંટાળી ગયા. અને તેથી નાટકશાળા પણ બંધ થઇ છે."

"ત્યારે હું દેવલમાં જઇશ ત્યા મને સંતોષ મળશે"

"દેવળની પણ તેજ અવસ્થા થઈ છે. શરૂવાતમાં ઘણા પુરૂષો ત્યાં ઉભરાયા. પણ ધર્મગુરૂઓને પણ આ મોટી હડતાળથી સ્ત્રીઓ તરફ અન્યાય થતો લાગતો હતો તેમના પોતાના મન પણ વ્યગ્ર હતા અને વળી સ્ત્રી વિનાનાં દેવળો પણ સુનાં લાગતાં

હતાં. આ બધા કારણોથી લોકોએ દેવળ પણ તજ્યાં છે. પણ પરમ દિવસે મત લેવાના છે, ત્યાં સુધી મારે કામ બહુજ છે તેથી ઘણું ખરૂં તો હું તમારી સાથેજ રહીશ. હાલ તરત મારે થોડા વખતનું કામ છે તેથી જઇને તરત પાછો આવું છું ત્યાં સુધી તમે આ મારા પુસ્તક સંગ્રહમાંથી ગમે તે પુસ્તક લઇને વાંચજો."

મી લીસ્ટરના ગયા પછી મેં એક નવિન કાવ્યોનું પુસ્તક વાચવા માંડયું. પણ વાંચી શકયોજ નહિ. હરઘડી કોઇ સ્ત્રીની મૂર્તિ જાણે મારી નજર આગળ ઉભી થતી હોય તેમ લાગતું હતું. એટલામા બારણું ખખડયું. ધ્રુજતે હાથે મેં તે ઉઘાડયું. તે ખખડાવનાર પેપર વેચનારો પોરીયો હતો તેણે મને પૂછયુ "સાહેબ 'રમણીઓનું રૂદન' લેશો ?" આ સાભળી હું તો વિચારમાં પડી ગયો. તે પોરીયાએ કહ્યુ "સ્ત્રીઓ તરફથી પ્રસિદ્ધ થતું આ પત્ર નહિ લ્યો ?" તરતજ મને ખ્યાલ આવ્યો અને એક નકલ લઇ તે વાંચવા માંડી. આ વિચિત્ર પત્રનો એક લેખ નીચે મુજબ હતો.

## "બાપડાનો જન્મ."

"અજાયબ જેવુ તો એ જ હતું કે અસંખ્ય મનુષ્યોની વિરૂદ્ધતા છતાં પણ તે નાના બાળકે આ પૃથ્વી ઉપર આવવુ વ્યાજબી ધાર્યું હતુ. પ્રથમ તો તેની ઘણું ઘણું સહન કરીને સુકાઇ ગયલી માતા, જેના ખોળામાં તે ઘડીમા ઉંઘતો અને ઘડીમાં રડતો હતો, તે જ તેના આગમનની વિરૂદ્ધ હશે કારણકે અત્યાર પહેલા તેના જેવા નવ ભાઇની પધરામણી થઇ ગઇ હતી અને તેમને માટે તેણે પોતાનુ રૂપ વેડફી નાંખ્યુ હતું, અને તબિયત બગાડી નાખી હતી એની પ્રાર્થના તો ધર્મપુસ્તકની પ્રાર્થનાઓ કરતાં તદ્દન જુદીજ જાતની હશે 'બાળક વિના હુ મરી જઇશ' તેમ કહેવાને બદલે તે તો એમજ કહેતી હશેકે 'બાળકથી મને બચાવો નહિ તો હુ મરી જઇશ'

"એના બાપને પણ આ 'બાપડો' અણગમતો પરોણોજ હશે. કારણ કે તે રોજીઓ મજુર હતો અને હતા એટલાનુ એ પૂરૂં કરી શકતો નહોતો 'બાપડા'ની પધરામણી તેને મન તો એક આફત સમાન જ હશે. એને ગમે તેવા પણ કપડા પહેરાવવાં પડશે. કાઇંક તો ખાવા આપવુ પડશે વળી કદાચ માંદો પડશે કે શીલેટ માંગશે. આ બધું જોતાં તેને તો નવા બાળકની જરૂર નહિ જ લાગતી હોય

"એ 'બાપડા'નાં ભાઇતો તેના આગમનની વિરૂદ્ધ હોય તેમાં નવાઇજ નથી. પોતાને જ ટુકડો રોટલો મળતો હોય, તેમાં વળી એ ભાગ પડાવશે. હમણા પણ બધું દૂધ તેજ લઇ લેશે. એ બધાં તેના આવવાની વિરૂદ્ધ હોય તેમા કાંઇ નવાઇ નથી

"તે ગામના લોકના મનમા પણ એમ હતુ કે એ મજુરનું લશ્કર જોઇયે તે કરતા પણ મોટું છે તેમાં વધારો થવાની કાઇ જ જરૂર નથી. તેથી તે લોકો પણ આ 'બાપડા'ની વિરૂદ્ધ હતા. તેમના મનમા એમ હતુ કે ગામમાં કદાચ એક ભીખારી વધશે, અથવા તો કદાચ એક દુબળો મજુરીયો વધીને મજુરોના દરોમાં હજી પણ વધારે ઘટાડો કરશે. વળી તેને કાઇ કેળવણી કે નીતિનું

જ્ઞાન મળવા સંભવ નથી એટલે કદાચ ગામમા એક લંફગો કે ચોર વધશે. અનાથ-આશ્રમનો ઉપરી પણ તેની વિરૂદ્ધ હતો કારણ કે તેને ભય હતો કે કદાચ તેના આશ્રમમાં આવીને પડશે. ગામના તળાવના દેડકાં પણ તેના આગમનની વિરૂદ્ધ પોતાનો મત નોંધાવતાં હતાં. કારણકે રખડતા છોકરા, જે તદ્દન સંભાળ વગરના હતા અને તળાવમાં પથરા નાંખી તેમને પજવતા હતા, તેમની સંખ્યામા એકનો વધારો થવાથી વધારે પથરા ખાવા પડશે, એમ તેમને ભય હતો.

"છેવટે વિદ્વાન માલ્થુસના પુસ્તકમાં પણ લખેલું હતુ કે સમાજના કલ્યાણને માટે આ બાળકની પધામણીની કાંઈ જરૂર નહોતી. ઘણા વિદ્વાનો પણ આ મતને ટેકો આપતા હતા અને સામાન્ય રીતે ઘણા જણ આ પધારામણીની વિરૂદ્ધ હતા.

"આ મુંગી સામાન્ય વિરૂદ્ધતા છતા, તેના માબાપ અને ભાડુથી માડી આખો સમાજ વિરૂદ્ધ હતો તે છતાં, તે ભાઇ પધાર્યા હતા. તેથી સઘળા ગુસ્સે થશે, અને કદાચ તેને સજા કરશે પણ નહિ એને વધારે સજાની જરૂર જ નથી. જે સન્જોગોમા તે મુકાયો છે, તે સન્જોગો જ તેને કચડી નાખવાને પુરતા છે તેથી તેને તે ખમી શકશે તેથી વધારે દુઃખ પડવાનુ છે

"પ્રથમ તો તેની માજ તેને પ્રેમથી ઉછેરશે નહિ. વાત્સલ્ય ઘસાઈ ગયું છે. તેની આય જતી રહી છે. તે તેના ઉપર ચુંબનનો વર્ષાદ વરસાવી શકશે નહિ તેને લાડ લડાવી શકશે નહિ. તે થાકી ગઇ છે તેને પોતાનેજ જીવનમાં રસ રહ્યો નથી, ત્યાર પછી તેનો બાપ તો તેને એક ડુકકરના બચ્ચા માફકજ ગણશે, ઘરમા પૈસાની તંગીજ હમેશાં રહેશે. મીજાસ, બડબડાટ, ગુસ્સો અને માર, એટલુ તો તેના બાપ તરફથી મળશે. સમાજ તરફથી સખત મજુરી અને ઓછા દર તેને મળશે પાડોશીઓ તેને એક હરીફ લેખીને ધીક્કારશે

"સમાજને સુભાગ્યે કદાચ તેની જીંદગીનો કેટલોક ભાગ કેદખાનામાં સબડશે. પણ ત્યાંથીએ વખતો વખત તે બહાર આવશે. અને પાછો પોતાના વધુ સખત થયલા થયેલા હૃદય સાથે જુનો ધંધો શરૂ કરશે. છેવટે તેનું શરીરબળ ક્ષીણ થશે, અને તેથી તે કૃરતા બરોબર બતાવી શકશે નહિ, એટલે તે એક સામાન્ય ભીખારી થઇ રસ્તા ઉપર રવડશે. આ પ્રમાણે અણગમતા પરોણા તરીખે આ દુનિયામા આવવાને માટે તેને સજા થશે."

૬

'સ્ત્રીઓનું રૂદન' હું હમણા જ વાંચી રહ્યો હતો એટલામાં મી લીસ્ટર આવી પહોચ્યા અને એકદમ પૂછ્યું કે "સ્ત્રીઓના સુખનું દર્શન કરવા તમો તૈયાર છો?" પ્રથમ તો હું આ મશ્કરી સમઝયો. પણ તેમનુ સુખ ગંભીર હતું તેથી મેં જાણ્યું કે હડતાળનો સુખી અંત આવે ત્યાર પછીની તે વાત કરતા હશે એમ ધારીને કહ્યુ કે "તેમ બને તો તો ઘણું જ સારૂં." આ ઉપરથી મી. લીસ્ટરે કહ્યું :

"હડતાળનો અંતની રાહ તે માટે જોવી નહિ પડે. સ્ત્રીઓએ ખબર આપી છે કે આવતી કાલે તેઓ ગામ વચ્ચે થઇને પોતાનું સરઘસ કાઢશે."

"શું તેઓ પૅરેડ કરવાના છે?"

"તમે તેને પૅરેડ કહેવી હોય તો કહી શકો. પણ આ સરઘસ શાંતિથી પસાર થશે સઘળાના કપડાં પણ ઘણાં જ સાદાં હશે. કાંઇ પણ આડંબર વિના તેઓ પોતાની સત્યનિષ્ઠા જાહેર કરશે. તેમની માંગણી સંબંધી મત લેવામાં આવે તે પહેલાં સ્ત્રીઓની અત્યાર સુધીની સ્થિતિ કેવી છે, તે બતાવવાની તેમની વ્યાજબી અને યોગ્ય ઇચ્છા છે."

વળી પાછું આ બધું મને સ્વપ્ના જેવું જ લાગ્યું અમેરિકાની સ્વતંત્ર ભૂમિમાં સ્ત્રીઓનો ભગિનીભાવ! તેમનું શાંતિમય નિર્વાક્ સરઘસ! તેમના પોતાના ઘરો પાસે થઇને, શહેરના મુખ્ય રસ્તા ઉપર તેમનું ચાલવું! આ સઘળું ખરેખર દણદણાંભર્યું જ લાગશે! મી લીસ્ટર તે દિવસે નવરા હતા અને તેથી બધું જાણી લેવાના હેતુથી મેં તેમને પૂછ્યું :—

"સ્ત્રીઓ પોતે પુરૂષોથી તદ્દન જ સ્વતંત્ર છે એમ જાહેર કરે તે વાતજ મારા તો મગજમા ઉતરતી નથી. થોડીઘણી સ્ત્રીઓ આવી હીલચાલ કરતી હતી ખરી, પણ પુરૂષો તેમજ સ્ત્રીઓનો પણ મોટો ભાગ, તેમને તિરસ્કારથી હસી કાઢતો હતો એમજ ધારવામા આવતું હતું કે સ્ત્રીઓ, એકદરે પોતાના છુટકારાની હિલચાલ ચલાવવા જેટલી દઢતા ધરાવતી નથી. હુ પોતે પણ કબૂલ કરૂ છું કે અત્યાર સુધી મારી પણ સ્ત્રી તરફની લાગણી એક સુંદર રમકડા જેવી હતી. મનુષ્યના સુખનું મધુરૂં અને આનંદમય સાધન તે સ્ત્રી છે એમ હું ગણતો, પરંતુ કોઇપણ સિદ્ધાંતને ખાતર ચીવટ-તાથી, ખંતથી, મહેનત કરવાને હુંતેને અશકત સમઝતો હતો એક મોહક ઘરેણું કે સુંદર વસ્ત્ર તેના મગજમાથી હક્કની વાત કાઢી નાંખવાને પૂરતી છે તો તેના ચારિત્રમા આ એકાએક ફેરફાર થવાનુ કારણ શું હશે?"

મી. લીસ્ટરે ઉત્તર આપ્યો "ભૂતકાળમા જે સ્થિતિ અને સંજોગો વચ્ચે સ્ત્રી આવી ગઇ હતી તે જોતાં તમે કહો છો તે સઘળું સત્ય છે પરંતુ પુરૂષોએ હજી સુધી સ્ત્રીઓના ઉંડા અને આંતરભાવ જોયા કે ઓળખ્યા નથી. આ અબળાઓના એકકા પછીના ભવિષ્યમાજ સ્ત્રીઓના ખરા સ્વભાવમા રહેલી ગૂઢ શકયતાના દર્શન થશે તેના ઉત્તમ ગુણ ખીલવવાના સાધનો લુટી લીધા હોય, અને તેને એમજ શીખવ્યુ હોય કે સુંદરતામા જ તેનુ કર્તવ્ય સમાપ્ત થાય છે. તો પછી તે તમે કહો છો તેવી જ દેખાય તેમાં શી નવાઇ છે? પરંતુ અંતે સ્ત્રીઓએ પોતાનુ ખરૂં સામર્થ્ય જોયુ છે. પોતાના ઉચ્ચ કર્ત્તવ્યોનું તેમને જ્ઞાન થયું છે. પુરૂષોને આધારે પડી રહેવાથી, પોતે પરાવલંબી થઇ ગઇ છે, અને તેની ખીલવણી બધી એકમાર્ગી થઇ છે, એમ તેને હવે લાગ્યું છે. પરંતુ જ્યારે સ્ત્રીએ જોયું કે તે તો ખરેખર એક રાણી છે, મનુષ્ય જીવનની પૂર્ણતા માટે અગત્યની છે, ત્યારે તેણે નિશ્ચય કર્યો કે પોતાના સર્વ ગુણ ખિલવવાનો તેને હક્ક છે. અને તે હકક મેળવવાનું સાધન પણ તેની પાસે છે. આમ વિચારી તેમણે

એક્કો કર્યો, હડતાળ પાડી અને ઘડીયાળની માફક બધું એકદમ બંધ થઇ ગયું. તેથી જાણે જગતરૂપી લેલકજ હાલતું બંધ પડી ગયું."

"પણ સ્ત્રીઓને હવે હક્ક કયો જોઇએ છે તમે તો કહો છો કે સઘળા રાજકીય અને આર્થિક હક્ક તમે તેમને પુરૂષો જેટલાજ આપી દીધા છે. હવે શુ પાછલા પાપ માટે પુરૂષો પાસે પશ્ચાત્તાપ કરાવવાની તેમની ઇચ્છા છે ?"

"ના. ના. એમ નથી. . એમણે પોતાની માગણીઓ સભાળથી ગોઠવી છે. તેઓ એમતો કબૂલ કરે છે કે પુરૂષ સ્ત્રીનો ખરો નાથ છે. અને સ્ત્રીએ તેને વફાદાર રહેવું જોઇએ. પરંતુ તે એમ પણ કહે છે, કે પુરૂષને સ્ત્રી પણ તેટલીજ આવશ્યક છે. અને જાતિ સુધારણા અને ખીલવણીને માટે સ્ત્રીને પણ, જે ભારે બોજા તેના ઉપર મૂકવામાં આવે છે, તે શિવાય સ્વતત્ર, પૂર્ણ, અવસર મળવો જોઇએ. આમ થશે તો પુરૂષોના જ સુખમા શતધા વધારો થશે. તે સુખની આગળ તેનુ હાલનુ સુખ તો વિજળીના દીવા આગળ મીણબત્તીના પ્રકાશ જેવુ છે."

"પણ આ તે કઇ જાતની સ્વતત્રતા સ્ત્રીને જોઇએ છે? મહેરબાની કરીને મને કહો કે આ તેમનો મહાન હકક તે શો છે."

મી. લીસ્ટરે મારી તરફ એક નજરે જોઇને જણાવ્યુ કેઃ

"પોતાના પડની પૂર્ણ માલિકી, શરીરની સપૂર્ણ સ્વતંત્રતા, તે જ આ હક્ક છે"

૭

મી લીસ્ટરના શબ્દોનો ખરો ભાવાર્થ હું સમજી શકયો નહિ તેથી મે પૂછ્યું

"કઇ બાબતમા સ્ત્રીને પોતાના શરીરની માલીકી જોઇયે છે? શુ તે પોતાની માલીક નથી ?"

"માતૃત્વની બાબતમા, બાળકના જન્મની બાબતમાં, તેને પોતાની માલીકી જોઇયે છે."

"હું ખરેખર સમજી શકતો નથી. મહેરબાની કરીને વિસ્તારથી સમજાવો."

"સ્ત્રીઓ કહે છે કે 'માતૃત્વની મધુરી મહત્તા' મેળવવા અમે ખુશી છીયે અમે આતુર પણ છીયે. પરંતુ આ મહત્તા અમારી મરજી વિરૂદ્ધ અમને મળવી જોઇયે નહિ માતૃત્વ મધુરૂં છે તેમાં મહત્તા પણ હશે. પરંતુ માતૃત્વના ફરજીયાત અને અનેક પ્રસંગો તો સ્ત્રીને શાપ થઇ પડે છે જાણે અનાદિથી, પરાપૂર્વથી આ શાપ તેમને માથે હોય જ એવી લાગણી થઇ ગઇ છે. આ શાપ હવે તેઓ ખમવા માંગતી નથી. તેઓ ખુલ્લી રીતે માંગે છે કે હવે પછી કોઇ પણ પુરૂષે પોતાની પત્નીને, તેની સ્વતંત્ર, શુદ્ધ અને સંપૂર્ણ ઇચ્છા વિના માતૃત્વના કષ્ટમાં નાંખવી નહિ."

"કેવો વિપરીત વિચાર!" હું બોલી ઉઠયો "શા મગજ ઉપર તેઓ આવો મૂર્ખ, અને વિચિત્ર દાવો કરે છે?"

"એ તો ઘણી સાદી વાત છે. માતૃત્વ કષ્ટમય છે. એટલુંજ નહિ પણ સ્ત્રીને સુવાવડ ઘાત સમાન છે. સુવાવડથી જોખમ સ્ત્રીના પોતાના જ જીવનને થાય છે. પુરૂષને તેથી જોખમ નથી. સુવાવડો, સંખ્યાબંધ સુવાવડોથી, સ્ત્રીઓના કાઠાં ઘસાઇ જાય છે, પુરૂષોના નહિ. અસાધ્ય રોગ સ્ત્રીઓને જ લાગુ પડે છે. પ્રસવ વખતની વેદના ઉપરાંત મહિનાઓની ચિંતા અને ધાક સ્ત્રીઓને જ વેઠવા પડે છે આ બધું કષ્ટ તેની સંમતિ વિના, તેની મરજી ઉપરાંત, વેઠવું પડતું હોય તો શું આ ગુલામગીરી કરતા પણ ખરાબ નથી? શું તે ધર્મ વિરૂધ્ધ પણ નથી?"

"ધર્મ વિરૂદ્ધ!" હું બોલી ઉઠયો. "શુ ધર્મ વિરૂદ્ધ?"

"હા ધર્મ વિરૂદ્ધ." મી. લીસ્ટરે કહ્યુ "ધર્મમાં એમ નથી કહ્યુ કે પ્રાણી માત્ર તરફ અનુકંપા રાખવી? 'ભૂત દયા છે ધર્મ બધાના મૂળમાં' એ કવિતાની લીટી તમે નથી સાંભળી? સેંટ પોલ કહે છે કે 'પ્રેમ પાડોશીને પીડા રૂપ થતો નથી.' પરંતુ સંખ્યાબધ, ઉપરાઉપરી, મરજી વિરૂદ્ધની સુવાવડોથી પીડા થતી નથી? જુવો 'રમણીયોના રૂદન' ના એક અ કમા આ પત્ર આવેલો વાચો."

આ પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"કવિત્વમય ભાષામાં બાળકને ગુલાબ કળી સમા કહેવામાં આવે છે પરતુ પ્રાકૃત રીતે કહું તો તેઓ કંટક સમાન છે. હું લાબા દુ ખદ અનુભવ ઉપરથી કહુ છુ પચીસ વર્ષની ઉમરે મારા લગ્ન થયા હતા, પાત્રીસ વર્ષ તો હુ સાત છોકરાંની મા છુ. હું તેમની માતા કહેવાઉં છુ, પણ ખરી રીતે હું તેમની ગુલામ છું. એક વખતે હું નિશ્ચિંત, સુખી, આનંદી બાળા હતી, પરંતુ આ બાળકોએ મને માંદલી, ચીઢીયણ, ચિંતાતુર, સ્રી બનાવી દીધી છે મારા જીવનમાથી રસ જતો રહ્યો છે. તેજ ઝાંખું પડી ગયું છે. હુ લઢવાડીયા, ગડબડીયા, છોકરાઓ વચ્ચે વસું છુ ગમગમતા મિત્રોની મોજ મેળવી શકતી નથી. પરોઢથી કે મોડી રાત સુધી વૈતરૂંજ કર્યા કરૂં છુ તો પણ કદર તો કોઇ કરેજ નહિ મારી કલ્પનાઓ, મારી કળાઓ, મારૂં લાલિત્ય, બધુંજ જતુ રહ્યુ છે મારાં છોકરા કાઇ ખાસ ખરાબ નથી. બધાએ છોકરા તોફાની તો હોયજ. જેમ વધારે તેમ તોફાન પણ વધારે. પણ એમ લાગે છે કે હું કંઇ વધારે ઉચ્ચ, વધુ ઉત્તમ કાર્યને માટે સરજાઇ હતી પરતુ મારા જીવનની મીઠાશ જતી રહી છે. . કન્યાવસ્થામાં, જે મીઠી કલ્પનાઓ, મોહક મહેચ્છાઓ, અને શાંત સુખ. મને અનહદ આનંદ આપતાં હતા, તે હવે કદી પણ મને મળસે નહિ. હું મારા પતિને ચાહું છું તે મારા પ્રેમને સર્વ રીતે યોગ્ય છે. તે ઘણા માયાળું, ઉદાર અને ભલા છે, છતાયે જો મને અગાઉથી ખબર હોત કે લગ્ન એટલે આટલાં બાળકો, અને પરિણામે આ બધું દુ:ખ, તો હુ કદી પણ પરણુત નહિ." આ વાચીને હું બોલ્યો કે "આ તો કોઇ છુટો છવાયો દાખલો હશે બાકી ઘણી સ્ત્રીઓને મોટું કુટુંબ ગમે છે અને બાળકોને ઉછેરવામા તેમને અવર્ણનીય આનંદ મળે છે. તેમાં કાંઇ દુ ખ પડતું નથી."

"દુઃખ નથી પડતુ તે હું કબૂલ નથી કરતો. મારાં દાદી પણ કહેતા હતા કે ઓગણીસ વર્ષ સુધી શાંત નિદ્રા તેમણે ભોગવી નથી. હમેશાં દુઃખ કે ચિ તા. તેમને નવ બાળક

હતાં. વળી સ્ત્રીઓને પણ પોતાને મનગમતી મહેચ્છાઓ હોય છે. તે માટે પણ તેમને વખત આપવો જોઇયે. પરંતુ અત્યારે તો પ્રશ્ન એ છે કે સંતાન વધારે જોઇયે કે ઓછાં, તે બાબતમા સ્ત્રીની સંમતિ જોઇયે. આત્મવિકાસને માટે પણ તેને વખત મળવો જોઇએ તેમને આ સંમતિનો હક્ક આપવામાં નહિ આવે તો હડતાળનો અંત નહિ આવે અને પરિણામે વસ્તિજ વધતા અટકી પડશે."

મેં કહ્યુ "પણ જો આ હક્ક આપો, તો પણ તેઓ દુઃખમાથી બચવા માટે વસ્તિ વધતી અટકાવશે તો શુ કરશો?"

"આમ કહેવાનો આપણી પાસે કાઇ સબબ નથી પરંતુ પ્રજોત્પાદનની ઇચ્છા સર્વમાં સ્વાભાવિકજ છે. તેથી ફીકર કરવા જેવુ નથી. ફક્ત છોકરા, આ સમય પછી, ઇચ્છાપૂર્વક, અને આવકારદાયકજ આવશે"

મારા મગજને ગુંચવવાને આટલી બાબતો પૂરતી હતી કાંઇ કાઇ વિચારો મગજમા આવ્યા અને મારૂં ચિત્ત ચકડોળે ચઢી ગયું. હું મૂઢ જેવો બેસી રહ્યો.

૮

વિચારના વમળમાથી છુટવાને માટે હું બહાર નિકળવાને કરતો હતો, તવામાં ભારે ઘંટનાદ થયો, અને મી લીસ્ટર બોલી ઉઠયા કે આગ લાગી હોવી જોઇએ અમે તરતજ તપાસ કરી, અને સાભળ્યું કે સ્ત્રીઓ જે પરામા જઇને વસી છે, ત્યા મોટી આગ લાગી છે મેં ઘણીયે આગો જોઇ હતી ઘણીયે વાર ત્યા ભયંકર દેખાવ પણ જોયા હતા, પરંતુ સ્ત્રીઓના લત્તામા આગ લાગી છે એમ સાંભળતા જ અત્યારે તો મારા હોશ ગગડી ગયા અને બે જણા શ્વાસભેર(?) દોડયા. જ્યારે જઇને જોયું કે આગવાળુ મકાન સ્ત્રીઓના મુખ્ય રહેઠાણથી જરા દૂર છે, ત્યારે જ અમારા દેહમાં જીવ આવ્યો. આ મકાનમા તેઓએ ઇસ્પિતાલ રાખી હતી અને તેથી જાણી જોઇને રહેઠાણ કરતાં દૂરનુ મકાન પસંદ કરવામા આવ્યું હતું.

સામાન્ય રીતે સ્ત્રીઓ આવી આફતને સમયે શાંતિ કે સમયસૂચકતા રાખી શકતી નથી આ વાતથી તેમની આગેવાન વાકેફ હતી. અને તેથીજ કેળવાયલી નર્સો શીવાય સઘળી સ્ત્રીઓને ત્યાથી દૂર કરવામાં આવી હતી ત્યા રહેલી સ્ત્રીઓ ઝડપથી, ઘોઘાટ વિના, પોતાનું કામ કરતી હતી. અને એક પણ પુરૂષના આવ્યા પહેલા તો ઇસ્પિતાલ તેમણે ખાલી કરી દીધી હતી. પણ પુરૂષો આવ્યા કે તરતજ હો હો, અને ઘોઘાટ સંભળાવા માંડયો. બધાજ પુરૂષો મદદ કરવાની આતુરતામાં બળતા મકાન તરફ દોડી ગયા, બારી બારણા તોડીને તેઓએ અંદર દાખલ થવા માંડયું.

એટલામાં મૂખ્ય દ્વાર ઉઘાડીને અંદરથી, ધુમાડાથી ઘેરાયલી, એક કદાવર, ખુબસુરત સ્ત્રી નિકળી આવી તેના ગૌર મુખની આસપાસ કાળાવાળના જુથ પથરાઇ રહ્યા હતા તેને જોઇને જ લોકોના ટોળામાં એકદમ શાંતિ પ્રસરી તરતજ મધુરા પણ બુલંદ અવાજે તેણે પૂછયું "આગના બંબા ક્યાં છે?"

પુરૂષોએ એક બીજા તરફ જોવા માંડ્યું. સ્ત્રીઓનાં મકાનમાં આગની વાત સાભળી દરેક જણ ધસમસી ત્યાં દોડી ગયો હતો. દરેક જણના મનમાં આગમા પેસી, ભયના પ્રદેશમા પેસી, પોતાની પ્રિયતમાને બચાવી બ્હાર લાવવાના જ વિચાર હતા. કોઈના પણ મનમા આગના બબાનો તો વિચાર આવ્યો જ નહોતો. બધા એકદમ છોભીલા પડી ગયા અને એક બીજાનાં સામુ જોવા મડયા પેલી સ્ત્રીએ આ બધું જોયું બધું સમજી અને બોલી, "જાઓ એકદમ દોડો અને બબા લાવવાની ઉતાવળ કરો"

આગ વધતી ચાલી વચલા માળનો દાદર બાળી મૂકી, ત્યાં તે સ્વચ્છદે મહાલવા મંડી. કેટલાએક પુરૂષો તે પહેલા ઉપલે માળ ચઢી ગયા હતા તેઓ ત્યાં જ કેદ થઇ પડ્યા. એટલામાં ખબર આવી કે એક લંગડી છોકરી ઇસ્પિતાલમા હતી તે અંદર જ રહી ગઈ છે આ સાભળતાં જ વળી પાછા પુરૂષો, હિંમતવાન, બેદરકાર પુરૂષો, આગમા ધસવા મંડ્યા. એકદમ પેલા બાઇએ બૂમ મારી કહ્યુંઃ "તમારે તમારી જીંદગી જોખમમાં નાખવાની જરૂર નથી' જે લોકો ઉપર સપડાઇ ગયા છે, તે લોકો તે છોકરીની જરૂર સંભાળ લેશે"

એટલામાં ઉપલા માળમા સપડાયલા વીસ પુરૂષો છાપરા ઉપર દેખાયા. આગને લીધે તેઓ બધાને એક જ ખુણા તરફ એકઠાં થઇ જવું પડ્યું હતું. પેલી લંગડી છોકરીને બે જણાએ ઉંચકી લીધેલી હતી આગ તેમની તરફ ધસતી હતી હે પ્રભૂ! બબા અને નિસરણી ક્યારે આવશે! છાપરા ઉપરના મનુષ્યો, પેલી છોકરીને એક જગ્યાએ બેસાડીને, તેની આસપાસ વિંટાઇને ઉભા હતા. નીચેથી પેલી બાઇયે લોકોને કહ્યું કે છાપરા ઉપર છે તેમને જરા હિંમત આપો, અને કહો કે બંબા આવે છે એટલામાં બંબાઓનો અવાજ આવ્યો બબા આવી પહોચ્યા. ચપોચપ સૌ કામે લાગી ગયાં. વચ્ચે પેલી બાઇને કાઇક કહેવાની, હુકમ કરવાની, જરૂર પડતી હતી નિસરણી ગોઠવાઇ ગઈ અને એક અતિ મૂલ્યવાન રત્નની માફક, તદન સહીસલામત પેલી પગવિનાની બાળાને ઉચકીને નીચે આણવામા આવી આવતા ને વાર પેલી નેતાપદ ધારણ કરેલી સ્ત્રીની બાથે તે ભેટી અને ઘણા જ પ્રેમપૂર્વક તે છોકરી બોલી "એલેશા"

છેવટે આગ હોલવાઇ. બધા વેરાવા માડ્યા આ વખતે પરોઢના ત્રણ વાગ્યા હતા કાઇક લોકોના ચ્હેરા કાળા થયા હતા, કાંઇકના દાઢીના વાળ બળી ગયા હતા, બધા બ્હાવરા બની ગયા હતા કોઇના કપડાનું ઠેકાણું નહોતું અને ઘેર ગયા પછી પણ તેમની સભાળ લેવા કોઇનાએ ઘરમા સ્ત્રીઓ નહોતી હું અને મી. લીસ્ટર પણ હારૂડીયાની માફક, એક શબ્દ પણ બોલ્યા શીવાય, ઘરમા પેઠા. અને જો કે હું તદન થાકી ગયો હતો, તોપણ આ બધા વિચારો સાથે મારા ખંડમા એકલા જઇને પથારી કરવાની મારામાં હીંમત નહોતી એકલો પડું તો કાઇ કાઇ વિચારો મનમા આવે અને હુ ગાડો જ થઇ જાઉં એમ મને લાગ્યું. તેથી મે વિચાર્યું કે કાઇક વાંચીને જ રાત પૂરી કરી નાખીશ. મી, લીસ્ટરના સુવાના ખંડનું બારણું ઉઘાડું જ હતું મારી નજર તે તરફ ગઇ. અને ભીંત ઉપરની એક છબી, રંગપૂર્ણ ચિત્રેલી છબી, જોઇ હું તો સ્તબ્ધ થઇ ગયો. તે અતિ રૂપવાન રમણીની છબી હતી જે ભવ્ય,

સુંદર, સ્ત્રી, આગ સમયે સર્વના ઉપર અધિકાર ચલાવતી હતી, બધાને બુદ્ધિ આપતી હતી, તે અલૈકિક સ્ત્રીનું તે સુંદર ચિત્ર હતું.

તે સૌંદર્યપૂર્ણ ચિત્ર જોવામા હું એટલો તો તલ્લીન થઈ ગયો કે મારી પાછળ આવીને મી. લીસ્ટર ઉભા રહ્યા હતા તેની મને ખબર પડી નહિ.

"ખરેખર તે રૂપવતી નથી ?" તે ધીમેથી બોલ્યા "આગ વખતે તેનો દેખાવ ભવ્ય નહોતો ?" પાછળ ફરીને મ્હેં જણાવ્યુ "હા, તે ઘણી જ મનોહર છે આગ વખતે તે ભવ્ય લાગતી હતી" ત્યાર બાદ મી. લીસ્ટરનો ચ્હેરો મ્હેં લક્ષપૂર્વક તપાસ્યો. તે એક મોહક ચ્હેરો હતો. વિદ્વત્તાપૂર્ણ મ્હોં, ચળકતી આંખો, ઘાટદાર ડોક, કસરતી અવયવો અને મધ્યમ કદનું શરીર, સર્વ ઘણું જ સુંદર લાગતું હતું. મને વિચાર આવ્યો "ખરેખર! આવા પુરૂષને તે સ્ત્રી ઘણી જ પ્રેમથી ચ્હાતી હશે. છતાયે સ્ત્રીઓની ખાતર તેણે આનો ત્યાગ કર્યો."

"તમે શો વિચાર કરો છો?" મી. લીસ્ટરે પૂછયું "આ ચિત્ર એલેથા એલીસ્ટનનુ છે. તમે તેને આગ વખતે જોઇ હતી. હડતાળ પડી ના હોત તો સોમવારે અમારા લગ્ન થવાના હતા." મેં કહ્યું "મને ફકત વિચાર એટલો જ આવે છે કે મને ઉંઘ આવતી નથી અને તેથી વખત ગાળવા માટે, તમારા જેવા બે અનુપમ મનુષ્યોની પ્રેમકથા સાંભળું તો નકકી ઘણુ જ્ઞાન થાય" મી. લીસ્ટર મને પોતાના ખડમા લઈ ગયા અને કહ્યુ

"હા, જો હડતાલ પડી હોત નહિ તો જે દિવસે મત લેવાના છે તેજ દિવસે અમારાં લગ્ન થાત. પરંતુ હડતાલ પાડવાનું નકકી થયું એટલે પોતાની અંગત મોજમજા અને સુખની ખાતર પોતાની બ્હેનોને તજી દેવાનુ તેને વ્યાજબી લાગ્યું નહિ, સ્ત્રીઓના છુટકારની હીલચાલમા તે લાગણીભર્યો ભાગ લે છે અને પોતાના લગ્નમા પહેરવાના કપડા તે તૈયાર કરતી હતી તે બાજુ ઉપર ધકેલી દઈને, આ હડતાલમા તે દાખલ થઈ ગઇ. તેને લાગ્યુ કે સ્ત્રીઓનું નસીબ ઉઘડવાનો આજ અવસર, છે. તે સ્વરૂપવાન છે પણ તેની ખરી ખુબી તો તેની વાતચીતમા, પોતાનો ધારેલો મત પ્રતિપાદન કરવામાં છે. દલીલો કરવામા તે હોંશીયાર છે છતાંએ સંપૂર્ણ સભ્યતાવાળી અને મધુરભાષિણી છે. હું તો પ્રથમ દર્શનેજ પ્રેમમા પડયો હતો પોતાનું અને બે નાના ભાઇઓનુ ગુજરાન, તે સંગીત શિક્ષક તરીકે કામ કરીને, કરતી હતી.

"એક દિવસ તે અમારા એક મિત્રની સાથે, મારી બેનને તેને ત્યાં સંગીત શીખવા મોકલવાની વિનંતિ કરવા, મારી માતા પાસે આવી હતી. હું સંધ્યાકાળે થાકયો પાકયો બહારથી આવ્યો ત્યારે તો તે બેઠેલી હતી. મારી માતાએ અમારી ઓળખાણ કરાવી ત્યા સુધી એની તરફ મારૂં ધ્યાન પણ દોરાયુ નહોતું. પણ દસ મિનિટ હું ત્યાં બેઠો તેટલી વારમાં તો તેની વાત કરવાની ઢબથી મારૂં મન ઘણું જ ખેચાયુ. અને ત્યાર પછી તો કેટલો બધો વખત મેં તેની સાથે વાતોજ કર્યા કરી- અને છેવટે તે લોકો જવાના ઉઠયા ત્યારે તેમની ગાડી સુધી હું તેમને મુકવા ગયો. તે

વખતથી જ મારા મનમાં તેને માટે પ્રેમ સ્ફુર્યો છે. તે વખતે તેનો હાથ ટેકવીને તેને ગાડીમાં બેસાડી હતી. તેના સ્પર્શનો આનંદ હજી પણ મને સુખ આપે છે.

"એને જણાવ્યા વિના એને મ્હેં ચાહી છે તે સમય હજી પણ મારાં અંતઃકરણમાં શુદ્ધ, આનંદમય પ્રસંગ તરિકે મેં જાળવી રાખ્યો છે. તમને સામું માણસ ચાહે છે કે નહિ તે જાણ્યા વિના પણ તેને ચાહ્યા કરવામાં અતુલ આનંદ છે તેની મને ખાત્રી થઈ. કોઈ વાર મને એમ લાગતું કે શાંત રાત્રિમાં મારો આત્મા તેના આત્માને આમંત્રણ કરતો હતો, અને એનો આત્મા પૂર્ણ માધુર્યથી આ આમંત્રણો સ્વીકારતો.

"એકવાર મ્હેં કેટલાંક અઠવાડીયાં સુધી એના દર્શન કર્યાં નહોતાં. તેવામાં એક દિવસે હું ગાડી હાંકતો પાસેના ગામડામાં જતો હતો. દિવસ ખુશનુમાં હતો. મારૂં મન આનંદપૂર્ણ હતું. ગ્રીષ્મ ઋતુની શાંત સાંઝ મારા વિચારોને અનુકૂળ હતી. આસપાસનાં ખેતરોમાંથી પુષ્પો મધુરો સુવાસ રેલતા હતા. મારા પ્રેમને મારા હૃદયમાં જ રાખી મૂકવમાં જ મને ઘણો આનંદ થતો હતો મારા પ્રેમપાત્રની પાસે તેથી વિશેષ હું કાંઈ જ માગતો નહોતો. આમને આમ મારી ગાડી આગળ ચાલી જતી હતીઃ તેવામા થોડે દૂર, આગળ ચાલતી, કોઈ સ્ત્રીને મ્હેં જોઈ.—આ સ્ત્રીને મ્હેં જોઈ. આ સ્ત્રી કોણ હશે તેનો કાંઈ મને ખ્યાલ નહોતો પરંતુ મેં મનમા નિશ્ચય કર્યો કે તે બિચારીને ગાડીમાં બેસવાની વિનતિ કરવી, અને એને ઠામે પહોંચાડવી.

"પણ તેવામાંજ તેણે પાછું જોયું, અને મ્હે તેને ઓળખી. તે એલેથા એલીસ્ટન હતી. તેને જોઈને મને કેટલો આનંદ થયો હશે? મને જોઈને તેને પણ સાશ્ચર્ય આનંદ થયો હોય એમ તેના દેખાવ ઉપરથી લાગ્યું. પાચ માઈલ દૂર એક ગામમાં શિક્ષણ આપવા તે પગે ચાલીને જતી હતી! અલબત્ત, તે ગાડીમાં, મારી બાજુએ બેઠી મારા આનંદનો પાર નહોતો. તે આનંદ છુપાવવા હું પ્રયત્ન તો ઘણો કરતો હતો પણ પ્રયત્ન સફળ હતો કે નહિ, તે તો કોણ જાણે?

"વાતમાં ને વાતમાં અમે ધારેલા ગામમાં આવી પહોંચ્યા. ગામ જોઈને એ બોલી 'આ ગામ કેવું ઉજ્જડ લાગે છે?' મ્હેં ઉત્તર આપ્યો 'કોઈ કાળે વસ્તિવાળું થશે.' તેણે ઉત્તર આપ્યો. 'કોણ જાણે ક્યારે તેમ થશે? આપણે તો કઈંયે દુનિયામાં તે વખતે વસતા હોઈશું!' આ સાંભળી હું વગર વિચારેજ કાંઈક બોલી ગયો. મેં કહ્યું ; 'જે દુનિયામા આપણે બે જઈશું તે દુનિયામાં આ પૃથ્વિ ઉપરના આપણા જીવન સબંધી એક મારી છુપી વાત હું તમને કહીશ. હું આશા રાખુ છું કે તે દુનિયામા તો, અહિં જેવા કૃત્રિમ બંધનો નહિ હોય

"આ સાંભળીને તો તે તરતજ પોતાની મધુરી ઢબથી બોલી ઉઠી 'ઓહો, કાંઈ કહેવાનું હોય તો અહિંજ કહી દ્યોને. આટલુ સાંભળ્યા પછી મારી કુતુહલતા હું દબાવી શકતી નથી. તમે જાણતા નથી. કે સ્ત્રી પોતાની વાત છુપી રાખતી નથી, અને કોઈની છુપી વાત જાણ્યા વિના તેને ચંપ વળતો નથી!' આ સાંભળી હું તો સ્તબ્ધજ થઈ ગયો અને વેગભર્યાં વચનોથી મારાથી બોલાઈ ગયું, 'તમને કહું? શું કહું?

છુપાવવાનો ઘણોયે પ્રયત્ન કર્યા છતાં સેંકડો વખતે તમને, વચનથી નહિ પણ વર્તનથી મ્હેં કહ્યું હશે કે, હું તમને ચાહું છું, અસીમ પ્રેમથી ચાહુ છું, તમને પ્રથમજ જોયા ત્યારથી ચાહું છુ.

"મારા હાથમાથી ઘોડાની લગામ ઢીલી પડી ગઇ હતી ઘોડો ઉભો રહી ગયો હતો. મારા લાગણીના વેગભર્યાં વચનોથી તેનામાં પણ કાંઇ તેવો જ પ્રકાર થયો હોય તેમ દેખાયું તેની આંખો અવનવા પ્રકાશથી તેજવતી બની. તેના મુખ ઉપર મોહક તેજ છવાયું અને તે બોલી 'પુરૂષને પોતાનો પ્રેમ પ્રકટ કરવાનો અધિકાર છે સ્ત્રીઓને આ અધિકાર નથી. ફીલસુફની માફક શાંત ચ્હેરે જ ત્હેને આ હૃદયવ્યથા ખમવાની છે પરંતુ હું તમને જણાવું છુ કે મ્હેં પણ આપને પ્રથમ નિરખ્યા તે સમયથી જ અંતઃકરણપૂર્વક હું તમને ચાહુ છુ મારૂં હૃદય હું તમને આપી જ ચુકી છુ. આજે તે શુભ દિવસને આઠ વર્ષ થઇ ગયાં છે"

"આઠ વર્ષ!" હુ આશ્ચર્યથી બોલી ઉઠયો. 'આટલા બધા વર્ષ સુધી તમે પ્રણયીનો જ સંબંધ રાખ્યો છે? લગ્ન કેમ નથી કર્યાં?"

"કારણ કે આ પ્રણયી સ્થિતિ જ સર્વ રીતે સુખમય છે નરનારીયો આ સ્થિતિમાં હોય છે ત્યારે જ એક બીજા પ્રત્યે અતિ આદર રાખે છે એવો આદર, એવો ભાવ, પરણેલા યુગલોમા પણ ઘણીવાર જોવામાં આવતો નથી. વળી લગ્નજીવનમાં અમે એક ભય જોયો. આ ભયથી અમે બન્ને થરથરી ગયા એલેથાને એક બ્હેનપણી હતી ઘણી જ રૂપવતી અને બુદ્ધિશાળી તે હતી થોડાક જ વર્ષ ઉપર તે પરણી હતી. પરંતુ ફરજીયાત માતૃત્વ–સુવાવડ–ખમી શકે તેવું તેનું કાઠું જ નહોતું. ટુંક અરસામાં તો તેને બે સુવાવડો આવી. તે તદ્દન નંખાઇ ગઇ. અને દાક્તરે કહ્યું કે હવે સ્હેજ પણ મંદવાડ તેનાથી ખમી શકાશે નહિ અફસોસ! વરસ દિવસમાં તો તે દુઃખથી રીબીરીબીને મરી પરવારી. આ જોઇ અમે થરથરી ગયા હતા. અમારા પ્રણય સમયના, અત્યંત આનન્દમાં, અમે નિશ્ચય કર્યો હતો કે આવું જોખમ આપણે હમણા ખેડવું નથી. અને તેથી અમારો લગ્ન પહેલાનો પ્રણય સમય બને તેટલો લંબાવવાનું અમે નક્કી કર્યું હતું"

મ્હે પૂછયું "આમ હતુ તો પણ છેવટે તમે લગ્નનો વિચાર કેમ કર્યો? તમેજ મને કહ્યુ હતું કે અબળાઓએ હડતાળ પાડી તે વખતે તમારી પ્રિયા લગ્નનાં લુગડાં શીવતી હતી."

"ખરી વાત. પણ ત્યાર પછી અમે એક મહાપુરૂષની સુંદર શોધ વિશે સાંભળ્યુ. તેણે શોધ કરી હતી કે લગ્ન થયા પછી પણ પતિપત્નિ, પ્રણયી જ રહી શકે તેમ છે. તેણે કહ્યુ કે લગ્ન એ ફક્ત શરીરનો વિષય નથી પણ આત્મા, બુદ્ધિ, અને મનનો પણ વિષય છે. માટે આત્મિક અને માનસિક સંબંધ રહે, તો શરીર સંબંધ વિના પણ લગ્ન પ્રેમમય નિવડે. આ શોધથી જ સ્ત્રીઓને હિંમત આવી. લગ્ન એટલે શરીર સંબંધ લગ્ન એટલે ફરજીયાત માતૃત્વ. લગ્ન એટલે સુવાવડ એવા મનમા રૂઢ થઇ

ગએલા વિચારોને લીધે, સ્ત્રીઓ ચાલુ લગ્ન સંબંધમાં કાંઇ બોલતી નહોતી. પણ આ નવું દૃષ્ટિબિંદુ મળ્યું, એટલે તેમને નવો ઉત્સાહ આવ્યો અને તેથી જ તેમણે સંતાન સંખ્યાનો નિર્ણય કરવાનું પોતાને હાથ રાખવાની માંગણી પુરૂષો પાસે કરી."

મેં કાંઇક આતુરતાથી, કાંઇક ગુસ્સાથી, કહ્યું ' પણ આ મહાપુરૂષ સંબંધી કાંઇ વિશેષ તો કહો "

"તેઓ એક ઉદારચરિત પુરૂષ હતા. તેમનું માનવું એમ હતું કે મનુષ્ય જાતિને જેથી પણ દુઃખ થતુ હોય, તે સઘળી બાબતોનો, શાસ્ત્રીય અને પદ્ધતિસર અભ્યાસ કરવો જોઇએ. હાલની સ્થિતિથી સ્ત્રીઓને જે અસહ્ય દુઃખ પડે છે તે તરફ તેમનું ધ્યાન દોરાયું. પોતાનીજ પત્નિને પ્રથમ આ દુઃખ પડયું, ત્યારથી તેમના દયાળુ હૃદયે નિશ્ચય કર્યો કે તેઓ હવે ફક્ત આત્મિક પ્રેમથીજ તેની તરફ વર્તશે શરીર સંબંધ અને વિષયવાસનાનો તેમણે ત્યાગ કર્યો. અને પ્રણયીજીવન ગાળવા માંડયું. આથી તો ઉલટો તેમનો પ્રેમ વધવા લાગ્યો. અને તેમને કોઇ પણ પ્રકારનું નુકશાન થયું નહિઃ વળી પોતે અભ્યાસી વૃત્તિવાળા હોવાથી આ બાબતનો તેમણે પદ્ધતિસર અભ્યાસ કર્યો અને સિદ્ધાંત પ્રતિપાદન કર્યો કે, ફકત આત્મિક લગ્ન કરવાથી પ્રેમનો લોપ થતો નથી, તેમજ કોઇના પણ શરીરને કે તંદુરસ્તીને કાંઇ પણ નુકશાન થતું નથી.

" જે યુગમાં હવા વરસાદના વર્તારા થઇ શકે છે, જે યુગમાં આકાશના ગ્રહ ગણાય છે, તારાઓ વચ્ચેનુ અંતર મપાય છે, અને ગૃહણ સંબંધી ગણત્રીઓ કરી શકાય છે, જે યુગમા આખી પૃથ્વીને, વિજળીથી—વિજળીની સત્તાથી—વાંઙ્મય કરી દીધી છે, તેજ યુગમાં સ્ત્રી પુરૂષના સંબંધમાં—લગ્નના સંબધમાં—રૂઢીબદ્ધ, ચાલ્યા જ આવેલા, વ્હેમમય વિચારો રહેવા દેવામા આવ્યા છે પુરૂષ અને સ્ત્રીનો સંબંધ તે પુરૂષ અને પરમાત્માના સંબંધથી બીજે જ દરજ્જે આવે છે. બાકીના સઘળા વિષયો કરતાં તે વધારે ઉપયોગી છે, તે માટે આ સંબધી શાસ્ત્રીય, પદ્ધતિસર, અને યોગ્ય શોધ ખોળો થવી જોઇયે છીયે, અને તે માટે જેટલી મહેનત થાય તેટલી ઓછી છે. આમ છતાયે તે મહા પુરૂષને એમ જ લાગ્યુ કે આ વિષયમા વિચાર સરખો કરવાની કોઇયે દરકાર સુધ્ધાત કરી નથી. તેથી જ તે મહા પુરૂષે ઘણા ઘણા વિચાર કર્યા, ઘણો અભ્યાસ કર્યો, અને પરિણામે પોતાનો સિધ્ધાંત પ્રતિપાદન કર્યો."

આટલું સાંભળી હું કાંઇ બોલવાનો વિચાર કરતો હતો તેવામાં મી લીસ્ટરે કહ્યુ " આજે તો હવે આપણે સ્ત્રીઓની પરેડ જોવાની છે તે વાત વિસરી ગયા કે શું ? અત્યારે આપણે અવશ્ય થોડો ઘણો આરામ લઇ લેવો જોઇયે "

ત્યાર પછી અમે ઉંઘી ગયા.

હું જાગી ઉઠયો ત્યારે બપોરનો પહોર થઇ ગયો હતો થાકને લીધે, તથા વિચિત્ર વિચારો સાંભળવાને લીધે, તેમજ અવનવી લાગણીઓ અનુભવવાથી, મારૂં શરીર જકડાઇ ગયું હતું; તથા મારૂં મગજ કામ કરતું નહોતું. છેલ્લા થોડા દિવસમા

શા શા બનાવ બન્યા હતા તે પણ સ્પષ્ટ રીતે હું યાદ કરી શકતો નહોતો. અને પથારીમાંથી ઉઠવાનો તો પ્રયત્ન જ કરતાં વાર મારૂં એક એક હાડકું દુ:ખતું હોય તેમ મને લાગ્યું.

એટલામાં ત્યા આગળ 'રમણીયોનું રૂદન' પત્ર પડેલું મારા જોવામાં આવ્યું એટલે બધી વાતો પાછી મારા મનમાં જાગૃત થઇ. હું ઉઠયો અને કપડાં પહેરીને તે પત્રમાંનો એક લેખ વાચવા બેઠો તે લેખ નીચે પ્રમાણે હતો:—

## "પ્રેમ પાડોશીને પીડા કરી શકે નહિ."

"એક નાના ગામના પાદરી સાહેબે, એક રવીવારે, પોતાના દેવળમાં ઉપરના વિષય ઉપર બોધ આપવો શરૂ કર્યો. પ્રથમ તો તેમણે 'પ્રેમ' શબ્દ ઉપર વિવેચન ચલાવ્યું; પરંતુ ત્યારબાદ 'પાડોશી' શબ્દ ઉપર તેમણે વિવરણ કર્યું તે તો ઘણું જ વિદ્વત્તાપૂર્ણ લાગણીભર્યું અને ઉદાત્ત હતું. 'પાડોશી' એટલે કોણ' આ સમજાવતાં સમજાવતાં તેઓએ હિંદુસ્થાનના જંગલો અને આફ્રીકાનાં રણ, તાર્તરીના લોકો, અને સૈબિરીયાના પ્રદેશો, સબંધી વિવેચન કર્યું, ત્યાના પશુ પક્ષી અને પ્રાણીયોને પણ સંભાર્યાં અને સાબિત કર્યું કે તે સઘળા આપણા પાડોશી છે ત્યાર પછી શ્રોતજનોને જણાવ્યું કે પાદરીની સંસ્થાઓ પ્રેમને લીધે જ આ બધા પાડોશીને માટે ઘણા પ્રયત્નો કરે છે અને આ પ્રયત્નો કરવા તે દરેક ખ્રિસ્તિનો ધર્મ છે. આમ કરીને તેમણે પોતાની સોસાયટીની જાહેરખબર કરી અને જણાવ્યું કે પૂર્વ ગોળાર્ધમાં રહેતા સઘળા પાડોશીનો પ્રેમથી ઉદ્ધાર કરવાનો તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. અને એમ કરીને 'પ્રેમ પાડોશીને પીડા કરી શકે નહિ' તે મહાવાક્યને તેઓ સર્વથા સિદ્ધ કરી શક્યા છે

પાદરી સાહેબની બાજુમા તેમના કુટુંબીઓને બેસવા માટેનો વિભાગ હતો, તેમાં તેમનાં પત્નિ, ફીક્કા, કરમાઇ ગયલાં ચહેરાવાળાં પત્નિ, બેઠાં હતાં તેમની જમણી તરફ પાંચ પુત્રો, અને ડાબી તરફ ચાર પુત્રીઓ બેઠેલી હતી. તે રવિવારે આ બાઇ ઘણું જ કૃશ અને માંદાં દેખાતાં હતા તેમનાં સફેદ ગળાંની, તથા નાજુક હાથની ભૂરી નસો તરવરતી દેખાતી હતી ભાષણ શરૂ થતાં પહેલાં પાદરી સાહેબે બે ત્રણ વાર છોકરાની ગડબડ બ ધ કરવા માટેનો હુકમ તેનાઉપર મોકલ્યો હતો. પણ ઘરમાં ભાષણ તૈયાર કરતી વખતે છોકરાંની કચકચાટ બંધ રાખવા હુકમ કર્યો હતો. છોકરાને લુગડા લત્તાં પહેરાવતાં તથા તેમની જોડે લમણાઝીક કરવા કરતાં બે ત્રણ વાર તો તે બાઇને ફેર આવીને, આખે અંધારા આવી ગયા હતા.

"આ બધા કારણોથી અત્યારે તે બાઇના મનમાં વિચિત્ર વિચારો આવતા હતા. 'પ્રેમ પાડોશીને પીડા કરી શકે નહિ' તે વાક્ય તેનાં મનમાં રમી રહ્યુ હતું. તેના મનમા વિચાર પ્રવાહ ચાલુ થયો પોતાની અઢાર વર્ષની ઉમર યાદ આવી: અહા! તે સમયે તે કેવી આનંદી, નિશ્ચિંત, રમીક, સાહિત્યપ્રેમી, અને મહત્વાકાંક્ષાવાળી હતી! જીવનપથ તેને તે વખતે કેવો સરળ અને મધુરો દેખાતો હતો! ત્યાર પછી

પોતાનો પાદરી સાહેબ સાથેનો પ્રથમ મેળાપ તેને યાદ આવ્યો. તેને એક કંપારી આવી. શું આ મેળાપમાં પ્રેમ હતો? ના. નહિ જ. તે સમયે પૂરો પ્રેમનો અર્થ પણ તે સમજતી નહોતી. ફક્ત તે તંદુરસ્ત, દેખાવડા યુવકના મીઠા શબ્દો, અને વાચાળતાથી તે તેની તરફ દોરાઇ હતી. તે જુવાન પાદરીયે તેના ઉપર ઠસાવી દીધું હતું કે લગ્ન જ સ્ત્રી માત્રનું ફક્ત જીવન કર્તવ્ય હતું. અને ધર્મિષ્ટ પુરૂષ સાથેનું લગ્ન શુદ્ધ અને ગૌરવપૂર્ણ કહેવાશે

" લગ્ન થતાંને વાર જ પોતાની અભિલાષાઓ, પોતાનો સાહિત્ય પ્રત્યેનો પ્રેમ, તથા લલિત કલાઓનો શોખ તેને તજી દેવો પડયો હતો. અભ્યાસ અને આત્મ સુધારણા બાળગા કરવાં પડયાં હતાં અને પ્રથમ બાળકના આવાગમન પછી તો ચિંતા વિનાની એક રાત તેણે ગાળી નહોતી. એક પણ પુસ્તક તે પૂરૂં વાંચી શકી નહોતી. ગર્ભાવસ્થાનો સમય. ત્યાર પછી બાળકના ઉછેરનો સમય. તેની ગૃહ કેળવણીનો સમય વળી પાછી ફરીથી ગર્ભાવસ્થા. વળી બાળકોની માંદગી. તેમને દાંત આવવાનું પ્રકરણ. ત્યાર પછી વળી પાછી ઉપરા ઉપરી સુવાવડો. પોતાના શરીરનું નબળું થવું. વળી પાછી ગૃહવ્યવસ્થા તો ચાલુ જ. આ બધામાં તેની સાહિત્યપ્રિયતા–કલાપ્રિયતા, તેની મહત્વાકાંક્ષા, તેની મોજો, એ બધાં તો કયાએ વિસરાઇ ગયાં હતાં. દુઃખ, ચિંતા અને ભાગેલા અભિલાષનું જ ફક્ત સ્મરણ રહ્યું હતું. અત્યારે આ બધું તે બિચારીના મનમાં એક પછી એક આવવા માંડયું તે સાથે પાદરી સાહેબના બોધના શબ્દો કાનને–મગજને–અથડાતા હતા. 'પ્રેમ પાડોશીને પીડા કરી શકેજ નહિ.' આ શબ્દો તે પણ બોલી. અને વળી પાછો વિચાર આવ્યો કે 'મને તો પીડા થઈ છે' કોણે કરી? પાડોશીયે? પાડોશી કોણ? હિંદુસ્થાનનો ખેડુત! આફ્રીકાનો જંગલી! વનના પશુ! એ બધાંની પીડા દુર કરવા પ્રેમ પ્રયત્નો કરે છે એ બધા પાડોશી, પણ પોતાની પ્રિયતમા પત્નિ પાડોશી નહિ'! આ વિચારમા જ મગજ ભ્રમિત થઇ ગયું અને પાદરી સાહેબ ઘણા જ ઉત્સાહથી અને વિજયભર્યા વેગથી પોતાનો સિદ્ધાંત શ્રોતાઓના મન ઉપર ઠસાવી રહ્યા હતા, તેજ વખતે તેમના પત્નિ બેભાન થઇ નીચે ગબડી પડયાં લોકો વિખરાઇ ગયાં. ડાકતર આવી પહોંચ્યા. પરંતુ થોડા જ સમયમા તેણે પ્રાણ છોડ્યા. પાદરી સાહેબ બોલી ઉઠયા "ઇશ્વરકૃતિ." પરંતુ ડાકતરે ઘેર જઇ પોતાની પત્નિને કહ્યું કે, ઇશ્વર કૃતિ નહિ પણ અતિશય સુવાવડોની એ કૃતિ હતી."

હું "રમણીયોનાં રૂદન" નો આ ભાગ વાંચી રહ્યો, એવામાં મી૦ લીસ્ટર એકદમ આવી પહોંચ્યા, અને મને કહ્યું કે સ્ત્રીઓની પરેડ નિકળી ચુકી છે અને તે જોવી હોય તો સત્વર બજારમાં જવું જોઇએ હું એકદમ ઉઠયો અને કહ્યું કે એ દેવને પણ દુર્લભ દેખાવ મારે જોવો જ છે.

૧૧

સ્ત્રીઓનું સરઘસ જોવા અમો આતુર હૃદયે દોડયા ત્યાં પહોંચ્યા પછી અમારે જરા ખોટી થવુ પડયું નહિ તરત જ તે મનોરમ દશ્ય અમારી નજરે પડયુ. લોકોની

મોટી મેદની મળી હતી. સરઘસ પ્રથમ નજરે પડયું તે વખતે લોકોનાં મન ઘણાં ઉશ્કેરાયલાં હતાં. સરઘસમાં સૌથી પ્રથમ કુંવારી કન્યાઓ અને સ્ત્રીઓ ચાલતી હતી. ઉમરે વધી ગયલી કુમારિકાઓની સંખ્યા ઓછી નહોતી. "સમાજે તેમને ઘણો અન્યાય કર્યો છે સ્ત્રીઓને ફરજીયાત કૌમાર અવસ્થા ભોગવવી પડે તેમ હોય તો તે સમાજનું બંધારણ અઘટિત ગણાવું જોઈયે વળી અસંખ્ય સુવાવડો જેવા કોઇ પણ ભય સ્ત્રીઓને લગનથી વિમુખ રાખતા હોય તો તે પણ દૂર થઇ વિશુદ્ધ પ્રેમની ભાવના પ્રસારવી જોઇયે." આ પ્રમાણે મી. લીસ્ટર બોલી ઉઠયા

ત્યાર પછી વારાંગના અથવા રામજણી તરિકે, એક વખત જેઓ બહિષ્કૃત કરાયલી હતી, પણ જેમને ભગિનીભાવથી હડતાળ પછી સ્ત્રીઓએ પોતાના ભેગી લઇને જેમનો ઉદ્ધાર કર્યો હતો, જેમનું વધારે પતન થતું અટકાવ્યું હતું, તે સ્ત્રીઓ હતી. ઘણું ખરૂ તો કોઈ પુરૂષની દુષ્ટ કામવાસનાનો ભોગ થઇ પડેલી તે અબળાઓ હતી. એક વખત ફોસલાવ્યા પછી, પોતાના પાપી ઉપયોગ માટે, સદાયે જાણે કે રાખી જ મૂકવાનો વિચાર હોય તેમ, જનસમાજે તેમને દૂરને દૂર રાખ્યાં હતાં. પતિતને પાવન કરવાને બદલે વધારે પતિત કરવાની યોજના કરી હતી.

ત્યાર પછી જે સ્ત્રીઓ આવી, તે શરીરે કૃશ, આંખે ઉંડા ખાડાવાળી, અને ઘસાઇ ગયેલા, લુંટાઇ ગયેલા રૂપવાળી દેખાતી હતી થઇ ગયેલી ભૂલ બહાર ન પડી જાય, કરેલું પાપ ઉઘાડું ના થઇ જાય, તે માટે તેમની લાજ લુંટનાર જુવાનીયા સાથે લગ્ન કરેલી આ સ્ત્રીઓ હતી ત્યાર પછી સ્ત્રીઓની જે નાની સંખ્યા આવી તેઓ સુખી વિવાહિત જીવન ગાળે છે એમ કહેવાતું હતું, પરંતુ એમના બંધનની શૃંખલાઓ જો કે વધારે ચકચકીત હતી, તો પણ તેમની આગળ ચાલતી સ્ત્રીઓ જેટલીજ ભારે હતી. મરણભય મિશ્રિત સ્વલ્પ સુખ ભોગવવા માટે તેમણે પોતાનું સર્વસ્વ આપી દીધું હતું તેમની પછી સ્ત્રીઓની એક મોટી સંખ્યા આવી. આ સ્ત્રીઓ કાં તો મનના કે તનના કજોડાના લગ્નવાળી હતી. અથવા તો પતિથી ત્યજાયલી હતી ,વળી તેમની સાથે વિધવાઓ પણ હતી.

આ સર્વને જોતાં જોતા મારૂં મન ભમવા લાગ્યુ. અહો! આ કાંઈ જેવો તેવો દેખાવ નહોતો! મારી આગળ મેં મનુષ્ય જાતની માતાઓ જોઇ. મનુષ્ય જાત માટે તેમણે ખમેલાં દુઃખ અને મહેનત મારી નજર આગળ તરી આવ્યાં! પુરૂષ સ્ત્રીનો કેટલો બધો ઋણી છે.

ત્યારપછી તરતની જે લગનવયમા આવેલી પુખ્ત બાળકીઓ આવી. હમણા તેમનાં મુખ આનંદમય હતાં. આંખો આશાપૂર્ણ હતી. જીવન ઉત્સાહમય હતું. પરંતુ તે કેટલા કાળ ટકશે! યજ્ઞને માટે શણગારેલા હોમપશુ જેવો તેમનો મને તો દેખાવ લાગ્યો. થોડા વર્ષ જવા દો. અને આ આશાવતી યુવતીઓમાંથી કોઇક કકળતી ગૃહિણી હશે, કોઇ સુવાવડથી થાકેલી, ઘસાયલી, હંમેશની માંદલી બૈરી હશે. કોઈ રહી ગયલી, ઉમરે વધેલી, સમાજના બંધારણને ગાળ દેતી કુમારિકા હશે. કોઈ પુરૂષની વાસનાનો ભોગ થઇ પડેલી, અને તેથીજ વેશ્યાવૃત્તિમાં પડેલી વારાંગના હશે. કોઇક સગવડનાં લગ્ન

કરી નાંખ્યાં હશે અરેરે! આમાંથી કેટલીનાં સ્વપ્ન સાચાં પડશે! કેટલી સુખી થશે!

આવા વિચારોથી મારૂં હૃદય ભરાઇ આવ્યું, ચિત્ત ચકડોળે ચઢી ગયું, અને મેં ત્યાંથી જતા રહેવાની ઇચ્છા કરી. પણ ત્યાંથી પાછું ફરીને જોઉં છું તો એક પણ માણસ નહોતો. ખીચોખીચ ભરાયલી તે જગામાંથી બધા જ માણસો, આ દશ્ય નહિં જોઇ શકાયાથી ચાલી ગયા હતા. આ જોઇ હું સ્તબ્ધ બની ગયો. એ બધાનાં કરતાં મારૂં હૃદય કેટલું કઠણ છે, તેવો મને વિચાર આવ્યો, અને હું બેભાન થઇ ગયો.

કેટલાએક કાળ પછી હું જાગૃત થયો ત્યારે મારી આસપાસ કપડું વિંટાળેલુ હતુ. અને કોમળ હસ્ત કપાળે પોતું મુકતા હતા. બે સ્ત્રીઓ ચિંતાતુર ચ્હેરે મારી તરફ જોઇ રહેલી હતી, અને સરઘસ પાછું વળી ગયું હતું. એક ત્રીજી બાઇ, કાંઇક રૂવાબથી થોડે દૂર ઉભી હતી મ્હેં ભાગ્યા તુટયા શબ્દોથી તે સર્વનો ઉપકાર માન્યો તે વખતે મારા મનમાં સમસ્ત સ્ત્રી જાતિને માટે અદભુત પ્રેમ ઉદ્ભવ થયો હતો મને લાગ્યું હતુ કે સ્ત્રીઓ સર્વ રીતે પુરૂષોના માન, પ્રેમ અને વખાણને પાત્ર છે.

"તમો તમારે ઘેર જવા જેટલા સાવધ થયા છો?" એક સ્ત્રીએ પ્રશ્ન પૂછયો. તેના ઉત્તરમાં મ્હેં હા કહી, અને હુ ઉઠીને જવા મંડયો પણ તરત જ મારા પગ લથડયા. આ ઉપરથી પેલી રૂવાબદાર બાઇએ બીજી બે બાઇઓને મારી સાથે જવા હુકમ કર્યો તે દરેકે મારો એકેક હાથ ઝાલ્યો અને તેમની મદદથી હું ચાલી નિકળ્યો. મારી દશા કેવી થઇ ગઇ! કયાં હુ! કયાં આ સ્ત્રીઓ! અને કયાં સ્ત્રીઓથી તજાયલુ મી. લીસ્ટરનું ઘર. વળી વધુ આશ્ચર્યકારક જેવુ તો એ હતુ કે તે બે સ્ત્રીઓમાંથી એક વારાંગના હતી અને બીજી પ્રૌઢ કુમારિકા હતી બેમાંથી કોને સમાજે વધારે અન્યાય કર્યો હતો તેનો હુ નિર્ણય કરી શકયો નહિ, એટલામાં મી. લિસ્ટરનું ઘર આવ્યું અને મ્હેં તે બાઇઓની રજા લીધી તથા તસ્દિ આપવા માટે તેમની માફી માગી. તેઓએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, પણ તેમની આંખના શુદ્ધ અને કોમળ પ્રકાશથી મને સાંત્વન મળ્યુ. બે બેનોની માફક એક બીજા ઉપર હાથ નાંખીને, એક વાર પણ પાછુ જોયા વિના તેઓ જતી રહી.

૧૨

અંતે તે યાદગાર દિવસનું વ્હાણું વાયું. આજે સ્ત્રીઓને તેમનો માગેલો હક આપવો કે નહિં, તે સંબંધી મત લેવાના હતા. પરંતુ બીજા ઇલેક્ષનોની માફક ત્યાં ધાંધલ કે ધમાધમ નહોતાં. સૌ પોત પોતાના વિચારોમાંજ હતા. વગર બોલે આવતા હતા, અને પોતાનો મત નોંધાવી ચાલ્યા જતા હતા. મત લેવાની રીત એવી હતી કે મત આપનાર શીવાય બીજા કોઇને કઇ બાજુએ મત આપ્યો, તેની ખબર જ ના પડે. સાંઝના ચાર વાગ્યા સુધી મત લેવાના હતા અને ત્યાર પછી સ્ત્રીઓ તેમના પરામાં આવેલા એક મોટાં હોલમાં એકઠી મળવાની હતી. ત્યાં આગળ આ મતનું પરિણામ જાહેર થવાનું હતું. પુરૂષોને તે ઠેકાણે જવું હોય તો જવાની છુટ હતી

પરિણામ જાહેર થવાની વખતે હું પણ નિમેલે ઠેકાણે ગયો. પુરૂષો અને સ્ત્રીઓ. એક જ ખંડમાં એકઠાં મળેલાં હતાં તે દેખાવ ઘણો જ ભવ્ય લાગતો હતો. એક તરફ સઘળી સ્ત્રીઓ બેઠેલી હતી. બીજી તરફ બધા પુરૂષો હતા વચ્ચે એક નાનું પ્લેટફૉર્મ ઉભું કરેલું હતું અને તેના ઉપરથી મીસ ઍલેગ્રા ઍલીસ્ટન કાંઇક ભાષણ કરી રહી હતી. કેટલાએ વખતથી તે ભાષણ કરતી હશે. કારણ કે તેના ભાષણની અસરથી પુરૂષોની આંખમાં પાણી આવી ગયાં હતાં. અને ગુન્હેગારની માફક સઘળા નીચે મુખે બેશી રહેલા હતા ભાષણ ચાલતું હતું કેઃ

"તમે એક વાર સ્ત્રીના જીવન ઉપર ઝઝુમી રહેલી આ કાળી વાદળી દુર કરો, અને જુવો કે તે મનુષ્યને કેવી કીર્તિદાયી થઇ પડે છે. તે ખરેખર મનુષ્યના સઘળા અસંભવિત સ્વપ્ન કરતાં પણ, તેનો પથ વધારે પ્રકાશમાન અને આનંદમય કરશે. સ્ત્રીને તક આપો તેને દુઃખમાંથી મુક્ત કરો, અને તેનુ સુંદર પરિણામ ભોગવો."

આ ભાષણ આમ ચાલતુ હતું તે દરમિયાન બધાના ન્હું રડું થઇ ગયેલા ચ્હેરાઓ તપાસતા, તેમની મનોવૃત્તિઓ સ્પષ્ટ દેખાઇ આવતી હતી. સર્વના મનમા ખાત્રી થઇ ગઇ હતી કે લગ્ન સબંધનો વિચાર ન કરતા, બીજાં કોઇ પણ સગપણનો વિચાર નહિ કરતાં, છતાંએ એક વાત તો સ્વતઃસિધ્ધજ હતી કે, પુરૂષો અને સ્ત્રીઓ તે ભાઇ બ્હેન હતા. એકજ મહાન પ્રભુના તેઓ સૌ સંતાન હતાં અને તે કારણથી તેઓ એક બીજા પ્રત્યે સ્નેહભાવ ધરાવી, એક બીજાનાં દુઃખ દુર કરવાને બંધાયલા હતાં.

ભાષણ ચાલતું હતું કેઃ

"ભૂતકાળમાં સ્ત્રીને સંતાપ આપેલા છે તેનો પસ્તાવો કરી તમે અત્યારે રડો છો. પણ ભવિષ્યનો વિચાર કરો. ભવિષ્ય ઉજ્જવલ કરવાનો નિશ્ચય કરો. પ્રતિજ્ઞા કરો કે ભવિષ્યમા પ્રેમનાં સતત વહેતાં સ્રોતમાંથી, પુરૂષ અને સ્ત્રી, એક બીજાને મધુરા ઘુંટડા પાશે. સૃષ્ટિમાં સ્નેહનું સામ્રાજ્ય સ્થાપશે. પ્રેમમય જીવન પ્રસરાવશે. જો આમ થશે તો તે સ્નેહમાથી એવી શક્તિ ઉદ્દ્ભવશે કે જેને જોઇને મોત પણ પાછું જશે."

આમ ભાષણ ચાલતું હતું, તેવામાં એક નાજુક નાનકડી કન્યકા, એક હાથમાં સફેદ ફુલનું ઝુમખું, અને બીજા હાથમા એક કાગળ લઇને મીસ એલીસ્ટન પાસે ગઇ, મીસ એલીસ્ટને ધ્રુજતે હાથે તેના હાથમાંથી કાગળ લીધો અને વાંચવા માટે તેના સળ ઉકેલ્યા. સભામાંનો દરેક પુરૂષ આતુરતાથી ઉભો થઇ ગયો

અહો! તે સમયની શંકા! તે સમયની આતુરતા! હું તેનું વર્ણન શી રીતે કરી શકું? તે આખા ખંડનુ વાતાવરણ જાણે હૃદયના વેગથી ધડકતું હતું. સર્વત્ર મૃત્યુમય શાંતિ પ્રસરી રહી હતી. સફેદ આરસપહાણ જેવે ચ્હેરે, અને ધ્રુજતે હાથે મીસ ઍલીસ્ટને સળ ઉકેલ્યા અને કાગળ વાંચ્યો. તરત જ તેના મુખ ઉપર દિવ્ય-હાસ્ય પથરાઇ રહ્યું અને મધુરા પણ આવેગવાન અવાજથી તે બોલી· "કાળી વાદળી દૂર થઇ ગઇ છે. સ્ત્રીને સ્વતંત્રતા બક્ષવામાં આવી છે. અને..."

પરંતુ આગળ સાંભળવાની ધીરજ કોઇનામાં રહી નહોતી. વિખુટા પડેલા પ્રેમીઓ અને સબંધીઓ એકદમ દોડી એક બીજાના હાથમાં પડયા. ત્યાં આનંદમય કોલાહલ વ્યાપી રહ્યો. પ્રેમનો પ્રવાહ ત્યાં રેલાઇ રહ્યો, અને સ્વર્ગભૂમિ નિચે ઉતરી આવી હોય તેવો દેખાવ થઇ રહ્યો. આ પ્રમાણે પુરૂષ અને સ્ત્રીની તકરારનો નિવેડો આવ્યો અને સ્નેહનું સામ્રાજ્ય સ્થપાયું.

બીજે જ દિવસે કાંઇ પણ ધામધુમ વિના એક શાંત દેવળમાં, ફકત થોડાક જ મિત્રોની હાજરી વચ્ચે મી. લીસ્ટર અને મીસ ઍલીસ્ટનનાં લગ્ન થયાં તે વખતે હાજર રહેવાનો ખાસ આગ્રહ મી. લીસ્ટરે મને કરેલો હતો. તે રાત્રે મી. અને મીસીસ લીસ્ટર તેમના ખંડમાં બેઠાં હતાં. હું તેમને મુબારકબાદી આપી રહ્યો હતો. આ તેજ ખંડમાં હતો કે જેમાં મ્હેં મીસીસ લીસ્ટરની છબી પ્રથમ જોઇ હતી મીસીસ લીસ્ટરે મારી હકીકત સાંભળી લઇ મને પૂછયું:

"તમારા હિંદુસ્તાનમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી છે?"

"અમારા દેશની વાત જ તમે પૂછશો નહિ. ભૂતકાળમાં ગમે તે હશે પણ અત્યારે તો તેમના દુઃખની સીમા જ નથી" મેં જવાબ આપ્યો.

તેણે કહ્યું "એમ કેમ? જરા વિસ્તારથી કહો. સ્ત્રી માત્ર મારી બ્હેન છે અને દુનિયાના કોઈ પણ ભાગમાં સ્ત્રીને દુઃખ હોય, સ્ત્રીની અવગણના થતી હોય, તો તેથી સ્ત્રી માત્રને સંતાપ થવો જોઇયે. પૃથ્વીની સ્ત્રીઓ વચ્ચે તે વિના ભગિનીભાવ શકય નથી" આ સાંભળી મ્હેં કહ્યું "પ્રથમ તો અમારો આખો દેશ જ અજ્ઞાન છે. વિદ્યાનો પ્રસાર ત્યાં ઘણો ઓછો થયેલો છે અને સ્ત્રીઓ તો ઘણી જ અભણ છે. લખી વાંચી શકે તેવી જ સ્ત્રીઓ ફકત દર સેંકડે એક જ છે પરંતુ શહેરોમાં સ્થિતિ કાંઇક સારી છે તેને બદલે ગામડામાં ઘણી જ ખરાબ છે.

"વળી અમારામાં બાળ લગ્નનો પ્રચાર બહુજ છે. કન્યાઓને ઘણીજ નાની ઉમરમાં પરણાવી દેવામાં આવે છે. પ્રેમ લગ્નની તો અમે વાતજ સમજતા નથી. પાંચ પાંચ, અને છ છ વર્ષની અસંખ્ય કન્યાઓના લગ્ન થાય છે અને વળી દસ વર્ષની ઉમરની અસંખ્ય વિધવાઓ પણ અમારા દેશમાં છે અને છતાંયે હિંદુઓએ વિધવા લગ્નનો નિષેધ કરેલો છે એટલે આ બાળક વિધવાઓનું આખું જીવન ઘણું દુઃખી નિવડે છે. તમારે ત્યાં મોટી ઉમરની કુમારિકાઓને દુઃખ છે તેથી તો અત્યંત વધારે દુઃખ અમારા દેશમાં વિધવાઓને છે. અને આ બિચારી અસહાય અબળાઓને આડે માર્ગે ચઢાવનારાઓની પણ ખોટ નથી.

"અમારા કાયદામાં પણ સ્ત્રીઓને માટે ઘણા બંધનો મૂકેલાં છે. મત આપવાનો અધિકાર કે નોકરીઓ મેળવવાનો અધિકારતો બાજુ ઉપર રહયો પણ વારસાના અને પૈસો ભોગવવાના અધિકાર પણ તેમને જૂજ છે. તેઓ દરેક રીતે પુરૂષોના કબજામાં છે. સ્વતંત્રતાનાં તો તેમને સ્વપ્નાં નથી ત્યાં આ તમારા દેશ જેવા હકની વાત તો કરવીજ શી?

"હજી અમારો વિદ્વાન વર્ગ પણ માલ્થુસના મતની દરકાર કરતો નથી. પુરૂષો મોટે ભાગે, સ્ત્રીઓને સહચરિણી નહિ, પણ સંભોગનું સાધન, મોજશોખનું રમકડું, અથવા તો ઘરની વૈતરણ ગણે છે અને તમે સુવાવડની સંખ્યા, પ્રસૂતિની પીડાનો જે પોકાર કરો છો, તેના કરતા તો અમારી સ્ત્રીઓની આ સંબંધીની પીડાઓ હજાર ગણી વધારે છે. બાર તેર વર્ષની ઉમરમાં માતા થવાની નવાઇ નથી. અમારે ત્યાં કેળવાયલી દાઇયો નથી. સુવાવડ માટે સુધરેલાં સાધન નથી. અસંખ્ય અબળાઓ સુવાવડમાં મરણ પામે છે. હજારો બાળકો જન્મતા જ મરી જાય છે, અને તેમની માતાની પ્રસૂતિની પીડા છુટી પડે છે આ સ્થિતિમાં વળી સુવાવડોની સંખ્યાની શી વાત કરવી? અમારા શહેરોમાં તંદુરસ્ત સ્ત્રી જવલ્લે જ નજરે પડે છે આથી તેમને અસહ્ય દુખ છે અને દેશને અતિશય નુકશાન છે."

આટલું સાંભળતા તો મીસીસ સ્લીસ્ટરની આંખમાં આંસુ આવી ગયાં અને ગળગળે સાદે તે બોલ્યા "હે દયાનિધિ પ્રભુ! મારી હિંદની બ્હેનો ઉપર દયા કર. તેમની સ્થિતિ સુધારવાની બુદ્ધિ વિદ્વાન વર્ગને આપ અને તે સબંધી યોગ્ય પગલા લેવાનું તેમના રજ્યકર્તાઓને સુઝાડ"

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# આઠમું વૈદ્યક સંમેલન.

---

સમગ્ર ભારતવર્ષના વૈદ્યોનુ આઠમું સંમેલન ગયા ફાગણ માસમાં પૂનામાં ભરાયું હતું. વૈદ્યક સંમેલન ભરવાની શરૂઆત ઇ સ ૧૯૦૭ માં કૈલાસવાસી વૈદ્ય શંકર દાજી શાસ્ત્રીપદેએ નાશકમા કરી, અને ઇ. સ. ૧૯૦૮ માં પનવેલમા બીજું સંમેલન ભર્યું. સદ્ગત શંકર દાજી શાસ્ત્રીપદેની હયાતીમાં ભરાયેલાં આ બે સંમેલનો જોઇએ તેવાં સફળ નીવડયાં નહોતા એઓ જાતે ઉદ્યોગી અને ઉત્સાહી હોવા છતા, બધું કામ એકલે હાથે કરવા માંગતા હતા. આ કારણથી ઘણા સારા વૈદ્યો સંમેલનથી ઉદાસ રહ્યા હતા. તે પછી પ્રયાગમાં શાસ્ત્રીપદેનો કૈલાસવાસ થયો. આથી સાધારણ રીતે વૈદ્યોને અને લોકોને એમ થયું કે શાસ્ત્રીપદે સાથે સંમેલનનો પણ અસ્ત થઇ ગયો. પણ ત્રણ વર્ષ પછી ઇ સ. ૧૯૧૧ માં પ્રયાગના વૈદ્યોના, ખાસ કરીને શાસ્ત્રીપદેના શિષ્ય પંડિત જગન્નાથપ્રસાદ શુકલના પ્રયાસથી ત્રીજું વૈદ્યક સંમેલન પ્રયાગમા જ ભરાયું. એ વખતે સંમેલનના પ્રમુખ કલકત્તાના કવિરાજ (હાલમાં મહામહોપાધ્યાય) ગણનાથસેન એમ. એ. એલ. એમ. એસ હતા. આ પ્રાચ્યપ્રતીચ્ય ઉભય વૈદ્યકવિદ્યામાં પારંગત નેતાની કુશળતાથી તથા તેના સૌજન્ય, સમભાવ જેવા ગુણોના પ્રભાવથી તેમ જ સંમેલનના મંત્રી જગન્નાથપ્રસાદ શુકલના

ઉત્સાહ, ઉદ્યોગ અને બીજા સારા વૈદ્યો સાથે મળીને કામ કરવાના ગુણથી સંમેલનમાં ઈ. સ. ૧૯૧૧ થી નવું જીવન આવ્યું. જુદા જુદા પ્રાન્તના સારા વૈદ્યો એ તરફ આકર્ષાયા. એ સંમેલનમાં જ સંમેલનની એક સ્થાયી સમિતિ ( Standing Committee ) નીમવામ આવી તથા સંમેલનના અમુક નિયમો ઘડાયા. સંમેલનની આ સ્થાયી સમિતિમાં આખા દેશમાંથી પ્રતિષ્ઠિત અને ઉત્સાહી વૈદ્યોને ચુંટવામાં આવ્યા છે અને દર વર્ષે એ ચુંટણી સંમેલનની બેઠકમાંજ થાય છે. સંમેલનના મંત્રી તરીકે તો ફરી ફરી જગન્નાથપ્રસાદ શુકલને નીમવામા આવે છે. સ્થાયી સમિતિનું મુખ્ય સ્થાન હજી સુધી પ્રયાગમાં જ છે સંમેલનની નિયમાવલીમા અનેક ફેરફારો સંમેલનની જુદી જુદી બેઠકોમા થયા છે, અને દર વર્ષે એ વધારે ને વધારે કાર્યસાધક બનતી જાય છે સંમેલન એક સંભાષણ મંડળ બની ન જાય અને કંઇક ખરેખરૂ લોકહિતસાધક કાર્ય કરે એવા ઉદ્દેશથી સંમેલને નિખિલ ભારત વર્ષીય આયુર્વેદીક વિદ્યાપીઠ નામનું એક પેટા મંડળ ઉભું કર્યું છે. આ મંડળમાં આખા દેશમાથી જુદા જુદા વિદ્વાનોને ચુંટયા છે. એ મંડળનો ઉપયોગ સમજાવવા માટે વૈદું ભણવાની આપણી જુની શૈલી વિશે થોડું વિવેચન કરવું પડશે. જુના કાળથી આ દેશમાં વિદ્યાદાનની રીત એવી હતી કે મ્હોટા મ્હોટા શહેરોના સારા વિદ્વાન વૈદ્યો વૈદું ભણવા ઇચ્છતા વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખી વૈદું શીખવતા. જો ગુરૂ શ્રીમન્ત હોય તો વિદ્યાર્થીઓને પોતાને ઘેર જ જમાડે, જો અસમર્થ હોય તો વિદ્યાર્થીઓ મધુકરી કરી નિર્વાહ કરે. આવુ ધોરણ ચાલતું. આ ધોરણમા કાંઇ નિશ્ચિત અભ્યાસ ક્રમવાર ન હતો. દરેક ગુરૂ પોતે જે શીખ્યા હોય તે શીખવતા. હવે સંમેલને આખા ભારતવર્ષમા વૈદક અભ્યાસનું ધોરણ એક સરખુ કરવાના ઉદ્દેશથી એક મહાવિદ્યાલય સ્થાપવાનો વિચાર કર્યો. વૈદક ધંધાનો ઉત્કર્ષ વિદ્યા વગર થવાનો નથી એ તો સર્વમાન્ય સિદ્ધાંત છે. એટલે આવાં મહાવિદ્યાલયની આવશ્યકતા સર્વ સ્વીકારે છે. પણ એને માટે જે દ્રવ્ય જોઇએ તે આ વખતમા તરત એકઠું થવું મુશ્કેલ છે. માટે જ્યા સુધી જોઇતું દ્રવ્ય એકઠું થઇને મહાવિદ્યાલયની સ્થાપના ન થાય ત્યાં સુધી શું કરવું ? એ પ્રશ્નનો ગંભીર વિચાર કરીને એક પરીક્ષક મંડળ ઉભુ કર્યું. જેને જ ઉપર કહેલું નિખિલ ભારતવર્ષીય આયુર્વેદીય વિદ્યાપીઠ નામ આપ્યું છે આ પરીક્ષક મંડળ કાશ્મીરથી કન્યાકુમારી સુધીમાં જુદે જુદે સ્થળે ગુરૂને ઘેર ભણેલા વિદ્યાર્થીઓની પરીક્ષા લઇને સર્ટીફિકેટ આપે એવી યોજના કરી છે પ્રયાગના ત્રીજા સંમેલને આ મ્હોટામા મ્હોટું કાર્ય કર્યું. તે પછી ચોથુ કાનપુરમાં, ૫ મુ મથુરામાં, ૬ ઠુ કલકત્તામાં, ૭ મું મદ્રાસમાં અને આઠમું ગયા મહિનામાં પૂનામાં ભરાયુ, હવે ત્રીજાથી આઠમાં સુધીમાં સંમેલને શી પ્રગતિ કરી એ ટુંકામાં જોઇ લેઇ પછી આઠમાં સંમેલનનું અવલોકન કરશું. ચોથા સંમેલનમાં બે મ્હોટાં કામો થયા. એક તો સંમેલન સાથે આયુર્વેદીય પ્રદર્શન ભરાવા માંડયું. આ પ્રદર્શનથી સંમેલન તરફ ઘણા વૈદ્યોનું આકર્ષણ થયું. સાધારણ રીતે પ્રદર્શનમાં, શારીરના નમૂનાઓ, શસ્ત્રચિકિત્સામા ઉપયોગી

શસ્ત્રો, આ દેશની વૈદ્યોમાં વપરાતી વનસ્પતિઓ લીલી અને સૂકી, તૈયાર દવાઓ, ખનિજ પદાર્થો, ભસ્મો, છપાયલા અને ન છપાયલા આયુર્વેદીય ગ્રન્થો, વગેરે દેશી વૈદ્યને અતિ ઉપયોગી વસ્તુઓનો સારો સંગ્રહ થાય છે મથુરાના સંમેલનમા બીજુ કામ એ થયું કે સમગ્ર ભારતવર્ષમાં વૈદ્યનો અભ્યાસક્રમ એકસરખો નિશ્ચિત કરવા માટે એક કમિટી નીમવામા આવી. આ કમિટીમાં જુદે જુદે સ્થળે આયુર્વેદની પાઠશાળામાં શીખવવાનું ધોરણ નક્કી કર્યું. બીજું જે વિષયો આયુર્વેદના પ્રાચીન ગ્રન્થોમાં અપૂર્ણ રૂપે છે, તેને પાશ્ચાત્ય ગ્રન્થોમાંથી પૂર્ણ કરી લેવા આ બે મુદ્દાઓને ,ધ્યાનમાં રાખીને સમેલનમા નવો અભ્યાસક્રમ નિશ્ચિત કર્યો છે અને સંમેલન આ દેશમા જુદે જુદે સ્થળે ચાલતી આયુર્વેદીય પાઠશાળાઓને તથા ઘેર વિદ્યાર્થીઓને ભણાવતા ગુરૂઓને ભલામણ કરે છે કે એમણે બનતા સુધી ઉપલાં ધોરણે વૈદું શીખવવું જેથી આખા દેશમા અભ્યાસની એકતા થશે, વૈદ્યના અભ્યાસનું ધોરણ ઉચ્ચતર થશે, અને એ બેયથી લોકમાં તથા સરકારમા વૈદક ધધાની પ્રતિષ્ઠા વધશે સંમેલનની આ ભલામણ હજી સર્વત્ર સ્વીકારાઇ નથી છતા સમેલને નીમેલું આયુર્વેદ વિદ્યાપીઠ એ ધોરણને અનુસરી ચલાવતા વિદ્વાન વૈદ્યોને ખાસ પસંદ કરે છે. આ કમિટીએ એક અભ્યાસક્રમ ઘડયો ૧૯૧૪ ના કલકત્તાના સંમેલને એ અભ્યાસક્રમ એક મતે સ્વીકાર્યો. એ અભ્યાસક્રમ ઘડવામાં બે મુદ્દાઓ ઉપર ખાસ ધ્યાન અપાયું છે એક બે તો, જૂના કાળથી વૈદ્યના અમુક અમુક ગ્રન્થો શીખવવામાં આવે છે તેને બદલે વિષયો શીખવવાની રૂઢી ચાલુ કરવી. વિષયો શીખવવાની રૂઢીજ શાસ્ત્રીય છે એમ આ જમાનામા સહુ સ્વીકારશે. ચરક, સુશ્રુત અને વાગ્ભટ જેવા ગ્રન્થોમાં, શારીર, શસ્ત્ર ચિકિત્સા, નિદાન, કાય ચિકિત્સા, વગેરે અનેક વિષયો છે. તે બધા એક સાથે ન શીખવતાં પ્રત્યેક વિષયમાં જેટલું આયુર્વેદમા લખાયેલું છે તે બધુ એકત્ર કરીને વિષયના અનુક્રમ પરીક્ષા લીએ છે અને દરવર્ષે સંમેલનની પરીક્ષામાં બેસનારા વિદ્યાર્થીઓની સખ્યા વધતી જાય છે. નવા ધોરણ પ્રમાણે વૈદ્યોને *'પ્રત્યક્ષ શારીર' જેવા ગ્રન્થો શીખવા પડે છે. છતાં ઘણા પરીક્ષા આપવા બહાર આવે છે. વધારે ખુબી તો એ છે કે લાહોર, કલકત્તા, ત્રીચીનાપલ્લી, અને કચ્છ જેવા દૂર દૂરના ભાગોમાંથી વિદ્યાર્થીઓ આવે છે. સમેલનના અધિવેશનમા પાસ થયેલા વિદ્યાર્થીઓને પ્રમુખને હાથે સર્ટીફિકેટ મળે છે ત્રણ અને પાંચ વર્ષનો અભ્યાસ ક્રમ છે પ્રશ્ન પત્રો તે તે વિષયમાં પ્રવીણ વૈદ્યો પાસે કઢાવી પરીક્ષા વખતે કેંદ્રસ્થાને મંત્રી તરફથી મોકલવામાં આવે છે આ સંબંધિ વ્યવસ્થા સાધારણ રીતે આપણાં શારદાપીઠોનાં ધોરણને અનુસરીને બાંધવામાં આવી છે.

### પૂનાનું સંમેલન.

ગયે વર્ષે મદ્રાસના સંમેલનમાં આવેલા પૂનાના વૈદ્યોએ સંમેલનને પૂને બોલાવ્યું ત્યારે પૂનાના વૈદ્યો આવું સારૂં કામ કરી શકશે એમ ધાર્યું ન હતું. પણ પૂનાના વૈદ્યોની મહેચ્છા બહુ દૂરગામી હતી. બીજાઓ સંમેલનને ત્રણ મહિના બાકી હોય ત્યારે

* પ્રત્યક્ષ શારીર એ, એનૅટોમીનો, સરળ છતા પ્રૌઢ સંસ્કૃત ભાષામા ગ્રંથ છે

કામ કરવાની શરૂઆત કરતા, પણ પૂનાએ તો આઠ મહિના બાકી હતા ત્યારથી તૈયારી કરવા માંડેલી. સ્વાગતકારિણી સભાના પ્રમુખની તથા મંત્રીઓની ચુંટણી પણ ઘણી વ્હેલી કરેલી, અને મંત્રીઓએ, ખાસ કરીને મંત્રી કૃષ્ણ શાસ્ત્રી કવડેએ પૂનાના સંમેલનને સફળ કરવા માટે છ મહિનાથી અવિરત શ્રમ કર્યો છે. કૃષ્ણ શાસ્ત્રી કવડે જાતે, સંમેલનમા વૈદ્યોને આમ ત્રણ કરવા માટે ગુજરાતમાં તથા મહારાષ્ટ્રમા ફર્યા હતા. મંત્રીના, આવી રીતે, ફરવાથી સંમેલન તરફ વૈદ્યોનું ઘણું આકર્ષણ થયુ ગૂજરાતના કેટલાક ભાગના વૈદ્યોને તો સંમેલન શુ છે? અથવા એ શું કામ કરે છે એની બીલકુલ ખબર નહોતી. હવેથી જ્યા જ્યાં સંમેલન ભરાય ત્યાં ત્યાં બેમહિના પ્હેલા મુખ્ય મંત્રી પોતાના પ્રાન્તમાં ફરી આવે તો ઘણો ફાયદો થાય

પ્રદર્શનને સફળ કરવા માટે પણ પૂનાના મંત્રીઓએ મોટી તૈયારી કરેલી. એમનો વિચારતો એવો હતો કે સંમેલનને અંગે પૂનામા આયુર્વેદોપયોગી વનસ્પતિઓનો એક બગીચો તૈયાર કરી દેવો અને પછી એ કાયમ નભાવવો. પણ સંમેલનને જે કેટલાક વિઘ્નો નડયાં તેથી એ ધારણા પાર ન પડી. પ્હેલું અને સૌથી મોટું વિઘ્ન મરકીએ નાખ્યું ડીસેમ્બરમા સંમેલન ભરવાનું હતું. પણ અકટોમ્બરથી પૂનામા એવા જોરથી મરકી ચાલી કે સંમેલનને ડીસેમ્બરમા ભરવાનો વિચાર તજી દેવો પડયો. અને ફેબ્રુઆરીમા ભરવાનું નક્કી કર્યું. ફેબ્રુઆરીમાં પૂના લગભગ મરકીથી મુક્ત થઇ ગયું હતુ પણ એ આખા ગાળામા મરકીનો એટલો ત્રાસ રહ્યો હતો, કે મંત્રીઓની ઇચ્છા પ્રમાણે કામ ન થઇ શકયું બીજું વિઘ્ન પણ મરકીએ જ ઉત્પન્ન કર્યું વૈદ્યોને પૂને આવવા આમ ત્રણ કરનાર, સ્વાગતકારિણી સભાના ઉપપ્રમુખ વૃદ્ધ વિદ્વાન્ અને અસાધારણ ઉત્સાહી પ્રાણાચાર્ય બાલશાસ્ત્રી મરકીનો ભોગ થઇ ગયા. પૂનાના સંમેલનને એમનો ટેકો ઘણો હતો. એમના કૈલાસવાસથી સ્વાગતકારિણી સભાને મોટી ખોટ ગઇ. સ્વાગતકારિણી સભાને છેલ્લો આઘાત એના પ્રમુખના કૈલાસવાસથી લાગ્યો. પૂનાના અગ્રેસર શહેરી વિદ્વાન, વૃદ્ધ, વિરક્ત, મહોદાર, પૂજ્ય અન્નાસાહેબ પટવર્ધનનો સંમેલનની તારીખ પ્હેલા લગભગ ૧૫ દિવસે કૈલાસવાસ થયો. સ્વાગતકારિણી સભાએ આ ખોટ સહી લઇને અત્યંત ધૈર્ય દાખવ્યું છે.

ઉપર કહેલાં વિઘ્નોની સામે થઇને પૂનાએ જે યશસ્વી સંમેલન ભર્યું એમાંથી બીજાં શહેરોએ ઘણું શીખવાનું છે. હવે સંમેલનમા જે જે કામ થયું તેનું વિહંગાવલોકન કરીએ

(અપૂર્ણ)

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

# કોળી વિદ્યાર્થી આશ્રમ નવસારી.

કલકત્તાની પ્રેસીડન્સી કૉલેજના માજી પ્રીન્સીપાલ મિ. જેમ્સે પોતાના કેળવણી સબંધના "...... ................... ." પુસ્તકમાં લખેલું છે કે હિંદમાં કેળવણી સાર્વત્રિક કરવાનું કામ લોકો ધારે છે-તેટલું સેહેલું નથી. સરકાર તેને માટે ઘણું કરી શકે તે વાત સત્ય છે, પરંતુ જનસમુહને તે વાતથી વાકેફ કરવાને તથા ઉપદેશ કરવાને સેંકડો હજારો 'મીશનરીઓ'-ગામેગામ ફરનારા જરૂરના છે. આજ સુધી શેહેરોમાં, તથા ઉચ્ચ કોમોમાં કેળવણીનો પ્રસાર થયો છે, તે કામ સેહેલું હતું, પરંતુ હવે ગામડાઓમાં તથા કહેવાતી હલકી જાતીઓમા કેળવણી ફેલાવવાનુ કામ તેટલું સેહેલું નથી. આ સત્ય હકીકતની ગમે તેટલા ઉત્સાહી આશાવાદીથી પણ ના કહી શકાય તેમ નથી. પગે ચાલીને ગામડાઓની મુસાફરી કરે, નદીના વેહેળા અથવા ખાડીઓમાં ચીકલ ખુંદે, ટાઢ તડકાની દરકાર ન કરે, નિરોગી શરીર અને ઉત્સાહથી ઉભરાઇ જતા અંત કરણથી કામ કરે, શેહેરના સુખો અને મોજમજાઓ છોડે એટલુ જ નહીં પણ પુસ્તકો અને વર્તમાનપત્રોને પણ એક બાજુએ મુકી જ્યા ટપાલ પણ ન જતી હોય તેવા અજ્ઞાન પ્રદેશોમા ફરી લોકોના ગાઢ સમાગમમા આવે તેવા કેળવણીના ઉપદેશકો (મીશનરીઓ) ની આપણને ઘણી જરૂર છે.

પ્રો જેમ્સના આદર્શરૂપ એક કેળવણીના મીશનરીની સાથે લેખકને થોડા વખત થયા ઓળખાણ થઇ છે અને તેણે ઉભી કરેલી સંસ્થા-વિદ્યાર્થી આશ્રમ-ની મુલાકાત ગયા માસમા લીધી તેથી તે સંબધી કાંઇક માહિતી વાંચકોને આપવાનો અત્રે ઇરાદો રાખ્યો છે ઉચ્ચ કોમમાં, શ્રીમંત કુટુબમાં અને સારી સ્થિતિમા જન્મીને પણ નિઃસ્વાર્થ પરોપકારનાં કાર્ય કરનારાઓને જોઇને અથવા તેમનાં સબંધી વાચીને પણ તેમના પ્રત્યે બહુ માન થઇ આવે તેમાં નવાઇ નહીં, પરંતુ ગુલામગીરીમાં જન્મ લઇને, દરિદ્ર અવસ્થામા ઉછરીને, પથરને ફાડીને કોઇ છોડ ઉગી નીકળે છે તેમ, જ્યારે બુકર વૉશીંગ્ટન જેવો પુરૂષ નીચ જાતીઓથી ભરેલી (અમેરીકાના સીદીઓ) નો ઉદ્ધાર કરે અને જગતનું કલ્યાણ કરવામાં સફળ થાય ત્યારે તેના ઉપર ફકત માનની નજરે જ નહીં પણ આશ્ચર્યવંત્ જોવાય છે કે આ કોઇ દૈવી પુરૂષ છે કે મનુષ્ય રૂપે ઇશ્વર છે કે બીજા કોઇ વિશ્વનો પ્રાણી છે? આ લેખના નાયક રા જીવણજી દુર્લભભાઇ પટેલ છે. તેઓ કોળી કોમમા જન્મેલા છે, અને રંક માબાપને પેટે આજથી પચીસ વર્ષ પેહેલા સુરત જીલ્લાના ચીખલી તાલુકાના તોગામા ગામમાં અવતાર લીધો છે નવ વર્ષની વયે તેમના પિતાનું મરણ થયું અને સોળ વર્ષની વયે માતાનું મરણ થયુ પરંતુ પિતાએ મરતી વખતે માતાને આજ્ઞા કરેલી કે આ છોકરાને સારી રીતે ભણાવજે. ગામડાનું સારી રીતનું ભણતર એટલે ગુજરાતી છ સાત ચોપડી પુરી કરવી તે. આ આજ્ઞા માતાએ પાળી. મજુરી તથા ખેતીવાડીને માટે માતાને પરદેશ રહેવું પડતું છતાં ૧૦-૧૨ વર્ષની ઉમરના બાળકે હાથે રસોઇ કરી પોતાનો અભ્યાસ પોતાના

ગામમાં ચાલુ રાખ્યો અને સાતમા ધોરણની પરીક્ષા આપી. પંદર વર્ષની ઉમરે રૂ. સાતના પગારથી નીશાળમાં શિક્ષક તરીકે જોડાયા. ગામડાના લોકોને પોતાની ઉન્નતિ કરી લેવાના પ્રસંગો ઘણા થોડા હોય છે. આગળના વખતમાં ઉચ્ચ કુળમાં જન્મેલાઓ એમ માનતા કે નીચ જ્ઞાતીઓમા જન્મેલાને અમારી સેવાને અર્થેજ ઈશ્વર જન્મ આપે છે, તેમ વીસમી સદીમા પણ એવી સ્થિતિ છે કે આત્મિક જ્ઞાન હોય કે વિદ્યા (Science)નું જ્ઞાન હોય, ઉચ્ચ વિચારોનુ શિક્ષણ હોય કે ફકત લેખન વાંચનનું શિક્ષણ હોય પણ શેહેરવાસીઓને જ્ઞાન પ્રાપ્તીના સાધન મળે છે, તેથી દસમો હીસ્સો કસબાના રેહેવાશીને મળતો નથી અને કસબાવાળાને મળે છે તેનો દસમો હીસ્સો ગામડાવાળાને મળતો નથી ભાઇ જીવણજીને મળ્યું તેથી વિશેષ શિક્ષણ ન મળી શક્યું તે શકિત અને સાધનને અભાવે. સસ્કાર અને ઇશ્વરે આપેલી પરોપકાર બુદ્ધિ બીજરૂપે હોવા છતાં તે દબાઇ રહી અચાનક સુરતનું 'સત્સગ' નામનું માસિક તેમના વાચવામાં આવતાં તથા નવા નીકળેલા અશકતાને રહેવાની સગવડ કરી આપનારાં આશ્રમની માહિતી તેમાથી જાણ્યાથી જીવણજીને આવુ કાઇ કરવાની, આ પરોપકારના કાર્યમા પોતાનો હિસ્સો આપવાની, સ્ફુર્તિ થઇ આવી. વળી પોતાની શાળાના દફતર સહીત એક પાસેના કસબે પોતાના ડેપ્યુટી ઇન્સ્પેકટર પાસે જવાનો પ્રસંગ મળ્યો ત્યારે તે ગામમાં એક અશકત, અપગ, નિરાધાર વૃદ્ધ પુરૂષ જોવામા આવ્યો સુરતના અશકતાશ્રમની ખબર તો તાજીજ વાચેલી હતી તે સ્થળે આ ડોસાને પહોંડવાનો તેમના મને નિશ્ચય કર્યો. અશકતાશ્રમના ચાલકે નાણાની મદદ માગેલી તે પણ ધ્યાનમાંજ હતી, તથા તે માટે થોડા દીવસોની શાળામા રજા હતી ત્યારે આઠ દસ ગામોમા ફરી તેને માટે ભીક્ષા માગી અઢાર રૂ મેળવ્યા. આ અઢાર રૂપીયાની રકમ અને પેલા અશકત ડોસાને ગામડામાં નાણીને સુરતમાં દા એદલ બેહેરામના અશકતાશ્રમમા પહોંચાડયા. નિર્ધન મનાતા ગામડાઓમા દયાના ઝરા સુકાઇ ગયેલા નથી. સારા પરોપકારના કાર્ય માટે ગામડાવાસીઓ પોતાના રોટલામાથી કટકો પણ કાઢી આપવાને તૈયાર છે, અને ગામે ગામ ફરવાનું કાર્ય કરનાર હોય તો આપનારનો ટોટો નથ તે વાત ભાઈ જીવણજીના હૃદયમા અશકતાશ્રમ માટે એકઠી થયેલી રકમથી સિદ્ધ થઇ, અને પોતાની શકિત માટે પણ પ્રતીતિ થઇ

હવે પોતાની જ્ઞાતિમાં—પછાત પડેલી અને અજ્ઞાનમાં ઢકાએલી જ્ઞાતિમાં—વિદ્યાવૃદ્ધિને માટે યત્ન આરંભવાનો ભાઇ જીવણજીએ નિશ્ચય કર્યો શિક્ષક તરિકે સાત વર્ષ નોકરી કીધા પછી અને ૧૯૧૪ મા પોતાના ધંધાની વિશેષ તાલીમ લેવા માટે તેમને સુરત પાસેના કતારગામમા લોકલબોર્ડની સેટ્રલ સ્કુલમા છ માસ માટે મોકલવામા આવ્યા અભ્યાસ સારો થવાથી તથા તે ની પરોપકાર વૃત્તિ તેના ઉપરીઆને જાને જવાથી તેને પગારમાં બે રૂપીયા વિશેષ મળે તે ઉદ્દેશથી, તેમને અમદાવાદની ટ્રેનીગ કોલેજમા વિશેષ અભ્યાસાર્થે મોકલ્યા અને ત્યા તેમણે ૧૯૧૫ ના અકટોબરમાં પેહેલા વર્ષની પરીક્ષા પાસ કરીપાછા પોતાની નોકરી પર રૂ. ૧૨ ના પગારથી દાખલ થયા પરંતુ શિક્ષક તરીકેની વિશેષ તાલીમ લીધી તે પોતાના ઉદર પોષણાર્થે નહી, પણ પોતાની જ્ઞાતિના બાલકોના

કલ્યાણાર્થે વાપરવી એમ તેમણે નિશ્ચય કર્યો. પિતાના મરણબાદ માતાએ કેટલી બધી મુશ્કેલીએ વેઠી શિક્ષણ આપેલું તે તેમના મગજમાંથી કોઈ દીવસ ભુલાય તેમ ન હતું. આવી રીતે પોતાની જ્ઞાતિના અનેક બાળકોની સ્થિતિ હશે એવું વીચારી તેમનો માર્ગ પોતાનાથી બને તેટલો સબળ કરી આપવાનો તેમણે વિચાર કર્યો. પોતાની નોકરી પરથી ત્રણ માસની રજા લઈને પોતાના વતનની આસપાસના ગામોમા ૭૩ ગામોમા શ્રમણ કર્યું. ગામે ગામ પોતાની જ્ઞાતિમાં કેળવણીની શું સ્થિતિ છે તે જોયું તથા ઠેર ઠેર જ્ઞાતિની સભાઓ મેળવી જ્ઞાતિના બાળકો માટે ખોલવા ધારેલા એક વિદ્યાર્થી આશ્રમને માટે મદદ આપવા માંગણી કરી. આ કામમાં થોડો ઘણો યશ આવ્યો. તેમની જ વૃત્તિવાળા બીજા જીવો આકર્ષાયા અને પોતાની ઇચ્છા ફળીભૂત થશે તેવી તેમને ઉમેદ બંધાઈ. આથી તેમણે પોતાની નોકરીનું રાજીનામુ આપ્યું અને જાતિ સેવાનો ભેખ લીધો

તેમણે 'કોળી યુવક મંડળ' સ્થાપી, ગામે ગામથી તેના સભાસદ મેળવી, વિદ્યોત્તેજક ફંડમાં બધેથી યથાશક્તિ પૈસાની મદદ મેળવી પોતાનુ કામ જોસભેર શરૂ કર્યું. થોડા વર્ષથી આવેજ માર્ગે પોતાના ફુરસદના વખતમાં કામ કરનારા, દક્ષિણ આફ્રીકા વાળા ટ્રાન્સવાલ કોળી હિત વર્ધક મડળના કાર્યવાહકો ભાણાભાઇ ગોવિંદજી તથા રણછોડજી ગોવિંદજી, ભાઇ જીવણજીની સાથે આ કામમાં જોડાયા ભાઈ ભાણાભાઇએ આફ્રિકા જઈને ત્યાંના કોળી ભાઇઓમાં ફંડ એકઠું થયું હતું તે ૨૦૦ પાંઉડ (૩,૦૦૦ રૂપીયા) જ્ઞાતિના વિદ્યાર્થી આશ્રમ માટે મોકલાવ્યા, તથા ભાઈ જીવણજીએ પોતાના શ્રમણથી કુલ ૭૦-૮૦ ગામોમાં ફરી ૫૦૦) રૂપીયા એકઠા કર્યા. આટલા ધનના વ્યાજના ટેકાથી વિદ્યાર્થી આશ્રમ ગયા જાનેવારી માસથી નવસારીમા શરૂ કરી દીધું. તે પહેલાં બે માસથી કોળી સુબોધ નામનું માસિક પણ તેમણે શરૂ કર્યું હતુ અને આજ સુધી તેના પાંચ અંકો નીયમિત રીતે બહાર પડયા છે. આ માસિકની ૬૦૦ પ્રતિ ગામડાઓમા વંચાય તે શેહેરોની લાઇબ્રેરીઓમાં અનેક ચોપડી ચોપાન્યા વંચાય તેના કરતા વિશેષ પ્રજાકીય ફાયદો કરે તેમાં શંકા નહી —શેહેરના રોશનીવાળા રસ્તાઓ ઉપર બે ચાર વીજળીની બતીઓ વધારે કરવામાં આવે, તેના કરતાં ગામડાઓની અંધારી ગલીકુચીઓમાં ૧૫-૨૦ ઘાસલેટની ઝાખી બંતીઓ પણ બળતી હોય તો તે વિશેષ માર્ગદર્શક થઇ પડે છે

હવે આપણા કોળી વિદ્યાર્થી આશ્રમનો હેવાલ વાચક પાસે રજુ કરૂં છુ. નવસારી શહેરથી લગભગ એક માઇલ દુર રૂદરજી વકીલના જુના દેખાતા બંગલામા છે. ચારે તરફ ખુલ્લી જગ્યા છે, પાસે જ કુવો છે, અને શારીરિક-તાલીમને માટે સ્થાન કરવાનું કામ ચાલુ છે. હાલ આ આશ્રમમા ૧૭ વિદ્યાર્થી છે તે બધાઓ મોટી ઉમરના એટલે ૧૩-૧૪ વર્ષની ઉમરના છે. ચાર ઇંગ્રેજી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરે છે, એક ઇંગ્રેજી ત્રીજા ધોરણનો, બે રાટાની હુન્નર શાળામાં સુતારી કામનું, અને બાકીના દશ તેજ હુન્નરશાળામાં યાંત્રિક ઇજનેરીનું કામ શીખે છે સત્તરમાંથી પાંચ જ ઉંચાની ઉંચી કેળવણીનો અભ્યાસ કરે છે, અને બાકીના બાર ઔદ્યોગિક શિક્ષણ લે છે. વિદ્યાર્થીઓ

માથે એમીને ચાંદીની થાળીમાં અત્તરવાનીઓ ખાતાં થયો નથી. આ આશ્રમમા સે કડો કોળી વિદ્યાર્થીઓને આશ્રમ મળે અને તેઓ પોતાની વિશાળ જ્ઞાતિને ઉન્નતિએ લઇ જવામાં સાધનભૂત થાઓ!

ભાઇ જીવણજી શરીરે પાતળા દુર્બળ કહીએ તો પણ ચાલે અને કદે પણ ઠીંગણા છે અને પ્રો. કર્વેનામા જે મહાન ગુણ ચીવટપણુ, અથવા મરાઠીમાં જેને ચીકાટી કહે છે, તે તેમનામા છે. આપણા કર્વે પણ નાનપણમા પ તુજી જ હતા અને આત્મબળથી આગળ વધીને સ્ત્રી કેળવણીના એક મોટા નાયક થયા છે. ભાઇ જીવણજી પણ પોતાની જ્ઞાતિને હલકાપણાની પ ક્તિમાથી ઉપર લાવીને ઉચ્ચ સ્થિતિ ઉપર મુકશે તેમા શ કા નથી. પ્રભુ તેમનુ આત્મબળ વધારો!

અમૃતલાલ વિ. ઠક્કર

---

# મદ્રાસ મ્યુનિસિપલ કોન્ફરન્સ

---

તા. ૧૭ મી માર્ચને શનિવારે મદ્રાસમા લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટિઓનું પહેલુ સ મેલન મળ્યું હતું ગયે વર્ષ અધિકારીઓ અને અનધિકારીઓનું આવુંજ સ મેલન સરકાર તરફથી મળ્યુ હતું. તેને મળેલા યશથી ઉત્તેજીત થઇને પ્રજાના અગ્રણીઓએ આવુ બીનસરકારી સ મેલન આ વર્ષે મેળવ્યું હતું તેમા પસાર થએલા મુખ્ય ઠરાવો આ અ કમા આપી આવતામાં ત્યાં વ્ ચાએલા અગત્યના નિર્ણયોનો સાર આપવામા આવશે.

### નાણાં સ બ ધી સાધનો

આ સ મેલનનો એવો અભિપ્રાય છે કે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટિઓનાં નાણા સ બ ધી વર્તમાન સાધનો પૂરતાં નથી એટલે નાણાં વિશેની જરૂરિઆતો પૂરી પાડવા, સ્થાનિક કરથી આવતી આમદાનીમા પ્રાન્તિક આમદાનીના ચોક્કસ હિસાનું નિર્ણીત અર્પણ અને મદદ કરવા નિર્ણીત રકમા ઉમેરવાની જરૂર છે.

આ સ મેલનનો એવો અભિપ્રાય છે કે હાલની નાણા પ્રકરણી પદ્ધતિ એવી રીતે ફેરવવી જોઇએ જેથી સ્થાનિક મ ડળોને નિર્વિઘ્ન ધોરણસર મદદની રકમ અને મળે એવી નિયમિત પદ્ધતિ અમલમાં આવે અને શરૂઆત તરિકે, પ્રત્યેક મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના પ્રદેશમા માદક પદાર્થો ઉપરના કરની જે ઉપજ આવે છે તેના ચોથા ભાગથી ઓછા નહીં એવી ચોક્કસ પ્રમાણમાં આવક પ્રતિવર્ષે તે તે સ્થાનિક મ ડળોને આપવી જોઇએ અથવા એમ નહીં તો માદક પદાર્થોમાં થતી આમદાની ઉપર એટલો સંખ્યો વધારાનો કર નાખવો.

આ સંમેલનનો એવો અભિપ્રાય છે કે આ ઇલાકામાં જીલ્લા બોર્ડોની રેલ્વે બાંધવા જોઇતા નાણા હિંદી સરકારે મેળવી આપવાં જોઇએ અને આને માટે સ્થાનિક મંડળોને પ્રતિવર્ષે જે રકમો જોઇએ તે પ્રાન્તિક લોનના હિસાબમાં નાખવાની પરવાનગી પ્રાન્તિક સરકારોને મળવી જોઇએ...પોતાના કામના વિસ્તાર માટે સ્થાનિક મંડળોને લોન મેળવવા હાલ છે તેથી વધારે સારી સુગમતા કરી આપવી જોઇએ, જેમકે ઘરો બાંધવાની યોજનાઓ માટે નાણા મેળવવા સાર્વજનિક ફંડોમાથી લોન આપવાની બાબત.

આ સંમેલનનો એવો અભિપ્રાય છે કે કેન્દ્રાપગામી કમીશનની ભલામણ મુજબ ધોરી રસ્તાઓની મરામતનું ખર્ચ પ્રાન્તિક કોશમાથી થવુ જોઇએ.

નીચેના કરો નાખવા તરફ આ સમેલન પસંદગી બતાવે છેઃ—

(૧) જ્યાં નાખી શકાય ત્યાં ખેતરાઉઓ ઉપર જજીઆવેરો.

(૨) મ્યુનિસિપાલિટિવાળા પ્રદેશોમા વધારેમા વધારે રૂ. ૨૫૦) લગી ધંધાઓ ઉપરનો વેરો અને 'યુનીઅન્સ' માં ધંધાવેરાનુ ઉમેરણ.

(૩) ભાડાની કિમ્મતપર ૪ ટકાથી વધારે નહીં એવા દર મુજબ પાણી અને ગટર વેરો 'યુનીઅન્સ' માં.

(૪) મ્યુનિસિપલ હદમાં નદી અને નહેરમાં થઇ આવતા માલ ઉપર વેરો.

(૫) કોઇપણ મ્યુનિસિપલ પ્રદેશમાં પ્રાથમિક શિક્ષણના કુલ ખરચનો ½ હિસ્સો આપવા સરકાર રાજી હોય તો બાકીનો ½ હિસ્સો મેળવવા ઘરોના ભાડાની કિમ્મત ઉપર ૧॥ ટકાથી વધારે નહીં એવો કેળવણી વેરો.

## જીલ્લા અને તાલુકા બોર્ડો.

આ સંમેલનનો એવો અભિપ્રાય છે કે જીલ્લા બોર્ડોને, હાલ સત્તા છે તે ઉપરાંત, પોતાના જીલ્લાઓને લગતા સાધારણ વહીવટના પ્રશ્નો ઉપર અભિપ્રાય દર્શાવવાની સત્તા આપવી જોઇએ, વધારે વિલંબ વગર જીલ્લા બોર્ડોમા પણ અનધિકારી પ્રમુખો નીમવાનો પ્રયોગ અજમાવવો જોઇએ.

આ સમેલન આગ્રહ કરે છે કે (ક) પોતાના પ્રદેશમા કામ કરતાં નીચી પાયરીનાં ઇજનેરી ખાતા ઉપર જીલ્લા બોર્ડના ઇજનેરના માત્ર ધધાદારી (વહીવટી નહીં) અંકુશ સિવાયની બાકીની બધી સત્તા તાલુકા બોર્ડની રહેવી જોઇએ અને

(ખ) જ્યાં જ્યાં બની શકે ત્યા ત્યા તાલુકા બોર્ડની સત્તાનો પ્રદેશ વસુલાતી તાલુકાની બરાબરજ રાખવો. એથી સ્થાનિક માહિતી બરાબર મળશે અને તાલુકા બોર્ડના વહીવટમા સ્થાનિક ઉમંગ ઉત્તેજી શકાશે

(ગ) મ્યુનિસિપલ કાઉન્સિલની પેઠે વહીવટની અગત્યના કોઇ પણ પ્રશ્ન વિશે સરકાર સાથે સીધો પત્રવ્યવહાર ચલાવવાનો હક તાલુકા બોર્ડને હોવો જોઇએ.

પોતાના પ્રદેશમા આવેલી નિશાળો અને હાટોની વ્યવસ્થા ઉપર નિર્ખીત અંકુશ 'યુનીઅન્સ' ને સોપવો જોઇએ.

### ગ્રામ્ય પંચાયતો.

આ સંમેલનનો આગ્રહ છે કે

(ક) જે પ્રદેશમા લોકલ ફંડ યુનીઅન કરવાનું શકય ન હોય ત્યા ગ્રામ્ય પંચાયત સ્થાપવા જેને જોઇએ તેને પરવાનગી આપી શકે એવો કાયદો થવો જોઇએ.

(ખ) 'યુનીઅન્સ' ની બહાર દરેક ગામ માટે ગ્રામનિધિ (ફંડ) ની સ્થાપના કરવી જોઇએ અને દરેક ગામમાં—'યુનીયન'વાળા ગામોમાં સુધ્ધા જમીનનું જે મેહેસુલ આવે તેનો ? ભાગ ગ્રામ્ય પંચાયતને યોગ્ય લાગે તે કામ માટે વાપરવા દરેક ગામને સોપવો જોઇએ

(ગ) પંચાયતોની મરજી હોય તો જમીનની મહેસુલ પર રૂપીએ ત્રણ પાઇનો વેરો નાખવા અને આવકના કર ઉપર વધારાનો કર નાખવા અને ગામ સુધારવામાંજ તે ઉપજ વાપરવાની તેમને સત્તા આપવી જોઇએ, અને આવી રીતે ઉત્પન્ન કરેલી આવકમાં ઓછામા ઓછો સરખો ભાગ પ્રાન્તિક આમદાનીમાંથી ઉમેરાવો જોઇએ.

(ઘ) પાણી પૂરૂં પાડવા, કૂવા ખોદવા અને ગામડાનું આરોગ્ય સુધારવા બાબતનાં સઘળાં કામો આવી પંચાયતોને સોંપવા જોઇએ.

### મ્યુનિસિપલ કાઉન્સિલો.

આ સંમેલનનો અભિપ્રાય છે કે જ્યાં જરૂર લાગે ત્યા

(ક) મુંબાઇમા જેમ મ્યુનિસિપલ કમીશનરની સરકાર નીમણુક કરે છે અને અનધિકારીઓમાંથી સભાપતિ નીમાય છે તે પદ્ધતિ કરતા પગારદાર સભાપતિ રાખવાની પધ્ધતિ વધારે પસંદ કરવા જોગ છે,

(ખ) એક કરતા વધારે ઉપસભાપતિઓ ચૂંટવાની સત્તા મ્યુનિસિપલ કાઉન્સિલોને આપવી જોઇએ,

(ગ) હાલના કાયદા પ્રમાણે સેક્રેટરીના ઓધ્ધાની જે વ્યવસ્થા છે તે રદ કરવી:

આ સંમેલન મ્યુનિસિપલ કાઉન્સિલોને આગ્રહ કરે છે કે (ક) શહેરના વિસ્તાર માટે-ધ્યાન કરીને ગરીબ વર્ગની જરૂરિયાતોને અનુરૂપ યોજનાઓ ઘડવી (ખ) ઘરો બાધવા માટે સહકારી મંડળો કરાવવાં અને (ગ) આરોગ્યપ્રદ મકાનોની બાધણીને ઉત્તેજિત કરવા ખાસ છૂટો મૂકવી, જેવી કે અમુક મુદ્દત માટે જમીનનું ભાડું અને અને બીજા ખરચો માફ કરવા

### કેળવણી.

આ સંમેલનનો અભિપ્રાય છે કે (ક) દરેક જીલ્લામા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે પૂરતી સગવડ કરવી જોઇએ અને દરેક જીલ્લામા પ્રાથમિક અને માધ્યમિક

શિક્ષણની જરૂરીઆત પ્રમાણે મદદ કરી શકે એવી સ્થિતિમા સ્થાનિક મંડળો મૂકાવા જોઇએ.

(ખ) પ્રાથમિક શિક્ષણમા હાલ થતા ખરચની આડે કોઇ રીતે આવ્યા સિવાય, માધ્યમિક શિક્ષણની જરૂરો પૂરી પાડવાનાં સાધનો લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટિઓએ કરવાં જોઇએ.

(ગ) પ્રાથમિક નિશાળોપર દેખરેખ રાખવા ગામડામાં કમિટીઓ નીમી કેળવણીના ફેલાવા માટે ગામડાનું સહકાર્ય મેળવવુ જોઇએ

આ સમ્મેલન આગ્રહ કરે છે કે (ક) પસંદ કરેલા પ્રદેશોમા, સરકારની મંજુરીથી, મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવાની સત્તા સ્થાનિક મડળોને આપવા કાયદો થવો જોઇએ, (ખ) અને નીચેની પાયરીના ઇન્સ્પેકટરો સીધા સ્થાનિક મંડળોના હાથ નીચે રાખવા પણ તેમની નોકરી પ્રાન્તિક સરકારી નોકરી તરિકે ચાલુ રહેવા દેવી.*

---

# રશીઆની રાષ્ટ્રીય ચળવળ.

(૧)

દરેક દેશમાં પ્રજાની સુખશાંતિને માટે સુવ્યવસ્થિત રાજ્યતંત્રની જરૂર છે, પરંતુ રાજ્યતંત્ર તેનો સાચો ઉદ્દેશ-પ્રજાહીત-સાધવાની વૃત્તિવાળું થાય તે માટે તે રાજ્યકાર્યમા કુશળ પણ પ્રજાના વિશ્વાસને પાત્ર તથા પ્રજામતથી ચુટાએલા પ્રજાનાજ પ્રતિનિધિઓનું બનેલું હોવુ જોઇએ. જો રાજ્યતંત્ર પ્રજાથી સ્વતંત્ર હોય તે પર પ્રજાની કોઇ પણ પ્રકારે કાઇ સત્તા નહિં હોય તો પ્રજા દુઃખી જ થવી જોઇએ, એમ કહેવુ કદાચ અતિશયોક્તિભરેલુ ગણાય પરંતુ ઇતિહાસની હકીકત પરથી એટલું તો જણાઈ આવે છે કે જુજ અપવાદ સિવાય નિરંકુશ રાજ્યકર્તાઓ પ્રજાહીતને ભૂલી, પોતાનો જ સ્વાર્થ સાધવા તરફ વળે છે, અને તે માટે જરૂર પડે તો પ્રજા ઉપર જૂલમ પણ ગુજારે છે સ્વાર્થી સત્તાધારીઓની આ બેદરકારી કે જુલમમાથી મુક્ત થઇ સુખશાંતિ મેળવવાનો એક જ રસ્તો છે, અને તે એ જ કે પ્રજા પોતે પોતાનું હીત સમજી, રાજ્યસત્તા પોતાના હાથમા લઇ સ્વરાજ્ય-પ્રજાકીય રાજ્ય-સ્થાપે.

પ્રજાની સુખશાંતિ માટે પ્રજાને સ્વરાજ્યની જરૂર છે, પરંતુ તેની તેથી પણ વધારે જરૂર તો પ્રજાની પ્રગતિને માટે છે. પ્રજાના અંકુશથી રહીત એવું રાજ્યતંત્ર રાજ્યકાર્યમા ગમે તેટલું નિપુણ હોય, તેના કારભારથી દેશ ગમે તેટલો આબાદ

* (કોમનવીલ, માર્ચ ૨૩, ૧૭ ના અંક ઉપરથી)

હોય, પ્રજા ગમે તેટલી સંતુષ્ટ અને સુખી હોય, પરંતુ પ્રજાજનોની શક્તિના વિકાસની દૃષ્ટિથી તો તે માત્ર નકામું જ નહિં પણ હાનિકારક છે. સુખ કાંઈ મનુષ્યજીવનનું સર્વસ્વ નથી. સુખ શેમાં છે, તે વિચારવાની, સમજવાની શક્તિ, તે જે રીતે મળતું હોય તે રીતે જાતે મહેનત કરી મેળવવાની શક્તિને ઇચ્છા, પ્રજાને માટે સુખ કરતાં પણ વધારે અગત્યનાં છે, અને જે રાજ્યતંત્રથી પ્રજાજનોમા એ શક્તિ એ ઈચ્છા વિકાસ પામે તે રાજ્યતંત્ર જ પ્રજાને માટે ઉત્તમ છે. ઉદાર વૃત્તિવાળા પાંચ પચીસ સત્તાધારીઓ તપાસ કરાવી, વિચાર કરી, કાયદાઓ ઘડી કે અન્ય ઉપાયો યોજી, પોતાની મતિ શક્તિ અનુસાર લોકોને સુખ મેળવી આપે, અને પ્રજાને માત્ર તેથી જ સંતુષ્ટ થવાનું હોય, તે વિષે કશો પણ વિચાર કરવાનો નહિ હોય, તે પ્રવૃત્તિમા કશો પણ ભાગ લેવાનો નહિં હોય, તો પ્રજાની શક્તિઓ ક્યાંથી ખીલે ? પ્રજાને સુખ હોય, પરંતુ તે સુખને માટે પ્રથમ હંમેશ સુધી બાળકની પરાધીન દશામા જ રહી જવાનો સંભવ હોય, તો તે સુખ મેળવી આપનાર રાજ્યતંત્ર શું કામનું ? એક અંગ્રેજ લેખક લખે છે કે "દુનિયામાં ઉદાર અનિયંત્રીત સત્તાધારીઓ અને સુજ્ઞ કાયદા ઘડનારાઓ થઇ ગયા છે, અને તેઓએ પોતાની રૈયતની આબાદીમા તથા સુખમા વધારો પણ કર્યો હશે. પણ તેમના રાજ્ય કારભારથી શહેરીઓમા જે માનસિક અને નૈતિક ખીલવણી થવી જોઇએ તે થઈ નથી, તેમ તેમના ચારિત્રથી તેમની માનસિક દૃષ્ટિ વિસ્તીર્ણ બની નથી. આત્મશ્રધ્ધા, આત્મજ્ઞાન અને આત્મોદ્ધાર તરફ ઘણા નમ્ર ઉત્સાહથી પણ જેટલી ઉમેદ રાખી શકાય તેટલી એરીસ્ટોટલના કોઈ પણ કાયદાથી રાખી શકાય નહિં" માટે જ આજે દુનિયાંની પ્રજાઓ એક બ્રિટીશ પ્રધાનના વાક્યને પોતાનું પ્રથમ સૂત્ર બનાવી કહી રહી છે કે "સદ્દરાજ્ય એ કાંઈ સ્વરાજ્યની જગો લઇ શકે નહિ."

પ્રજાની સુખશાંતિ તથા પ્રગતિને માટે સ્વરાજ્યની જરૂર છે, અને તે જરૂર પૂરી કરી લેવાને માટેની પ્રજાઓની હીલચાલ આજે લગભગ ત્રણસો વરસ થયાં દુનિયાની પ્રવૃત્તિમા અગત્યનુ સ્થાન ભોગવે છે. આ હીલચાલ હજૂ બધા દેશોમાં પોતાનું કાર્ય સાધી શકી નથી, અને કેટલાક દેશોમા તો તેનો જન્મ પણ થયો નથી, છતા તે દિવસે દિવસે વધુ મજબૂત થતી જાય છે, અને તેની ફત્તેહમાં અનેક વધારાઓ થાય છે. આ હીલચાલને પરિણામે યુરોપ અમિરિકાની કેટલીએક પ્રજાઓ પોતાના હક્કો મેળવી શકી છે અને એનો ચેપ એશીઆ ખંડની પ્રજાઓને પણ લાગી ચુકયો છે. આ સદીના સતર વરસમાં ટર્કી, પર્શીઆ, અને ચીનની પ્રજાઓએ સ્વતંત્રતા માટે લડત ચલાવી પોતાના દેશના રાજ્યતંત્રમા અનેક ફેરફારો કરાવ્યા છે, અને જો કે કેટલાક કારણોને લીધે તેમના પ્રયાસનું સંતોષકારક પરિણામ આવ્યું નથી, છતા તે અંખડની પ્રજાઓના ભવિષ્યને માટે અનેક આશાઓ ઉભી કરે છે. પરંતુ આ હીલચાલને માટે આ સદીની સૌથી અગત્યની ફત્તેહ તો રશીયન પ્રજાએ ઉઠાવેલો બળવો જ છે. રશીઆ દુનિયાંના પ્રથમ પંક્તિના દેશોમાંનો એક છે. તેના રાજ્યનો વિસ્તાર આપણી પૃથ્વીની સપાટીનો લગભગ છઠ્ઠો ભાગ રોકે છે, અને તેની પ્રજાની

સંખ્યા લગભગ ૧૫ કરોડ એટલે કે સમસ્ત મનુષ્ય જાતિના ૧૨ મા ભાગ જેટલી છે. આ પ્રજા વરસો થયા દુનિયાના એક અતિ જુલ્મી રાજ્યતંત્ર હેઠળ હતી, પરંતુ તે બે મહીના ઉપર પોતાના કેળવણી પામેલા સ્વાર્થત્યાગી દેશભક્તોની આગેવાની હેઠળ લશ્કરની સહાયતથી રાજ્ય સામે ઉઠાવેલા બળવાની ફત્તેહથી સ્વરાજ્ય ભોગવતી થઈ છે રશીઆનો ઝાર પદભ્રષ્ટ છે, જૂના રાજ્યતંત્રના મંત્રીઓ કેદ પડ્યા છે, અને રાજ્યકારભાર પ્રજાના પ્રતિનિધિઓની બનેલી ડુમા તથા તેના તરફથી નીમાયેલા પ્રધાન મંડળના હાથમાં સોંપાયો છે આ પ્રધાન મંડળના જાહેર હુકમનામાથી દેશની પ્રજાના હક્કો સ્વીકારાયા છે, સ્રી જાતિ ઉપરના અન્યાયી બંધનો દૂર થયા છે, અને રશીઅન રાજ્ય હેઠળની પરદેશી પ્રજાઓને તેમના દેશની આંતર વ્યવસ્થા સોંપી દેવાનું નક્કી થયું છે દુનિયાના એક બળવાન પણ અનિયંત્રિત રાજ્યતંત્રનો નાશ થયો છે, લાખો કરોડો માણસો નિરંકુશ સત્તાધારીઓના જુલમમાંથી મુક્ત થયા છે, તેમની પ્રગતિનો માર્ગ ખુલ્લો થયો છે, અને પ્રજાકીય ચળવળને નવું બળ મળ્યું છે

રશીઅન પ્રજાએ ઉઠાવેલો બળવો ઓચીંતો હતો તેની ઝાર કે તેની આસપાસના માણસોને ખબર પણ નહોતી રાજ્યતંત્રના સઘળા મંત્રીઓને પણ બળવાખોરોના બળની પૂરેપૂરી માહીતી હોય એ શકભરેલું છે છતાં એ બનાવ કાંઈ પણ રીતે અણધાર્યો નહોતો. તે સાટેની તૈયારી વરસો થયા થઈ રહી હતી. અનિયંત્રિત રાજ્યતંત્રના જુલમથી હાયર થઈ તેની સત્તાને તોડી પાડવાને મટે રશીઆનો કેળવાયેલો વર્ગ અડધી સદી કરતાં વધારે વખત થયા પ્રયાસ કરી રહ્યો હતો. અને તેનો એ પ્રયાસ પદ્ધતિસર હોઈ અસરકારક નીવડયો હતો. "૧૮૯૧–૨ ની સાલમાં એક મોટા અમલદારે થોડાક મહીના થયા પરદેશ ગયેલા પોતાના મિત્રને લખ્યું હતું કે સામા પક્ષના માણસો—તેમને રાજ્યક્રાંતિના હીમાયતીઓ કહી શકાય—એટલા તો આગળ વધ્યા છે કે જો તમે હમણાં પાછા આવો તો જરૂર અજાયબ થાઓ......રાજ્યક્રાંતિની ભાવનાઓએ, સઘળા વર્ગના, સઘળી ઉમરના, સઘળા ધંધાઓના માણસોના દીલ છીની લીધા છે, અને તે ભાવનાઓના ઉદ્ગાર રસ્તામાં, બરાકમાં ( લશ્કરી સીપાઈઓના રહેઠાણમાં ), અને સરકારી ઑફીસોમાં પણ સંભળાય છે. પોલીસ પોતે પણ તેનાથી દોરવાઈ ગઈ હોય એમ હું માનું છું" આ સ્થિતિ આજે પચાસ વરસ ઉપર હતી અને છતાં ત્યારથી આજ સુધી પ્રજાને રાજ્યક્રાંતિ માટે તૈયાર કરવાનું કાર્ય ચાલુ જ હતું. એ કાર્યને માટે સેંકડો હજારો ઉન્નત ભાવનાવાળા, સ્વદેશપ્રેમી શ્રી પુરૂષોએ અસાધારણ ભોગો આપ્યા છે, અને આજે રશીઅન પ્રજા બળવો ઉઠાવી સ્વતંત્રતા મેળવવા પામી છે, તે આ દેશભક્તોના અથાગ પરિશ્રમ અને વીરતા સ્વાર્થત્યાગને પ્રતાપે જ દેશના જુલ્મી રાજ્યતંત્રીની સત્તા તોડી પ્રજાને સ્વરાજ્ય મેળવી આપવાની કેળવણી પામેલા વર્ગની આ પ્રવૃત્તિનો ઇતિહાસ અત્યંત ઉદ્બોધક અને પ્રોત્સાહક છે અને તેનો ટુંકસાર આપવાનો આ લેખનો આશય છે. પરંતુ રશીઆની આ રાષ્ટ્રીય ચળવળ સમજવાને માટે એ દેશના પુરાણા

રાજ્યબંધારણ ઉપરાંત તેની પ્રજાની સ્થિતિ, સ્વભાવ તેમજ આ હીલચાલના આધાર રૂપ કેળવણી પામેલા વર્ગના ગુણદોષ જાણવાની જરૂર છે અને તેથી પ્રથમ અત્રે તે સંબધી થોડીક હકીકત આપવાનુ યોગ્ય લાગે છે

રશીઆની વસ્તિનો મોટો ભાગ લગભગ ૮૭ ટકા—ગામડામાં રહી ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. અને તેથી રશીઆનું પ્રજાજીવન સમજવાને માટે પ્રથમ તો એ ખેડુતવર્ગની સ્થિતિ તપાસીશુ. રશીઆના ખેડુત માટે ,ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી લખતા લેખકો તરફથી ભિન્ન ભિન્ન અભિપ્રાયો અપાયા છે, પરંતુ તેમના એ વિવાદગ્રસ્ત વિચારોમા ઉતર્યા વગર આપણે એ ખેડુતવર્ગના જીવનની કેટલીએક સર્વત્ર સ્વીકારાએલી હકીકત તરફ વળશુ.

આજે રશીઅન ખેડુત જે જમીન ખેડે છે તે જમીનના મોટા ભાગનો તે પોતેજ માલીક છે પરંતુ વરસો સુધી તો તે ગુલામગીરીની દશામા જ હતો રશીઆમા પરદેશી અમલ નથી—નહોતો, તેમજ જાતિભેદ વર્ણભેદ વગેરેને પણ અવકાશ નહોતો એટલે આ ગુલામગીરીનુ કારણ આર્થિક સંજોગો જ હતા એ તો નિર્વિવાદ છે એમ કહેવાય છે કે રશીઅન ખેડુત સ્વભાવે ચંચળ હતો, એક જમીનને વળગી રહેવાને બદલે રખડવાનુ પસંદ કરતો અને તેથી જમીનની ઉપજ ઓછી થઈ જવાથી આવકને પણ ધોકો લાગવાનો ભય રહેતો આ ભય દૂર કરવાને માટે સરકાર તરફથી એવો કાયદો થયો કે ખેડુત જે જમીન ખેડતા હોય તે જમીન છોડી બીજે જઈ શકે નહિ પરંતુ આ રીતે ખેડુતને અમુક જમીન સાથે બાંધી દેવાનુ પરિણામ એ આવ્યુ કે જમીનદારો પોતાને માત્ર જમીનના જ નહિ પરંતુ ખેડુતના પણ માલીક સમજવા લાગ્યા, અને તેમને તે માટે આડકતરી રીતે કાયદાનો ટેકો હોવાને લીધે, અનેક રીતે ખેડુતોને ગુલામગીરીની દશાએ તેઓએ પહોચાડ્યા કાયદાનો હેતુ ખેડુતને ગુલામ બનાવવાનો નહી હતો છતા વસ્તુત તેમજ થયુ

આ સ્થિતિ લગભગ ૨૦૦ વરસ સુધી ચાલુ હતી, અને પચાસ વરસ ઉપર જ તેનો અંત આવ્યો. ઝાર નિકોલસ બીજાના સમયમા રશીઆમા અનેક સુધારાઓ થયા અને તેમા ૧૮૬૧ ની સાલમા ખેડુતોનો પણ છુટકારો થયો એ સાલમા સરકારે ગુલામગીરી નાબુદ કરી એટલુંજ નહિ પણ ખેડુત જે જમીન ખેડતો હતો, અને જેનો તે સાચો માલીક છે એમ માનતો હતો, તે જમીન જમીનદારો પાસેથી વેચાતી લઇ સરકારે ખેડુતને આપી આ રીતે લગભગ ૩૫ કરોડ એકર જમીન ખેડુતના હાથમાં આવી. સરેરાસ દરેક ખેડુતને લગભગ ૮ થી ૧૦ એકર જમીન મળી. ઉત્તરમા

પછી દરેક અલાહેદા જમીનદારની માલીકી હેઠળના ખેડુતોનો સ્વતંત્ર અને અલાહેદો સંઘ થયો અને તે સંઘ જમીનનો માલીક ગણાવા લાગ્યો. આ સંઘની જમીનની વહેંચણી દર ૧૨ વરસે એક જ વાર થઇ શકે એમ ઠરાવ થયો હતો, અને તે પણ ગ્રામ્ય પંચાયતના ફેરમત કુરાથી વહેંચણી કરવાની તરફેણમાં પડે તો જ વળી સંઘનો જમીનનો કોઇ પણ ભાગ અમુક એક ખેડુતની ખાનગી મિલ્કત થાય તે માટે પણ એ જ સરત એટલે કે ગ્રામ્ય પંચાયતમાંથી ફે જેટલા માણસોની સમ્મતિ મળે તો જ. પરંતુ ૧૮૯૦ ની સાલમા સંઘની જમીનનો પોતાનો ભાગ સંઘ પાસેથી ખરીદી લેવાનો ખેડુતનો હક સરકારે લઇ લીધો અને ૧૯૧૦ ની સાલમા તે જ હક સરકારે તેને પાછો બક્ષ્યો. એટલુ જ નહિ, પણ સંઘ માંથી છુટા પડનાર ખેડુતને છુટા પડવાને માટે અમુક નાણાની સવળ કરી આપવાનુ પણ માથે લીધુ સરકારની આ વિચિત્ર ચાલનો ખુલાસો નીચે મુજબ છે. ૧૮૯૦ ની સાલમા ખેડુતો જુના વિચારના હતા અને ખેડુતોનો સંઘ થવાથી ખેડુતોમા જુના વિચારો જ રહેશે બલ્કે વધારે મજબૂત થશે, એમ સરકારનો મત હતો પણ ૧૯૦૪ ની સાલમા રાજકીય ચળવળને લીધે દેશમા ઘણો અસંતોષ ફેલાયો, તેને પરિણામે ગામડાંમા પણ બંડ થવા લાગ્યા, અને ૧૯૦૫ મા જમીનદારો પાસે રહી ગયેલી જમીનોનો ૨૫ ટકા જેટલો ભાગ વેચાતો લઇ ખેડુતોને શાંત કરવા ખેડુતોને આપવાની સરકારને ફરજ પડી. તે વખતથી સરકાર ખેડુતોના સંઘ તરફ શકની નજરથી જોવા લાગી, અને ૧૯૧૦ ની સાલમા તઠ માગતા સંઘોનુ જોર તોડી પાડવાની મતલબથી ૧૮૯૨ ની સાલના કાયદાથી ઉલટો કાયદો પસાર કર્યો. પરંતુ સરકારની ઇચ્છા ઘણે અંશે નિષ્ફળ જ ગઇ છે, કારણ કે એ કાયદાનો લાભ સંઘ દીઠ ત્રણ ચાર ખેડુતથી વધારેએ લીધો નથી.

એકંદરે ખેડુતની હાલની સ્થિતિ તપાસતા એમ માલુમ પડે છે કે રશીઆની ખેડી શકાય એવી જમીનનો મોટો ભાગ ખેડુતોનાજ હાથમા છે, અને દરેક કુટુંબ ઓછામા ઓછા ૬ એકર ખેડી શકાય એવી જમીનનુ માલીક છે આ પરથી એમ તો કહી શકાય કે ખેડુત વર્ગ એ રશીઅન પ્રજાનુ સૌથી અગત્યનુ અંગ છે

શંકરલાલ ઘે બેંકર.

# ગુજરાતનું જાહેરજીવન.

## અમદાવાદ.

**રામજયંતી**—ગઇ રામનવમીની સુન્દર રાત્રે દીલ્હી દરવાજા રાત્રીશાળાના વિશાળ ચોગાનમા શાહપુર તથા દીલ્હી દરવાજા ભાગના શ્રી પુરૂષોના ભેગા મેલાવડા સમક્ષ જાણીતા થીઓસોફીસ્ટ 'ગ હરજીવનદાસે ટુંકુ પણ અસરકારક ભાષણ કર્યું હતું. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ બેરીસ્ટરને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યુ હતું. આર્યસમાજી ઉપદેશક રા. હરિશંકર વિદ્યાર્થીએ રામચંદ્રજીના ઉત્તમ જીવનમાથી કેટલાક દ્રષ્ટાંતો આપી બોધક ગીતો ગાયા હતા અંધકવિ રા કેશવલાલ પાલખીવાળાએ સ્વદેશી અને મદ્યનિષેધ સબંધી બોધ કર્યો હતો અને ગાયક મુળજીભાઇએ "મનુષ્ય ધર્મ" વિષે ઉત્તમ ગીત ગાયું હતું પ્રમુખના અસરકારક અને છટાદાર ભાષણ બાદ રાત્રીશાળાના વિદ્યાર્થીઓ રા વંદ્રાવનદાસ તથા ચીમનલાલે વકતા શ્રોતા તથા પ્રમુખનો ઉપકાર માન્યો અને આવા મેળાવડાઓ શેહેરના મોહલ્લે મોહલ્લે કરવા વિદ્વાનોને વિનંતિ કરી હતી.

**મહાવીરજયંતી**—તા ૫ મી એપ્રીલ ને ગુરૂવારની રાત્રે શાક બજારમા આવેલી શ્રીમાળીની વાડીમા ગ આ. પોપટલાલ લલ્લુભાઈ ડાકટરના પ્રમુખપદ નીચે મહાવીરજયંતી નિમિત્તે એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો હતો સભાસ્થાન ધજા પતાકાઓ તથા લાઇટથી દેદીપ્યમાન કરવામા આવ્યું હતું. ગંગાબાઈ કન્યાશાળાની બાળકીઓએ બરાબર ૭ા વાગે મંગળાચરણ ગાયુ ત્યારબાદ રા. મૂળચંદ આશારામ વૈરાટીએ ભાષણ કરતા જણાવ્યું કે "આ મહાત્માની જયંતીઓ જેમ જેમ વધારે ઉજવાતી જશે તેમ તેમ આ નિસ્તેજ અને પરાધીન બનેલો દેશ વધારે તેજસ્વી અને અને સ્વતંત્ર બનતો જશે પ્રભુ વીરના ચરિત્રનો એક ભાગ એવો છે કે જેના મનનથી માણસ સ્વતંત્ર અને સ્વાશ્રયી થવા ચ્હાય આ શિક્ષણ ઉદાર હાથે આપવા જૈનો આગળ આવશે નહી તો પોતાનુ પૂર્વનું ગૌરવ તેઓ ટકાવી શકશે નહી" રા મણીલાલ નથુભાઈ દોશીએ જૈનોના ત્રણે ફીરકાઓ એકત્ર થવાની આવશ્યકતા દર્શાવી હતી. મી બરોડીઆ, મી વર્ધમાન સ્વરૂપચંદ, મી રમણીકલાલ મોદીનાં સમયોચિત વિવેચનો થયા બાદ મી. કેશવલાલ પાલખીવાળાએ "પ્રભુ તે હમોને નથી પુછવાનો" એ ગીત ગાયું 'ગ્મકબ્હેન વ્રજપાળ કપાસીએ સ્ત્રીશિક્ષણના સંબંધી કેટલુંક વિવેચન કર્યું. મી. અંબાલાલ બુલાખીદાસે જૈનોને હોમરૂલમા જોડાવવાને આગ્રહ કર્યો. ત્યારબાદ કેટલાક વિવેચનો પછી રાત્રે ૯ વાગે સભા વિસર્જન થઇ હતી.

**ગુજરાત એજ્યુકેશન લીગ**—પ્રો. લીમયે યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષામા ઇંગ્રેજી શિવાયના બીજા પ્રશ્નપત્રો દેશી ભાષાઓમાં લખવાની છુટ રાખવાનો ઠરાવ રજુ

કરવાના છે તેને ટેકો આપવા અમદાવાદના શેહેરીઓની એક સભા પ્રેમાભાઇ હૉલમાં સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદ નીચે મળી હતી મી. અમૃતલાલ ઠક્કરે મુખ્ય ભાષણ કર્યું હતું અને રા. હરિપ્રસાદ છત્રપતિ, રા. જીવણલાલ બૅરીસ્ટર તથા બીજાઓએ ઠરાવો રજુ કરી પ્રો લીમયેને ટેકો આપ્યો હતો એજ્યુકેશનલ લીગની બીજી પણ સભાઓ થઇ હતી તેમા ગુજરાતના મુખ્ય પાચ ઇલાકાઓમાં ૫૦ લાય બ્રેરીઓ કાઢવાનો ઠરાવ થયો હતો અને નમુનેદાર ગુજરાતી નિશાળો કઢવા બાબત વિચાર કરી ભવિષ્યમા આ મંડળના કાર્યની ખીલવણી બાબત વાતચીત થઇ હતી

**દાદાભાઈ લાયબ્રેરી.** દાદાભાઇ લાયબ્રેરીની વ્યવસ્થાપક કમિટી તથા સામાન્ય સભાની મીટીંગો તા. ૮ તથા ૧૫ મી એપ્રીલે થઇ હતી. તે વખતે લાયબ્રેરીનો વાર્ષિક રીપૉર્ટ રજુ કરવામાં આવ્યો. થોડાક સમયમાં આ લાયબ્રેરી બહુ ઉપયોગી સેવા બજાવવા સમર્થ થઇ છે. પુસ્તકોની સખ્યામા શ્રીમદ રાયચંદ્ર સાહિત્ય મંદીર તથા સ્વ ભગુભાઈ ફત્તેહચંદનાં પુસ્તકો મળવાથી બહુ ઉમેરો થયો છે દર વર્ષે ૧૦૦, ૧૫૦ ના નવા પુસ્તકો ખરીદ-વામાં આવે છે અને સ્ટેટીસ્ટીકલ તથા ઇકોનોમીકસના વિષયનુ સાહિત્ય ધીમે ધીમે વધતું જાય છે. રોજીંદાં, તથા અઠવાડીક માસિક ઘણા પત્રો આવે છે અને દરરોજ ૧૦૦, ૧૫૦ માણુસો આ લાયબ્રેરીનો મફ્ત છુટથી ઉપયોગ કરે છે. નવા વર્ષના અમલ-દાર વર્ગમા રા. શાકરલાલ બુલાખીદાસને ઑ. સેક્રેટરીમાં તથા રા નવીનચંદ્ર મૂકુન્દરાય બી એ એલએલ. બી. ને લાયબ્રેરીયન નીમવામા આવ્યા છે. બીજુ મંડળ કાયમ રાખવામાં આવ્યુ છે, અને આવતા વર્ષને-માટે ૧૨૦૦ રૂપીયા ઉત્પન્ન કરવાની યોજના વગેરે બાબત ગોઠવણ કરવામા આવી હતી.

હોમરૂલ લીગ—રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે "અંગ્રેજ સરકારની વેપારી જકાતનું રહસ્ય" એ વિશે, અને રા. ચંદુલાલ નાશીરામ દવેએ "શ્રીયુત ગાંધી અને સ્વરાજ્ય" એ વિશે ચર્ચા કરી હતી.

ગુજરાત સાહિત્ય સભાની—તા. ૧૬-૪-૧૭ ને રોજ સામાન્ય સભા પ્રેમાભાઇ હૉલમા રા જનુભાઇ અ. સૈયદના પ્રમુખપદે મળી હતી પખવાડીક સભાઓ કરવા ઠરાવ થયો હતો.

સત્યાગ્રહાશ્રમ—રાષ્ટ્રીય કેળવણી વિશે શ્રીયુત ગાંધી યોજના ઘડતા હતા આરોગ્ય સુધારાનુ કાર્ય કેમ કરવું તે વિશે વિચાર ચાલતા હતા. સ્વદેશી અને સ્વરાજ્ય માટે કેવે કેવા પ્રયત્નો કરવા જોઇએ, કોંગ્રેસ બારે માસ કામ કરતી કેમ થઇ શકે વગેરે સંબંધે એ મહા કર્મયોગી ચિંતાઓ કરતા હતા. દરમ્યાન ઇશ્વરે એમને બિહારના ચંપારણ્યમા મોતીહારી ગામે ગળીના ખેતરોનાં મજુરોની દશા તપાસવા બોલાવ્યા. ત્યા જે સ્થિતિ એમને સમજાઇ તેને લગતાં એક બે પત્રો આશ્રમમાં આવ્યા છે. પ્રથમજ પ્રયત્ને સ્થાનિક અમલદારોએ વચ્ચે પડી વિશેષ પ્રયત્નો કરતા એમને અટકાવ્યા હતા. ગાંધીજી જેલમાં જવા તયાર થઇ ગયા હતા. કેસરે હિન્દનો સુવર્ણચાંદ એમણે વાઇસરૉય ઉપર પાછો મોકલી આપ્યો છે. હિન્દની રાજદ્વારી

ચંપારણમાં સત્યાગ્રહના પ્રવેશની તૈયારીઓ થવા માંડી હતી. જે કાર્ય માટે આખા જગતમાં એમનો જોટો નથી તે કાર્ય ઈશ્વરે એમને આટલુ જલદીથી કરવાનો પ્રસંગ આપ્યો તેથી જોશમાં આવી ગયા છે. તેઓ લખે છે "આ પ્રદેશની દશા બહુ જ દયાજનક છે બીજી કરતા અહિ વધારે દુઃખ છે. જે સ્થળે રામ, સીતા, હરિશ્ચંદ્ર અને ભરત ફર્યા હતા, ત્યાંની જેલમાં જવામા પણ પુણ્ય છે" બિહારની સરકારે સ્થાનિક અમલદારોનો હુકમ પાછો ખેંચી લેવડાવ્યો છે અને ગાંધીજીને તપાસના કામમાં મદદ આપવા વૃત્તિ બતાવી છે વર્ષોથી ચાલી આવતી હાડમારી આથી દૂર થશે

## મુંબાઇ.

ગુર્જરસભા—મુંબાઇ યુનિવર્સિટિના પહેલા હિન્દુ ગુજરાતી વાઈસ ચાન્સેલર રા ચીમનલાલ હરિલાલ સેતલવાડના માનમા ચીના બાગમા આ સભા તરફથી મેળાવડો થયો હતો.

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ—ગુજરાત વર્નાક્યુલર સોસાયટિની માફક આ મંડળે સ્ત્રીઓને મ્હોટી ઉમ્મરે અભ્યાસ કરવા ઉત્તેજિત કરવા પરીક્ષાની યોજના કરેલી છે 'ચારિત્ર્ય,' 'નવલ ગરબાવળી' અને 'ગૃહવ્યવસ્થા' અભ્યાસ માટે મુકરર કરવામા આવ્યા છે. રા હિમ્મતલાલ અંજારીઆ દર શનિવારે આ ગ્રંથો શીખવે છે હાલમા પરીક્ષા લેવાઇ હતી ૧૦ સ્ત્રીઓ પરીક્ષામા બેઠી હતી કેટલીક સ્ત્રીઓએ ઘેરથી પરીક્ષા આપી હતી પરીક્ષા છ છ મહિને થાય છે. રૂ ૨૫, ૧૫, ૧૦, ૫ ના ઇનામો અપાય છે.

ભગિની સમાજનો પાકો વાર્ષિક ઉત્સવ ત્રણ દિવસ (તા ૮-૭-૮) પળાયો હતો પહેલે દિવસે કામકાજના ભૂતભવિષ્ય વિશે ચર્ચા અને ક્રમ થયા હતાં બીજે દિવસે મોરારજી ગોકળદાસ હૉલમા મેળાવડો મેો જમશેદજી પીટીટના પ્રમુખપદ નીચે થયો હતો. સમાજના પ્રમુખ સૌ. શારદા મેહતાએ 'ભાષણ' વાંચ્યું હતું ત્રીજે દિવસે હિન્દ સેવકસમાજમા સ્નેહસમેલન થયું હતું.

ગુરૂકુળ વિદ્યાલયનો છઠ્ઠો વાર્ષિક મહોત્સવ તા ૬-૭-૮ ના દિવસોમાં ઉજવવામા આવ્યો હતો.

ડૉ એચ રતનજી ડાબુ (નવસારી) ને તા ૨૨ મી ફેબ્રુઆરી અને તા ૯ મી માર્ચની લડાઇમાં બહાદુરી બતાવવા માટે મેસોપોટેમીયા ખાતે મિલિટરી ક્રોસ આપવામાં આવ્યો છે.

## ભરૂચ.

તા ૨૦—૪—૧૯૧૭

૧ સહાયકારી પત પેઢીઓના ઓરગેનાઇઝરોની કોન્ફરન્સ —રજીસ્ટ્રાર સાહેબ મી. ચુનિલાલના અધ્યક્ષપણા નીચે તા. ૧-૪-૧૯૧૭ ને રોજ અત્રેના મ્યુનીસીપલ હૉલમા મળી હતી. જેમાં સુરત, અમદાવાદ, ખેડા વીગેરેના ઓરગેનાઇઝરોએ હાજરી આપી

હતી. કેટલાક અગત્યના ઠરાવો કરવામાં આવ્યાં હતા અને રજીસ્ટ્રાર સાહેબે સોસાયટીની જુદી જુદી શાખાઓની તપાસ લીધી હતી તેમજ ડીસ્ટ્રીકટમાં જુદી જુદી સોસાયટીઓ તપાસી લીધી હતી.

૨ લડાઈની લોન ભરાવવાની જાહેર હીલચાલઃ—તા. ૬–૪–૧૯૧૭ ને રોજ ચમારગામ મુકામે, મે. એસીસ્ટન્ટ કલેકટર સાહેબ મી. કીરપલાનીના પ્રમુખપણા નીચે ગંજાવર જાહેર સભા, આસપાસના ગામ લોકો અને ખેડુત લોકોની ભરવામાં આવી હતી જેમા રૂા ૩૦૦૦૦ ની પોસ્ટલ સર્ટીફીકેટો લેવા કબુલાત અપાઇ હતી તા ૧૩-૪–૧૭ ને રોજ કલેક્ટર ઓફીસમાં મે કલેકટર સાહેબ મી ફ્રોકસના પ્રમુખ પણા નીચે જનરલ કમીટી તથા સબ કમીટીઓની સભા થઇ હતી તા ૧૭ ૯ ૧૯૧૭ ને રોજ મે. કલેક્ટર સાહેબ મી. એચ એલ. ફ્રોકસના પ્રમુખપણા નીચે અત્રેના ફુરજા ઉપરની પહાજ આગળ ભરૂચના વેપારીઓની એક જાહેર સભા ભરવામા આવી હતી જેમાં લડાઇની લોન કાઢવાનો હેતુ તથા તે ખરીદવાના ફાયદા વિષે પ્રમુખે ઘણુ જાણવા જોગ વિવેચન કીધું હતું. અને સભામા રૂા. ૧૬૦૦૦ ની વધુ વોર લોન લેવા જાહેર થયુ હતુ. અત્યાર સુધીમાં ભરૂચ ડીસ્ટ્રીકટમાંથી વોર લોન સંબધમાં રૂા. એક લાખ અને ત્રણ હજાર કબૂલાયા છે.

૩ ભરૂચ સેનેટરી એસોસીએશનની પ્રવૃત્તિ—તા. ૧૮-૩-૧૯૧૭ તથા તા. ૨૫–૩–૧૯૧૭ ને રોજ એસોસીએશન તરફથી ઠ સારવાડ અને આલીમાં " ક્ષયરોગ " ઉપર જાદુઇ ફાનસથી ભાષણો કરવામાં આવ્યા હતા તા. ૩૧–૩–૧૯૧૭ ની એસોસીએશનની મીટીંગમા, એસોસીએશનને ધનની મદદ કરનાર ગૃહસ્થોનો આભાર માનવાના, પ્લેગના સચિત્ર ભાષણો છપાવવના, નવા વર્ષના ફર્સ્ટ એડ, નર્સીંગ અને હાઇજીનના કલાસો શહેરની અંગ્રેજી ગુજરાતી નિશાળોમા ખોલવાના અને સ્ટ્રેચર ડ્રીલ શીખવાડવા વીગેરે બાબતના ઉપયોગી ઠરાવો થયા હતા તેમજ રૂા. ૧૦૦૦ ) બદલીને સાડાપાંચ ટકાની વૉરલોન લેવા ઠરાવ્યુ હતુ.

૪ અત્રેની સરકારી ઉર્દુ નિશાળના છોકરા છોકરીઓને ઇનામ આપવાનો જાહેર મેળાવડો—અત્રેના લોકપ્રિય ડીસ્ટ્રીકટ જજ મી. અડવાણી સાહેબના પ્રમુખપણા નીચે તા. ૧-૪-૧૭ ને રોજ થયો હતો જેમા ઇનામો વહેચવા ઉપરાત મજકુર નિશાળની સ્થિતિ દર્શાવનારો રીપોર્ટ વાચવામા આવ્યો હતો અને નિશાળની સંગીન સ્થિતિ થાય તે અર્થે ઘટતાં પગલા લેવા ચમત્કારક અપીલ થઇ હતી જેથી સભામા પધારેલા કેટલાક ગૃહસ્થોએ નિશાળને અકેક પોસ્ટલ સર્ટીફીકેટ બક્ષિસ આપવા ઉદારતા દર્શાવી હતી

**ભરૂચી.**

## નડીઆદ.

નિશાળોમા ભણતા વિદ્યાર્થીઓનું મંડળ ( Students, Brotherhood ) સ્થપાયું છે

## સુરત.

હોમરૂલ લીગ.—(૧) પૂનાની મ્યુનિસિપાલિટિએ સર્વે સભાસદો લોકનિયુક્ત હોવાનો ઠરાવ કર્યો છે તે પ્રત્યે અનુમોદન દર્શાવવા અને (૨) મહાત્મા ગાંધી સામેની નોટીસ ખેંચી લેવાઈ તે માટે આનંદ દર્શાવવા એક સભા ડૉ કરસુખ હોરાના દવાખાનામા મળી હતી

---

# પુસ્તક પરિચય.



૧. સાચુ સ્વપ્ન—કર્તા, રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧–૮–૦.

શતકો પર્યન્તના અજ્ઞાતવાસ પછી કૌટિલ્યના અર્થશાસ્ત્રનુ અને ભાસના નાટકોનું પ્રાકટ્ય આર્ય સંસ્કૃતિના ઇતિહાસની ઉકેલણી અને ગોઠવણીની તવારિખમા નાનો સૂનો પ્રસંગ નથી વિદ્વત્તા અને રસિકતા એ ગ્રંથો પ્રત્યે આકર્ષિત થવી જોઇએ તેની ઘતી જાય છે કૌટિલ્ય ગ્રંથનુ ભાષાતર હિંદુસ્તાનની વર્તમાન દેશભાષાઓમા થયાનુ જાણમા નથી પરંતુ નરેન્દ્રનાથ લૉ, રાધાકુમુદ મુકર્જિ, પ્રમથનાથ બાનર્જિ જેવા બંગાળી વિદ્વાનોએ એ ગ્રંથ ઉપરથી અંગ્રેજીમાં ગ્રંથો લખી આર્ય ઇતિહાસના એક ઉજ્જવલ અને ભવ્ય પ્રકરણને પ્રકાશમા આણ્યું છે કૌટિલ્ય રાજ્યવ્યવસ્થા અને રાજનીતિ અને કેટલેક અંશે લોકસ્થિતિનો ખ્યાલ આપે છે—અલબત આ સર્વના પ્રેરક અને ફળરૂપી માનવસ્વભાવ એ ગ્રંથમા નિગૂઢ છે અને તેનુ નિરૂપણ પણ થશે. આમ પરોક્ષ રીતે નહીં પણ પ્રત્યક્ષ રીતે આર્યોના હૃદયનું દર્શન કરવાની તક ભાસના નાટકોએ આપી છે એના તેર નાટકો પ્રાપ્ત થયા છે કવિ પોતાના સમયનું ચિત્ર તો આપે જ છે પણ એ સાથે સાથે તત્કાલીન આર્ય હૃદય ખુલ્લું કરે છે અને એ ઉપરાંત મનુષ્યની સનાતન લાગણીઓનુ સુંદર દર્શન કરાવે છે કૌટિલ્ય, વાત્સાયન, ભાસ, કાળીદાસ આદિના ગ્રંથો લઇ આર્ય હૃદય અને બુદ્ધિનું અનેક રંગોવાળુ ચિત્ર કોઈ આંકશે તો તે રમણીય, ઉત્તેજક, અને બોધક નીવડયા વિના રહેશે નહીં.

સાક્ષરશ્રી કેશવલાલ અને ગોવર્ધનરામે ગુજરાતને સંસ્કૃત સાહિત્યના પરિચયમા રાખ્યુ છે અને તદ્દન વેવારીપણાથી થતી અસંસ્કારિતાથી વણિક્ ગુજરાતની અધોગતિ થતી અટકાવી છે. સરસ્વતીચંદ્રમા સ્થળેસ્થળે વેરાયેલા સંસ્કૃત અવતરણોથી સંસ્કૃત સાહિત્યની વિવિધતા અને સમૃદ્ધિનું ભાન થવા ઉપરાંત માનવજીવનના કેવા નાના મ્હોટા પ્રસંગોના ઉદ્‌ભેદથી એ સાહિત્ય ભરપૂર છે અને એ સાહિત્યના નિર્માતાઓ કેવુ સંપૂર્ણ જીવન ભોગવ્યા હતા તેની પ્રતીતિ થાય છે. ગીત-

ગોવિંદ, અમરુશતક, મુદ્રારાક્ષસ, પરાક્રમની પ્રસાદી, પ્રિયદર્શના અને સાચું સ્વપ્ન એ સાક્ષરશ્રી કેશવલાલના ઉત્તમ સંસ્કૃત ગ્રંથોના ગુજરાતી તરજૂમાઓ છે. એ સર્વેમા વહેતો રસ નિરનિરાળો છે. 'ગીતગોવિંદ' મા જે શૃંગાર છે તેનાથી અધિક વિશુદ્ધ અને મર્મસ્પર્શી તથા ઉંચો શૃગાર 'સાચાસ્વપ્ન' માં છે. આ સર્વ પ્રકારના રસમાં નિમગ્ન થઇ કવિઓના હૃદયો સાથે પોતાનુ હૃદય એક કરી તેમની કૃતિઓ ગુજરાતી ભાષામાં સ્વયંભૂ જ લખવા એમણે પ્રયત્ન કર્યો છે અને એમા મ્હોટે અંશે સફળ થયા છે એવી એમની કીર્તિ ગુજરાતમા હવે જગજાહેર છે આ સર્વે ગ્રંથોના વિહંગાવલોકનથી કોઇને એમ લાગશે કે ભાષાશાસ્ત્રી–વ્યાકરણશાસ્ત્રી પંડિતે પાઠાંતરોની અટપટી ચર્ચા કરવા લખ્યા હશે પણ હૃદય જ્યારે સાનુકંપ હોય ત્યારે મનુષ્ય તરિકે એ ગ્રંથો વાંચતાં ભાષાંતરકારના હૃદયમા બુદ્ધિની ક્રીડાઓ કરતાં રસનાં પૂર કેવાં વહે છે તેનો અનુભવ થશે. બુદ્ધિ અલબત કોઇ કોઇવાર સરજોરી કરી રસમા ક્ષતિ કરે છે તોપણ એકંદરે ગ. રા. કેશવલાલની લોકપ્રિયતાનું કારણ એમની પંડિતતા નહિ પણ કવિત્વ છે. 'સાચા સ્વપ્ન' નુ વાચન એક બેઠકે, ચરણટીપ્પણો વાચ્યા વિના કરવાથી જે આનંદ થશે તે રા. રા કેશવલાલના કવિત્વની સાક્ષી આપશે

નાટકનુ વસ્તુ બહુજ સાદુ તેમજ તત્કાલીન આર્યોને અતિશય પરિચિત હતુ. વત્સરાજ ઉદયનની કથા શતકો લગી આર્ય હૃદયને સચલિત કરતી હતી. એ કથામાથી પ્રેમ, પરાક્રમ, વિદ્યા, સ્વામીનિષ્ઠા, પાતિવ્રત્ય, ચક્રવર્તિત્વ પ્રાપ્તિના આકાંક્ષા, કુટુંબસ્નેહ વગેરે વગેરે ભાવો મૂર્તિમંત કરાઇ આર્યજીવન આદર્શ મેળવી શકતુ. ઉદયને વાસવદત્તાનુ પાણિગ્રહણ કર્યું એજ વૃત્તાંત Romantic છે' કોઇ પણ યુગના કવિની લાગણીઓ જગાડે એવુ છે રામ અને સીતા જેવા એકનિષ્ઠ દપતીના જીવનમા ઉદયનને ચક્રવર્તિ બનાવવાનો અમાત્યોનો લોભ (કે મહેચ્છા?) ભગ પાડે છે. યૌગધરાયણ અને રુમવાન આપણી રાજ્યનીતિના પ્રતિનિધિરૂપ અમાત્યો છે આજ પણ ગુજરાતના દેશી રાજ્યોમા એઓજ આદર્શ રૂપે લેખાય છે—ગ્લૅડસ્ટન, બિસ્માર્ક કે કેવુર નહીં રાજચિંતા, રાજ્યચિંતા નહિં એ એમનો જીવનવ્યવસાય પણ તે કાળે રાજા અને પ્રજા જૂદા ન્હોતાં. રાજા કુટુબનો 'ઘરડેરો' હતો અને પ્રજા કુટુંબની સંતતિ હતી રાજાનો ઉત્કર્ષ તે પ્રજાનો ઉત્કર્ષ હતો રાજાને થોડી તકલીફ આપી તેનો વૈભવ વધારવો, તેની આણ સમુદ્રપર્યંત ફેરવવી અને તેને ગૃહસ્થાશ્રમમા સુખી બનાવવો એ અમાત્યોનુ કર્તવ્ય હતું.

મગધરાજકુમારી પદ્માવતી સાથે લગ્ન થાય તો ઉદયન ચક્રવર્તી થશે એવું નિમિત્તોનુ વચન હતુ. જ્યા લગી વાસવદત્તા જીવતી હોય ત્યા લગી ઉદયન બીજી સ્ત્રીનુ પાણિગ્રહણ કરે એમ ન્હોતુ ઉદયનના ઉત્કર્ષ માટે કપટ આચરવા યૌગંધરાયણે વાસવદત્તાને પોતાની યોજનામા સામેલ કરી અને રાજા શિકારે ગયો ત્યા બન્ને–રાણી ને અમાત્ય બળી મર્યાની ખોટી અફવા ફેલાવી અનીચ્છા છતાં, મૃતપત્ની પ્રત્યેનો સ્નેહ અવિચ્છિન્ન છતાં, શાસ્ત્ર જાને વશ થઇ ઉદયન પદ્માવતીનો સ્વીકાર કરે છે. વાસવદત્તા છદ્મવેશમા

પદ્માવતી પાસે રહી ઉદયનના શોકદગ્ધ જીવનની સાક્ષી થાય છે. ઉદયન અને રુમણ્વાન આરુણિને હણી હસ્તિનાપુર સર કરે છે. પદ્માવતી સાથેના વિવાહથી મગધ સાથે મૈત્રી થાય છે એટલે ઉદયન રાજા મટી સમ્રાટ્ થાય છે. મનોરથો સફળ થવાથી યૌગંધરાયણ અને વાસવદત્તા છતા થાય છે.

ઉદયન, વાસવદત્તા, પદ્માવતીના ચારિત્ર્યમાં મનોહર માધુર્ય, કોમળ ભાવ-સ્નિગ્ધતા, વિનય, સંયમ, સ્વાભાવિક, ઉચ્ચતા, સ્નેહ વગેરે છે. આખા નાટકમાં ઘણી જગાએ અભિજ્ઞાનશાકુન્તલનું સ્મરણ થઇ આવે છે. પ્રસંગો સરખા લાગે છે ત્યાં ભાસ સાદો, સૂચક અને ગંભીર લાગ્યા વિના રહેતો નથી. આખું નાટક એવું મનોરમ અને ઉચ્ચ વાતાવરણથી ભરપૂર છે કે વિદ્યાલયોમાં–અને તેમાં એ ખાસ કરીને કન્યાશાળામાં અભ્યાસગ્રંથ તરીકે ઉપયોગમાં લેવા જેવું છે.

આ ગ્રંથની પ્રસ્તાવનામાં ભાસના સમયનો નિર્ણય કરવામાં આવ્યો છે. વિદ્વાન કર્તા એને કાલીદાસના માલવિકાગ્નિમિત્રના નાયક અગ્નિમિત્રના પિતા પુષ્યમિત્રનો સમકાલીન ઠરાવે છે. પોતાના વાદના સમર્થનમાં અનેક મુદ્દાઓ આપ્યા છે અને સાથે સાથે તે સમયનું ચિત્ર આલેખવા વીખરાએલી માહીતી સુસંબદ્ધ અને એકત્ર કરવા ઠીક પ્રયત્ન કર્યો છે. પુષ્યમિત્ર વિષે ઇતિહાસમાં હજુ સ્પષ્ટ નિરૂપણ થયું નથી તે ખોટ પણ સાક્ષરશ્રીએ દૂર કરી છે. મિલિન્દ (Menandor) અને ખારવેલ સાથેના પુષ્યમિત્રોના વિગ્રહોનું સ્પષ્ટીકરણ કરી પુષ્યમિત્રના રાજ્યના મહાપ્રસંગોનો ક્રમાનુક્રમ ગોઠવ્યો છે. પ્રિયદર્શનામાં હર્ષચરિત વર્ણવ્યું છે તેમાં પોતાની શોધખોળ છે તેથી ઘણી વધારે શોધખોળ કર્તાની આ નિબંધમાં છે. રા. રા. કેશવલાલના ભાષાંતરોના અનેક આકર્ષક લક્ષણોમાં એક એમના વિદ્વત્તા ભર્યા ઐતિહાસિક ઉપોદ્ઘાતો છે. એમણે ચંદ્રગુપ્ત, પુષ્યમિત્ર, શ્રી હર્ષ આદિ—અથવા ઠેઠ જયદેવ લગીના હિન્દુસ્તાનના ઇતિહાસનો અભ્યાસ કર્યો છે અને તેનો ટુંક સુરુચિ લાભ ઉપોદ્ઘાત દ્વારા આપ્યો છે પણ સ્મિથ જેવો સ્વતંત્ર ઇતિહાસ લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા અમારી એને વિનંતિ છે.

આ ગ્રંથને વિદ્વાનની દૃષ્ટિથી નહીં પરંતુ રસિક વાંચકની દૃષ્ટિથી તપાસ્યો છે.

નીલસનની મો એન્ડ કમ્પનું જોઇનના અંગ્રેજી પુસ્તક ઉપરથી અનુવાદ કરનાર રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે બી. એ. મૂલ્ય રૂા ૦–૮–૦

પ્રજાકમાં People's Books (સામાન્ય લોકસમૂહને સમજાય એવી ગ્રંથમાળા) Home University Library (ઘેર બેઠાં વિશ્વવિદ્યાલયમાં મળતું જ્ઞાન આપે એવી ગ્રંથમાળા) Everyman's Library (દુનીઆના માગમાં સારા પુસ્તકો દરેક જણ જેનાથી સસ્તામાં પ્રાપ્ત કરી શકે એવી ગ્રંથમાળ,) Library of Useful Knowledge (ઉપયોગી જ્ઞાન પ્રસારનાર ગ્રંથમાળા) વગેરે છે અને લોકશિક્ષણને તેથી ઘણો વેગ મળ્યો છે. કેળવણી વધતી જાય અને જોખમદારી પણ પ્રમાણમાં વધતી જાય ત્યારે આવી ગ્રંથમાળા આવશ્યક થાય છે. રા. રા. નૃસિંહદાસ મ. વિભાકરે 'વિચારપુષ્પમાળા' આવી જાતની સેવા કરવાના ઉદ્દેશથી કહાડી હતી. સાહિત્યના ... ... ... ... બીજા વ્યવસાયોથી અલગ રહેવું પડે છે અને એમ

ન રહેવાય તો સાહિત્યસેવા સતત થઇ શકતી નથી. બે વર્ષ ગ્રંથમાળા ચલાવી એમણે એ રા. રા જીવનલાલ અમરસીને સોંપી દીધી છે. રા. રા. જીવનલાલે બીજા વર્ષના પહેલા પુસ્તક તરિકે આ પ્રગટ કર્યું છે.

પ્રો બેઇન પુણાની ડેક્કન કૉલેજના પ્રિન્સીપાલ છે અને આવી અગીઆર કથાઓ અંગ્રેજીમાં લખી છે, કોઇ સંસ્કૃત ગ્રંથો ઉપરથી પોતે ભાષાંતર કરતા હોય એવો ડોળ શરૂઆતમાં કર્યો હતો પણ એ એમની જ કૃતિઓ છે એવું હવે મનાય છે બે સમર્થ પ્રજાઓ સમાગમમાં આવે છે ત્યારે અન્યોન્યની સંસ્કૃતિથી રંગાયા વિના રહેતી નથી. અંગ્રેજી સંસ્કૃતિની આપણાં જીવનપર અસર થઇ છે તેમ આર્ય સંસ્કૃતિની પણ પાશ્ચાત્ય જીવનપર થઇ છે. એ અસરનું ફળ આ વાર્તાઓ છે. મિસિસ પેની, મિસિસ સ્ટીલ વગેરે હિંદી અંગ્રેજોની (Anglo-Indian) વાર્તાઓથી આ તદ્દન ભિન્ન છે હિંદીઓ કરતા અંગ્રેજો સર્વ રીતે ચડીઆતા છે એવો ઉદ્દઘોષ કરવાનો હેતુ પ્રો. બેઇનનો નથી. તેઓ માત્ર અતીત ભારતવર્ષમા જઇ વસે છે અને તે કાળમા સ્ત્રીપુરૂષો કેવા કેવા અનુભવો સ્નેહદ્વારા પ્રાપ્ત કરતા હતા તેનું દર્શન કરે છે. રાજ્યકારભારની ક્ષણિક મહોટાઇ નહિ પણ મનુષ્ય હૃદયના સનાતન ભાવો એમનો વિષય છે

ગુજરાતી ભાષામાં આ સાથે એમની વાર્તાઓનાં ત્રણ ભાષાંતરો થયાં[1] પ્રથમ સૌ. ઉર્મિલા દયારામ ગીડુમલે ' ઉષાનન્દિની ' નામથી કર્યું હતું. બીજું 'અનંગભસ્મ' આજ ભાષાંતરકારે પ્રગટ કર્યું છે ઉષાનન્દિનીમા, અનંગભસ્મમાં અને આમા જે વિષય છે તે એકજ છે સ્નેહ શું છે? સ્નેહના ઉન્મેષ, પોષણ, નિર્વાહમાં ઇન્દ્રિયોનો શો પ્રભાવ છે? કામ બળી—ઇન્દ્રિયાતીત નથી થતો ત્યાં લગી સ્નેહ થતો નથી. કણ્વના આશ્રમના દુષ્યંતશકુંતલા અને મરિચિના આશ્રમના દુષ્યંતશકુંતલામા જે ફેર છે તે આજ છે

આ કથાનો નાયક રૂદ્રાલક હતો. યૌવનના પ્રારંભમાં મધુકરવત્ અનેક સ્ત્રીઓના શીલ ભંગ કરતો અને એક રમણીના સ્નેહમા બદ્ધ થવા તદ્દન અનિચ્છુ હતો હજુ તે માત્ર કામવિલાસી હતો—મત્ત હતો વર્ષો વીતતા તે વનવાસિની તપસ્વી કન્યા સાથે લગ્ન કરે છે. સાચા સ્નેહનો અનુભવ થાય છે ખરો પણ આસક્તિ સવિશેષ રહે છે. નવોઢાથી પળ પણ વિખૂટો પડતો નથી. સંપૂર્ણ મોહાન્ધ થઇ ગયો હતો એવામા દુશ્મનો રાજ્ય પર ચડી આવે છે એનુ ક્ષાત્રતેજ સ્ફુરી ઉઠે છે અને પ્રિયતમાથી મહાકષ્ટે વિખૂટો પડી દુશ્મનો સામે લડવા જાય છે. જીતી એકદમ વ્હાલીને મળવા આતુરતે ઘોડે આવે છે પણ વિરહ ન સહન થવાથી તેતો પંચત્વ પામી ગએલી છે. હવે રાજાની સ્થિતિ ખરેખરી કરુણ અને હૃદયઘાતક થાય છે તેના મોહ, આસક્તિ વિહ્વળ થાય છે. સંસાર તેને મન શૂન્ય નિઃસાર નિરર્થક ભારરૂપ થઇ જાય છે.

રુદ્રાલકની પત્ની મૃત્યુ પામી પુણ્યબળે સિદ્ધા થાય છે પણ પતિવિયોગ સહન કરી શકતી નથી. સિદ્ધપણું ત્યાગીને, પુણ્યોના ફળ અવગણી પુનઃ મૃત્યુલોકમાં જઇ પ્રીતમ સંગમા જીવન ગાળવા અત્યંત આતુર છે. પ્રણયીઓ માટે વિશ્વ-

1 વિરહ નલીનકાન્ત દિવેટીઆનું કરેલુ ભાષાંતર-' ઇન્દુકલા '—પ્રમાઃ પણ નથી નહીંતો ચાર થાત.

વ્યવસ્થા ફેરવાતી નથી. પાર્વતીની ઇચ્છાથી મહાદેવ સ્વપ્નમાં બન્ને પ્રણયીઓનો સમાગમ કરાવી આપે છે. વનમા નદીકાંઠેના દેવાલયમાં તે તાપસ કન્યા ઉભી છે ત્યાં મૃગયાએ નીકળેલો રુદ્રાલક પોતાના સૈનિકોથી છૂટો પડી આવી પહોંચે છે. બન્ને પ્રેમમાં પડે છે. પ્રણયગોષ્ઠિમાં આખો દિવસ ગાળે છે. એમની ગોષ્ઠિમાં પુરૂષ અને પ્રકૃતિવાળું પ્રકરણ દાંપત્યની ભાવના સુંદર રીતે વર્ણવે છે. સ્નેહ થયાં પહેલાં જીવન ન્હોતું પણ પછીથીજ વસ્તુત જીવન થાય છે. પ્રેમના પ્રારંભમાં બાળક, વિશુદ્ધ વનકન્યા ધીમે ધીમે અનુભવી સ્ત્રી થતી જાય છે. પછી રુદ્રાલક સાથે સ્વાર થઇ તે જાય છે પણ માર્ગમાં અલોપ થઇ જાય છે સ્વપ્ન પૂરૂં થાય છે એટલે રુદ્રાલકને ચિત્તભ્રમ થાય છે અને એનો પ્રાણ પણ નીકળી જાય છે.

આખી કથામાં કોમળ ભાવોને આવરી લેતી પ્રકૃતિ છે. જ્યારે આર્યાવર્ત બહુ વસેલું નહોતું ત્યારે જેવી વનશ્રી ખીલેલી હતી અને કુદરતના અંકમા મનુષ્યોનો ઉછેર થતો હતો તેવુ વર્ણન મનોરમ રીતે આ ગ્રંથમા છે. સંસ્કૃત કથાઓનો દેહ અને આત્મા સ્પષ્ટતઃ આમા દેખાય છે

રા. રા. સાકરલાલનું ભાષાંતર રસિક છે સંસ્કૃતમય ભાષાને બદલે સાદી છતા સંસ્કારી ભાષા એમણે વાપરી છે પ્રો. બેઇનનાં સર્વ ગ્રંથો ગુજરાતીમા ઉતારી તેઓ એક નવો અંશ ઉમેરશે એવી આશા છે સંસ્કૃત સાહિત્યના આ પ્રદેશમા નિમગ્ન થએલો લેખક વર્ગ ગુજરાતમાં નથી, બંગાળામાં છે આ ગ્રંથમાળાના પ્રકાશનથી નવીન લેખક વર્ગ એ કવિત્વથી અનુપ્રેરિત થશે તો લાભ જેવો તેવો નથી

પ્રો. બેઇનના ગ્રંથોથી આપણો ગ્રેજ્યુએટ વર્ગ બહુ પરિચિત નથી પણ રા રા. સાકરલાલના ભાષાંતરોથી મૂળ ગ્રંથો વાચવા પણ અનેક જણોને વૃત્તિ થશે.

૩. સિધ્ધાર્થકુમાર અથવા ભગવાન ગૌતમબુધ્ધ [ત્રિઅંકી નાટક] કર્તા રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર બી. એ. એલએલ બી., બાર-એટ લૉ. મૂલ્ય ૧-૦-૦

ચીન, જાપાન, તિબેટ, બ્રહ્મદેશ, સિયામ, સિંહલ વગેરે દેશોમાં પ્રસરેલા બૌદ્ધ ધર્મના મૂળ પ્રેરક ગૌતમબુદ્ધની જીવનકથા અને બૌદ્ધધર્મનો જન્મ, વૃદ્ધિ, પ્રસારણ, આર્યાવર્તમા થએલા નાશ તથા બૌદ્ધધર્મના ફેલાવાથી ઉત્પન્ન થએલા સાહિત્ય, દર્શન, સ્થાપત્ય, મૂર્તિઓ, સમાજવ્યવસ્થા વગેરેના અભ્યાસ માટે અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ પોતાના આયુષ્ય અને વિદ્વત્તા વાપર્યા છે. અંગ્રેજી વિદ્યાની પ્રાપ્તિ સાથે આપણે પણ એ નવીન બૌદ્ધ સાહિત્યના પરિચયમા આવ્યા છીએ. અંગ્રેજી વિદ્યાથી ફેરવાએલા સંસ્કારોને એનું આકર્ષણ થયું છે. સરસ્વતીચંદ્રે અને રા. રા. નરસિંહરાવ ભોળાનાથના Light of Asia ના છૂટક છૂટક ભાષાંતરે બુદ્ધજીવનના મહાન તેમજ કોમળ પ્રસંગોથી ગુર્જરાતના રસિક વર્ગને પરિચિત કર્યા છે.[2] કૃષ્ણના જીવનથી બંકિમચંદ્ર અને નવીનચંદ્ર બંગાળામાં જેવા આકૃષ્ટ થયા હતા તેવું ગુજરાતમાં થયું નથી. પણ બુદ્ધજીવન પ્રત્યે લેખકોનો પક્ષપાત ઠીક છે રંગભૂમિ ઉપર એકી વખતે

---

૨. સ્વામી અખંડાનંદે સસ્તા સાહિત્યની વિવિધ ગ્રંથમાળામાં બુદ્ધચરિત છપાવ્યુ છે સ્વ નારાયણ હેમચંદ્રે બુદ્ધચરિત્ર લખ્યુ હતું ન રા. જીવનલાલ અમરશી મેહતાએ બુદ્ધ, ધર્મ અને સંઘ પુસ્તક લખ્યું છે

એ કંપનીઓએ બુદ્ધનાં નાટકો ભજવવા માંડ્યાં હતાં. મોરબી કંપનીએ બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે રજૂ કરી Light of Asia માં વર્ણવેલા પ્રસંગોમાંથી અમુક ભજવ્યા છે. બીજું નાટક તે પ્રસ્તુત ગ્રંથ

ગુજરાતી સાહિત્યની અને હિન્દની સાર્વજનિક સેવા કરવા બ્હાર પડેલા ગુજરાતી સુવાનોમા રા. નૃસિંહદાસનું નામ વહૂન પાછળ નથી. ઇંગ્લંડ જઇ જે ઉંચા સંસ્કારો મેળવી આવ્યા છે તેનો લાભ ગુજરાતીઓને આપવા એઓ ઉત્સુક છે. ગુજરાતી રંગભૂમિ દ્વારા ગુજરાતમા પ્રસરતા નવચેતનને વેગ આપવા તેઓ હાલ પ્રયત્નશીલ છે- 'સ્નેહસરિતા' અને 'સુધાચંદ્ર' જેવા રાજવંશી ખેલો મુંબાઇની રંગભૂમિ પર ભજવાય છે અને એમની સેવાની પ્રતીતિ આપે છે. સિદ્ધાર્થકુમાર પણ એમણે એક નાટક કંપની માટે લખેલું તેને થોડાક સંસ્કારથી ઓપી ગ્રંથરૂપે પ્રગટ કર્યું છે

ગુજરાતી સાહિત્યના ગ્રંથભંડારમા એક સારા નાટકને આવકાર આપતા અમને આનંદ થાય છે, બુદ્ધના જન્મ અને જીવનથી ઇતિહાસ અને અધ્યાત્મની લાગણીઓ ભવ્યસ્વરૂપમા પ્રજ્વલિત થવી જોઇએ તેવી લેખકમાં નથી થઇ છતાં સુસંસ્કારી બુદ્ધિ જેવા ભાવ અનુભવી શકે તેનું આમા સચોટ અને હૃદયસ્પર્શી આલેખન છે બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કરુણરસ એવો જામે છે કે સહૃદયો અશ્રુબદ્ધ થયા વિના રહેતા નથી. શૃંગારની મસ્તી નથી પણ મર્યાદામાં રહેલો વિશુદ્ધ, આનંદી, મર્મીળો, સુખી શૃંગાર છે. પ્રગાઢ હૃદયમન્થન નથી. સ્નેહના ઊંડા ભાવો નથી પણ જે છે તે સંસ્કાર અને રસથી એવું પૂર્ણ છે કે સચોટ છાપ પાડ્યા વિના રહેતું નથી. રા. નૃસિંહદાસના નાટકોમા આવો નિર્દોષ, વિનોદી, માર્મિક, તોફાની શૃંગાર હોય છે. એવા શૃંગારની રસીઆં સુખી, પુણ્યશાળી અને 'જીવન' થી ઉભરાતાં હોય છે. સ્ત્રી એમા માત્ર દાસી કે ભોજ્ય નથી પણ સમોવડી સખી છે. બુદ્ધિમાં, હૃદયમા, સંસ્કારમાં, અનુભવમાં તે કોઇ રીતે પુરૂષથી ઉતરતી નથી. પણ કવચિત્ તો ચડીઆતી લાગે છે. કામુકતા વિના બન્ને જાતિઓ કેવું મીઠું જીવન ગાળી શકે તેનું દર્શન એઓ એમના નાટકોમા કરાવે છે એ સ્ત્રીઓમાં ઊંચા પ્રકારના બુદ્ધિવિલાસ કે ઊંડા હૃદયભાવો નહિ જોવાથી નિરાશ થઇએ છીએ. મધુરી અને રમણ, કૃશા અને સુરેશાનંદનાં આલેખન ઉપરથી આ કથન સ્પષ્ટ થશે.

'સ્નેહસરિતા' અને 'સુધાચંદ્ર' માં અમુક નટોની ખાતર વસ્તુ શિથિલ અથવા થાગાથીગડીક કરવુ પડ્યુ છે તેવું આ નાટકમા નથી પણ બુદ્ધચરિતના જ મુખ્ય પ્રસંગો એવા ક્રમબદ્ધ અને શ્લિષ્ટ છે કે શૈથિલ્યને અવકાશ જ ન રહે કર્તાનું આ પહેલું નાટક છે અને એમાથી એમનાં કેટલાક mannerisms ની શરૂઆત થાય છે વસ્તુની ફુલગુંથણીમા મુખ્ય પ્રસંગો ઉપરાત ઉપપ્રસંગો હોય છે કર્તા આવા ઉપપ્રસંગો રચવા નાયકનાયિકાના પ્રેમજીવનથી ભિન્ન બીજા બે ત્રણ સંવનનજીવનનુ આલેખન કરે છે. આથી પાત્રસંખ્યા વધે છે. નાટકમા શૃંગારનું વાતાવરણ છલકાતુ રહે છે અને મુખ્ય નાયકનાયિકાના જીવનવિકાસ (કે જીવનની ગતિ?) દર્શાવવા અનેક પ્રસંગો રચવાની મુઝવણમાથી કર્તા મુક્ત રહે છે. સર્વે પ્રેમ પ્રસંગોમા અમને એક જાતની એકતાનતા લાગી છે. પ્રેમ મનુષ્ય જીવનની વિવિધતા અને સમૃદ્ધિ બ્હાર

લાવે છે એ જગતનો અનુભવ કર્તાએ અનુભવ્યો લાગતો નથી. વળી મુખ્ય પ્રસંગોને બદલાવવા ઉપપ્રસંગો ડાક (foil) કે વિરોધ (contrast) કે પોષણ તરિકે યોજવામાં આવતા હોય એવું પણ અમને લાગ્યું નથી.

પ્રસ્તુત નાટકમા પ્રેમના બે ઉપપ્રસંગો છે તે મનોરમ છે, નિર્દોષ છે, મીઠા છે, ભાવભર્યાં છે, વિનોદી છે પણ ગૌતમે મનુષ્ય જીવનનાં દુઃખોની જે મીમાંસા કરી અને તે દુઃખોમાથી છૂટી સુખના માર્ગની પ્રાપ્તિ માટે જે સાધનો યોજ્યાં હતાં તે સર્વેની દૃષ્ટિથી પ્રેમને બૌધ જીવનમા કેવું સ્થાન છે તે વિશે કર્તાએ વિચાર કર્યો હોય એમ નથી લાગતું. બુદ્ધ ઉપર વેદ ધર્મીઓનો સખતમાં સખત આક્ષેપ એ છે કે એણે ગૃહસ્થાશ્રમ તોડી નાંખ્યો. બ્રહ્મચર્યમાંથી સળંગ રસ્તો ભીક્ષુક થવા માટે કરી આપ્યો. ઐતિહાસિક વસ્તુસ્થિતિ આવી છે છતાં આ નાટકમા ત્યાગી સુરેશ અને કૃશાને પરણાવી પાછા સંસારમાં મોકલવામાં આવે છે. આ ખ્રિસ્તી યુરોપીઅનોની ભાવના છે મનુષ્ય હૃદયને પ્રતિકુળ ભાવના નથી પણ હાથીના દંતુશળ નીકળ્યા તે પાછા પેસતાજ નથી એવું માનનાર—જીવનમા ધર્મ પ્રમાણે વર્તનાર, અંગત વાસનાઓની આહુતિ આપનાર આર્યોને આવી સ્થિતિ સંમત ન્હોતી.

રા. રા. નૃસિંહદાસ વિભાકરનો હેતુ તે કાળનું ચિત્ર આપવા ઉપરાંત આ જમાનાની મહેચ્છા, વાછના, આદર્શ પણ રજૂ કરવાનો હોય એવું લાગે છે પુરાતન કાળની ભૂલી જવાએલી સંસ્કૃતિ નહીં પણ આ યુગમાં આપણાં હૃદયમાં ઉછળતા ભાવો એ જૂની કથાદ્વારા આલેખવા એમનું વળણ છે અનાથપિંડિકને એમણે આ જમાનાનો Socialist બનાવ્યો છે આપણને હાલ સંન્યાસ નહીં પણ મધુર અને સુખી ગૃહસ્થાશ્રમ પ્રિય છે એથી કૃશા અને સુરેશ કાષાય વસ્રોને ત્યાગ કરી દંપતી થતાં હશે.

કળાનો ઉદ્દેશ મનુષ્યજીવનના સનાતન ભાવો આલેખવાનો હોય છે અથવા એક યુગના ભાવો બીજા યુગને અનુભવગોચર કરવાના હોય છે અથવા જૂની સામગ્રી વાપરી વર્તમાન યુગના ભાવોનું આસ્વાદન કરાવવાનું હોય છે સિદ્ધાર્થકુમારનો ઉદ્દેશ શો છે? એ ભવ્ય, કરુણ અને દયાળુ જીવન વર્તમાન ગુજરાતને શો સંદેશો, શો આદર્શ આપે છે? કર્તા શો આપવા ઇચ્છે છે? કાંઇ પણ સ્પષ્ટ નથી. આ નાટક બન્ને રીતે અસંતોષ આપે છે* પણ એક વાત ભૂલવાની નથી કે સાહિત્યના ઉત્તમ નિર્માણ તરિકે નહીં

* બુદ્ધના સમકાલીન ચિત્રની વીગતો બરાબર નથી બુદ્ધ સ્રીઓને ભીક્ષુણી કરવા નારાજ હતા એથી ભીક્ષુસંઘ પવિત્ર નહીં રહે એવી એમને ભીતિ હતી આ દહેશત ખરી પડેલી એવુ ઇતિહાસ કહે છે. પણ આનંદ (જેનુ આ નાટકમા બીજુ નામ સુરેશાનંદ આપ્યુ છે) તેમને વિનવી સ્રીઓને પુરુષો જેવો હક અપાવે છે આ આખો પ્રસંગ આ નાટકમા ફેરવી નખાયો છે તત્કાલીન ઇતર ધર્માનુયાયીઓના વર્ણન બરાબર નથી બલ્કે હાસ જેવા છે દેવદત્તનું પાત્ર એક બૌદ્ધ ચીતરે તેવું ચીતરાયુ નથી અને મનુષ્યજીવનમા મહત્વનુ સ્થાન પીછાની શકાયુ નથી. પણ સાથે એટલું કહેવુ જોઇએ કે સંથાગારનુ વર્ણન સારું આપ્યું છે એનો અર્થ સમજાવ્યો નથી એટલે ઘણા ગુજરાતી વાચનારાઓ એ સંસ્થામાં રસ નહીં લઇ શકે. તે કાળમા દરેક ગામમા ચોરા જેવું ઘર રહેતુ. એમા ગમે તે ધર્મના મતના સાધુઓ પરિવ્રાજકો શ્રમણો આવી ઉતરતા. ગામના લોકો એમનો નિભાવ કરતા અને એમનો ઉપદેશ સાંભળતા પરમત સહિષ્ણુતા અને સત્ય જીજ્ઞાસા લોકોના કેવાં હતાં તે આ સંસ્થા જણાવે છે વળી ગામડાઓમાં લોકોની પાસે શાસનની પણ ઘણી સત્તાઓ હતી—ગામડાઓ ન્હાના tribal republics અથવા oligarchies હતા. સંથાગારમા ગામલોકો ભેગા થઈ શાસનના કાર્ય પણ કરતા

પણ આપણી રંગભૂમિની હાલની સ્થિતિના વાતાવરણને અનુકૂળ રહી જેટલુ ઉત્તમ કામ થઈ શકે તેવી રીતે કરી આ નાટક લખાયું છે એટલે બહુ ઉંચા ધોરણથી એને તપાસતાં કર્તાને અમે અન્યાય કરીએ છીએ. વાંચકો પણ અમારી દોષદર્શિની ટીકાથી એક રસિક, ભાવપૂર્ણ, ઉત્કર્ષક ગ્રંથ વાચવા તરફ ન વળે તો તેમને પણ અન્યાય થઈ જવાની બ્હીક લાગે છે એટલે થોડાક દૃષ્ટિબિન્દુઓના નિર્દેશથી સંતોષ માન્યો છે. કર્તાની શકિત, સંસ્કારિતા, કેળવણી, સંપન્નતા વગેરે વિશે અમને ઉંચો મત ન હોત, એમની મારફત ગુજરાતી સાહિત્ય ઉંચી અને નવીન સમૃદ્ધિ મેળવશે એવી અમને આશા ન હોત તો આવી મીમાંસા કરત નહીં. ગુજરાતના સર્વે વાચકોને આ ગ્રંથ વાંચવા અમારી ખાસ ભલામણ છે બુદ્ધનું જીવન એવું છે કે કોઇપણ કાળમાં તેનો સમાગમ કરવાથી હાનિ નથી. સાહિત્યની સંસ્કારી કલાથી એ જીવન આ નાટકમાં આલેખવામાં આવ્યું છે એટલે એનું વાંચન આનન્દદાયી થયા વિના રહેશે જ નહીં. કુટુંબોમા અને વિદ્યાલયોમા આ ગ્રંથ લોકપ્રિયતા પામશે. આ નાટક રંગભૂમિ માટે લખાયુ છે. રાઇના પર્વત કે અમરસત્રની માફક માત્ર શ્રાવ્ય નાટક નથી એટલે એની ભાષામા મઝાની વિવિધતા છે, સ્વાભાવિક રણકો છે, પાંડિત્ય નથી. રા નૃસિંહદાસ વિભાકર વર્ણન નોંખી જ જાતનું ગદ્ય લખે છે અને ગુજરાતી ભાષા બોલે છે આંગ્લીશની વાકય રચના અને તેમાએ ભાષણની શૈલિ (rhetorical) ના સંસ્કારવાળી એમની ગદ્ય રચના હોય છે. સોરઠની કઇ અનુપમ મીઠાશ પણ એમાં છે એટલે ગુજરાતી ભાષાની ગદ્યશૈલિમાં એમની શૈલિનો પ્રશંસાપાત્ર ઉમેરો થયો છે. એ શૈલિ મનુષ્ય હૃદયના નાના મ્હોટા ભાવો વ્યકત કરવા કેવી સમર્થ છે તેની મીમાંસા કરવાને હજૂ વાર છે.

આ નાટકની સમાલોચના અનેક દૃષ્ટિથી કરવા જેવી છે. રંગભૂમિની અને સાહિત્યની દ્રષ્ટિથી એનાં પાત્રાલેખન, પ્રસંગ રચના, વસ્તુગુંફન, ભાષા, સંગીત, વાતાવરણ વગેરે નિરૂપવામાં આનંદ આવશે પણ આ પત્રમાં અવકાશ નથી એટલે દિલગીર છીએ.

રા. રા. નૃસિંહદાસે જે પવિત્ર અને દેશપ્રેમી કાર્ય આદર્યું છે તે કાર્યમા એમને યશ મળો અને ગુજરાતની રંગભૂમિ અને નાટકસાહિત્ય એમની દ્વારા ઉંચા સંસ્કાર પામો.

૪. **ચાણકયનંદિની અથવા ચમ્ય અને સુંહુધી**—કર્તા રા. રા નારાયણ વસનજી ચતુર્ભુજ, સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી'ની ઈ સ ૧૯૧૬ ની ભેટ.

હવે એવો સમય આવ્યો છે કે રા રા. નારાયણ, રા. રા. ગોપાળજી દેલવાડાકર અને બીજા નવલકથાકારોની કૃતિઓની કડક સમીક્ષા થવી જોઇએ. તેઓ ગુજરાતી વાંચકવર્ગની સતત સેવા કરે છે. એમના ગ્રંથો સારા વિસ્તારમાં વંચાય છે ઉછરતી પ્રજા ઉપર એ ગ્રંથની અસર થતી હશે. તેમ સાક્ષરો કે સંસ્કારી લોકો આ નવલકથાઓ વાંચતા નથી એટલે એમાં પ્રવેશેલા અનીષ્ટ અંશો વિશે પ્રબળ લોકમત જાગૃત થએલો નથી. પોતાના ગ્રંથોની બ્હોળી ઘરાકીથી આ લેખકો એવા મત્ત થએલા છે કે સભ્યતા અને વિવેકની પરવા કરે એવા નથી. એમના પ્રત્યે અંગત દ્વેષથી નહીં

પરંતુ ગુજરાતના વાંચકવર્ગ અને ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પવિત્ર ફરજની ખાતર એમની કૃતિઓની કડક સમીક્ષા કરનારની તેઓ સખ્ત ખબર પોતાના નવા પુસ્તકની પ્રસ્તાવનામાં લીધા વિના રહે એવા નથી અને એટલાથી સંતોષ નહીં થાય તો સરસ્વતીચંદ્ર અથવા રામાયણ મહાભારતની પણ નિંદા કરવા બેસી જશે અમને આવું વીતેલું છે છતાં જે પવિત્ર કર્તવ્ય અત્યારે અમે સ્વીકાર્યું છે તેની પ્રેરણાથી એવા મલિન પ્રહારની દરકાર અમે રાખતા નથી અને અમને જે લાગશે તે અમે લખતાં બીલકુલ ડરીશું નહીં

રા. રા. નારાયણ ગુજરાતી વાંચક વર્ગની જે સેવા બજાવે છે તે માટે ધન્યાર્હ છે. એની ભદ્રકાળી અથવા પદ્મિની જેવી વાર્તાઓ માટે અમને પક્ષપાત છે. સાહિત્ય સેવા નિર્વાહનું સાધન હોવાથી એમનો સમગ્ર સમય એમાંજ સમર્પિત હોવાથી એઓ વધારે સારી અને ઉંચી સાહિત્ય સેવા કરી શકે એવા હોવાથી અમે આટલી તસ્દી લીધી છે. એઓ સારૂં લખશે તો અમને જેટલો આનંદ થશે તેટલો એમને પણ ભાગ્યેજ થશે.

વાચનારને એમ લાગશે કે અપરાધના મુદ્દાઓ રજુ કર્યા પૂર્વે શિક્ષા કરવાનો ન્યાય સમાલોચકે સ્વીકારવો ન જોઇએ એમનો મ્હોટામા મ્હોટો અપરાધ, હમણાં હમણા એમણે વ્યભિચાર–લંપટતાની કીર્તિ ગાવા માંડી છે તે છે. હમીરહઠમાં નિર્લજ વર્ણન કરવાથી તૃપ્તિ ન થઇ તે આ કથામાં પાછું લંપટતાનુ ગૌરવ ગાયુ છે. 'આર્યતા'ના પક્ષપાતી, 'સુધારા'ના આરુઢ વિરોધી રા. રા નારાયણ સૂંહધિ. અને ચચ્ચનું નિર્માણ કેમ કરી શકયા હશે? નામ્બુદ્રી બ્રાહ્મણોની પેઠે સારસ્વતોને લુહાણાઓમા આવો હક્ક અપાવવા વિચાર તો નહીંજ હશે ? અથવા લુહાણામાં પુનર્લગ્ન ક્યારે થવા માડયા તેની શોધખોળ તો આ કથાદ્વારા નહીં કરી હોય ! વિધવાવિવાહના વિરોધીએ વિધવા રાણી સૂંહધીનાં પુનર્લગ્ન ચચ્ચ જોડે કરાવવા ઇદ્રાણી ઇંદ્રાસનનો શાસ્ત્રાર્થ શોધી કહાડવામાં પોતાની અપૂર્વ (!) તર્કશક્તિ વાપરી છે. હિન્દુ જીવનમાં આવી રીતે શાસ્ત્રીય નિર્ણય થએલા અને આર્ય પ્રજાએ તે મંજુર રાખેલા હોય એવું અમારી જાણમા નથી લેખક ઉદાહરણો આપી અમારી શંકાનું નિરસન કરશે તો ઉપકાર થશે.

વિશ્વમાં અનીતિ, દુરાચારને સ્થાન છે એટલે નવલકથાના વિશ્વમાં પણ તેને સ્થાન છે. પણ વિશ્વમાં ઘણી મલિન વસ્તુઓ છે, ખુલ્લી નજરે પડે છે છતા તેની દાંડી પીટાતી નથી. કલાનું કામ જ્યાં વીગતે વીગત આપવાનુ નથી—દુરાચારના અધમાધમ અંશનુ પૃથક્કરણ કરવાનું નથી ત્યાં મલિનતા ઉપર પડદો નાંખવાનું અથવા ધ્વનિથી સૂચન કરવાનું અથવા નીતિના ઉત્કર્ષ અર્થે તેનું ચિત્ર આંકવાનું હોઇ શકે. પણ આ કથા તદન Naturalistic ઐતિહાસિક છે ઇતિહાસનો જે યુગ લીધો છે તે એવા દુરાચાર માટે મશહુર હોવાનું પ્રસિદ્ધ નથી. વળી જુના સંસ્કૃત સાહિત્યમાં કે ફ્રેન્ચ અને ઇગ્લીશ સાહિત્યમાં લંપટતાનું ગૌરવ કરનારા ગ્રંથો હોય અને ગુજરાતી સાહિત્ય એવા અનુપમ (!) ગ્રંથોથી બેનસિબ હોય માટે તે ખોટ પૂરી પાડવા આવા ગ્રંથો લખવા

કેદ બાંધવાની હાલ તો જરૂર નથી. અત્યારે પ્રજાનુ નિખિલ ચારિત્ર રૂપાંતર પામે છે. નવી રીતે Formative ભૂમિકા ઉપર છે તે વખતે નવલકથાકારે બહુજ સાવધ રહેવાની જરૂર છે.

નીતિની દૃષ્ટિએ અમને આ કથા રુચિકર થઇ નથી તેમ કલાની દૃષ્ટિએ પણ થઇ નથી. કલાની નીતિ વિશ્વની નીતિથી જુદી છે વિશ્વમા અનીતિ સમૃધ્ધિ, વૈભવ, સત્તા, સુખ ભોગવે છે અને જગતની નજરે ચઢે એવી સજા કે અધોગતિથી મુક્ત રહે છે એવુ બને છે પણ કલા તો વિશ્વજીવનના છૂટાછવાયા, વિકાસ પામતા, વિલંબ લેતા—કાળ અને દિશામાં પથરાએલા અંશોને એકત્ર કરી, તેમનુ તત્ત્વ શોધી તેમને કાળ અને દિશાના ઓછા વિસ્તારથી વસાવે છે તે નીતિના પરિણામ માટે ઉદાસીન રહી શકતી નથી. ચચ્ચ જેવા વિષયાસક્તને પરાક્રમી, વિદ્વાન, પત્નીવત્સલ, અપમાનનું વૈર લેનાર આગ્રહી વર્ણવવામા અમને તો કાઇ અર્થ લાગતો નથી ચચ્ચ જ્ઞાતિદ્રોહી, પત્નીદ્રોહી, પુત્રદ્રોહી, સ્વામીદ્રોહી, વિશ્વાસસંજક, પરદારારત, ખૂની, વિલાસી, પ્રજાદ્રોહી, અબ્રાહ્મણ છે એનાં પાપમા પણ પ્રતાપ નથી સુંદરીની આસક્તિ એ જ એની અધોગતિનુ કારણ છે રશીઆમા કેથેરાઇન અનેક પ્રીતમો કરે અને પ્રજા ઉપેક્ષા કરે એ સંભવિત છે પણ આર્યાવર્તમાં—જેની નીતિ માટે રા રા. નારાયણને અભિમાન છે અને જે નીતિનો 'સુધારાવાળા' ભંગ કરે છે એવુ માની તેઓ પોતાની લેખિનીનો પ્રહાર તેમના ઉપર કરે છે—તે આર્યાવર્તમા લોકો આવુ કેમ સાખી રહે ? તેનો ખુલાસો કરવા પણ કર્તાએ પરવા રાખી નથી. હોલેંડમાં રાણી લંપટ પ્રધાનથી ભોળવાઈ વિષયગામિની થઇ હતી તેથી આખી પ્રજા કલંકિત થઇ છે એમ માની વલંદાઓએ તે પ્રધાનને ફાંસીએ ચડાવ્યો હતો અને રાણીને જન્મ પર્યંત કેદમા રાખી હતી. સિંધીઓમા આવુ પાણી ન્હોતું એવો હલકો મત કર્તા એમને માટે તો નહિં જ ધરાવતા હોય

રા. રા નારાયણ ઐતિહાસિક વાર્તાઓ લખે છે પણ ઇતિહાસનો અર્થ એમને ખબર હોય એમ લાગતું નથી ઇતિહાસની વીગતો તેઓ મહેનતથી એકઠી કરે છે-જો કે આ વાર્તામા તો વીગતોમા પણ કેટલાક કાલવ્યુત્ક્રમના દોષો થએલા છે Interpretation of History મા તેઓનો બીલકુલ પ્રવેશ નથી. હિંદુ અને મુસલમાનના સંઘટ્ટનના અનેક પ્રસંગોની વાર્તાઓ એમણે લખી છે છતાં હિન્દુઓ કેમ હારતા અને મુસલમાન કેમ વિજયી થતા તેનાં આધ્યાત્મિક અને પાર્થિવ ઐતિહાસિક કારણોથી એઓ વાકેફગાર હોય એવુ અમને લાગ્યુ નથી.

એમનું લખાણુ એવું કૃત્રિમ હોય છે-સ્વયંભૂ ઉર્મિઓથી હીન હોય છે કે સંસ્કારી વાચકોને તો કંટાળો જ આવે. માનસ વ્યાપારની મીમાંસા, સ્થળ કે પ્રકૃતિનાં વર્ણનો, કોઇ મહાભાવનું નિરૂપણ એમની વાર્તાઓમાં એવું નથી કે અમર થાય. કરણઘેલા જેવી પ્રતિષ્ઠા એમની એકે વાર્તા હજુ પામી શકી નથી એનુ કારણ શું ?

જીવનના પ્રશ્નો સંબંધી પણ એમણે ઊંડો વિચાર કર્યો હોય એવું નથી એવું છટાગંભીર, શબ્દપ્રચુર, ડાહ્યું ડાહ્યું એ લખી શકે છે કે સામાન્ય વાંચકોની સામાન્ય રસવૃત્તિ તૃપ્ત થાય છે.

ફુંહધીને ચાણક્યનંદિની કહેવામા પણ ચાણક્યની બેઆબરૂ કરવા જેવું છે લેખકે મુદ્રારાક્ષસનું, અથવા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એ ગ્રંથના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં ચાણક્યના નિરૂપેલા ચરિત્રનું વાચન કર્યું હોત તો આવુ કથન તે કરત જ નહીં.

જટ કન્યાને બૌદ્ધ ભીક્ષુણી બનાવ્યા પછી પાછી ગૃહસ્થાશ્રમમા મોકલી છે તે અમને અનુચિત અને બૌદ્ધ જીવનથી વિરુદ્ધ લાગે છે. આજ કાઠીઆવાડમાં બાવાઓની જૂદી નાત થઇ છે તેમ બૌદ્ધ મઠોમાથી પરણેલાં ભીક્ષુક ભીક્ષુકીની જૂદી જ્ઞાતિ થઇ હતી પણ તે વાત જુદી છે અને આ વાત નિરાળી છે

અમને એમ લાગે છે કે આ વાર્તા રા રા. નારાયણે હમણાં નહીં લખી હોય પણ ઘણાં વર્ષો ઉપર લખી હશે એમાં મનઃસુખરામશાઇ સંસ્કૃતમય ભાષા છે, એમને હાલ પ્રિય થઇ પડેલી ઉર્દૂ ભાષાનો સંભાર નથી, એટલે આવું અનુમાન કર્યું છે.

૫. નંદશંકર જીવનચિત્ર, કર્તા રા. રા. વિનાયક નંદશંકર મેહતા, આઇ. સી એસ. મૂલ્ય રૂા ૧-૦-૦

કવિ ન્હાનાલાલના કેટલાંક કાવ્યો ભા. ૧ લાનુ અવલોકન લખતા રા બ. રમણભાઇએ જ્ઞાનસુધામા લખ્યું હતું કે ગયા જમાનાના લેખકોના પુત્રોદ્વારા પણ આ જમાનાની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રહી છે કરણઘેલાના સમર્થ કર્તાના વિદ્વાન પુત્રની કૃતિ જોતા અમને એ શબ્દોનું સ્મરણ થઇ આવ્યુ છે. ગુજરાતી સાહિત્યમંદિરમા પોતાના પરલોકવાસી પિતાનું જીવનચરિત્ર લખી પ્રવેશ કરવા માટે રા રા. વિનાયકને અમે આવકાર આપીએ છીએ સાથે સાથે કહી દઇએ છીએ કે આટલા અર્ધ્યથી ગુર્જરીદેવી સંતૃપ્તથી નથી થવાની

રા રા. વિનાયકના બે મ્હોટા ભાઇઓએ એમની કેળવણીના પ્રમાણમાં ગુજરાતી સાહિત્યની કાંઇ જ સેવા નથી કરી તેમ તેઓ નહીં કરે એવી આશા છે. દલપતરામનુ નામ ન્હાનાલાલે, મહીપતરામનું નામ રા બ રમણભાઇએ, ભોળાનાથનું નામ નરસિંહરાવે રાખ્યું છે તેમ નંદશંકરનું નામ રાખવા રા રા વિનાયક ચુકશે નહીં એવી આશા છે.

ગુજરાતીઓમાંથી જેઓએ ઉંચામાં ઉંચી કેળવણી લીધી છે તેઓ ગુજરાતી સાહિત્યને કંગાળ રહેવા દેશે તો પછી એમની કેળવણી એ રીતે વૃથા ગઇ છે એમ કહેવામાં સ્હેજ પણ ખોટું છે? ગુજરાતી સિવિલીઅનોની હાલમાં સંખ્યા વધી છે. રા. રા. અબદુલ્લા યુસુફઅલીએ અંગ્રેજી અને ઉર્દૂનો સ્વીકાર કરી પોતાની માતૃ-

ભાષાની સ્હેજ પણ સેવા કરી નથી પણ રા. રા. વિનાયક, અને ર. કાટાવાળા સાહિત્યપ્રેમી અને સાહિત્યસેવક પિતાના પુત્રો છે. રા રા નાનાલાલ ચમનલાલ ઈંગ્લંડમાં અભ્યાસ કરતા ત્યારે કવિતાઓ લખતા હતા. આ સર્વે પોતાની સત્તા, વૈભવ, કામ કાજમાં ગુજરાતી સાહિત્યનું વિસ્મરણ નહીં કરે એવી એમને અમારી વિનંતિ છે.

સુરતીઓએ પોતાના આગેવાન સાહિત્યસેવકોના જીવનચરિત્ર લખી સુરતના ઈતિહાસનું એક પ્રકરણ લખવા સારી સામગ્રીનો સંગ્રહ કર્યો છે નર્મદાશંકર, નવલરામ, દુર્ગારામ, મલગારી, ઇચ્છારામ વગેરેના જીવન ચરિત્રોમાંથી સુરતનો જેવો ખ્યાલ આવે છે તેવો હજુ અમદાવાદ, નડીઆદ કે બીજા 'સાક્ષર' નગરનો આવતો નથી. રા. રા. વિનાયકે કરણઘેલાને પોતાના પિતાની કીર્તિનો ધ્વજ ગણ્યો છે અને તેમાંની વીગતો કેવા વાતાવરણમાંથી સુઝી હશે તે પારખવા અને પોતાના પિતાનું અનુપમ શીલ કેવા અનુકૂળ અને પ્રતિકૂળ વાતાવરણમા ઘડાયું તે નિરૂપવા, બની શકે તેટલી સામગ્રી તત્કાલીન ચિત્ર માટે એકઠી કરી છે સુરતીઓના લાલાશાઇ જીવનનો ખ્યાલ આબેહૂબ આપવા પ્રયત્ન કર્યો છે. મલિન વાનો લખતા વૃત્તિ ઊંચી રાખી છે અને તેમાં કોઇ પણ પ્રકારનો રસ લીધા વિના સયમથી જે લખી શકાય તે લખ્યું છે. પણ તે જીવન અમુક રીતે સભ્યતાવિહીન હતું એટલે વર્ણનમા પણ એ વિહીનતાના અશો આવી ગયા છે.

રા. રા. વિનાયકની પાસે પિતાના ચરિત્ર માટે કાઇપણ લેખિત માહીતી નહોતી નવલરામના જીવનચરિત્રમાં જેવા ઉતારા ગોવર્ધનરામે આપ્યા છે તેવા અથવા ગોવર્ધનરામની જીવન કથામા જેવા ઉતારા એમની Scrap books માથી આપી શકાય એવા ઉતારા આ ગ્રંથમા નથી. પણ રા રા. વિનાયકે પોતાના સંસ્કારી પિતા સાથે આપણા જીવનના વિવિધ પ્રશ્નો વિશે વાતચિત કરી તેમના નિર્ણયો અને અભિપ્રાય જાણેલા તે આ ગ્રંથમા આપ્યા છે. આ નિર્ણયો અને અભિપ્રાયો જીવનના કયા કાળમા કેવા કેવા અનુભવને પરિણામે નંદશંકરે બાંધેલા અથવા એમાં પુત્રની વિદ્વત્તાનો અજાણતા કયા કયા પાસ લાગી ગયો છે તેનુ નિરાકરણ કરવાની મુશ્કેલી છે. માહીતીને અભાવે અને શ્રુત સામગ્રીની અસંકલિત વખતે અસંબદ્ધ અને પ્રાસંગિક સ્થિતિને લીધે આ ગ્રંથમાં પણ શિથિલતા લાગે છે, પ્રમાણની ન્યૂનતા આવી ગઇ છે પિતાના જીવનના બનાવો બહુ ઓછા છે, એ જીવનના માનસ વિકાસના નિરૂપણ માટે આવશ્યક સાધનો મોજુદ નથી એટલે પુત્ર વાતાવરણમા, વિવિધ વિષયોના તલસ્પર્શી વર્ણનોમાં વધારે નિમગ્ન થઇ ગયા છે નંદશંકર આનુષંગિક લખાણમા દબાઇ ગયા છે. એટલું છતા એ નંદશકરનું ચિત્ર સ્પષ્ટ આપણી આંખ આગળ તરી આવી ઉભું રહે છે સુખી જીવન માટે ઉદાહરણ રૂપ થઇ પડે એવા છે, દુર્ગારામ, નર્મદાશંકર, નવલરામ, મહીપતરામ વગેરે ઉછાળામાં ઉછળી રહ્યા હતા ત્યારે મંદશંકર કેમ શાણા થઇ ગયા એ પ્રશ્ન નિરૂત્તર રહે છે પણ એ શાણપણ અને પ્રભુની કૃપાથી એમણે સુખી, કાર્યપરાયણ, વિદ્યાવિલાસી અને કુટુંબવાત્સલ જીવન ગાળ્યું છે. કરણઘેલા

સિવાય બીજી કોઈ પણ સાહિત્યપ્રવૃત્તિ કેમ ન કરી? જે દેશપ્રેમ, ભાષાપ્રેમ, ઇતિહાસ-પ્રેમ એમને એ કથા લખાવી શકયો તેમણે બીજી કથાઓ લખવા કેમ પ્રેરણા નહીં કરી?

આમ અનેક જીજ્ઞાસા અસંતુષ્ટ રહે છે, ઉર્દૂના અવારનવાર પ્રયોગોથી ક્લિષ્ટતા અથવા અર્થબોધની મુશ્કેલી આવેલી છે; છેવટે નંદશંકર વિશેના બીજાના અભિપ્રાયો આપી કળાની ક્ષતિ અને પ્રતિષ્ઠાહાનિ કરેલી છે આટલું છતા પણ આ ગ્રંથ સન્માન પાત્ર છે. ઉંચા સસ્કારથી સપન્ન છે વિચારનો ઉત્તેજક છે. બુદ્ધિને સંતોષ અને આશ્ચર્ય પમાડે એવો છે એમા જીવનના પ્રશ્નોની ચર્ચા કે નિર્ણયો નથી પણ અનુભવીઓએ તે સંબધમા વ્યક્ત કરેલા અભિપ્રાયોથી ખચિત છે અને એ અભિપ્રાયો અવગણના થઇ શકે એવા નથી ઉપરાંતમા કરણઘેલા જેવી વ્યુત્પન્ન નવલકથાના કર્તાના સંસ્મરણો નો ગ્રથ છે ગુજરાતી સાહિત્યના ઉદય અને ઉદયોત્તર કાળમા કેવી સ્થિતિ હતી, કેવી ભાવનાઓ થનથનાટ કરતી હતી, ભૂતકાળના કેવા વારસા સાથે વર્તમાનમા સંક્રાતિ થતી હતી તે સર્વે આ ગ્રંથથી જાણી શકાય છે

૬. આ વર્ષના ફેબ્રુઆરીની તા ૨૭–૨૮ મીએ ખંભાતમા ઉનેવાળ સેવક મંડળના થએલા પાચમા વાર્ષિક સમેલનની નોધ ગ. રા. લલ્લુભાઇ શકરભાઈ ભટ્ટ તરફથી મળી છે. ઉનેવાળો બહુ શ્રીમંત સ્થિતિમા નથી. બ્રાહ્મણ કરતાં કૃષિકારનો ધધો સ્વીકારવાથી વિદ્યા પણ બહુ જૂજ છે એ જ્ઞાતિની ઉન્નતિ કરવા યુવાનોએ સેવકમંડળ સ્થાપ્યું છે અને તેના સમેલન જ્ઞાતિનિવાસના ભિન્નભિન્ન સ્થળે મેળવી જ્ઞાતિપરિષદની ગરજ સારી છે વિદ્યાનું સેવન વધશે એટલે આપોઆપ અનિષ્ટ સાસારિક રીવાજો દૂર થશે. જ્ઞાતિપરિષદોને શાસનની સત્તા નથી હતી ભલામણના ઠરાવો નકામા છે અને જૂના વિચારવાળા અને સુધારાવળા વચ્ચે વીખવાદ થઇ જ્ઞાતિનું હિત કરતા અહિત થવાનો સભવ થઇ જાય છે. આવુ વખતે લાગ્યું હશે એટલે માત્ર વિદ્યા પ્રસારણ અર્થે જ આ ચળવળ છે વિરોધ, ગાલિપ્રદાન, તુચ્છકાર, અપમાન વગેરે સહન કરતાં જ્ઞાતિજનોનો સમભાવ આ મંડળ મેળવતું જાય છે. આ વખતે જ્ઞાતિની સન્નારીઓ પણ સામેલ થઇ હતી મુષ્ટિદાનનું વ્રત ગયા સમેલનથી કેટલીક સન્નારીઓએ સ્વીકારી આ સંમેલનમાં તે દ્વારા વિદ્યા પ્રસારણ માટે દ્રવ્ય મેળવી આપ્યું હતુ. આ વખતે પણ એ વ્રતનો વિશેષ સ્વીકાર થયો હતો. ઉનેવાળો બ્રાહ્મણો છે તો પ્રાચીન આર્ય સંસ્કૃતિના લક્ષણો ખિલવી ત્યાગનો અને સેવાનો આશ્રય લેશે તો પ્રગતિને પથે વ્હેલા ચાલશે એમા સશય નથી. જ્ઞાતિના વિદ્યાર્થીઓને વિદ્યાપ્રાપ્તિ માટે શિષ્યવૃત્તિ હાલ અપાય છે પણ ભવિષ્યમાં વિદ્યાર્થીગૃહ સ્થાપવાનો જ્ઞાતિજનોને અભિલાષ છે. કૃષિકાર થઇ નિર્વાહ કરતી જ્ઞાતિ કારકૂનીના ભણતર તરફ પોતાની સંતતિને વાળતા પહેલા આ જમાનાનાં શિક્ષણના ઉકેલા પ્રશ્નોનો વિચાર કરી બની શકે તેટલી તજવીજ કરશે તો વધારે સારૂં. બ્રાહ્મણો તરિકે સંસ્કૃત વિદ્યાનું વિસ્મરણ નહી કરે અને સ્વાધ્યાયનું પુનર્જીવન કરશે તોપણ સારૂં. સેવકમંડળનો વિજય અમે ઇચ્છીએ છીએ.

# શ્રીયુત ગાંધીજીએ ચંપારણ્યમાં બતાવેલો સત્યાગ્રહ.

બિહાર પ્રાંતમાં પટનાની ઉત્તરે ચંપારણ્ય નામે પ્રદેશ છે. તેમાં ઘણે ભાગે ગળીનું વાવેતર થાય છે તે ગળીની જાગીરોના હકપટા ઈંગ્રેજ વેપારીઓને હાથ છે. તેમના ખેડુતો ઉપર આજ ઘણાં વર્ષથી અન્યાય તથા જુલમ થવાનું કહેવામાં આવે છે. કેટલીક વખતે "પ્લેંટર્સ" એટલે જાગીર માલિકો અને રૈયત વચ્ચે એવો વિરોધ થએલો કે ૧૯૦૬ માં તો ખાસ પોલીસ રોકવી પડેલી. એટલે સુધી કહેવાય છે કે આ ખેડુતોનુ દુઃખ તો નાતાલ અને ફીજીના ગિરમટિયાઓ કરતાં પણ વધી જાય તેવું છે. આ બાબત તપાસ કરી અન્યાય દૂર કરાવવા બિહારના આગેવાનોએ કરેલા પ્રયત્નોનું કંઇ પ્રત્યક્ષ ફળ નહિ આવેલુ તેથી છેવટ ગઈ કૉંગ્રેસની બેઠક વખતે લખનૌમા બિહારના ૧૦૦ પ્રતિનિધિઓએ એક ઠરાવ પસાર કરાવ્યો હતો અને તેમા "હિંદીઓ તથા ગોરાઓની એક કમિટી નીમી ઉત્તર બિહારના ખેડુતો અને ગોરા જાગીરદારો વચ્ચે ઉત્પન્ન થએલો કલહ તથા બેદિલીના કારણ શોધવાની તથા તેના નિવારણના ઉપાયો સૂચવવાની ઈષ્ટતા સરકારની નિધામા આગ્રહપૂર્વક મૂકી હતી."

એ ઠરાવ શ્રી ગાંધીજીએ મૂકવા એમ વિનંતિ થતા તેમણે તે સંબંધી પ્રત્યક્ષ અનુભવ મેળવ્યા સિવાય તેમ કરવા ના કહેલી, અને તેમણે અનુકૂળતાએ જાતે આવી તપાસ કરવાનુ વચન આપેલું તે ઉપરથી તેઓ તા૦ ૧૦ મી માર્ચના અરસામા બિહાર ગયા. એમની સરળ રીતિ અનુસાર તેમણે પ્રથમ તો અમલદારોને પોતાના હેતુઓ સમજાવી તેમની મદદ મેળવવાની કોશીશ કરી. એટલુંજ નહિ પણ 'પ્લેંટર્સ' ના પ્રતિનિધિઓને પણ પોતાની હીલચાલથી વાકેફ કરી તેમની લાગણી જાણવા તથા મેળવવા પ્રયત્ન કર્યો, તેમ કરવા જતા અમલદારોએ તેમના ઉપર કાયદાની સત્તા ચલાવી, જેનો સવિસ્તર હેવાલ પ્રજાને ઘણોજ બોધક છે. તેમાં શ્રી ગાંધીજીના પોતાના કહેવા મુજબ ઘણાજ ગંભિર મુદ્દાઓ સમાયલા હોવાથી એ કેસમા રજુ થએલ મુખ્ય મુખ્ય કાગળોના સંપૂર્ણ ભાષાંતરપૂર્વક તે મુદ્દાનું સ્પષ્ટીકરણ કરવાનો આ લેખનો હેતુ છે.

ચંપારણ્ય તિરહુત વિભાગ (ડિવિઝન) મા છે. તેનું મુખ્ય નગર મુઝફ્ફરપુર છે, ત્યા શ્રી ગાંધીજીએ પ્રથમ તો "પ્લેંટર્સ"ની સભાના મંત્રી મી. વિલસનની મુલાકાત લીધી તે ગૃહસ્થ સાથે કેટલીક ચર્ચા થઇ અને માત્ર એટલુંજ મેળવ્યું કે "એ સવાલ—ખેડુત અને ગોરા પ્લેંટર્સના વ્યવહારનો સવાલ—મુશ્કેલી ભરેલો છે અને તેમાં માથું મારવા જતાં તમારે પોતાને સોસવાનો પ્રસંગ આવશે" આવાં માર્મિક વાક્યો સાંભળીને માત્ર અંતરમાં હસેંજ તેવો આ સમરવિજયી વીર પછી બીજા કર્તવ્ય તરફ વળ્યો. વિભાગના મુખ્ય અમલદાર પોતાની ફરજ બજાવશે કે ? શ્રી ગાંધીજીએ જઇને તેમને પોતાનો હેતુ કેવો શાંતિભરેલો છે તે માત્ર બંને પક્ષો વચ્ચે

સલાહને સંપની વૃદ્ધિ કરવા માટે જ છે એમ ઠસાવવા પ્રયત્ન કર્યો. પરંતુ કમિશ્નર સાહેબ ને હિંદના આ વિશુદ્ધમા વિશુદ્ધ અંતઃકરણના અપ્રતિમ નેતાના આશયોમાં વિશ્વાસ ન પડયો ને મદદ તો નહિજ પરંતુ આ સઘળા ખળભળાટની શરૂઆત કરી તેમના પત્રથી પ્રેરાઇને જ શ્રી ગાંધીજી ઉપર જીલ્લા કલેકટરે નીચે આવનાર હુકમ કાઢયો.

વિધિ પૂરી કરી પોતાનો ધર્મ પૂરો થયો માની શ્રી ગાંધીજીએ હવે પોતાનું 'મીશન' શરૂ કર્યું. મુઝફરપુર છોડી ચંપારણ જવા માટે મોતીહારી ગયા અને ત્યાંથી બીજે જ દિવસે ઉકત ગામડાઓમાં ફરવાનું શરૂ કર્યું. પાંચેક માઇલ જઇ એકાદ ગામના લોકો સાથે વાતચીત કરતા હતા તેવામાં એક પોલીસ સ્વારે આવી જણાવ્યુ કે કલેકટર સાહેબે સલામ કહી છે અને આપને મળવા માટે બોલાવે છે. શ્રી ગાંધીજી આનો અર્થ કળી ગયા અને લક્ષ્મી ચાલ્લો કરવા આવી જાણી મ્હો ધોવા પણ રહ્યા નહિ જેણે સત્યને ખાતર અનેક પ્રકારનાં સંકટો ખમ્યાં છે, તેને આવી રીતે સ્વદેશમાં જ ને વળી જ્યા રામ, સીતા આદિએ પણ સ્વધર્મ ને સત્ય ખાતર અરણ્યવાસ કરેલો એવા પુરાતની પુણ્ય પ્રદેશમાં આત્મભોગરૂપી "માનભોગ" થી સત્યનારાયણ દેવનું પૂજન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતા તેમને અંતરમાં જે આલ્હાદ થયો હતો તે તેમના ખાનગી ઉદ્ગારોના જાણનાર જ આપી શકે તેમ છે.

તુરત જ તે સવારની સાથે એક બળદના ગાડામાં મોતીહારીનો માર્ગ લીધો. રસ્તામાં એક પોલીસ અમલદારે સામા આવી નીચેની નોટીસ એનાયત કરી.

"આ વિભાગના કમિશ્નરના પત્ર (જે આ સાથે સામેલ છે) થી મને જણાવવામાં આવે છે કે આ જીલ્લાના કોઇ પણ ભાગમાં તમારી હાજરી હોવાથી જાહેર શાંતિનો ભંગ તથા ખુના મરકી થાય એવુ તોફાન થવાનો સંભવ છે, તથા આ કામમા તુરતા તુરત પગલા લેવાની જરૂર જેવુ છે. તેથી હું હુકમ કરૂં છું કે તમારે આ જીલ્લાના કોઇ પણ ભાગમા નહિ રહેતા પહેલામા પહેલી ગાડીએ વિદાય થવું.

તા ૧૬ એપ્રીલ ૧૯૧૭ (સહી) ડબલ્યુ. બી. હેકોક
ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ, ચંપારણ.

હવે ઉપરની નોટીસમા જણાવેલો કમિશ્નરસાહેબનો પત્ર જોઇએ.

"મી. એમ. કે. ગાંધી જણાવે છે કે ગળીમા ખેતરોમાં હિંદીઓ કેવી દશામાં કામ કરે છે તેની તપાસ કરવા માટે તેમને તે લોકો તરફથી આગ્રહપૂર્વક થએલા આમંત્રણથી તેઓ તે કામ માટે અહિં આવ્યા છે ને સ્થાનિક અમલદારોની મદદ ઇચ્છે છે. તે આજ સ્હવારે મને મળવા આવ્યા હતા; અને મેં તેમને જણાવ્યું કે ૧૮૬૦ ની સાલથી આ ખેડુતોને જાગીરમાલિકોના વ્યવહાર સંબંધે સરકારનું ધ્યાન ખેંચાયલું રહે છે; અને તેજ સવાલનો એક મુદ્દો હાલમાં ચંપારણના અમલદારોના ખાસ ધ્યાનમાં રહેલો છે. પણ અમને શંકા રહે છે તેના નિર્ણયમાં એક ત્રાહિત ગૃહસ્થના આવવાથી મુશ્કેલી આવવાનો સંભવ થશે. ચંપારણમાં તોફાન થઇ જાય એવો પણ સંભવ છે તે મેં તેમને જણાવ્યું તથા શા આધારે તે કહે છે કે લોકો તેમની

તપાસની આગ્રહપૂર્વક માગણી કરે છે તે બતાવો* ને પછી તે બાબત ઉપરી સરકારનો અભિપ્રાય મેળવવાની જરૂર રહે શે.

હું ધારૂં છું કે ચંપારણ જતા પહેલાં મી. ગાંધી ફરીથી મને મળશે પણ અમારી મુલાકાત પછી મને ખબર મળ્યા છે કે સત્ય શોધવાના શુદ્ધ હેતુને બદલે તેનો હેતુ ચળવળ ઉત્પન્ન કરવાનો હોય એમ સંભવ છે અને તેથી એમ બને કે વધુ વાત કર્યા સિવાય તે પ્રદેશમાં જશે. જો તે તમારા જીલ્લામા આવશે તો ત્યારે શાંતિમા ભંગ પડશે એમ મને ધાસ્તી રહે છે. માટે હું વિનતિ કરૂં છુ કે ત્યા આવે તો તમે ક્રી. પ્રો. કો. ની કલમ ૧૪૪ મુજબ હુકમ આપશો કે તે પ્રદેશ છોડી ચાલ્યા જાય.”

સહી. એલ એફ. મોર્સહેડ.
કમિશ્નર તિરહુર ડીવીઝન.

આ બે કાગળો શ્રી. ગાંધીજીને મળતાં તેના ઉત્તરમા કલેક્ટર સાહેબ ઉપર તેમણે નીચે મુજબ લખી જણાવ્યું.

“સાહેબ—ક્રી. પ્રો. કો ની કલમ ૧૪૪ મુજબનો આપનો જે હુકમ હમણા જ મને પહોંચાડવામાં આવ્યો છે તે સબંધે હું જણાવવા રજા લેઉ છુ કે આપને તેમ કરવાની જે જરૂરી પડી છે તે માટે હું દિલગીર છું. અને ડીવીઝન કમીશ્નરે મારા હેતુઓ સંબધે જે ગેર સમજુત પકડી છે તે માટે પણ હું દિલગીર થયો છું જાહેરપ્રજા તરફની મારી જવાબદારી વિચારતા મને લાગે છે કે હું આ જીલ્લો છોડી જઇ શકુ તેમ નથી એમજ કહેવાની મારી ફરજ છે. અને તેથી આ હુકમનો અનાદર કરતા થતી શિક્ષા ભોગવવામા જ માત્ર હું તેને આધીન થઇશ.”

“મારો હેતુ ચળવળ ઉત્પન્ન કરવાનો હશે” એવી શંકા જે કમિશ્નર સાહેબે જણાવી છે તેનો હું ઘણાજ આગ્રહપૂર્વક ઇનકાર કરૂં છુ મારી ઇચ્છા તો માત્ર સત્ય નિર્ણય માટે એક શુધ્ધનિષ્ઠાથી તપાસ કરવાની જ છે. અને જ્યા સુધી મને છૂટો રહેવા દેવામા આવશે ત્યા સુધી તે જીજ્ઞાસા પૂરી પાડવા હુ કોશિશ ચાલુ જ રાખીશ.

તા. ૧૬ એપ્રીલ ૧૯૧૭ (સહી) એમ. કે. ગાંધી

આ પત્ર વ્યવહાર પછી નોટીસનો ભંગ કરવા માટે તેમના ઉપર મેજીસ્ટ્રેટની કોર્ટમાં ૧૮ મી તારીખે કામ ચાલ્યુ તેમા નકામો બચાવ કરી કેસ લંબાવવાનું ઠીક નહિં ધારી ગાંધીજીએ આરોપનો સ્વીકાર કર્યો અને તેમ કરતાં નીચે મુજબ પોતાના અભિપ્રાયો જાહેર કર્યા એ લેખ એક ગૌરવયુક્ત અને મનનીય ઉદ્દગાર છે. સત્યાગ્રહ શુ છે, સત્યાગ્રહીનું હૃદય કેવું ઉન્નત, વિશુદ્ધ અને આરસી જેવું પારદર્શક હોવુ જોઇએ એ તેમાંથી જણાઇ આવે છે સામા પક્ષ માટે દ્વેષનો છાટો પણ તેમના હૃદયમા નથી, એટલું જ નહિં પણ તેને માટે દયા ભાવ તથા વિનીતતા પણ છે. એમ

* આના ઉત્તરમા ગાંધીજીએ પોતાના ઉપર બિહારના કેટલાક આગેવાનો તરફથી આવેલા પત્રો બતાવ્યાઇ જાહેર થયુ છે પરંતુ કમિશ્નર સાહેબને તેથી સંતોષ થયો નહિ હોય

વિવેકી વાચનાર તુરત જોઇ શકશે. વળી એમાં કાયદા પ્રત્યેની જોઇતી વફાદારી સાથે આપણા અંતરાત્મા પ્રત્યેનો ધર્મ સાચવવાનો સૂક્ષ્મ અને ઉન્નત વિવેક બેધડક રીતે મૂકવામા આવેલ છે-તે જાહેરપ્રજાને અને ખાસ કરીને હાલના સ્વરાજ્યકાંક્ષાના વાતાવરણમાં-અવશ્ય જાણવા ને સમજવા યોગ્ય છે. જે સૂક્ષ્મ વિવેકથી તેમણે સત્યાગ્રહના સિદ્ધાન્તનું વિવરણ આ ટુંક લેખમાં જાણે કે એકાત્મભાવના અનુભવની ઉંચી પળોના ઉદ્‌ગાર રૂપે અજાણતા પણ કરી દીધું છે, તેથી એ એક યાદગાર લેખ છે. અને ઐતિહાસિક દૃષ્ટિથી પણ કદાચ એ ભવિષ્યમાં આપણા સ્વરાજ્ય પ્રાપ્તિની પ્રયાસશ્રેણીનું એક પગથીયું બનવાનો દાવો પ્રાપ્ત કરી શકે તેવો છે. તેનું મહત્ત્વ વિચારી અસલ ઇંગ્રેજી તેમજ ગુજરાતી ભાવાર્થ બેઉમાં તે આપવા રજા લઇએ છીએ

"With the permission of the court I would like to make a brief statement showing why I have taken the very serious step of seemingly disobeying the order made under s 144 of the Cr. P. C In my humble opinion it is a question of difference of opinon between the local administration and myself. I have entered the country with motives of rendering humanitarian and national service. I have done so in response to a pressing invitation to come and help the raiyats who urge they are not being fairly treated by the indigo planters. I could not render any help without studying the problim I have therefore come to study it with the assistance if possible of the administration and the planters I have no other motive and I cannot believe that my coming here can in any way disturb public peace, or cause loss of life. I claim to have considerable experience in such matters. The administration however has thought differently I fully appreciate their. difficulty and I admit too that they can only proceed upon information they receive As a law abiding citizen, my first instinct would be as it was, to obey the orders served upon me. I could not do so without doing violence to my sense of duty to those for whom I came I feel that I could just now serve them only by remaining in their midst, I could not therefore, voluntarily retire Amids this conflict of duty I could only throw the responsibility of removing me from them on the administration. I am fully conscious of the fact that a person holding in the public life of India a position such as do, has to be most careful in setting example It is my firm belief that in the complex constitution under which we are living the only safe and honourable course for a self respecting man is in the circumstances such as face me to do what

I have decided to do, that is to submit without protest to the penalty of disobedience. I have ventured to make this statement not in any extenuation of the penality to be awarded against me but to show that I have disregarded the order served upon me, not for want of respect for lawful authority but in obedience to the higher law of our being—the voce of conscience

ભાવાર્થ.—ક્રી. પ્રૉ. કોડની ૧૪૪ મી કલમ મુજબ મારા ઉપર થએલ હુકમનું માત્ર દેખાવમાં મેં ઉલ્લંઘન કરવાનું આ અંતગંભિર પગલુ મેં શામાટે લીધું છે તે ટુંકમા કોર્ટની રજાથી જણાવવા ઈચ્છું છું મારા આધીન મત પ્રમાણે અહિંઆ સ્થાનિક અમલદારો અને મારી વચ્ચે મતભેદીનો જ કિસ્સો છે. આ પ્રદેશમાં આર્ત સેવા અને રાષ્ટ્ર સેવાના હેતુઓથી જ મારૂં આવવું થયું છે ખેડુત વર્ગ તરફના આગ્રહપૂર્વક થએલ આમંત્રણના ઉત્તરમા જ હું આવ્યો છું તેઓની ફરિયાદ એવી છે કે ગળીના માલિકો તેમને ન્યાયસર વર્તતા નથી. (પણ) એ સવાલનો અભ્યાસ કર્યા સિવાય હું તેમને કંઈ મદદ કરી શકું નહિ. તેથી હું બને તો સ્થાનિક અમલદારો તથા પ્લેંટર્સની સહાયતાપૂર્વક—તે સવાલનો અભ્યાસ કરવા અહિં આવ્યો છું. આ સિવાય મારે બીજો કોઇ હેતુ નથી અને તેથી મારૂં આગમન જાહેર શાંતિનો ભંગ કરશે યા ખુનામરકી કરાવશે એમ હું માની શકતો નથી આવા સવાલોનો મને ઘણો અનુભવ હોવાનો હું દાવો કરી શકું છું પરંતુ સ્થાનિક અમલદારોએ જુદા જ મત ધારણ કર્યો છે. હું તેમની મુશ્કલી પૂર્ણ રીતે બુઝું છું, અને કબુલ પણ કરૂં છુ કે તેમને તો મળેલી હકીકત ઉપર જ કામ લેવાનું બને છે. કાયદાને માન આપી ચાલનાર એક નાગરિક તરીકે પ્રથમ તો મારા મનમાં સ્ફુરે—અને બન્યું પણ તેમ જ હતું કે મારે આ હુકમને આધીન થવુ. પરંતુ જેમને માટે હું આવ્યો છું તેમના પ્રત્યેના મારા ધર્મનો ત્યાગ કર્યા સિવાય હું તેમ કરી શકુ નહિ મને લાગે છે કે હાલમાં તેમની પાસે રહીને જ હું તેમની સેવા કરી શકું તેમ છે. તેથી હું રાજી ખુશીથી પ્રદેશ છોડી જઇ શકતો નથી. આ રીતે ધર્મસંકટ આવતા મને આ જગાએથી દૂર કરવાની જવાબદારી અમલદારો ઉપરજ નાખવી રહી હિંદના જાહેરજીવનમા જે સ્થાન હું ભોગવું છું તે સ્થાન ઉપરના પુરૂષે પોતાના વર્તનનો દાખલો આપવામાં ઘણુ જ સંભાળવાનું છે એ વસ્તુ મારા ખ્યાલમાં સંપુર્ણ રીતે છે. (પણ) મારી દૃઢ માન્યતા છે કે જે સંકુલ રાજ્યબંધારણમા અમે હિંદીઓ હાલ છીએ તેમાં મારા જેવા સંજોગોમા મુકાયલા સ્વમાની પુરૂષ માટે સલામતી અને આબરૂદારીનો માર્ગ મેં જે આજે ગ્રહણ કરવા ધાર્યો છે તેજ છે. એટલે કે કાયદાના ભંગની, શિક્ષાને કંઇપણ વાંધો લીધા સિવાય આધીન થવુ. આ ઉદ્ગાર મને થનાર શિક્ષામા કોઇ જાતનો ઘટાડો કરાવવાના હેતુથી કરવા હું પ્રેરાયો નથી. પણ એટલું જણાવવા માટે કે સરકારી કાયદા તરફના અનાદરને લીધે નહિ પરંતુ તેથી ઉંચા મનુષ્ય જીવનના કાયદાને—અંતરાત્માની પવિત્ર પ્રેરણા—ને અનુસરવા ખાતરજ મેં મારા ઉપર થએલ કોર્ટના હુકમને કોરે મુકેલ છે.

આ રીતે હિંદની કોર્ટમા કદી નહીં બનેલો એવો ઐતિહાસિક બનાવ પહેલ વહેલો બન્યો જેલમા જવા તત્પર થઇને જ આવેલા આવા વિરલ અને પ્રભુના પવિત્ર કાયદાને કોર્ટના કાયદાની ઉપર બેધડક સ્વીકારનાર વિચિત્ર 'પણ ૯૯ આરોપીને જોઇ મેજીસ્ટ્રેટ પણ ગભરાયા સાધારણ રીતે આરોપી ગુન્હો કબુલ કરે ત્યાં તો શિક્ષાની ફરમાશ તુરતા તુરત જ હોય છે. પરંતુ આ કિસ્સામાં તેમ કરવું સહેલું નહોતું. અમલદારોએ ઠરાવ્યું કે ઉપરી સરકારનો અભિપ્રાય આવતા સુધી ફેંસલો મુલતવી રાખવો ને શનિવાર સુધી ગાંધીજીએ પોતાનું કામ મુલતવી રાખવા સ્વીકાર્યું.

છેવટે બિહાર સરકારે સ્થાનિક અમલદારોએ કરેલી ભૂલ જોઇ અને સુધારવાની હિંમત બતાવી શ્રી ગાંધીજીના શબ્દોમાં જ તેના છેવટના સમાચાર આપીશું.

"સરકારની સૂચનાથી મારા ઉપરનું કામ પાછું ખેંચી લેવામા આવ્યું છે અને આ તપાસ કરવામા મને સ્થાનિક અમલદારોની મદદ આપવાનું વચન પણ આપ્યું છે. આ રીતે કામ પાછું ખેંચી લેવા માટે તેમજ મદદ માટે આભારી થાઉં છું સ્થાનિક વકિલો અને બીજાઓ બેહદ મદદ કરે છે લાગણી દર્શાવનારા અને મદદ આપવાની ખાએશ જણાવનારા સંદેશાઓ ઘણા સ્થળોમાંથી આવે છે, જેથી મારા સાથીઓને અને મને ઉત્સાહ મળે છે અત્યાર સુધીમાં કેટલાક ગામોની મુલાકાત લીધી છે. અને મેં કંઇ ખેડુતોની સાથે વાતચીત કરી છે અમલદારોમાં સર્વ પ્રસંગે વિનીતભાવ બતાવ્યો છે. તપાસ દરમિયાન જાહેર હિલચાલની જરૂર નથી આ કામમા સમાયલા મુદ્દાઓ ઘણા જ ગંભીર છે મારા નિર્ણયો સરકાર તથા લોક સમક્ષ મૂકવા ઉમેદ રાખું છું. આ તાર જાહેરમા મૂકી શકશો."

ફરીથી વળી, આ ઉદ્ગારો ઉપર પણ બે બોલ બોલ્યા સિવાય રહેવાતું નથી. સત્યાગ્રહની ફત્તેહ તુરત થઇ પરંતુ કોઇ પણ જાતનો હર્ષ કે ગર્વ આ મહાત્માના દિલમાં થયો હોય એમ જણાતું નથી એટલુંજ નહિ પરંતુ એવા ફત્તેહના પ્રસંગમાં પણ તે બીજાઓની—પ્રતિપક્ષીઓની—સ્તુતિજ કરે છે.

અમલદારો પ્રત્યેનો તેમનો સદ્ભાવ તો શ્રી ભર્તૃહરિના પરગુણ પરમાણુન્પર્વતી કૃત્ય નિત્યં। निजहृदि विकसन्त सन्ति संतकियन्त ॥ ની સ્મૃતિ કરાવે છે. પારકાના તલમાત્ર એવો ગુણને પર્વત સમાન ગણી હૃદયમા રાજી થનાર સંતો તો વિરલજ છે.

સત્યાગ્રહના આ સઘળા પ્રસંગમાં સમાયેલા મુદ્દાઓનો બોધ જાહેર પ્રજા સમજી હૃદયમાં ઉતારશે એવી ઉમેદ રાખી આ લેખ બંધ કરવા ગાવાની રજા લઇએ છીએ કેઃ

"રાજ, કાયાને માયા પર બળ નૃપનું વસ્યું રે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માય
ત્યારે ભૂપ તણું પણ તેપર નચાલે કશું રે"

જમના બેહન
સત્યાગ્રહ આશ્રમવાસી

# નોંધ.

૧. લેંકેશાયરના કાપડ ઉપર ૭ાા ટકાની જકાત.—વર્તમાન મહાયુદ્ધમાં હિન્દુસ્તાને દોઢ અબજ રૂપીઆ લોનથી મેળવી લડાઇ ચલાવવા ઇંગ્લંડને આપવા નક્કી કર્યું છે. એ લોનનું વ્યાજ ચાલુ ઉપજમાંથી નહિ આપી શકાય માટે હિંદી સરકારને નવા કર નાખવાની જરૂર પડી છે અને તે મુજબ લેંકેશાયરથી આવતાં કાપડ ઉપરની જકાત વધારી સાડાસાત ટકાની કરવામાં આવી છે. આ વધારો રદ કરાવવા અથવા હિંદી મીલોમાં બનતા કાપડ ઉપર એવીજ જકાત નાખાવવા લેંકેશાયરવાળાઓએ જબરી ચળવળ કરી છે પ્રથમ તો એમનું એક ડેપ્યુટેશન હિંદી પ્રધાન મિ. ચેમ્બરલેનને અને મુખ્ય પ્રધાન મિ. જ્યોર્જને મળવા ગયું હતું અને પછી ખુદ આમની સભામાં તેમણે આ પ્રશ્ન ચર્ચ્યો હતો. મિ. ચેંબરલેને જવાબમા સંગીન દલીલોથી અને ઉદાર રાજનીતિથી વધારેલી જકાતનો બચાવ કર્યો હતો (૧) હિન્દુસ્તાને સ્વયંભૂ ઉર્મિથી જે મહોદાર ભેટ યુદ્ધના કટાકટીના સમયમાં કરી છે અને તે ભેટનાં વ્યાજ માટે જકાત વધારી છે તો તે રદ કરાવવાથી ભેટની કફોડી સ્થિતિ થશે અને તેની અસર હિંદુસ્તાનમા સારી નહી થાય (૨) વસ્તુતઃ લેંકેશાયર અને હિંદુસ્તાન વચ્ચે હરીફાઇજ નથી લેંકેશાયર બધો માલમસાલો બીનજકાતે મેળવે છે પણ હિંદુસ્તાનની મીલવાળાને રૂ સિવાય સાંચાકામ, મસાલા વગેરે સર્વે ચીજો જકાત આપી મેળવવી પડે છે. જો સક્રિય સ્પર્ધા હોય તો માત્ર બે ટકા વેપારની છે અને તે કાંઇ બહુ મહોટી ન કહેવાય છેલ્લા દશ વર્ષમા લેંકેશાયરની શાળાઓમાં ૧,૨૦,૦૦૦ નો વધારો થયો છે. આ વધારા જેટલી શાળો પણ હિંદમાં કામ કરતી નથી. (૩) હિંદમાં આયાત થતા બીજા અંગ્રેજી માલને કોઇ પણ જાતનું રક્ષણ નથી અને લેંકેશાયરના કાપડ માટે હિંદી મીલોમાં બનતા કાપડ ઉપર જકાત છે તે ગેરવાજબી અને હાનિકારક છે એવું હિંદીઓજ માને છે એટલુંજ નહી પણ અંગ્રેજ અમલદારો અને અંગ્રેજ વેપારીઓ પણ માને છે. આખી પ્રજાનો મત એની વિરૂધ્ધ છે

મિ. ચેમ્બરલેનના સમર્થનમા બીકાનેરના મહારાજા સાહેબ અને સર સત્યપ્રસન્ન-સિંહે પણ હિન્દુસ્તાનની આ વિષય સંબધમા શી લાગણી છે તે જણાવી હતી. પણ લેંકેશાયરનો સ્વાર્થ આથી ટાઢો પડયો નહિ અને આ પ્રશ્નની ચર્ચા આમની સભામાં કરાવી આ પ્રશ્ન આર્થિક છે અને એ સંબંધમા ઇંગ્લંડમાં બે પક્ષ છે એક પક્ષ બીનજકાતી નીતિનો (free traders) છે. તેઓ આયાત અથવા નિકાશ ઉપર જકાત નાંખવાની બીલકુલ તરફેણમાં નથી એટલે એમને આ પ્રસંગ ભયંકર, વિનાશક અને અનુપયોગી લાગેજ. તેમ આ પ્રસંગે મૌન ધારણ કરે તો રખેને આમ હાથો ચાલી જતા કોઇ બાધો લેતું નથી તો પછી રક્ષક નીતિનો પ્રચાર કરનારાઓનું બળ વધી જાય. આ બીજા પક્ષનો એવો વિચાર છે કે બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશો વચ્ચેના વેપાર ઉપર કોઇએ જકાત નાંખવી નહિં પણ પરરાજ્યોના વેપાર ઉપર જકાત નાખવી. હજૂ આ વિચારવાળા પોતાના મત પ્રમાણે કોઇ પણ પ્રકારનો ફેરફાર કરી શકયા નથી એમને પણ હિંદી સરકારે નાંખેલી જકાત ગમી નથી સામ્રાજ્યના

બ્રિટિશ મહાપ્રજાગજ્યની ખાતર હિંદીઓની માગણીઓ બરાબર સમજવી જોઈએ અને હિંદના અંત પક્ષી વગર વિગ્રહે તેમનો વિચાર થવો જોઈએ જો આવો સમભાવ [illegible] ટેગત ત્રાગાનો હોય તો હિંદી આગેવાનોએ એ સંસ્થાની પત્રિકામા હિંદની માંગણી વિશે લેખો લેખી ગ્રેટબ્રિટન અને સંસ્થાનોના અનુભવી અને બાહોશ આસામીઓ પાસે તેમની ચર્ચા થવા દેવી જોઈએ સંસ્થાનો જાતે જ કહે કે અમારે હિંદ ઉપર સત્તા ચલાવવી નથી તો પછી બધી તકરારનો છેડો આવી જાય "આ જુવાન પ્રજાશાસક લોકોને સ્વરાજ્યનો સિધ્ધાંત શ્વાસ અને પ્રાણ જેવો છે. લગભગ ધર્મ છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર અમલ ચલાવે એમાં એમને અંતર્ગત દોષ લાગે છે."

મિ. કર્ટિસના કાગળના મુદ્દાઓ આ પ્રમાણે છે:—

(૧) બ્રિટિશ પ્રજારાજ્યની પુનર્ઘટના કરતા સમગ્ર પ્રજારાજ્યની સલામતી માટે જવાબદાર રહે એવી સમ્રાટ્ પાર્લમેન્ટ અસ્તિત્વમા આણવી જોઈએ. આમા પ્રજા રાજ્યોના સર્વે અંગોના પ્રતિનિધિઓને સ્થાન મળવુ જોઈએ. પાર્લમેન્ટના બે વિભાગ રાખવા. એક જ્યેષ્ઠ અને બીજાને કનિષ્ઠ વિભાગ કહેવો હિંદના પ્રતિનિધિઓને બન્ને વિભાગમાં પ્રતિષ્ઠા આપવી જોઈએ હમણા સામ્રાજ્યની વિગ્રહપરિષદમાં બીકાનેરના મહારાજા અને સર સત્યપ્રસન્ન સિંહ ગયા છે એટલે બન્ને વિભાગમા પ્રતિનિધિઓ મેકલવામા અંતરાય નહીં આવે

(૨) હિંદની રાજ્યવ્યવસ્થા જવાબદાર થવી જોઈએ. પ્રજાને જવાબદાર શાસન કરવા હિંદી મનદાગમંડળને હિંદી બાબતોમાં છેવટની સત્તા સોંપવી પડશે એટલે હિંદમા પ્રાંતિક અને વરિષ્ટ પાર્લમેન્ટની સ્થાપના કરવી પડશે આમ લક્ષ્ય નક્કી કરવુ પડશે

(૩) આમ જવાબદાર શાસન કરવા બે બાબતો નજરે ચડે છે.

(ક) એકજ સપાટે એવુ શાસન સ્થાપી શકાય—

(ખ) ફેરફારોની પરંપરાથી એવુ શાસન સ્થાપવુ પણ તેમ કરતા વખત લાગશે

મિ કર્ટિસ બીજા પક્ષની તરફેણમા છે. આમ એની અને કૉંગ્રેસની વચ્ચે બહુ મતભેદનો ફેર નથી. ફેરફાર ક્યારે કરવો એ પ્રશ્નનો તફાવત છે તે તો બન્ને પક્ષ

આવી રીતે આ અન્યાયની સામે તેઓ પોતે એકલા પણ ઝઝુમી શકયા હોત. પ્રજાના પૈસાથી બંધાએલા ટાઉન હોલમા સભા ન ભરવા દેવી એટલું જ નહિ પરંતુ સભા ભરતી જ બંધ કરવાનો હુકમ કાઢવો એ પ્રજાના એક પવિત્ર હક્ક ઉપર ત્રાપ મારવા જેવુ હતું. એ કર્તવ્યની સામે કંઇ પણ પગલા ભર્યા સિવાય બેસીજ રહેવામાં આવશે તો આપણને લાગવુ જ જોઇશે કે જાપતાની રાજયનીતિમા સરકારને ફત્તેહ મળશે. શાંત રીતે કોઇને પણ હરકત ન કરતા જાતે દુઃખો સહન કરી સત્યાગ્રહના સાધનથી લડવું એ લડત કાયદે પુરઃસરની છે એમ સર્વત્ર જાહેર થએલું છે. હિંદના માજી વોઇસરૉય લોર્ડ હારડીંજે દક્ષિણ આફ્રિકામા આપણાં દેશ બાધવો સત્યાગ્રહની લડત લડતા હતા ત્યારે મદ્રાસ ખાતે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેની યાદી અમે આ પ્રસંગે આપીશું. "તમારા દેશ બંધુઓ અન્યાયી કાયદાની સામે સત્યાગ્રહની લડત ચલાવી રહ્યા છે તે તરફ આપણે ધ્યાન આપીએ છીએ અને તેમના એ મત સાથે મળતા થઈએ છીએ. તેઓ જાણી જોઇને કાયદાનો ભંગ કરે છે, કાયદાનો ભંગ કરવાથી શું સજા થાય છે તે તેઓ સમજે છે અને હિંમત તેમજ ધીરજથી તે સજાઓ તેઓ સહન કરે છે, આ સર્વમા તેમને હિંદની પુરી દીલસોજી છે તેમની આ લડતમાં માત્ર એકલા હિંદની જ નહિ પરંતુ મારા જેવા માણસ કે જે હિંદી નથી તેના તરફથી પણ દીલસોજીની લાગણી છે." તા. ૧૧ જુનના 'ન્યુ ઇન્ડીઆ' માં સર સુબ્રમણ્ય આયરે જે પત્ર લખ્યો હતો તે આપણે ભુલવો ન જોઇએ. તેમણે લખ્યું હતું કે 'હું મારા પગલાં પાછળ હઠાવી શકતો નથી જો હોમરૂલ લીગો ગેરકાયદેસર છે એવુ જાહેર કરવામાં આવે તો પણ હોમરૂલ લીગના અમલદાર તરીકે હું મારૂં રાજીનામું આપીશ નહિ. મારા આ નિર્ણયથી કોઈ પણ સજા મારે ભોગવવી પડે તો હુ તે ભોગવવા તૈયાર છું હોમરૂલનુ સંરક્ષણ કરવુ એ મારો ધર્મ છે એટલું જ નહિ પરંતુ તે મારી ફરજ છે અને તે ફરજ હું બજાવીશ" જ્યારે આપણા દેશના વૃદ્ધમા વૃદ્ધ આગેવાનો પણ દુઃખો સહન કરવા તૈયાર થાય તો યુવાનોનુ કર્તવ્ય છે કે સરકારનાં અન્યાયી હુકમો સામે હવે શાંતિથી બેસી રહેવું એ આપણે માટે લજ્જાસ્પદ છે. સર રાશ બિહારી ઘોષ જેવા નેતાના પ્રમુખપણા નીચે જ્યારે બંગાળમા સભા ન ભરી શકાય તો તેનો અર્થ એમ એક જ કરીએ છીએ કે કાં તો સરકારના એ અન્યાયી હુકમની સામે થઇ સભા ભરવી યા તો તે ન થઇ શકે તો રાજ્યદ્વારી કામ નિર્માલ્ય બની કરવાનુ છોડી દેવુ. બંગાળ હજી પણ આ સભા માટે કંઇ કરશે એમ અમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

હમણા જ જાણવામાં આવ્યું છે કે સુરેન્દ્રનાથ બેનરજી અને બીજા કેટલાક આગેવાનો બંગાળના ગવર્નર સાહેબને મળ્યા હતા અને જવાબદારીની બુદ્ધિથી સભા ચલાવવાનું વચન આપવામાં આવે તો સભા ભરવા દેવામા આવશે એમ તેમને જણાવવામાં આવ્યુ છે.

# નવજીવન

અને

# સત્ય

સપ્ટેમ્બર ૧૯૧૭.




તંત્રી અને પ્રકાશક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ., એલએલ. બી.

ગીરગામ—મુંબાઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦; છુટી નકલ આના ૩.

# હોમ રૂલ લીગ.

તરફથી

## સ્વરાજ્ય સંબંધી સાહિત્ય.

**સ્વરાજ્ય લેખ માલા.**

ન. ૧ સ્વરાજ્ય શા માટે ?
ન. ૨ સ્થાનિક સ્વરાજ્ય
ન. ૩ પ્રાંતિક સ્વરાજ્ય
ન. ૪ રાષ્ટ્રીય સ્વરાજ્ય
ન. ૬ સંસ્થાનો અને સ્વરાજ્ય

વાર્ષિક લવાજમ આના ૧૨

**સ્વરાજ્ય પત્રિકા.**

ન. ૧ પાર્લામેન્ટમા હિંદ
ન. ૨ સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ?
ન. ૩ કેળવણી અને સ્વરાજ્ય
ન ૪ હિંદની ગરીબાઇ

સ્વરાજ્ય લેખ માલા છુટક નકલ બે પૈસા, ૫૦ પ્રતોની કીં. ૧-૦-૦
સ્વરાજ્ય પત્રિકા ,, ,, ૧ પૈસા, ૧૦૦ ,, ૧-૦-૦

મળવાનું ઠેકાણું:—ધી હોમ રૂલ લીગ,

૨૫૧, હૉર્નબી રોડ, ફોર્ટ મુંબાઇ.


# દવાના વેપારીઓને ખુશ ખબર.

ફકત દવાના વેપારી કે જે અમારો બનાવેલો માલ "કર્ણીક એગ્યુમીક્ચર" ગખતા હોય અગર કમમાં કમ અર્ધો ડઝન અગર વધુ-મંગાવી દુકાનમાં વેચવા રાખશે તેને-અમારા નવા વરસના

**કેલેન્ડરો-પીકચરો-બોર્ડ,**

બ્લૉટીંગ પેપર-વગેરે મફત આપવામાં આવશે.

મોટી બાટલીની કિં રૂ. ૧—૦-૦
નાની બાટલીની કિં રૂ. ૦-૧૦-૦

વધુ માટ લખો: —મેશર્સ કર્ણીક બ્રધર્સ.
ગિરગામ—મુંબઇ.

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૩ સપ્ટેમ્બર ૧૯૧૭. અંક ૩ જો.


## સત્યાગ્રહ.

ઇંગ્રેજી શબ્દ 'પૅસિવ રેઝિસ્ટન્સ' એ, જે શક્તિ વિષે હું લખવા ધારૂં છુ તેને સૂચવનારો શબ્દ નથી, પણ સત્યાગ્રહ શબ્દ બરાબર લાગુ પડે છે. સત્યાગ્રહ એ આત્માનુ બળ છે, અને તે હથિયાર જડ બળનુ વિરોધી છે. એ કેવળ ધાર્મિક સાધન છે એટલે ધાર્મિક વૃત્તિના માણસોથી જ તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ થઇ શકે. પ્રલ્હાદજી, મીરાંબાઇ વગેરે સત્યાગ્રહી હતાં. મોરોક્કોની લડાઇ વેળા ત્યાંના અરબોની ઉપર ફ્રેંચ તોપોનો મારો ચાલતો હતો અરબો પોતાની માન્યતા પ્રમાણે કેવળ ધર્મને સારૂ લડતા હતા તેઓ મરણીઆ થયા અને 'યા અલ્લાહ'નો પોકાર કરી તોપચી તરફ ધસ્યા આમા મરવાને અવકાશ જ ન હતો. આ અરબોની ઉપર તોપ ચલાવવાની ફ્રેંચ તોપચીઓએ ના પાડી ને તેઓ પોતાની ટોપીઓ હવામાં ઉરાડીને હર્ષના પોકાર કરતા આ વીર અરબોની સાથે ભેટયા. આ સત્યાગ્રહનો અને તેના જયનો દાખલો છે. અરબો જ્ઞાનપૂર્વક સત્યાગ્રહી ન હતા: તેઓ પોતાના આવેશમાં મરણની ભેટ કરવા તૈયાર થયા પણ તેઓમાં પ્રેમભાવ નહતો. સત્યાગ્રહી દ્વેષ નથી કરતો, તે રોષમાં મરણને વશ નથી થતો, પણ પોતાની દુઃખ સહન કરવાની શક્તિથી 'શત્રુ' કે ઝુલમગારને તાબે નથી થતો. એટલે સત્યાગ્રહીમાં વીરતા, ક્ષમા, અને દયા હોવાં જોઇએ. ઇમામ હુસેન અને તેમના સાથીઓને અન્યાય જણાયો તેને વશ થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ઇનકાર કર્યો. તે વેળા તેઓ જાણતા હતા કે તેમને ભાગે મરણ જ છે. પણ જો તેઓ અન્યાયને વશ થાય તો તેમના પુરૂષર્થને ઝાંખપ લાગે, તેઓ ધર્મહીન થાય, ઇમામ હુસેને પોતાને સારૂ પોતાના છોકરા તથા ભત્રીજા સારૂ મરણની ભેટ અને તરસ સ્વીકાર્યાં પણ તેઓ અન્યાયી શાસનને શરણ ન થયા. મારી

ફક્ત ઝાંખા જ પ્રાપ્ત થાય છે, તો પણ એટલું તો જણાઇ જ આવે છે કે, તે સમયે પણ સઘળી સત્તા એક પછી એક રાજવંશોના હાથમાં રહેતી હતી; અને લોકસંઘ તો રાતદિવસ મહેનત મજૂરી કર્યાં કરતો હતો, અને તેમના જીવન અને વિચારની સઘળી વિગતો ઉપર રાજસત્તાનો અમલ ચાલતો હતો; આ અમલમાં લોકમત બીલકૂલ સાંભળવામાં આવતો હતો નહિં. સૈનિકો તથા ધર્મગુરૂઓના સંઘ તરફથી રાજાઓ તથા રાજવંશોને ઘણીવાર ટેકો મળતો, અંકુશ મૂકાતો, કે ઉથલાવી પણ નાખવામાં આવતા હતાં. કોઇ વાર મધ્ય એશિયા અને મધ્ય આફ્રિકામાં વસતા જંગલી લોકોનાં ટોળાં આ રાજ્યો ઉપર ધસી આવતાં, તથા થોડાક કાળ માટે તેમને હચમચાવી નાખતી કેટલીએક વાર સૈનિકોની ઉશ્કેરણીથી, અથવા તો તેમના આધારથી, રાજા વિજયો માટે સંગ્રામો કરતો, ઘણી જાતિઓને જીતતોજ, ઘણા શહેરોનો વિનાશ કરતો, તથા પોતાની તથા રાજકારભારીઓની તીજોરીઓ, લૂંટ તથા ગુલામોથી, તર કરતો હતો. કાયદાના તેમજ ધર્મક્રિયાઓના નિયમો પણ સામાન્ય ઉપયોગને માટે દળદાખલાર્યા કરવામા આવતા હતા અને તખ્તિઓ પર તે કોતરાતા હતા પરંતુ એકદર પ્રજાવર્ગનો તો ધર્મક્રિયા કે કાયદામા કાંઇ પણ ભાગ હતો નહિ. તેમને તો ફક્ત તે માન્ય કરી, તાબે થવાનું જ હતું. તેમ જ ચઢાઇ કરવામા કે હુમલા સામે બચાવ કરવાની બાબતમા પણ લઢવા કે ખમવા સિવાય બીજી કોઇ બાબતમાં તેમને ભાગ લેવાનો નહોતો

હેરોડોટસ નામનો ઇતિહાસકાર, પીરામીડ અને ઇજીપ્તના બીજાં સ્મરણ ચિહ્નો બાબત લખતાં જણાવે છે કે, તે બંધાતાં હતાં તે વખતે લોકો ગરીબ અને કંગાળ થઇ જતા હતા. ઍરિસ્ટૉટલ જણાવે છે કે આ પ્રકારના બાંધકામો, જૂલમી રાજાઓ, પોતાની પ્રજામાથી સામે થવાની શક્તિ હરી લેવા માટે, તથા તેમનો જુસ્સો નરમ પાડવા માટે શરૂ કરતા હતા પરંતુ ઇજીપ્ત, બૅબીલોન, અને નીનેવેહના રાજ્યકર્તાઓના મગજમા આવો ખ્યાલ હોય તેમ, તથા પોતાની પ્રજાને નરમ બનાવવા માટે જ આવી મોટી પોતાની બંધાવવાનો વિચાર હોય તેમ પણ ધારી લેવાનું કારણ નથી ગુલામો તો ફરિયાદ કરી શકે જ નહિ; અને ઘણુંખરૂં તો પ્રજાજનોએ પણ રાજાઓ તથા ધર્મગુરૂની એકહથ્થુ સત્તા સ્હામે વાંધો દર્શાવ્યો હશે નહિ જ. મનુષ્યજાતિ પોતાની અધિનતાને કેવી અનુકૂળ થઇ જાય છે, તે ઇતિહાસની એક અજાયબી છે બહારની સત્તા, જેનો આધાર રિવાજ, કાયદા ધર્મ કે ફક્ત બળ ઉપર પણ હોય છે, તેની સ્હામી શંકા પણ ભાગ્યે જ ઉઠાવવામાં આવે છે. કારણ કે ઘણુંખરૂં લોકો ફેરફાર કે શિક્ષાથી બ્હીએ છે, અથવા તો પોતાનું પેટીયું મેળવવામાં જ રોકાઇ ગયા હોય છે, કે એશઆરામથી બેદરકાર થઇ ગયેલા હોય છે. એશિયા અને ઇજીપ્તના પુરાણાં મહારાજ્યોની પ્રજાને, જે રાજરૂઢી ચાલતી હતી તે શિવાયના બીજા કોઇ પણ રાજપ્રકાર વિષે અથવા તો સ્વાતંત્ર્ય વિષે વિચાર પણ આવ્યો હોય તેમ લાગતું નથી. આપણને આ ઘણું અજાયબી ભર્યું લાગે છે, પરંતુ આપણે યાદ રાખવું જોઇએ કે આ પછીના કાળોમાં પણ ચીન, અને હિંદુસ્થાનનાં મહારાજ્યો પણ એક પછી બીજા અસંખ્ય રાજવંશોને અનુકૂળ થઇ

ગયાં હતાં; આમાંના ઘણા વંશો તો પરદેશી પણ હતા. છેક આજ સુધી પણ તે આ પ્રમાણે અનુકૂળ રહ્યા છે જો કે હિંદનો હાલનો રાજવંશ તો પરદેશી છે એટલુંજ નહિ પણ દુનિયાના એક દૂરના દેશમાં વસે છે. આ પ્રમાણે બહારની સત્તા સ્હામે પ્રશ્ન ઉઠાવ્યા વિના તે સ્વીકારી લેવાની વલણ પૂર્વ તરફ વધારે સામાન્ય છે. કાંઇક અંશે આનું કારણ ત્યાંના લોકો પારલૌકિક પ્રશ્નો તરફ ધ્યાન આપી, પરિણામે આ ક્ષણભંગુર દુનિયાના પ્રશ્નો અવગણે છે, તે છે, તથા કેટલેક અંશે ત્યાંના લોકો પુરતો ખોરાક ઘણી ઓછી મહેનતે મેળવી શકે છે, તે છે આ કારણોથી રાજકીય છુટાપણાનો ઇતિહાસ યૂરોપની પ્રજાઓ તથા તેમનામાથી જ ઉતરી આવેલી પ્રજાઓમાં જ સમાઇ જાય છે છતાયે યૂરોપના રાજકાજના દાખલાઓને લીધે, પૂર્વના પ્રદેશોને પણ આ છુટાપણાના ઇતિહાસમાં દાખલ કરવા પડે તેવો સમય થોડાક જ વર્ષોમા આવશે, એવા ચિહ્ન નજરે પડે છે.

પુરાણા સમયમાં પણ પૂર્વમાં કોઇ કોઇ વાર સત્તા સ્હામે માથું ઉંચકવામા આવતું હતું બ્રાહ્મણ ધર્મની અંદર બુદ્ધે જે સુધારા કરાવ્યા હતા, તે મન અને વિચારના સ્વાતન્ત્ર્યની હિલચાલનુ દૃષ્ટાંત પુરૂં પાડે છે, અને જો કે તેની અસર રાજકીય જીવન ઉપર ઘણી થઇ હતી નહિ, તોપણ જ્ઞાતિ સંસ્થાઓને તોડીને તેણે દેશમાં સમાનતાની વૃદ્ધિ કરી. જ્યૂ લોકો પણ તેમની આસપાસના માનસિક અને રાષ્ટ્રીય વાતાવરણના અપવાદરૂપે હતા. તેમના ઉત્તમ કાવ્યો અને ભજનો, બુદ્ધિના ભજનો જેવાંજ વ્યક્તિગત અને હૃદયમાના છે. ડેવિડ અને ત્યાર પછીના તેમના ઉત્તમ યૂગના દૃષ્ટાઓ અને કવિઓ, ઘણીયે વાર, તેમની સામયિક ધાર્મિકતા કે રાષ્ટ્રીયત્વ ઉપર આધાર નહિ રાખતા, મનુષ્ય સ્વભાવની આંતર જાગ્રતિ દાખવનારા સરળ સત્યો સ્થાપિત કરતા હતાં. રાજકીય વિષયમાં બીજા લોકોની દેખાદેખીથી જો કે જ્યૂ લોકોએ રાજા માટે માંગણી કરી હતી ખરી. તો પણ ઇજીપ્ત અને બાબીલોનના મહારાજ્યોની સ્હામે થઇને તેમણે પોતાનું સ્વાતંત્ર્ય સાચવ્યું હતું; અને તે લઇ લેવામા આવ્યું હતુ, ત્યારે પાછુ પણ મેળવ્યું હતું અને જો કે તેમના ધર્મમા આખી પૃથ્વીને એક જ પ્રભુની કૃતિ લેખવામાં આવી છે, તથા મનુષ્ય જાતને એક જ પ્રભુના તેઓ સંતાન ગણી ભ્રાતા તરિકે સંબોધવામાં આવ્યાં છે, તો પણ એક રક્તપૂર્ણ વિગ્રહ પછી જમીનનો ટુકડો મેળવ્યા બાદ, તેઓએ પોતાને માટે મહારાજ્ય સ્થાપવાનો કે પોતાનો ધર્મ સર્વત્ર પ્રસરાવવાનો પણ પ્રયત્ન કર્યો નથી.

ગ્રીસની અંદર ચોકકસ ઇતિહાસનો પ્રારંભ થયો, ત્યાર પછી, દરેક પ્રકારનુ સ્વાતંત્ર્ય જલદી વિકાસ પામવા લાગ્યું રાજકાજના પ્રકારોના ઘણા શબ્દો અંગ્રેજીમાં ગ્રીક ભાષામાંથી જ આવ્યા છે આનું કારણ ગ્રીસ દેશનો ઇતિહાસ તથા ગ્રીક ભાષામા લખાયલા રાજકીય લખાણો, ખાસ કરીને પ્લેટો અને ઍરિસ્ટૉટલનાં રાજકીય પુસ્તકો છે રાજસત્તાના દરેક પ્રકાર ગ્રીસના ઇતિહાસમાંથી આપણને મળી આવે છે. હોમરે વર્ણવેલી પેટ્રીઆર્કલ જાતની રાજનીતિ, જેમા રાજાઓ "લોકોના ભર-

વાદ” હતા, અને કાંઇક અંશે અનુભવી પુરૂષોની, તથા સામાન્ય લોકમતની, તેમના ઉપર અસર થતી હતી, તે આદિ કાળના દરેક ગ્રીક સંસ્થાન કે “શહેર”માં અસ્તિત્વમાં હતી. આપણે જુદા જુદા ગ્રીક સંસ્થાનોને “શહેર” કહી શકીએ તેમ છે. કારણ કે તે સમયે સગપણ ધરાવતી થોડીક ટોળીઓ એક કીલ્લાવાળા ગામની આસપાસ વસતી હતી. આ તેમનું સંસ્થાન કે થાણું ગણાતું હતું; અને પૂર્વ તરફના બીજા લોકો કરતાં આ તેમની ખાસ વિશેષતા હતી. સ્વતંત્ર શહેરોની સ્થાપનાને તે દેશની ભૌગોલિક સ્થિતિથી ઘણું ઉત્તેજન મળ્યું હતું મૂળે પ્રદેશ નાનો, અને તેમાંયે અખાત દરિયો, અને પર્વતની હારોથી અસંખ્ય વિભાગ પડી જવાથી, કીલ્લા બાંધવા માટે તથા ખેતી કરવા માટે છુટક છુટકજ મેદાનો મળી આવતા હતા પર્વત કે સમુદ્રથી બીજા ભાગોથી છુટા પડવાને લીધે ઘણુંખરૂ સ્વાતંત્ર્યનો વિકાસ થાય છે, અને રશિયા જેવા વિશાળ જમીનના મેદાનોથી જૂલમ તથા એકહથ્થુ રાજનીતિને ઉત્તેજન મળે છે.

ઇતિહાસની ખરેખરી શરૂઆત થઇ ત્યારે તો હોમરે-વર્ણવેલાં રાજ્યો ગ્રીસમાંથી પોતાની પાછળ થોડી અસર મૂકીને જતા રહ્યા હતાં. ગ્રીસના શહેરોની અંદર તો ધનિક વર્ગનું રાજ્ય સ્થપાયું હતું; જો કે ઘણી વાર જૂલમી વર્ગો લશ્કરી બળથી કે લોકજૂલમથી તેમનું રાજ્ય બથાવી પડતા હતા. કોઇક વાર આ જૂલમી વર્ગથી સ્વાતન્ત્ર્યને વિકાસ મળતો, કારણ કે તેમના જૂલમથી બહુ સત્તામાં આવી ગયેલા ધનિક વર્ગનો દોર ત્રુટતો અને ઘણા ધનિક કુટુંબોનો નાશ પણ થઇ જતો હતો. સ્પાર્ટાના રાજ્યબંધારણની વાત તો માન્યતામાં પણ ઉતરે નહિ તેવી છે ત્યાં આગળ મનુષ્યના નિત્ય જીવનની નાની વિગતોના પણ ઇતિહાસમાં બીજે કોઇ પણ ઠેકાણે બની શકયા નથી તેવા, નિયમો બાંધ્યા હતા અને જો કે રાજા અને રાજસભાના બંધારણ જૂના સમય માફક જ રાખવામાં આવ્યાં હતાં તો પણ ખરી સત્તા પાંચ મનુષ્યોના એક કારોબારી મંડળના હાથમાં હતી અને આ પાંચે જણા દર વર્ષે શહેરના લોકો તરફથી પસંદ કરવામાં આવતા હતા. પ્રતિનિધિત્વવાળી રાજ સત્તાનો સૌથી પ્રથમ નમૂનો અહિં મળે છે. ઍથેન્સની અંદર પણ આવી ચુંટણી થતી હતી, પરંતુ તે ચુંટાયલા ગૃહસ્થો ઉપર બીજી એક સભાની સત્તા ચાલતી હોવાથી તેઓ સ્વતંત્ર નહોતા.

જૂદી જૂદી જાતની સત્તાઓના વિનાશમાંથી, ઍથેન્સમાં પણ પ્રજાસત્તા ઉગી નિકળી. સ્પાર્ટાની માફક ત્યાં પણ જૂના બંધારણ-ખોખાં-ચાલુ રાખવામાં આવ્યા હતાં; પરંતુ રાજની ખરી સત્તા તો “લોકસભા” પાસેજ હતી આ લોકસભામાં માતા અને પિતા, બન્ને પક્ષથી જેની નાડીયોમાં શુદ્ધ એથેન્સના વતનીનું રક્ત વહેતું હોય તેનાથી બેસી શકાતું હતું. ત્યાં કાંઇ પ્રતિનિધિત્વ નહોતું. ગમે તે માણસ લોકસભામાં ભાષણ કરી શકતો હતો, અને સભાનો અભિપ્રાય દરેક જણે સીધી રીતે આપેલા મતથી જ દર્શાવાનો હતો. આ સંબંધમાં આપણા હાલના રાજકીય બંધારણ કરતાં પણ ઍથેન્સની લોકસત્તાને વિશેષ લાભ હતો. આપણા લોકોને પ્રતિનિધિ મારફતે મત આપવાના છે, અને લગભગ અડધી પ્રજાના પ્રતિનિધિઓ તો ચુંટણીમાં નિષ્ફળ નિવડે છે.

એટલે બીજા પક્ષના પ્રતિનિધિઓ તેમનું કાર્ય કરે છે. જાહેર બાબતો, ખાસ કરીને પરદેશ સાથેના સંબંધની બાબતો ઉપર ઍથેન્સની પ્રજાનો જબરો અને જીવન્ત અધિકાર ચાલતો હતો. પરંતુ તે સાથે ઍથેન્સની રાજસભા ઘણીવાર અતિશય લાગણીના જુસ્સાને ભોગ થઈ પડતી હતી. આ સાથે એમ પણ યાદ રાખવાનું છે કે ઍથેન્સની રાજનીતિને પ્રજાસત્તાક કહેવી તે એક રૂઢીયુક્ત ભાષાપ્રયોગ જ કહી શકાય. સઘળી લગભગ અત્યાર સુધીની "પ્રજાસત્તા" ઓની માફક ત્યાંની સભામાં બેસવાનો અધિકાર સ્ત્રીઓને ન હોતો એટલું જ નહિ પણ, મત આપનારાઓની સંખ્યા, ખરેખરી સમસ્ત વસ્તિના પ્રમાણમાં તો ઘણી જ ઓછી હતી. ત્યાં ગુલામો અને મિત્રપ્રજાની સંખ્યા શુદ્ધ ઍથીનિયન કરતાં ચાર પાંચ ઘણી વધારે હતી અને જો કે ગુલામો તરફ માયાળુ વર્તન ચલાવવામાં આવતું હતું, તથા સાધારણ રીતે તેમને ઘણાખરા હક્ક હતા, તો પણ રાજકીય હક્ક તો તેમને નહોતા જ મળ્યા. રાજનીતિના પ્રકારનો વિચાર કરતી વખતે તો ઍથેન્સની પ્રજાસત્તાને દક્ષિણ આફ્રિકાના હાલના એકાદ સંસ્થાનના બંધારણ સાથે સરખાવી શકાય. આ સંસ્થાનોમાં પણ 'મૂળવતનીઓ' તથા સ્ત્રીઓને રાજકીય હક્ક આપવામાં આવતા નથી, અને તેમની અનુમતિ વિના જ તેમના ઉપર રાજ્ય ચલાવવામાં આવે છે, જો કે બહાર તો એમ જ કહેવામાં આવે છે કે આ બધું તેમનાં જ શ્રેય માટે છે. છતાંયે, સઘળી બાબતોનો વિચાર કર્યા પછી પણ, ઍથેન્સની પ્રજાસત્તાક નીતિએ સ્વાતંત્ર્યના વિકાસમાં, ઐતિહાસિક દૃષ્ટિએ મોટું-પ્રથમ જ મોટું-પગલું ભર્યું, અને યૂરોપમાં તેની અસર માપી ન શકાય તેટલી થઇ છે.

પર્શ્યન મહારાજ્યના વધારા સામે પ્રજાકીય વિરોધ દર્શાવી મેળવેલી કીર્તિથી તેમજ પર્શ્યન લોકોએ આગથી શહેરને તારાજ કરી નાંખવાથી ઍથેન્સમાં સ્વાતંત્ર્યના પક્ષને સુભાગ્યે સારી મદદ મળી. જે જૂની દંતકથાઓ વંશપરંપરાગત વિચારો, તથા બીજો જૂનો કચરો, જુના પ્રદેશોમાં સ્વાતંત્ર્યના વિકાસમાં વિરોધ કરે છે તે આ આગથી દૂર થઇ ગયા, પરંતુ જો કે ઍથેન્સ અને બીજા શહેરોએ પરરાજ્યના હુમલાને હાંકી કાઢી, બહાદુરી બતાવી મોટી નામના મેળવી, તો પણ તેઓ પોતે પોતાનું મહારાજ્ય સ્થાપવાનો લોભ દબાવી શકયા નહિ. ઍથેન્સે આસપાસનાં શહેરો અને ટાપુઓ પોતાને કબજે કર્યાં, તથા સુનાની ખાણો, અને જમીનના લોભથી, પોતાના એક મોટા રાજદ્વારી પુરૂષ પૅરીકલીસની સલાહ અવગણીને પણ, સીસીલી ઉપર ચઢાઇ કરી. આ સીસીલીની ચઢાઇના સમયથી ઍથેન્સની રાજકીય પડતી તથા તેની સ્વતંત્રતાના નાશનો પ્રારંભ થયો; અને બે ત્રણ જમાનામાં તો તે એક રાજધાનીના શહેરને બદલે ફક્ત નાનું વિદ્યાપીઠનું સ્થાન બની ગયું અને તેની ગત પ્રભુતાના સ્મરણો જ અવશેષમાં રહ્યા. સ્પાર્ટા, થીબ્સ, અને મૅસીડૉને મહારાજ્યનો લોભ વારા ફરતી કર્યો. અને સીકંદરની સ્વારીના સમયથી ગ્રીસના શહેરો-સ્થાનો-નો સંપૂર્ણ નાશ થયો ગણી શકાય. અલેકઝાંડરના મહારાજ્યમાં ગ્રીસની અસરો ઘણી હતી, તો પણ તેણે સ્વાતંત્ર્યના વિનાસને કોઈ પણ જાતની મદદ કરી નહિ, પરંતુ ઉલટી આચરણ

ઠરી ઍલેકઝાંડર ફક્ત બત્રીસ વર્ષની ઉમરે મરી ગયો હતો તો પણ ત્યાર સુધીમાં સાર્વભૌમ સત્તાનો આદર્શ તેણે ઉદ્ભવ કર્યો હતો આ આદર્શને રોમ અને ત્યાર પછીની સત્તાઓએ અનુસર્યો હતો. આ રીતે અલેકઝાંડર વ્યક્તિના તેમ જ પ્રજાકીય સ્વાતંત્ર્યનો મોટામાં મોટો શત્રુ થવાને સર્જાયલો હતો. તેના મરણ બાદ આખું રાજ્ય લશ્કરી લોકોને કબજે પડયું, અને તેમાથી સ્વરાજ્યનો તો ખ્યાલ સુદ્ધાંત ભુસાઇ ગયો. જે ગ્રીક ગ઼સ્થાનોમા કાંઇક સ્વાતંત્ર્ય રહ્યુ હતુ તે જૂલ્મી થઇ જઇ અધોગતિ પામ્યા જે ગ્રીકના હાથોએ પ્રથમ સ્વાતંત્ર્ય મેળવ્યું હતું, તેજ ગ્રીકો સાહિત્યપ્રિય સજ્જન, અનુકરણ કરનારા કલાકાર, અને મોજી મનુષ્યો બની ગયા ઐકય કરવા માટેના થોડા ઘણા પ્રયત્નો પડી ભાગ્યા, અને અલેકઝાંડરના મૃત્યુ પછી સો વર્ષે તેનું મહારાજ્ય, રોમની સ્વારી આગળ શક્તિહીણ થઇને પડયું.

રોમે સ્વાતંત્ર્યના વિકાસમા જે હિસ્સો આપ્યો છે, તેનું પૃથક્કરણ કરવું સહેલ નથી ગજકીય, રાષ્ટ્રીય કે માનસિક સ્વાતંત્ર્ય કરતાં ધાર્મિક અને સામાજિક સ્વાતંત્ર્યનો વધારે વિકાસ તે સમયમાં થયો રોમના કાયદાની વિશાળ રૂઢી, જે હજી પણ પૃથ્વીના ઘણા ભાગોમા પ્રવર્તે છે, અને જેની અસર દરેક સુધરેલા દેશના કાયદાઓ ઉપર થઇ છે, તેના સખ્ત અને ચોક્કસ નિયમોથી કોઇ પણ જાતિ કે વ્યકિત તરફ વલણ બતાવ્યા વિના, સામાજિક સમાનતના હક્કોનો વિકાસ થયો અને કોઇ કોઇ વાર બ્હારની સત્તાની માફક કાયદાની સ્હામે પણ બંડ ઉઠાવવું આવશ્યક થઇ પડે છે, તો પણ રોમના કાયદાએ તો, મનુષ્યે બીજાઓ તરફ કેવુ વર્તન ન રાખવુ જોઇયે તેમ જ તેની તરફ બીજા કોઇયે—પછી તે ગમે તે વર્ગનો કે હોદ્દાનો માણસ હોય તેણે—પણ કેવુ વર્તન ન કરવું જોઇયે તે દર્શાવીને તથા સમાનતાની લાગણી પ્રસરાવીને સ્વાતંત્ર્યનો ઘણો જ વિકાસ કર્યો ધાર્મિક બાબતોમા પણ રોમે અસાધારણ સહિષ્ણુતા ધારણ કરી, તથા નાસ્તિકો પોતાના રાષ્ટ્રીય દેવતાઓની પૂજા કરે છે કે નહિ, તે તરફ અભિમાનવાળી બેદરકારી ધારણ કરી પોતાના દેવોના જેવા જ ગુણ આરોપણ થયા હોય તેવા પરદેશી દેવોને તેણે તત્પરતાથી પોતાના દેવો સાથે ભેળવી દીધા અને પાછળથી તો તેણે અધમ ગ્રીક પુતળાને પોતાની પૂજામાં નામેલ કીધા. એટલુ જ નહિ, પણ પોતાની જૂની, સાદી, પણ શુષ્ક ધર્મક્રિયાઓની ભયભરી સુધારણા અર્થે, પૂર્વ તરફની ભેદી ધર્મક્રિયાઓ પણ આમે જ કરી દીધી. એક સાર્વભૌમ સત્તા તરિકે તે, મધ્ય સત્તાને નડતર રૂપ રાષ્ટ્રીય ધર્મ કે ધર્મગુરૂના શાસનની વિરૂદ્ધ પડયુ પરંતુ જે ધર્મને તેણે ક્રુરપણે કનડયો તે (શરૂઆતનો ક્રિશ્ચિયન ધર્મ) તો એવો હતો કે જેના નિયમો નીચે—જો બરાબર અમલમા મૂકવામા આવે તો બીશપ ઍંગીના કહેવા પ્રમાણે હાલનું એક પણ રાજ્ય રહી શકે નહિ. છતાં પણ જ્યારે રોમની દુનિયામાં તે સ્થળે સ્થળે પ્રસરવા લાગ્યો, ત્યારે તેના સ્થાપકના મૃત્યુના ફક્ત ત્રીજા જ સૈકામાં, ખ્રીસ્તી ધર્મને તેના સઘળા વિનાશકારક નિયમો સહિત, રોમના મહારાજ્યના ધર્મ તરિકે કબૂલ કરવામાં આવ્યો હતો.

ગજકીય સ્વાતંત્ર્યના વિષયમાં પણ રોમના ઇતિહાસે કેટલીએક ઉપયોગી, અને ઘણી ચેતવણી આપનારી બાબતો પૂરી પાડી છે. જો કે તદન જ જુદી જાતના સંજો-

ગોથી પ્રેરિત હતો તો પણ રોમનો રાજકીય ઇતિહાસ બ્હારથી તો, ગ્રીસના શહેર—સંસ્થાનો, ખાસ કરીને ઍથેન્સની માફક જ નહોતો દેખાય છે. રોમે પણ શરૂઆત તો, જુદા જુદા ગામની ટોળીઓને, રાજાઓ, અનુભવીઓ અને સભાઓની સત્તા નીચે એકઠી આણીને કરી. તેણે પણ ફક્ત ધાર્મિક ક્રિયાઓ માટે રાજાનો ઇલકાબ રાખીને ખરેખરા રાજાપણાનો વિનાશ કર્યો, ત્યારબાદ ઉત્તમ કુળના ઉમરાવો અને સામાન્ય પ્રજાવર્ગ, જે પ્રથમ તેમના તાબામાં હતો, તેમની વચ્ચે જમાનાઓ સુધી તકરારો ચાલ્યા કરી. ધીમે ધીમે સામાન્ય લોકોએ, લઢાઇથી તેમ જ શાંત અવરોધથી, હડતાળો પાડીને શહેર તજીને ચાલી જઇને પણ, પોતાનો રસ્તો કર્યો. તેમના હક્કોનુ રક્ષણ કરવા માટે ખાસ પ્રતિનિધિઓ અથવા ટ્રાઇબ્યુન્સ નિમવામાં આવ્યા; આમને કોઇ પણ બાબતનો નકાર કરવાની છેલ્લી સત્તા હતી, તથા તેઓ અરજ સાંભળવા માટે રાત દિવસ દ્વાર ખુલ્લાં રાખતા હતા પર્શ્યનોની સ્વારી પછી ગ્રીકમાં બન્યું હતું તેમ કેલ્ટ લોકોની સ્વારી પછી રોમમાં પણ બન્યું રોમના જૂના વંશપરંપરાગત ખ્યાલો તેથી નાશ પામ્યા, અને ચુંટી કઢાયેલા ખાસ અમલદાર અથવા કોન્સલોમાંનો એક પ્લીબીયન-સામાન્ય પ્રજા વર્ગમાંનો હોવો જ જોઇયે, એવો અગત્યનો હક્ક પ્રાપ્ત થાય કોન્સ્યુલેટ ચુંટાયલો અધિકારી વર્ગ રાજસભામાં દાખલ થયો અને ફક્ત જન્મને લીધે જ મળતા ચગળા હક્કો અદૃશ્ય થવા માંડયા ઍથેન્સની માફક રોમના શહેરીઓની સભા શાસનનું મૂળ અને અધિકારના પાયા રૂપ બની ગઇ

પ્રજા સત્તા તરફના આ વલણને, ગુલામ અને સ્ત્રી વર્ગ જેવા પ્રજાના મોટા ભાગને રાજકીય હક્કથી વિમુખ રાખવાને લીધે, અંતરાય આવતો હતો, એટલુ જ નહિ પણ બીજી બે અડચણો પણ તેના વિકાસમાં આડે આવી હતી. પ્રથમ તો જે પ્લીબીયન સામાન્ય લોક વર્ગના માણસને રાજસભામાં બેસવાનો અધિકાર પ્રાપ્ત થતો હતો તે કાંઇ પોતાના વર્ગના લોકો તરફ વધારે પ્રમાણમાં પ્રેમ ધરાવતો નહિ પૈસાદાર, સામાન્ય વર્ગના લોકોનો અને ઉમરાવ કુટુંબોનો એક નવો જ વર્ગ ઉભો થયો અને પોતાને "ઉત્તમ વર્ગ" કહેવા લાગ્યો. વિલાયતના જુના વ્હીગ ઉમરાવો સાથે આ વર્ગની સરખામણી કરી શકાય. રાજના પૈસા સંબધી કારોબારમાં આ લોકોની લાગવગ વધી તેનો ઉપયોગ, તેમણે પોતાના જ લાભ માટે કર્યો; તેમ ગુલામ મજુરો રાખીને ઘણી જમીનો પણ પોતાના જ વપરાશમા તેમણે લીધી, આ રીતે જુના જન્મથી ઉમરાવ લોકોના વર્ગ કરતા, આ નવા વર્ગનો ત્રાસ વધી ગયો અને પૈસો તથા કુલાભિમાનના દુઃખમય સયોગથી ઉભી થયેલી આ સત્તાની સામે જ બંડ ઉઠવાથી આંતર વિગ્રહ શરૂ થયા, અને તેને પરિણામે પ્રજાસત્તાક શાસનનો અંત આવ્યો. કારણ કે ઉત્તમ કુળના મનુષ્યોની ટોળી કરતા તો, એકહથ્થુ જુલ્મી રાજા પણ વધુ સહન કરી શકાય છે.

રોમના શહેરીઓની અનિયમિત તેમ જ અતિ વિશાળ રાજસભા, પોતાના ભિન્ન રૂચીવાળા મહારાજ્યને અંકુશમાં રાખી તેનો બચાવ કરવા સમર્થ નહોતી, ને ત્યાંની પ્રજાસત્તાની પડતીનું બીજું અને વધારે સ્પષ્ટ કારણ હતું. ઇટાલીની અંદર લૅટીન, એટ્રુસ્કન અને ગ્રીક લોકોનું ઉપરીપણું લઇને, પોતાના નીચ પ્રતિસ્પર્ધિ કાર્થે-

જને કબજે કરીને, રોમે ધીમે ધીમે સીકંદરના મહારાજ્યના મોટા ભાગને તાબે લેવા માંડયો. અને ઇ સ. પૂર્વે ૧૫૦ માં તો ભૂમધ્ય સમૂદ્રના પૂર્વ અને પશ્ચિમ સર્વ ભાગનું ઉપરીપણુ તેણે લીધું અધિકારીઓ અને ગવર્નરો નીમીને, લશ્કરી અને વ્હેપારી થાણાં સ્થાપીને, સ્થાનિક સ્વરાજ્ય આપીને, તથા કેટલાએક પ્રાતો અને દૂરના શહેરોને શહેરીપણાના સઘળા હક્ક બક્ષીને પણ તેણે પોતાની સત્તા સ્થાપવાનો તથા રાજ્ય વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ ગ્રીક કેળવણી પામેલા ઇટલીના શહેરોમાંના, તેમ જ એશિયામાઇનર અને ઇજીપ્ત જેવા સામ્રાજ્યના મોટા વિભાગોના, લોકમતની સમજ રોમના મત આપનારાઓને પડતી નહોતી, તેમજ તે પ્રાતોના રહીશો પણ રોમના લોકસંઘને તાબે રહેવાની વૃત્તિ ધરાવતા ન હોતા અને જેમ જેમ મતનો અધિકાર વધારે વિશાળ થયો, તેમ તેમ રોમના લોકથી ચાલતી રાજ્યવ્યવસ્થા વધારે અસંતોષકારક થતી ગઇ; કારણ કે કોઈ પણ જાતનૂ ઐક્ય કે પ્રતિનિધિત્વ તેઓ સાધી શકયા નહિ. દૈવિ-સત્તાથી નિર્માણ થયું હોય તેમ માનીને બધી પ્રજાઓ ઉપર અધિકાર ચલાવવા નિકળેલા રોમને પોતાને જ, લશ્કરની મદદવાળા એક રાજકર્ત્તાનો અધિકાર કબૂલ કરવો પડશે, એમ માલૂમ પડ્યું

મેરીયસ, સીના, સલ્લા, અને પૉમ્પી તો અનિવાર્ય એકહથ્થુ રાજાવાળાં રાજબંધારણ તરફ જવાના ફક્ત પગથિયા માત્રજ હતાં સીઝર આવ્યો ત્યારે સઘળો અંત આવ્યો. અને જૂનાં ઘસાઇ ગયલા રાજ બધારણના હિમાયતીઓએ તેનું ખૂન કર્યા પછી તો, પોતાની સર્વ સત્તા એકઠી કરીને, સઘળી તે વખતે જાણીતી થયેલી દુનિયાનો, ઓગસ્ટસ સામ્રાટ થઇ ગયો તેણે જુની વ્યવસ્થાનો બહારનો દેખાવ ચાલુ રાખ્યો,. પૈસાની લાયકાતવાળી રાજસભા રહી. કૉન્સલોએ તારિખ નકકી કરી, અને લોકસભા અધિકારીઓની ચુંટણી કરવા નહિ, પણ રાજાએ નિમેલા અધિકારીઓને આનંદગર્જના સહિત સ્વીકારી લેવા મળી ઓગસ્ટસે પોતે પ્રીન્સેપ એવો અસ્પષ્ટ ઇલકાબ જ ધારણ કર્યો, પરંતુ સઘળા સત્તાવાન અમલદાર પદ તેણે પોતે જ હાથ ધર્યા. અને કાઇ અતર પ્રેરણાથી જ રોમના લોકોએ અને પછીના ઇતિહાસકારોએ આ પછીના સઘળા રાજાઓને 'સૈન્યાધિકારી'નો ઇલકાબ આપ્યો. આ ઇલકાબ તેમની સત્તાનું મૂળ સૂચવતો હતો રાજાઓને જો કે દેવી ગણવામાં આવતા હતા તો પણ તેમના મૃત્યુ પછી જ તેમની પૂજા કરવામાં આવતી હતી. શરૂઆતના 'સીઝરો'-રાજાઓના સમયમાં પણ રાજપદ બરોબર વંશપરંપરાનું હતું નહિ, પરંતુ નીરોની સાથે સીઝરોના લોહીના વારસોનો અત આવ્યા પછી તો, રાજાની પસંદગી અને ચુંટણી સર્વથા સૈન્યોના હાથમા જ આવી.

ટ્રેજન, હેડ્રીયન, અને ઍન્ટોનાઇન મહારાજાઓના સમયમાં સામ્રાજ્યની અંદર મનુષ્યજીવન સુખી અને સર્વોત્તમ હતું તેમ કહેવુ તે મોટામાં મોટા ઇતિહાસકારોને પણ સામાન્ય થઇ ગયું છે અલબત્ત ભયવિહિન અને સામાન્ય રીતે શાન્તિભર્યું જીવન તે સમયે હતુ, પરંતુ સર્વોત્તમ સુખ, શાંતિ, અને ભયવિહિનતામાં સમાયલુ નથી.

"સંપૂર્ણ રીતે અવકાસ પામેલાં જીવનમાં ઉત્તમતા માટે વધુ અને વધુ પ્રયત્ન" કરવામા તે સમાયલું છે ભૂમધ્ય સમુદ્રના કીનારાઓ તે વખતે સંસ્કૃતિ કાળની શાંતિ ભોગવતાં, ધાધળ વિનાના અને આરામભર્યાં દેખાતા હશે ખરા, પરંતુ આપણુને તો તેમાં કાંઇ પણ હિલચાલની, તલસ્પર્શી પ્રયત્નની, આત્મપ્રેરિત વિકાસની, એક જ શબ્દમાં કહીએ તો સ્વાતંત્ર્યની ખામી લાગે છે. હેડ્રીયનના કે માર્કસ ઑરેલીયસના પોતાના પણ કર્તવ્યમય, આનંદમય પણ કાઇક ઢીલા શાસનો વખતે પણ, કેળવાયલા શહેરીનુ જીવન, ગમે તેવું શાંતિભર્યું દેખાતું હશે તોપણ, કંટાળાભર્યું નિરાશાભર્યું અને ખિન્નતાભર્યું લાગતું હશે.

(અપૂર્ણ.)

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# વર્તમાન રાજકીય સ્થિતિ.

---

પરાધીન પ્રજા રહી સંતોષ માનવો તે અપમાન છે તેવી લાગણી હજારો મનુષ્યોમાં ઉત્પન્ન કરવાના ગુન્હા સારૂ મિસિસ બેસન્ટને સરકારે ઉટીમાં નજરકેદ કર્યા છે. પોતાનો દેશ, સગાસંબંધી સર્વને છોડી ને ૨૪ વર્ષ થયા તે આપણે સારૂ કામ કરે છે ૭૦ વર્ષની વૃદ્ધાવસ્થામાં અત્યારે તે આપણે સારૂ કેદ ભોગવે છે. હિંદીઓ પર ગુજરતા જુલમો અને અન્યાયને અટકાવવાને તેમણે જે પ્રયાસો કર્યા છે, તે સરકારને રૂચ્યા નથી. જે ઇંગ્લંડ બીજા દેશોમા થતા અન્યાય અટકાવવાને અત્યારે યુદ્ધમાં ઉતર્યું છે તેજ ઇંગ્લંડથી હિંદને ન્યાય અપાતો નથી તેના અમલદારો જૂલમ ગુજારે છે તે પણ વ્યાજબી ગણી ચલાવા દે છે

આપણી ઉપર ૧૫૦ વર્ષ રાજ્ય કર્યા પછી પણ જો તેઓ સ્વરાજ્યને માટે આપણને નાલાયક ગણતા હોય તો તેમા તેમને જ શરમાવાનુ છે ૧૫૦ વર્ષની તાલીમ પછી પણ જો નાલાયક રહ્યા હઇએ તો એમ જ કહેવુ પડશે કે તાલીમ આપનારા નાલાયક છે. ખરી રીતે સ્વરાજ્ય આપવામાં આપણી નાલાયકીનો સવાલ ઉભો થતો નથી. અંગ્રેજ સરકાર જ્યારે હિંદુસ્તાનમા આવી ત્યારે આપણે આપણું રાજ્ય ચલાવવાને અશક્ત કે નાલાયક હતા તેમ નહોતું. ઇસ્ટ ઇન્ડિઆ કંપની વેપાર કરવા અહીં આવી અને ધીમે ધીમે પગપેસારો કર્યો તેમ કહીએ તો ચાલે. કોઇ પણ વ્યક્તિ પોતાની વ્યવસ્થા ન કરી શકે તેમ સામાન્ય રીતે હોતું નથી. એક છોકરો પણ જો કમાતો થાય છે તો તેને કોઇનો અંકુશ ગમતો નથી અને પોતાના પૈસાની વ્યવસ્થા તે બરાબર રીતે કરી શકે છે. તો હિન્દુસ્તાન કે જેના કુટુંબ અને નાતજાતના બંધારણો સોશ્યલીઝમના સિદ્ધાંતોને મળતા છે, જેમાં સ્વાર્થ નહીં પણ સ્વાર્થત્યાગ જીવનનો સિદ્ધાંત છે તેવા માણસો શું પોતાના નાણા ખાતાની વ્યવસ્થા નહીં કરી શકે? હું તો ધારૂ છુ

કે નાણાંની વ્યવસ્થા કરવાનું કામ જો હિન્દી સ્ત્રીઓને સોંપવામા આવશે તો તેઓ પણ હાલના કરતાં દેશના વધારે લાભાર્થે અને ફત્તેહમંદીથી કરી શકશે.

અમેરિકાએ ફીલીપાઇન જેવા જંગલી દેશને ૨૦ વર્ષમાં સ્વરાજ્ય આપ્યું તે શું સૂચવે છે? મારે આમાં કહેવાનું એટલું જ છે કે સ્વરાજ્યને માટેની આપણી નાલાયકીનો સવાલ ખરો નથી પણ આપણાં મનમાં તે ઘણી હોશીઆરીથી દાખલ કરવામાં આવ્યો છે અત્યારે આપણે આપણા જાનમાલનું રક્ષણ કરવાને અશકત થયા છીએ તે જ ફક્ત આપણી સ્વરાજ્યને માટેની નાલાયકી છે. આર્મ્સ એક્ટ પસાર કરીને આપણી પાસેથી હથીઆરો લઇ લેવામાં આવ્યાં, એટલે તેનો ઉપયોગ આપણે ભૂલી.ગયા. તેની સાથે આપણો લડાયક જુસ્સો પણ ગયો. સ્વરાજ્ય વિના આ નાલાયકી કેવી રીતે દૂર થઇ શકે?

બીજી તરફ દૃષ્ટિ કરીએ તો સ્વરાજ્યથી આપણા કરોડો રૂપીઆ જે હાલ હિન્દમાથી ચાલ્યા જાય છે તે આપણે હિન્દમાં રાખી શકીશું જે હિન્દની લક્ષ્મીએ પરદેશીઓનું એટલું બધુ ધ્યાન ખેચ્યું હતુ કે મહમદ ગીઝની અને મહમદ ઘોરી જેવા માત્ર પૈસાને ખાતર હિન્દુસ્તાનપર વારંવાર હુમલા કરતા તે જ ભારતભૂમિમા અત્યારે એવો વખત આવ્યો છે કે તેના બાળકોને પેટ પુરતા ખોરાકના પણ સાસાં છે

હિન્દની ગરીબાઇનો ખ્યાલ કયા હિન્દીની આંખમા આંસુ નહીં લાવે? દુકાળના વખતની ખેડુતોની સ્થિતિ જુઓ! મુસલમાની રાજ્યના અંત સુધી આપણે આવી દયાજનક સ્થિતિમા કદી આવેલા બાળકોને પણ આપણી જાહોજલાલી અને આબાદાનીએ પાશ્ચાત્ દેશોના લોકોને આપણી તરફ ખેચ્યાં હતા. આપણાં બાળકોને પુરતી કેળવણી પણ મળતી નથી. ફરજીઆત અને મફત કરવાને સરકાર પાસે પુરતા પૈસા નથી છતા દર વર્ષે ૨૯ થી ત્રીસ કરોડ રૂપિયા સરકાર તેના લશ્કર અને અમલદારોના પગાર પાછળ ખરચી શકે છે. આ અને આવા અનેક અન્યાયો થતા અટકાવવાને મિસિસ બેસન્ટને એક જ માર્ગ સુઝ્યો અને તેથી તેમણે હોમ રૂલ લીગ સ્થાપી. રાષ્ટ્રીય સ્વમાનની લાગણી જાગૃત કરવા તેમણે જે જે લખ્યું અને કહ્યુ તેથી સરકારનો ભીજાજ ગયો અને તેમને કેદ કરી બોલતાં અને લખતાં અટકાવ્યા આમાં સરકારનો હેતુ તો હોમ રૂલ લીગને ધક્કો પ્હોંચાડવાનો હતો પણ તેમા લૉર્ડ પેન્ટલાંડે મોટામાં મોટી ભૂલ ખાધી. નજરકેદ અને જુલમથી સરકાર હવે તે ચળવળ દાબી શકનાર નથી. બ્રિટિશ સરકારના પાને પડયા પછી આપણામાં આત્માભિમાન જેવું કાંઇ રહ્યું નહોતું તે આત્માભિમાન આ બાઇએ આપણામા જાગૃત કરવાને ઘણા યત્નો કર્યા છે. આટલા દિવસો આપણે મુંગે મ્હોડે બધા અપમાનો સહન કર્યા છે. એટલે સુધી સહન કર્યાં કે સહન કરવાની આપણને ટેવ પડી ગઇ જો ટેવ ન પડી હત તો શું આટલાં અપમાન અને નુકશાન આપણે આવી રીતે 'ખમી' શકયા હત? કેવળ ભિક્ષુકની માફક સભાઓ મેળવી ભિક્ષા માગી શકયા હત!

પાશ્ચાત્ દેશોના લોકોએ આપણને શિખવ્યું છે કે ફરીઆદ કરવી હોય તો પ્રજામત જણાવવા સભાઓ મેળવી સરકારને નમ્ર વિનંતિ કરવી. બ્યુરોક્રસીને તમારા પ્રજામતની શી દરકાર છે? હિન્દુસ્તાનમાં કાંઇ પ્રજામતે સરકાર ચાલે છે? સભાઓનો કાંઇ અર્થ રહેલો છે? આયર્લૅંડને સ્વરાજ્ય મળે છે તે શું સભાઓ મેળવ્યાથી? મિસિસ પેન્કહર્સ્ટ પાર્લામેન્ટમાં સ્ત્રીઓને માટે મત મેળવ્યા તે શું ભિક્ષા માગ્યાથી? હવે બોલવાનું નથી પણ કરવાનું રહ્યું છે.

હોમરૂલ લીગ બંધ થાય તેમ સરકાર ભલે ઇચ્છે અને તે હેતુથી મિસિસ બેસન્ટને કેદ કર્યા હોય પણ તેથી શું થવાનું છે?

તા. ૧૬ મી જુને તેમને અને તેમના બ્હાદુર અને નિમકહલાલ સહાયકોને નજર કેદ કર્યા. આજે જે ઓગસ્ટની ૧૬ મી તારીખ છે. આજે કામ સારૂ આપણે મળ્યા છીએ તે એક નિશ્ચય કરવાને કે મિસિસ બેસન્ટે શરૂ કરેલી હોમરૂલની ચળવળને તન, મન અને ધનથી આગળ વધારવા યત્ન કરીશું. તેને પ્રાણાન્તે પણ છોડીશું નહીં, તેને મદદ કરવામાં ડરીશું નહીં તેમ ડગીશું નહીં. અન્યાય અને જુલમોની સામે થવા આપણી પાસે સત્યાગ્રહ અને સ્વદેશીવ્રત છે જરૂર પડે તો જ આપણે સત્યાગ્રહની લડતમા ઉતરવાનુ છે પણ હાલ તો સ્વદેશીવ્રત લેવુ તે આપણી મોટામાં મોટી ફરજ છે. આમા કાઇ મોટો આત્મભોગ કરવાનો નથી છતા ભારતમાતાને ખાતર આત્મભોગ આપવો પડશે તો હિન્દના પુત્રો પાછા ફરશે નહીં તેવી મારી ખાત્રી છે. આ તો સત્ય ભોગની શરૂઆત થાય છે, માતાને ખાતર વખત આવે વધારે હોમવું પડશે, પણ તેથી શુ? અમે તો હિન્દી છીએ, હિન્દ માતાના ખોળે ઉછરેલા તેના બાળકો છીએ, અમે કાઇ લુંટારૂ અમીરોના વંશજો કહેવાવામા અમારૂં માન સમજતા નથી. બીજાના હકો ઉપર ત્રાપ મારવામા અમે તો અધર્મ જોયો છે અમે તો ભારતવર્ષના ઋષિપુત્રોના સંતાનો છીએ, ધર્મને ખાતર સર્વસ્વ અર્પણ કરી શકીએ તેમ છે. આત્મભોગ તે તો લાખો વરસો મળેલો અમારો વારસો છે અમારામાના કેટલાક ડરે છે, સ્વરાજ્યની ચળવળમા ભાગ લેતા ધ્રુજે છે, પણ તે અમારો લોહીનો ગુણ નથી. હિચકારાપણાની બક્ષીસ તો અમને હાલની મળેલી કેળવણીએ આપી છે.

સ્વદેશીવ્રત લેવામાં ખરૂં પુરૂષાતન રહેલુ છે. તમારી એક હિન્દી તરીકેની પવિત્ર ફરજ છે કે દેશને સર્વ રીતે આબાદાન બનાવવો દેશના પૈસા દેશમા ન રાખી શકે તો તે કેવી રીતે ચઢીઆતો થશે? મીસ્ટર નિવેદીતાએ કહ્યુ હતું કે હિન્દમાં એક વખત એવો આવશે કે જ્યારે સ્વદેશીવ્રત્ત અને ગૌરક્ષા સરખી ગણાશે. તે વખત અત્યારે આવી પ્હોચ્યો છે. જો તમારામા એક હિન્દી તરીકેનો ગર્વ હશે, તમારી નસોમાં ભારતભુમિનું લોહી વ્હેતું હશે. તો ભારતમાતાને અગદાયલી, શેળાયલી માનભંગ જોઇ તમારૂ લોહી ઉછળ્યા વિના રહેશે નહીં. રજપુતાણીઓ અસલના વખતમાં સંકટ સમયે પોતાના બચાવ સારૂ કોઇ વીરપુત્રને રાખડી મોકલી તેને રક્ષાબંધીભાઇ બનાવતી તે ભાઈ પ્રાણાન્તે પણ તે બ્હેનને બચાવતો. અત્યારે આપણી ભારત માતા

તેના કારાગૃહમાંથી હિન્દુ, મુસલમાન અને તેના સર્વ સંતાનોને રક્ષા આપે છે અને કહે છે કે "સંતાનો મ્હારા છુટકારા સારૂ તમે આત્મભોગ આપજો, તમારૂં આત્મબળ મ્હારી પરાધીનતા કઢાડવામાં વાપરજો. મ્હારા છુટકારાનો આધાર મ્હેં તમારી પર રાખ્યો છે." તમે આત્મદ્રોહી કે દેશદ્રોહી કદી ન થશો. સત્યાગ્રહની લડતમાં ઉતરવું પડે તો આત્મશ્રદ્ધા અને નિર્ભયતાથી ઉતરજો. મ્હારા વીર પુત્ર માલવીઆ અને ગાંધી જેવા તમને રસ્તો બતાવનાર છે, તમે કદી ભૂલા પડનાર નથી. પાશ્ચાત્ દેશોને અને આખા જગતને બતાવજો કે મનુષ્યને નિકંદન કરનાર કોઇ પણ જાતના હથીઆર વિના હિન્દુસ્તાને પોતાની આત્મશ્રદ્ધા અને આત્મબળથી પોતાની સોનાની અને લોઢાની બેડીઓ કેવી રીતે તોડી નાખી છે! પ્રભુ તમારી સાથે રહેશે."

સૌ. અનુસૂયા સારાભાઈ.

---

# કાન્ત અને કાન્તા.

(અનુસંધાન પૃષ્ઠ ૮૯ પાનાથી ચાલુ)

## અંક ત્રીજો.

દૃશ્ય પહેલો—કિલ્લામાનો એક ખંડ કાન્ત અને કાન્તા જણાય છે. ખંડને છેડે કાન્તા રેંટીઓ સ્થાપે છે

કાન્ત—કુંજ પાછો આવતો નથી, એ ક્યાં ગયો છે?

કાન્તા—પરશાળમાં એણે કંઇ સાંભળ્યું હતું; શું હતું તે એ જોવા ગયો છે.

કાન્ત—કાન્તા. ...

કાન્તા—શું છે?

કાન્ત—......હજી ત્હારાંથી ત્યાં કામ થઇ શકે છે?. ....

કાન્તા—અંધારામાં પણ હું કામ કરી શકું છું. ...

કાન્ત.—મ્હને લાગે છે કે કિલ્લામાં દરેક જણ ક્યારનો ઉંઘે છે: કુંજ પોતાના શિકારથી પાછો ફરતો નથી, મોડું તો થયું છે, જો કે......એ પડયો ત્હેનું અને હવે દરદ લાગતું નથી?.....

કાન્તા:—એ કહેતો હતો કે હવે દરદ જણાયે જણાતું નથી

કાન્ત:—એ વધારે ડાહ્યો હોવો જોઇએ, વીશ વર્ષે શરીર જેટલું ચપલ હોય છે તેટલું હજી એનું નથી. ...બારીમાંથી તારાઓ અને ઝાડો ઉપર પડતી જ્યોત્સના મ્હારી નજરે પડે છે. વખત બહુ ગયો છે; હવે કુંજ પાછો નહીં આવે (બારણું ખખડે છે.) કોણ છે?.. અંદર આવ!. ...

(બાલક કુંજ બારણું ઉઘાડે છે, અને ખંડમાં દાખલ થાય છે.)

કોણ તુ આમ બારણું ખખડાવતો હતો? . આવી રીતે બારણાં ન ખખડાવાય. કંઇ અણધાર્યું બન્યું હોય તો એમ ખખડાવાય. જો, ત્હેં ત્હારી માતાને ગભરાવી તે.

કુંજ:—મ્હેં તો સ્હેજ જ બારણું ખખડાવ્યું હતું.

કાન્ત.—મોડું બહુ થયું છે, આજે રાત્રે પિતાજી પાછા નહીં આવે, ત્હારે સુઇ જવાનો વખત થયો છે.

કુંજ.—ત્હમારા પ્હેલાં હું નહીં સુઇ જાઉં.

કાન્ત—શું? ...તું શું કહે છે?

કુંજ—હું એમ કહું છું કે.... ત્હમારા પ્હેલા નહીં .....ત્હમારા પ્હેલાં નહીં. . ..

(ડુસકા ખાય છે, અને કાન્તાની સ્હોડમા ભરાય છે)

કાન્તા—શુ છે, કુંજ? . . શું છે?... .તું એકદમ કેમ રડી પડયો?

કુંજ—(ડુસકા ખાતો ખાતો) કારણ કે... . ઓ! ઓ! કારણ કે... ..

કાન્તા—કારણ શું?.... કારણ શું?......મ્હને કહે... ..

કુંજ—માતાજી... . માતાજી ...ત્હમે જતા રહેવાના છો... ..

કાન્તા—પણ ત્હને થયું છે શું, કુંજ?..... મ્હને તો જતા રહેવાનુ કદી સ્વપ્નું પણ નથી આવ્યું

કુંજ—હા, આવ્યું છે હા આવ્યું છે પિતાજી જતા રહ્યા છે.... પિતાજી પાછા નથી આવતા, અને ત્હમે પણ જતાં રહેવાના છો.. ...મ્હે જોયું છે..... મ્હેં જોયુ છે .....

કાન્તા—પણ એ બાબત તો કદી વિચાર પણ નથી આવ્યો, કુંજ......કેમ, શાથી ત્હને એમ લાગેછે કે હુ જતી રહીશ?.....

કુંજ—મ્હેં જોયું છે...મ્હેં જોયુ છે.. હુ ન સાભળી શકું એવું ત્હમે કઇક કાકાજીને કહ્યુ છે. .

કાન્ત—એ સુખી છે . એને સ્વપ્નાં આવે છે ...આમ આવ, , કુંજ; ઉંઘી ગયો કે શુ?...આવ અને બારીએથી બ્હાર નજર કર, હંસો કુતરા સાથે લ્હડે છે...

કુંજ—(બારીએ) ઓ! ઓ! એઓ કુતરાની પાછલ પડયા છે!...એઓ એની પાછળ પડયા છે!...ઓ! ઓ! પેલું પાણી! ..પાંખો!...પાંખો! ..એઓ બ્હીએ છે...

કાન્ત—(કાન્તા પાસે પાછળ આવીને) એ સુખી છે, એ ઉંઘવા માટે ફાંફાં મારે છે, એની આંખો બંધ થવા માંડી છે .

કાન્તા—કાતતી કાતતી ધીમેથી ગાય છે.

ઋષિ મરીચિ ને ઋષિ પુલસ્ત્ય.
ઋષિ પુલસ્ત્ય ને ઋષિ વસિષ્ઠ...

કુંજ—(બારીએ) ઓ! ઓ! માતાજી!...

કાન્તા—(એકદમ ઉઠીને) શું છે. કુંજ?...શું છે?...

કુંજ—મ્હે બારીએ કંઇ જોયું?

(કાન્ત અને કાન્તા બારી તરફ દોડે છે

કાન્ત—ત્યાં આગળ બારીએ શું છે ?...ત્હેં શું જોયું ?...

કુંજ—ઓ ! ઓ ! મ્હેં કંઇ જોયું ! ..

કાન્ત—પણ છે તો કંઈ નહીં હું તો કંઇ દેખતો નથી....

કાન્તા—ને હું પણ કંઇ દેખતી નથી......

કાન્ત—ત્હેં એ 'કંઈ' ક્યાં આગળ જોયું ? કઈ તરફ ?.. ..

કુંજ—પેલી તરફ, પેલી તરફ ! .....હવે એ ત્યાં નથી... .

કાન્ત—પોતે શું કહે છે ત્હેની એને ખબર નથી. જંગલ ઉપર જ્યોત્સ્નાના પથરાયેલી એણે જોઇ હશે. ઘણીવાર વિચિત્ર પડછાયા પડે છે. ....અથવા તો ઉભે રસ્તે થઇને કંઇ પસાર થયું હશે,.... અથવા તો એની ઉંઘમાં; કારણ કે, જો, જો, મ્હને લાગે છે એ તદ્દન ઉંઘી ગયો છે ....

કુંજ—(બારીએ) પિતાજી છે ! પિતાજી છે !

કાન્ત—(બારીએ જઇને) ખરૂં કહે છે; સુમન્ત આંગણામાં આવે છે.....

કુંજ—પિતાજી !.. ...પિતાજી !......હું એમને મળવા જાઉં છું !. ...

(દોડતો દોડતો જાય છે—વિશ્રાંતિ.)

કાન્ત—દાદરે થઇને એઓ ઉપર આવે છે.....

(સુમન્ત અને કુંજ દીવો લઇને આવે છે)

સુમન્ત—હજી ત્હમે અંધારામા મ્હારી વાટ જુઓ છો ?

કુંજ—હું દીવો લાવ્યો છું, માતાજી, મ્હોટો દીવો ! .... (દીવો ઉંચકે છે, અને કાન્તા સ્હામું જુએ છે.) ત્હમે રોયા લાગો છો, માતાજી ?..... ત્હમે રોયા લાગો છો ?..... (દીવો કાન્ત તરફ ઉંચકે છે, અને સ્હામું જુએ છે.) ત્હમે પણ, ત્હમે પણ રોયા લાગો છો ?......પિતાજી, જુઓ, પિતાજી, આ બન્ને રોયા લાગે છે... .

સુમન્ત—આવી રીતે એઓની આંખ આગળ દીવો ધર નહીં ... .

દૃશ્ય બીજું—કિલ્લામાનો એક મિનારો કિલ્લામાની એક બારી નીચે એક પગી ફેરા મારે છે

કાન્તા—( બારીએ, છૂટા વાળ ઓળતી ઓળતી )

મ્હારા લાંબા વાળ ઉડે છે વીંચિ ભમા
કિલ્લાના પ્રારંભ લગી,—
મ્હારા વાળ જુએ વાટ તમ આગમનની
સારા યે કિલ્લામાં.
અખૂટ કલાકોના કલાકોથી,
અખૂટ કલાકોના કલાકોથી,
ઋષિ મરીચિ ને ઋષિ પુલસ્ત્ય,
ઋષિ પુલસ્ત્ય ને ઋષિ વસિષ્ઠ.
જન્મી હતી હું એક રવીવારે
રવીવારે બરોબર બપ્પોરે...
(પગીને રસ્તે થઇ કાન્ત આવે છે)

કાન્ત—એઈઓ! એઇઓ! ઓ!...

કાન્તા—કોણ છે?

કાન્ત—હું, હું, હું જ!.. અહીં દેશીય ન હોય એવુ પક્ષી ગાય તેમ તું ગાતી ગાતી બારીએ શું કરી રહી છે?

કાન્તા—રાત્રિ માટે હું મ્હારા વાળ ઓળું છું ...

કાન્ત—ભીંત ઉપર દેખાય છે તે એ જ કે?...મ્હને લાગ્યું ત્હારી પાસે કંઈ દીવો હશે...

કાન્તા—મ્હેં બારી ઉઘાડી છે; કિલ્લામા તો બહુ ગરમી છે....આજની રાત્રિ બહુ રમણીય છે ..

કાન્ત—અસખ્ય તારાઓ છે, આજ રાતના જેટલા મ્હેં કદી જોયા જ નથી,...... પણ ચંદ્ર તો હજી સાગર પર જણાય છે.. .. છાયામા ઉભી ન રહે, કાન્તા; ત્હારા છૂટા વાળ જોઇ શકું એવી રીતે જરા નીચી વળ. ...

કાન્તા—એમ તો મ્હને બ્હીક લાગે છે.. ...

(બારીએ નીચી વળે છે.)

કાન્ત—ઓ! ઓ! કાન્તા! .....અહા, તું રમણીય છે!.....તુ કેવી રમણીય છે!......નીચી વળ! નીચી વળ!......મ્હને ત્હારી પાસે જરા વધારે આવવા દે ....

કાન્તા—મ્હારાથી ત્હમારી વધારે પાસે નહીં અવાય......મ્હારાથી બની શકે એટલી હું નીચી વળું છું......

કાન્ત—મ્હારાથી આથી વધારે ઉંચે નથી અવાતુ;......કંઇ નહીં તો આજે રાત્રે તું ત્હારો હાથ મ્હને આપ.....હું જાઉં તે પ્હેલા.. ...હું આવતી કાલે જાઉં છું .....

કાન્તા—ના, ના, ના!.... .

કાન્ત—હા, હા, હા, હું જાઉં છું, હું આવતી કાલે જઇશ. ....ત્હારો હાથ, ત્હારો હાથ, ત્હારો કોમળ હાથ, મ્હારા ઓષ્ઠ ઉપર મ્હને આપ......

કાન્તા—જો ત્હમે જવાના હો તો હું મ્હારો હાથ ત્હમને નહીં આપું......

કાન્ત—આપ, આપ, આપ!... ..

કાન્તા—ત્હમે નહી જાઓ?......

કાન્ત—હું રહીશ, હું રહીશ. . ..

કાન્તા—પડછાયામા ગુલાબ મ્હારી નજરે પડે છે......

કાન્ત—કયા?...હું તો માત્ર ઝાડની ડાળીઓને ભીંત ઉપર લટકતી જોઉં છું ....

કાન્તા—હજી આવે, હજી આઘે, બગીચામા, હજી આઘે, મલીન હરિયાળી જમીન આગળ ......

કાન્ત—એ ગુલાબ નથી...હું થોડી વાર રહીને જઇને જોઉં છું પણ પ્હેલા ત્હારો હાથ મ્હને આપ; પ્હેલા ત્હારો હાથ ....

કાન્તા—બસ, બસ;...મ્હારાથી વધારે નીચે નથી વળાતું.. ..

કાન્ત—મ્હારા ઓષ્ઠોથી ત્હારા હાથને હું નથી પ્હોચી શકતો......

કાન્તા—મ્હારાથી વધારે નીચે નથી વળાતું...હું પડવાની અણીપર છું ..ઓ! ઓ! મ્હારા વાળ કિલ્લા નીચે લબડી પડે છે! .....

(નીચી વળે છે એવામા એના વાળ માથાપર થઇ એકદમ લબડી પડે છે, અને કાન્ત ઉપર પથરાઇ રહે છે.)

કાન્ત—ઓ! ઓ! એ શું?.. ત્હારા વાળ, ત્હારા વાળ, મ્હારા ઉપર પડે છે!... ત્હારા બધા વાળ, કાન્તા, ત્હારા બધા વાળ કિલ્લા નીચે લબડી પડ્યા છે! ..હું, મ્હારા હાથમાં પકડી રાખું છું; હું મ્હારા મ્હોંમાં પકડી રાખું છુ.....હું મ્હારી હથેલીમા પકડી નાખું છુ, હું મ્હારી ડોકની આસપાસ વીટાળું છુ...આજે રાત્રે તો ફરીથી મ્હારા હાથ હુ નહીં ઉઘાડું......

કાન્તા—મ્હને છોડો!...મ્હને છોડો. ત્હમે તો મ્હને પાડી નાંખશો!......

કાન્ત—ના, ના, ના,... ..ત્હારા જેવા આવા વાળ મ્હેં કદી જોયા નથી, કાન્તા! ......જો, જો, જો, આટલે ઉંચેથી આવે છે છતા મ્હારા હૃદયમાં જાણે ઉભરાઈ જાય છે!.. ..ને પાછા મ્હારા ઘુંટણ સુધી પથરાઇ રહે છે! .....ને વળી મધુર છે, જાણે સ્વર્ગથી ઉતર્યા હોય એવા મધુર છે!......ત્હારા વાળમાંથી મ્હારાથી હવે આકાશ જોઇ શકાતું નથી તું જુએ છે, તું જુએ છે? .. . મ્હારાથી તો હવે બન્ને હાથમાં યે પકડી રાખી નથી શકાતા; કેટલાક તો ઝાડની ડાળી ઉપર પડી રહ્યા છે. .. મ્હારા હાથમા જીવંત પક્ષી જેવા લાગે છે,......ને મ્હને ચાહે છે, ત્હારા કરતા પણ મ્હને વધારે ચાહે છે!......

કાન્તા—મ્હને છોડો! મ્હને છોડો! કોઇ આવશે . ...

કાન્ત—ના, ના, ના; આજે રાત્રે તો હું ત્હને નહીં છોડું......આજે રાત્રે તો તું મ્હારી કેદી છે, આખી રાત! આખી રાત!... ..

કાન્તા—કાન્ત! કાન્ત!......

કાન્ત—હું બાંધુ છું, ઝાડની ડાળી સાથે હું વાળને બાંધું છુ ....હવે ત્હારાથી નહીં જઇ શકાય,.. ...હવે ત્હારાથી નહીં જઇ શકાય... ..જો, જો, હું ત્હારા વાળને ચૂમું છુ......ત્હારા વાળની સ્હોડમાં મ્હને દુઃખ જણાતું જ નથી. . ..ત્હારા વાળ ઉપરનું મ્હારૂં આશ્લેષ આલિંગન તુ સાંભળે છે?......મ્હારૂ આશ્લેષ આલિંગન ત્હારા વાળ ઉપર થઇ ઉંચે ચડે છે......પ્રત્યેક વાળ ઉપરથી થોડુંક તો ત્હારી પાસે આવતું જ હશે......તું જુએ છે, તું જુએ છે કે હું મ્હારા હાથ ઉઘાડી શકુ છું... .. મ્હારા હાથ ખુલ્લા છે, છતા ત્હારાથી હવે મ્હને છોડી નથી જઇ શકાતું .....

કાન્તા—ઓ! ઓ! ત્હમે તો મ્હને બહુ દુઃખ આપો છો.... . ( કિલ્લામાંથી કબૂતરો બ્હાર આવે છે, અને એઓની આસપાસ રાત્રિએ ઉડે છે.)—એ શુ, કાન્ત!—મ્હારી આસપાસ શું ઉડે છે?

કાન્ત—એ તો કબૂતરો કિલ્લામાથી બ્હાર આવે છે .....મ્હેં એઓને ચમકાવ્યાં; એઓ ઉડી જાય છે......

કાન્તા—એ તો મ્હારાં કબૂતરો, કાન્ત—ચાલો આપણે જતાં રહીએ, મ્હને જવાં દ્યો, એઓ હવે ફરી પાછા નહીં આવે......

કાન્ત—કેમ હવે ફરી પાછાં નહીં આવે?

કાન્તા—અંધારામાં એઓ ભૂલાં પડશે......મ્હને છોડો; મ્હને મ્હારૂં માથું ઉંચકવા દ્યો ....કોઇનાં પગલાં હુ સાંભળું છુ .....મ્હને છોડો!—સુમન્ત છે!......મ્હને લાગે છે સુમન્ત છે!..... એણે આપણને સાભળ્યા છે......

કાન્ત—ઉભી રહે! ઉભી રહે! ત્હારા વાળ ડાળીને વીંટળાઇ ગયા છે......ખ્હણે અંધારામાં એ ગંઠાઇ ગયા છે......ઉભી રહે, ઉભી રહે!અંધારૂ છે......

( પગીને રસ્તે થઇને સુમન્ત આવે છે.)

સુમન્ત—ત્હમે અહીં શું કરો છો?

કાન્ત—હું અહીં શું કરૂ છુ?. ....હું. ...

સુમન્ત—ત્હમે બાળકો જ રહ્યાં......કાન્તા બારીએ આમ વાકી ન વળ; તું પડી જઇશ......વખત ઘણો થઇ ગયો છે તે તું નથી જાણતી?—લગભગ મધ્યરાત્રિ થઇ છે—અંધારામા આમ રમ નહી—ત્હમે બાળકો જ છો. ...(સકંપ હસીને) કેવાં બાળકો!. ....કેવાં બાળકો!.... .

(કાન્ત સાથે જાય છે )

દૃશ્ય ત્રીજું—કિલ્લાના ઘુમ્મટ

( સુમન્ત અને કાન્ત આવે છે.)

સુમન્ત—સાભળો, આ તરફ, આ તરફ—ત્હમે આ ઘુમ્મટમા થઇ કદી ગયા નથી?

કાન્ત—હા, એક વખત જુના જમાનામા, પરંતુ એ તો ઘણા વખત પૂર્વે......

સુમન્ત—ઘુમ્મટ વિકટ અને મહાન છે; અગાધ બખોલોની એ હાર છે, કયા એનો અંત આવે છે તે તો પ્રભુ જાણે છે. આખો કિલ્લો આ ઘુમ્મટો ઉપર બંધાયો છે—અહીં સામ્રાજ્ય ચલાવતી મરણતોલ કરતી ગંધ ત્હમને આવે છે?—મ્હારે ત્હમને એ જ બતાવવાનું હતું મ્હારા મત પ્રમાણે તો, એ ગંધ, હમણા ત્હમને બતાવવા લઇ જાઉ છું તે, જમીન નીચેના ન્હાના સરોવરમાંથી આવે છે. સંભાળજો; મ્હારા દીવાના અજવાળામા મ્હારી આગળ આગળ ચાલો. આપણે ત્યા પ્હોંચશું એટલે હું ત્હમને ચેતવીશ. ( શૂન્યકારમા એઓ ચાલતા રહે છે.) હ! હં! કાન્ત! ઉભા રહો! ઉભા રહો!—(એને હાથથી પકડે છે ) એક પગલું આગળ ભર્યું હોત તો ત્હમે અખાતમાં જ ગયા હોત!.. ...

કાન્ત—પણ મ્હેં એ જોયું નહીં!...દીવાથી મ્હારી આગળ અજવાળું ન પડ્યું...

સુમન્ત—મ્હેં ખોટું પગલું ભર્યું,...પણ મ્હેં જો ત્હમને હાથથી પકડી ન રાખ્યા હોત તો...વારૂ, મ્હેં જે બાબત ત્હમને વાત કરી હતી તે ગંધાતું ગંદુ પાણી આ રહ્યુ. .. મૃત્યુગંધ ત્હમારે નાકે આવે છે?—ચાલો આ ઉપરથી લટકતા ખડકને છેડે આપણે જઇએ, અને જરા ઉંચા થઇ જોજો, ત્હમારા મ્હોં ઉપર જ લાગશે

કાન્ત—ક્યારની મ્હને ગંધ આવે છે... શ્મશાનની ગંધ કહો તો ચાલે.

સુમન્ત—આગળ, આગળ. કોઇ કોઇ દિવસે કિલ્લામા આ અખાત જ ઝેર અસરાવે છે. રાજા તો માનતા જ નથી કે આ ગંધ અહીંથી આવે છે.—જે બખોલને આ સ્થાથી પાણી જણાય ત્હેની આગળ ભીંત ચણી લેવી જોઇએ, વળી આ બખોલને સ્હેજ તપાસવાનો પણ વખત છે, ઘુમ્મટની ભીંતો પર અને ઘુમ્મટના સ્તંભો પર પેલી ઢેઢગરોળી ત્હમે જોઇ?—ત્હમને તો જેની શંકા પણ ન પડે એવું કષ્ટ અહીં છુપાઇ રહ્યુ છે; જો આ કિલ્લા તરફ પૂરતું ધ્યાન નહીં અપાય તો કોઇ રાત્રિએ કિલ્લો આખો ને આખો નષ્ટ થશે. પણ ત્હમને શું જોઇશું? આટલે આઘે કોઇને આવવું ગમતું નથી... ..ઘણી ભીંતો પર વિચિત્ર ઢેઢગરોળીઓ હોય છે......ઓ! આમ જુઓ......મૃત્યુગંધ ત્હમારે નાકે આવે છે?

કાન્ત—હા; આપણી આસપાસ મૃત્યુગંધ આવે છે ખરી......

સુમન્ત—વાંકા વળો, બ્હીતા નહીં.. ...હું ત્હમને પકડી રાખીશ......મ્હને આપો.....ના, ના ત્હમારૂં કાંઇં નહીં......એ તો સરી પડે .....ત્હમારો હાથ, ત્હમારો હાથ!..... ત્હમારાથી અખાત દેખાય છે? (કંપીને)—કાન્ત! કાન્ત!

કાન્ત—હા; મ્હને લાગે છે અખાતનું તળીયું હુ જોઇ શકું છું......શું અજવાળાથી આપણે આમ હાલતા દેખાઇએ છીએ?......ત્હમે......(એ સીધો થાય છે, પાછળ ફરે છે, અને સુમન્દ તરફ જુએ છે.)

સુમન્ત—(ધ્રૂજતે સ્વરે) હા; દીવાથી જ. ....જુઓ, ભીંતો ઉપર અજવાળું પાડતા મ્હેં એને હલાવ્યો હતો.....

કાન્ત—હું અહીં ગુંગળાઉં છુ,......ચાલો આપણે બ્હાર નીકળી જઇએ......

સુમન્ત—હા; ચાલો આપણે બ્હાર નીકળી જઇએ.... .

(ચુપકીથી જાય છે)

દ્રશ્ય ચોથુ —ઘુમ્મટમાથી બ્હાર નીકળવાના બેરા ઉપરની અગાશી

(સુમન્ત અને કાન્ત આવે છે.)

કાન્ત—અહા! આખરે છુટકારો થયો! ....મ્હને ક્ષણભર એમ લાગ્યું કે આ અગાધ બખોલોમા હું માંદો પડીશ કે શું? હું પડી જવાની તૈયારીમા જ હતો......પથરાયેલા ઝાકળ જેટલી ત્યા હવા ભીની છે. અને ઝેરી મલમ જેટલું ગાઢું અંધારૂં છે...... અને હવે, સમસ્ત સાગરની સમસ્ત હવા! .... પવન તાજેતર વાય છે જૂઓ, ન્હાની નીલ વીચિઓ ઉપર હમણા જ ઉઘડેલા પત્ર જેટલો તાજો છે.... .ઉભા રહો! અગાશીને તળીએ પુષ્પો હમણાં જ ભીનાં થયાં છે, તેની અને ભીનાં ગુલાબોની ગંધ-સુગંધ અહીં આવે છે......લગભગ બપ્પોર થઇ હશે, મિનારાના છાયડા નીચે પુષ્પો ક્યારના આવી ચુકયાં છે......બપ્પોર પડી છે, ઘંટારવ થતો સંભળાય છે, અને બાલકો કિનારે ન્હાવા જાય છે .....મ્હને લાગ્યું નહીં કે આપણે ખીણોમાં આટલો સમય રહ્યાં હોઇશુ.. ...

સુમન્તઃ—આપણે લગભગ અગીઆર વાગે અંદર ગયા હોઇશું......

કાન્ત.—એથી વ્હેલા; એથી વ્હેલા ગયા હોઇશું, સાડા દસના ટકોરા થતા તો મ્હેં સાંભળ્યા હતા.

સુમન્તઃ—સાડા દસ કે પોણા અગીઆર......

કાન્તઃ—કિલ્લાની બધી બારીઓ ઉઘાડી નાંખવામા આવી છે. આજે બપોરે અસાધારણ ગરમી પડશે......જુઓ, કિલ્લાની એક બારીએ કાન્તા સાથે માતુશ્રી ઉભાં છે......

સુમન્ત.—હા; છાયડાવાળી બાજુએ એઓએ આશરો લીધો છે.—કાન્તા બાબત બોલતા ગઇ કાલે રાત્રે જે થયુ અને કહેવાયું તે બધુ મ્હેં સાભળ્યું છે. મ્હારી પૂરેપૂરી ખાત્રી છે કે એ બધી બાલકની રમત છે, પરંતુ એ ફરી ફરી રમવાની જરૂર નથી. કાન્તા બહુ ન્હાની છે અને બહુ અંકનીય છે, અને આ ક્ષણે કદાચ તે સગર્ભા હોવાથી એની સાથે વધારે સાવચેતીથી વર્તવુ જોઇએ..... એ બહુ નાજુક છે, ભાગ્યે જ સ્ત્રી છે; સ્હેજ લાગણી થઇ તો આફત આવી પડે એમ છે ત્હમારી વચ્ચે કંઇક હશે એ કંઇ પ્હેલી જ વાર મ્હેં નથી જોયું... ત્હમે એના કરતા મ્હોટા છો; ત્હમને કહેવું બસ થશે .....બને ત્યાં સુધી એનાથી અળગા રહેજો; અને તે પણ ઢોંગ કર્યા વિના; ઢોંગ કર્યા વિના......જંગલ તરફ ઉભે રસ્તે પેલી તરફ શું દેખાય છે ?. ...

કાન્ત—શહેર તરફ કોઇ ટોળાં દોરાતા લાગે છે... ..

સુમન્ત—ખોવાયેલાં બાલકો પ્રમાણે એઓ રૂએ છે—કહો કે સૈનિકની એઓને અત્યારથી ગંધ આવવા લાગી છે.—જમવાનો વખત થશે,—કેવો સુંદર દિવસ છે! શસ્યસંચય માટે કેટલો ઉત્તમોત્તમ દિવસ! ..

(જાય છે.)

દશ્ય પાચમુ—કિલ્લા સમક્ષ

(સુમંત અને કુંજ આવે છે)

સુમન્ત—ચાલ, આપણે અહીં બેસીએ કુંજ, મ્હારા ખોળામાં બેસ, જંગલમાં શું ચાલે છે તે આપણે અહીંથી જોઇશું; હું ત્હને હમણાંનો બહુ જોતો જ નથી. મ્હને પણ તું તરછોડે છે. તું હમેશા ત્હારી માતા પાસે રહે છે...અંહ આપણે ત્હારી માતાની બારીની બરોબર નીચે જ બેઠા છીએ.—કદાચ આ ક્ષણે તે પોતાની સાન્ધ્ય-પ્રાર્થના કરતી હશે...પણ મ્હને કહે, કુંજ, એ ત્હારા કાકા કાન્ત સાથે ઘણુંખરૂ હોય છે, નહીં વારૂ ?

કુંજ—હા, હા, હંમેશા, પિતાજી, પિતાજી, જ્યારે ત્હમે ત્યાં નથી હોતા......

સુમન્ત—અહા !—જો; બગીચામા કોઇ ફાનસ લઇને પસાર થાય છે.—પરંતુ મ્હને તો એમ કહેવામાં આવ્યું છે કે એઓ એક બીજાને ચ્હાતા નથી......મ્હને લાગે છે એઓ ઘણુંખરૂં લઢી પડે છે,...નહીં? ખરૂં કે નહીં?

કુંજ—હા, હા, ખરી વાત છે.

સુમન્ત—એમ ?-અહા ! અહા !—પણ શી બાબત એઓ લઢે છે ?

કુંજ—બારણા બાબત.

સુમન્ત—શું ? બારણા બાબત ?-તું શું કહેવા માગે છે ?—ના, ચાલ, બરોબર મ્હમજાવ, બારણા બાબત એઓ શું કામ લઢે છે ?

કુંજ—કારણ કે એ ઉઘાડું નથી રહેતું.

સુમન્ત—ઉઘાડું રહે એવું કોણ ઇચ્છે છે ?—ચાલ, એઓ શું કામ લઢે છે ?

કુંજ—મ્હને ખબર નથી, પિતાજી, દીવા બાબત.

સુમન્ત—હું દીવા બાબત ત્હારી સાથે વાત નથી કરતો; ધીમે ધીમે તે બાબત વાત કરીશું હું તો બારણા બાબત ત્હને પૂછું છુ પૂછુ ત્હેનો જવાબ આપ, વાત કરતા ત્હારે શીખવું જોઇએ, ઉમ્મર થઇ . . આમ ત્હારા મ્હોમાં ત્હારો હાથ નાંખ ના,. . . ચાલ......

કુંજ—પિતાજી ! પિતાજી !. . . હવેથી હું એવુ નહીં કરૂં . . .(રૂએ છે )

સુમન્ત—ચાલ, હવે શું કામ રડે છે ? શું થયું !

કુંજ—અહા ! અહા ! પિતાજી, ત્હમે મ્હને ઇજા કરો છો.....

સુમન્ત—હું ત્હને ઇજા કરૂં છું ? મ્હે ક્યાં ઇજા કરી ? ખાસ જાણી જોઇને નથી......

કુંજ—અહીં અહીં, મ્હારા ન્હાના હાથ ઉપર......

સુમન્ત—ખાસ જાણી જોઇને નહીં, ચાલ, હવે રડતો રહી જા, હું આવતી કાલે ત્હને કંઇ આપીશ

કુંજ—શું, પિતાજી ?

સુમન્ત—એક તૂણી ને થોડાં બાણ, પણ બારણા બાબત તું જે જાણતો હોય તે મ્હને કહે.

કુંજ—મ્હોટા બાણ ?

સુમન્ત—હા, હા; બહુ મ્હોટાં બાણ—પણ એઓ બારણું ઉઘાડું રહેવા દેવા કેમ નથી માગતા ?—ચાલ સ્હેજ જવાબ આપ !—ના, ના; ત્હારૂં મ્હોં શેવાને ઉઘાડ ના હું ગુસ્સે નથી થયો. કાન્ત અને ત્હારી માતા જ્યારે મળે છે ત્યારે જેવી શાંત વાતો કરે છે તેવી શાંત વાતો આપણે કરવી છે. એઓ મળે છે ત્યારે શી બાબત વાતો કરે છે ?

કુંજ—કાન્ત અને માતાજી ?

સુમન્ત—હા; એઓ શી બાબત વાતો કરે છે ?

કુંજ—મ્હારી બાબત; હમેશાં મ્હારી બાબત.

સુમન્ત—એઓ ત્હારી બાબત શું કહે છે ?

કુંજ—એઓ કહે છે કે હું બહુ મ્હોટો માણસ થવાનો છું

સુમન્ત—અહા, મ્હારા જીવનનો કંટક!......સાગરને તળીએ રહેલા પોતાના ખજાનાને ખોળતા એક અંધ પુરૂષ જેવો હું અહીં છું!......જંગલમાં ભૂલા પડેલા એક નવજન્મિત બાળકના જેવો હું અહીં છું, અને તું .....ચાલ, ચાલ, કુંજ, હું ભ્રમણામાં પડયો હતો; આપણે ગંભીર વાતો કરવાની છે. હું ત્યાં નથી હોતો ત્યારે કાન્ત અને ત્હારી માતા મ્હારી બાબત કદી બોલતાં જ નથી?......

કુંજ—હા, હા, પિતાજી, એઓ તહમારી બાબત હમેશાં વાતો કરે છે.

સુમન્ત—અહા!... ..અને મ્હારી બાબત એઓ શુ કહે છે?

કુંજ—એઓ કહે છે કે તહમે જેવડા છો તેવડો હું થઇશ.

સુમન્ત- તું હમેશાં એઓની પાસે હોય છે?

કુંજ—હા, હા, હમેશાં, હમેશાં, પિતાજી.

સુમન્ત—કોઇ બીજે ઠેકાણે રમવા જવાને એઓ ત્હને કદી નથી કહેતાં?

કુંજ—ના પિતાજી, હું ત્યાં નથી હોતો ત્યારે એઓ બ્હીએ છે.

સુમન્ત—એઓ બ્હીએ છે? ....તું શા ઉપરથી કહે છે કે એઓ બ્હીએ છે?

કુંજ—માતુશ્રી હમેશાં કહે છે "જતો ન રહેતો!"......એઓ દુખી છે પરંતુ હસે છે. ....

સુમન્ત—પણ એથી એમ નથી સિદ્ધ થતું કે એઓ બ્હીએ છે

કુંજ—હા, હા, પિતાજી; માતાજી બ્હીએ છે......

સુમન્ત—તું શા ઉપરથી કહે છે કે એ બ્હીએ છે?

કુંજ—અંધારામા એઓ હમેશા રડે છે

સુમન્ત—અહા! અહા!......

કુંજ—એથી, પાસે હોય ત્હેને પણ રડવું આવે.

સુમન્ત—હા, હા!......

કુંજ—માતાજી ફિક્કા પડી ગયાં છે, પિતાજી.

સુમન્ત—અહા! અહા!.. ધીરજ, ઓ પ્રભુ, ધીરજ!......

કુંજ—શું, પિતાજી?

સુમન્ત—કંઇ નહીં, કંઇ નહીં, બાઇ—જંગલમાં થઇને વરૂને ત્હેં જતું જોયું?—ત્યારે શું એઓને સારૂં બને છે એમ?—એઓને ઠીક બને છે એ જાણી મ્હને આનંદ થાય છે,—કદી કદી એઓ પરસ્પર આશ્લેષાલિંગન આપે છે?—નહીં? ....

કુંજ—પરસ્પર આશ્લેષાલિંગન આપે છે કે નહીં, એમ, પિતાજી?—ના, ના,—અહા! હા, પિતાજી. હા, હા; એક દિવસ...એક દિવસ વરસાદ પડતો હતો ત્યારે...

સુમન્ત—એઓએ ઓષ્ઠાલિંગન આપ્યું હતું, એમ?--પણ કેવી રીતે, કેવી રીતે એઓએ ઓષ્ઠાલિંગન આપ્યું હતું.

કુંજઃ—આવી રીતે, પિતાજી, આવી રીતે !......(હસીને પિતાના મ્હોં પર ઓષ્ઠાલિંગન આપે છે ) અરે! અરે! ત્હમારી દાઢી, પિતાજી !.....મ્હને લાગે છે! મ્હને વાગે છે! બધી ધોળી થતી જાય છે, પિતાજી, અને ત્હમારા વાળ પણ ધોળા થતા જાય છે; બધા ધોળા, બધા ધોળા, બધા ધોળા ... .. ( આ ક્ષણે, જે બારી નીચે એઓ બેઠા હતા તે બારીમાં અજવાળું થાય છે, અને એ અજવાળું એઓ પર પડે છે. ) અહા! માતાજીએ પોતાનો દીવો સળગાવ્યો. અજવાળું થયું, પિતાજી, અજવાળું થયું....

સુમન્તઃ—હા; અજવાળું થવા માડયું છે......

કુંજ.—ચાલો, આપણે ત્યાં પણ જઈએ, પિતાજી; ચાલો, આપણે ત્યાં જઈએ......

સુમન્ત —ત્હારે કયાં જવું છે?

કુંજ.—જયાં અજવાળું છે ત્યાં, પિતાજી

સુમન્ત.—ના, ના, ભાઈ; જરા થોડો વખત અંધારામાંજ રહીએ. .....કંઈ કહી શકાય નહીં; હજી કંઈ કહી શકાય નહીં......જંગલમાં સ્હેજ દેવતા સળગાવવા મથતા પેલા ગરીબ લોકો પેલી તરફ ત્હારી નજરે પડે છે?—વરસાદ પડયો છે. અને પેલી તરફ, રસ્તાની વચ્ચોવચ્ચ પવનથી પડી ગયેલા ઝાડને ઉંચકવા મથનો વૃદ્ધ માળી ત્હારી નજરે પડે છે?—એનાથી નથી ઉંચકાતું, ઝાડ બહુ મ્હોટું છે ઝાડ બહુ જ ભારે છે, અને જ્યાં પડયું છે ત્યાં જ પડી રહેશે એ બધાનો કંઈ ઇલાજ જ નથી ... મ્હને લાગે છે કાન્ત ગાંડો છે......

કુંજઃ—ના, પિતાજી, એ ગાંડા નથી, એ બહુ સારા છે.

સુમન્ત —ત્હારે ત્હારી માતાને જોવી છે?

કુંજ.—હા, હા, મ્હારે એમને જોવાં છે!

સુમન્ત—અવાજ ન કરતો; હું ત્હને બારી સુધી ઉંચો ઉંચકીશ. હું આટલો મ્હોટો છું છતાં મ્હને તો બારી બહુ ઉંચી પડે છે..... ( બાલકને ઉંચકે છે ) જરા પણ અવાજ ન કરતો; ત્હારી માતા બહુ જ ગભરાઈ જશે......હવે એ દેખાય છે?—ઓરડામાં એ છે?

કુંજ—હા..... અહા, કેટલું અજવાળું છે!

સુમન્ત—એ એકલી છે?

કુંજ—હા, .....ના, ના, કાકાજી કાન્ત પણ ત્યાં છે.

સુમન્ત—એ—.....!

કુંજ—અરે! અરે! પિતાજી! ત્હમે મ્હને ઇજા કરી!......

સુમન્ત—કંઇ નહીં; ચૂપ રહે; હવે નહીં; કરૂં, જો, જો, કુંજ!......મ્હને ઠોકર વાગી; ધીમેથી બોલ. એઓ શું કરે છે?—

કુંજ—એઓ કંઇ નથી કરતાં, પિતાજી, એઓ કંઇની વાટ જુએ છે.

સુમન્ત—એઓ એક બીજાની પાસે પાસે છે?

કુંજ—ના, પિતાજી.

સુમન્ત—અને. ....અને પથારી? એઓ પથારી પાસે છે?

કુંજ—પથારી, પિતાજી? પથારી તો મ્હારી નજરે નથી પડતી.

સુમન્ત—ધીમે, ધીમે, એઓ ત્હને સાભળશે એઓ બોલે છે?

કુંજ—ના, પિતાજી, એઓ બોલતાં નથી.

સુમન્ત—પણ એઓ શું કરે છે?—એઓ કંઈ કરતાં તો હશે જ......

કુંજ—એઓ દીવા સ્હામું જુએ છે.

સુમન્ત—બન્ને?

કુંજ—હા, પિતાજી

સુમન્ત—એઓ કંઇ નથી કહેતાં?

કુંજ—ના, પિતાજી, એઓ પોતાની આંખો મીંચતા નથી.

સુમન્ત—એઓ એક બીજાની પાસે પાસે આવતા નથી?

કુંજ—ના. પિતાજી; એઓ હાલતાં જ નથી.

સુમન્ત—એઓ નીચે બેઠા છે?

કુંજ—ના, પિતાજી; ભીંતને અઢેલીને એઓ સીધાં ઉભાં છે

સુમન્ત—એઓ કંઇ ચાળા નથી કરતાં?—એઓ એક બીજા સ્હામું નથી જોતાં?—એઓ કંઇ નિશાની નથી કરતાં? .....

કુંજ—ના, પિતાજી —ઓ! ઓ! પિતાજી, એઓ પોતાની આંખો જરા પણ મીંચતા નથી......મ્હને બહુ જ બ્હીક લાગે છે......

સુમન્ત—ચૂપ રહે. હજી એઓ હાલતા નથી?

કુંજ—ના, પિતાજી.—હું બ્હીઉં છુ, પિતાજી, મ્હને નીચે ઉતારવા દો!......

સુમન્ત—કેમ, ત્હને શેની બ્હીક લાગે છે?—જો! જો!.. ...

કુંજ—હવે વધારે વખત જોવાની મ્હારી હિંમત નથી ચાલતી, પિતાજી!...... મ્હને નીચે ઉતરવા દો!. ....

સુમન્ત—જો! જો!......

કુંજ—ઓ! ઓ! હુ રડી પડીશ. પિતાજી!—મ્હને નીચે ઉતરવા દો! મ્હને નીચે ઉતરવા દો!......

સુમન્ત—ચાલ; શું થયું છે તે આપણે જઇને જોઇએ (જાય છે)

(અપૂર્ણ.)

ભરત.

———o:———

# આપણાં ગામડાંના ખેડુતોની ઉન્નતિ કેમ થાય?



આપણા દેશમાં જે ગરીબાઇ તથા દીનતા છે તેનાથી કોણ અજાણ્યો છે? પૂર્વ સમયની આબાદી તથા સમૃદ્ધિ આપણાં પાપથી રીસાઇ જાણે નિત્યને માટે આપણો ત્યાગ કરી ગઇ હોય એમ જણાય છે. આગ લાગેલા ઘરમાંના લોક જેમ ગભરાઈ સફાળા આમ તેમ દોડે તેમ આપણા દેશના લોક પોતાની દુ:ખપૂર્ણ સ્થિતિમાંથી નીકળવા ફાંફાં મારે છે; પણ જેમ પાંજરામાં પુરેલું પંખી ગમે તેમ તરફડયા છતાં પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકતું નથી તથા તેના સર્વ પ્રયત્નો નકામા થાય છે તેમ આપણા લોકનું થાય છે. બધેથી તેઓ પાછા પડતા જણાય છે. શારીરિક તથા માનસિક બળને અભાવેજ એમ થવા પામે છે. દુનિયાના બીજા દેશોમાં લોકોએ પોતાના ઉધ્ધાર માટે શું શું કર્યું છે તેની આપણને માહીતિ નથી. વળી અહિં પણ પદ્ધતિસર અને અગમબુધ્ધિથી તથા નિ:સ્વાર્થવૃત્તિથી કાર્ય કરનારાં મંડળ ઘણાં થોડા નહી જેવા જ છે. તો આવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ, કઇ પદ્ધતિએ, કયે માર્ગે કાર્ય શકય છે તે દર્શાવવાનો આ લેખનો હેતુ છે

આપણ દેશની વસ્તીનો ૮૦% ભાગ પોતાનો નિર્વાહ ખેતી ઉપર કરે છે અને તેથી તેઓ ઘણાખરા ગામડાઓમાં રહે છે. ગામડામા વસ્તી આછી હોય છે તથા આસ-પાસ ખુલ્લી જમીન વધારે હોય છે તેથી સ્વચ્છ વાયુનો તથા તડકાનો લાભ ત્યાં રહેતા લોકોને મળે છે, અથવા મળવો જોઇયે; છતા ત્યાં અસ્વચ્છતા તથા રોગ પેદા કરે એવા સંજોગો ઘણા જોવામા આવે છે. ઘરોની પાસે ઉવાડા અને ગંધ મારતા ખાળ કુવા તથા મોરીઓ, ઘરની પાસે જ ઉકરડા તથા મૂતરના રેલા, ગામની પાસે કચરાના ઢગલા એ બધાં આરોગ્યની હાનિ કરનારાં છે. ચોમાસામા ગામના દરેક રસ્તામા ઘણા મોટા પ્રમાણમાં માટી એકઠી થાય છે તથા ગામની આસપાસ જયા ત્યા મોટા ગંદા પાણીનાં ખાબોચીયાં ભરાઇ રહે છે. આવી પરિસ્થિતિ કેટલાય માસ સુધી ટકે છે. આવા સ્થાનોમાં થતાં ઝેરી જંતુઓ તથા મચ્છરથી રોગો પેદા થઇ ફેલાય એમાં શું આશ્ચર્ય. આવા કારણોથી ખુલ્લી હવા તથા છુટ અને તડકાનો લાભ નહિ જેવો થઇ જાય છે.

જેમ વહેતા પાણીની અસરથી દૂર આવેલા નિશ્ચલ તથા ખાડામાં ભરાઇ રહેલા પાણીમાં કહોવાણ તથા સડો થાય છે, તેમ આપણા દેશમાં તથા જગતમાં પ્રવર્તી રહેલા વિચાર વાતાવરણથી વિમુખ રહેતા આપણા એ દેશબધુઓનું થાય છે. શહેરોમાં રહી ગમે તેટલું બોલીએ, ગમે તેટલું કરીએ પણ તેથી આપણે બહુ સ્થાયી કામ કરી શકીશું નહીં. બહુ તો તેથી આપણે આપણા સુશિક્ષિત વર્ગમા કાંઇક જાગૃતિ લાવી શકીશું. પણ આખર સરવાળે જ્યાં સુધી આ ૮૦% ગામડાની વસ્તીમા નવું જીવન

નહીં આવે ત્યાં સુધી આપણે કદી આગળ વધી શકીશું નહીં. આમ હોવાથી આ આપણી અજ્ઞાન વસ્તીમાં જ્ઞાનનો પ્રસાર કરવાનો તથા તેમની સ્થિતિ સુધારી તેમનાં જીવન વધુ સુખમય બનાવવાનો યત્ન કરવો ઇષ્ટ છે. આ પ્રમાણે તેમના જીવનમાં સુધારો કરતી વખતે તેમના કુદરતી લાભોનો નાશ અથવા અટકાવ ન થાય તે જોવું જરૂરનું છે.

ઉપર દર્શાવેલો હેતુ કેવી રીતે સિદ્ધ થઇ શકે? ગામડાના લોકોનાં જીવનનો ખ્યાલ યથાર્થ રીતે આપણને કેવી રીતે આવી શકે? અત્યાર સુધી આપણા સુશિક્ષિત વર્ગે તેમના બીનકેળવાયલા તથા જડ જેવા ભલાભોળા ગામડાઓમાં વસતા બંધુઓ માટે સુગ દેખાડી છે, અથવા તેમના અજ્ઞાન તથા ભોળપણનો લાભ લઇ પોતાનું પેટ ભર્યું છે અને તેમ સફળતાથી કરવામાં જાણે કાંઇ બહાદુરી કરી હોય અથવા બુદ્ધિનો સદુપયોગ કર્યો હોય એમ માનેલું જણાય છે ગામડીઆની મશ્કરી કરવી, તેની પજવણી કરવી, તેને છેતરવો, એવો વ્યવહાર તેની જોડે રાખવામા આવેલો છે. ગામડાઓમાં વસ્તી, ગ્રામ્યજીવનના ગેરલાભો વેઠી, તેની મુશીબતો સ્વીકારી, પોતાના તે બંધુઓમાં વિદ્યાનો પ્રસાર કરવાની હામ કોઇએ ભીડી જણાતી નથી. અજ્ઞાન તથા તેને પરિણામે પેદા થતી ટૂંકી અને સ્વાર્થી વૃત્તિ તથા કલેશી જીવનમાથી તેમનો ઉદ્ધાર કરવાનુ કોઇએ ધાર્યું નથી. કોઇ ભણેલાએ પોતે દુખ વેઠી, પોતાના જ્ઞાનનો લાભ પોતાના અભણ બંધુને આપી, તેમની યત્કિંચિત્ સેવા કરવાનો શુદ્ધ સંકલ્પ કર્યો નથી હવે યોગ્ય સમય આવી પહોચ્યો છે અને અજ્ઞાનાંધકારમાં ડુબેલી આપણી પ્રજાને તેમાથી છોડવ્યા વગર છુટકો નથી "ભાઇઓ, ચાલો કમર કસો, આપણે ગામડે જઇ વસીએ" ગામડે વસી આપણે શુ કરીશુ તથા શું કરી શકાય એમ છે તેનો જરા વિચાર કરીએ.

હાલ ગામડાઓમાં અજ્ઞાનને લીધે તથા બીજા ઉચ્ચ આશયોને અભાવે લોકોમાં પરસ્પર ઇર્ષ્યા તથા અન્યોન્યનો અણવિશ્વાસ જોવામાં આવે છે ભેગા મળીને સંપીને કાર્ય કરવાથી જે લાભ થઇ શકે એમ છે, તેનાથી તેઓ વિમુખ રહે છે. પોતાના ક્ષુદ્ર જીવન સિવાય બીજા વિચારો ભાગ્યે જ તેમને આવે છે સામાજિક કે રાષ્ટ્રીય ભાવના તેમનામાં નહીં જેવી જ જણાય છે. તેમનું અજ્ઞાન એવું તો ઘોર છે કે પોતાના ગામથી થોડેક દૂર આવેલા બીજા ગામમાં કંઇ નવીન પદ્ધતિએ ખેતી થતી હોય અથવા તેમાં કાંઇ જાણવા જેવું હોય તો તેની તેમને ભાગ્યે જ ખબર પડે છે. પોતાના ગામથી દૂર આવેલા ગામમાં અથવા દેશના બીજા ભાગમા અથવા બીજા દેશોમાં કઇ રીતિએ કામ ચાલે છે, તેની તેમને બીલકુલ ખબર હોતી નથી. વળી એ જ અજ્ઞાનને લીધે નવીન પદ્ધતિપર કાર્ય કરતા તેમને આવડતું નથી અને તેથી તેઓ બાપદાદાથી ચાલી આવતી પદ્ધતિએ જ કાર્ય કર્યે જાય છે. માત્ર ભાષણોથી, ઉપદેશથી કે પુસ્તકોના વાચનથી આ પરિસ્થિતિ સુધરી શકે નહી જેમ કોઇ નવીન તથા અપરિચિત માર્ગે જતાં ઘોડા તથા બળદ ભડકે છે, તેમ મનુષ્ય પણ કોઇ પોતાના અનુભવની બહારને રસ્તે જતાં ડરે છે જો ઉત્તેજન તથા સહાનુભૂતિ તેમ જ તે માર્ગે જતો કોઈ મળે તો મનુષ્ય તે માર્ગે જવા માટે પ્રવૃત્ત થાય છે. આમ હોવાથી

ગામડાની પરિસ્થિતિ સુધારવાનો માર્ગ એ જ છે કે તે સુધારવાની ઇચ્છાવાળા માણસે અથવા મંડળે તેમની વચ્ચે જઈ રહેવું.

આ પ્રમાણે ગામડામાં જઈ રહેતા મેમ્બરમાં અથવા મંડળના સભ્યોમાં શી લાયકાત હોવી જોઈએ તથા તેમને શું કાર્ય કરવાનું છે તે હવે આપણે જોઈએ. પ્રથમ તો આ કાર્ય કરનારમાં પોતાના બંધુઓ માટે નિ:સીમ નિસ્વાર્થ પ્રેમ હોવો જોઈએ. એમની સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ એ જ તેના જીવનનો પરમ ઉદ્દેશ હોવો જોઈએ. આવા માણસે પોતાની સુજનતા તથા મમતાથી ખેડુતોમાં ભળી જવું તથા તેમના સુખદુ:ખમાં ભાગ લઈ તેમના સ્નેહ તથા પ્રીતિનું આકર્ષણ કરવું. શુષ્ક તથા નિષ્ઠુર અથવા સ્વાર્થી કે શોખીન મનુષ્ય આ કાર્ય માટે નાલાયક છે. જેમ મધપુડો દબાવતાં તેનાં પ્રત્યેક છિદ્રમાંથી મીઠા મધની ધારાઓ પડે છે, તેમ તેનાં પ્રત્યેક વાક્ય, કૃતિ અને હાવભાવમાં પોતાના બંધુઓ માટેનો નિ:સીમ પ્રેમ ટપકવો જોઈએ. વળી માત્ર પ્રીતિથીજ ઇષ્ટ સાધ્ય થઈ શકતું નથી. ખેડુતોમાં આ પ્રમાણે ભળી ગયેલા માણસે પોતાના ઉપદેશ તથા દાખલાથી તેઓના વહેમ તથા દુષ્ટ અને હાનિકારક રીવાજો દૂર કરી તેને સ્થાને બીજા દેશોની હકીકત સમજાવી વિવાહોથી સારા રીવાજો તરફ તથા રાષ્ટ્રીય જીવનના માર્ગ તરફ તેમને દોરવા જોઈએ. આપણા દેશની સ્થિતિ શી છે, તથા સુધારવા માટે આપણા દેશના નેતાઓએ અત્યાર સુધીમાં શું શું કર્યું છે તથા હાલ શું કરે છે, તથા આપણા જેવીજ સ્થિતિવાળા અથવા તેને મળતી સ્થિતિવાળા દેશોમાં શું કરવામાં આવ્યું છે તે મોઢેથી કહી અથવા વાંચીને તેમને સમજાવવું જોઈએ. આ બધુ કહેવા તથા સમજાવવા જેટલું જ્ઞાન તેને હોવું જોઈએ. વળી એ કાર્યમાં બીજાઓ પણ તેને ઘણી સહાય કરી શકે છે. જેને વધુ અવકાશ હોય તથા જેઓ તે વિષયથી પરિચિત હોય તેમણે તે વિષયોપર લેખો લખી ગામડામાં કાર્ય કરતા સભ્ય તરફ મોકલી આપવા જોઈએ તથા પ્રસંગ પડે તો તેને સમજાવવા જોઈએ.

આ ઉપરાંત બીજું ઘણું અગત્યનું કામ તે સભ્ય કરી શકે એમ છે ખેડૂતોના સુખદુ:ખનો આધાર ખેતીની પેદાશ પર છે. જો સુધરેલી પદ્ધતિએ ખેતી કરવાના લાભ તે પ્રત્યક્ષ કરી દેખાડી શકે તો ખરેખર બીજા ખેડૂતોને પોતાની ખેતીમાં તેવો સુધારો કરવાની વૃત્તિ થાય. આ ઉપરથી જણાય છે કે ખેડૂતોની સ્થિતિ સુધારવાની ઇચ્છાવાળો માણસ જો ખેતીવાડીની કળા જાણતો હોય તો તે પોતાના કામમાં વધારે સફળ થાય છે. જો કોઈ મંડળ આવું કામ કરવા તૈયાર થયું હોય તો તેમાં દેશી તથા સુધરેલી રીતની ખેતી જાણનાર એક માણસ હોવો જોઈએ. પોતાને જે જીલ્લામાં કામ કરવાનું હોય તેમાં આવા માણસે અથવા મંડળે જમીન ખરીદી લેવી જોઈએ કે જેથી તે ખેડૂતોની અંદર રહીને સ્વતંત્ર રીતે પોતાનો ગુજારો કરી શકે તથા પોતે ધારેલા પ્રયોગો કરી દેખાડી શકે. માત્ર આ પ્રમાણે પોતે નવા પ્રયોગો તથા અખતરા કરી અટકવાનું નથી, પરંતુ બીજા ખેડૂતોને ઉત્તેજીત કરી તેવા પ્રયોગો અને અજમાયસો કરવાને પ્રેરવા જોઈએ તથા તેવા પ્રયોગો કરવામાં તેમને બને તેટલી

સહાય આપવી જોઇએ. પ્રથમ પ્રયાસ ઘણો અઘરો જણાશે પણ આખરે એનાથી ઘણો લાભ થશે. કારણ કે એથી ખેડૂતોની દૃષ્ટિ વત્તી વિશાલ થશે અને તેમની જીજ્ઞાસાવૃત્તિ પ્રેરાઇ તે નવા નવા પ્રયોગો કરવા માંડશે. બીજા દેશોમા ખેતી કેવી રીતે થાય છે તથા તે દેશોમાં ખેડૂતોની સ્થિતિ કેવી હોય છે તે તેમને કહી અથવા વાંચી સ ભળાવવાથી તેમ જ ચિત્રો દેખાડવાથી પણ તેમને પાનો ચઢશે, તેઓની આંખ ઉઘડશે અને તેમના જેવા થવા તથા તેમની પેઠે ખેતી કરવાની તેમની વૃત્તિ થશે.

આપણા ખેડૂતો ઘણા અજ્ઞાન છે અને તેથી ઘણી ઘણી વાતોનું જ્ઞાન તેમને આપવાની જરૂર છે. હવાની સ્થિતિ પર પાકનો આટલો બધો આધાર છે; પરંતુ હવાની સ્થિતિ જાણવામા ચોક્કસ સાધન વિષે તેમને ભાગ્યે જ કાંઇ માહીતિ હોય છે આપણે સ્કુલોમા તથા કૉલેજોમા જે વિજ્ઞાન શીખીએ છીએ તે ઘણું સ્વલ્પ તથા નીરસ હોય છે આપણા નિત્ય જીવન જોડે તે ભાગ્યે જ સંબંધ ધરાવતું હોય છે. એ જ પદ્ધતિએ જો ખેડૂતોને આપણે વિજ્ઞાનની માહીતિ આપવા યત્ન કરીએ તો આપણે કદી સફળ થઇ શકીએ નહીં ઉષ્મામાપક (થર્મોમીટર) વાયુભારમાપક (બેરોમીટર) તથા આર્દ્રતામાપક (હીગ્રોમીટર) વગેરેના ઉપયોગથી ખેતીમા કેટલી તથા કેવી સહાય થાય છે, તે તેમને પ્રત્યક્ષ કરી બતાવવું જોઇએ. આ બધા ઉપાયોથી મહેનતના પ્રમાણમાં પેદાશ વધારતા તેમને આવડશે અને તેથી તેમની ઉપજ વધી તેમની આર્થિક સ્થિતિ સુધરશે

અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલા તથા જડ ઘાલી બેઠેલાં કુસંપને પરિણામે ગામડાના લોક એકસંપી કરી પોતાનો વ્યવહાર કરી શકતા નથી અને તેથી સહકાર્યનો લાભ તેમને મળતો નથી. તેઓ જાતે વેચાણો તથા ખરીદીઓ કરે છે અને તેમ કરવામા દલાલોને હાથે જ તેઓ છેતરાય છે. જો આખુ ગામ સંપ કરી એક હાથે જ પોતાની પેદાશ વેચે તો બેશક વત્તો ભાવ ઉપજે આવી સમજણ એમ ને એમ પોતાની મેળે લોકોમાં આવવાની નથી. બુદ્ધિપૂર્વક સતત અને અવિશ્રાન્ત પ્રયાસ કર્યા વગર તે બની શકે એમ નથી. ઉત્તેજનથી, ઉપદેશથી, ફુલાવીને, ટકોરીને અથવા બીજી કોઇ રીતે, નિત્ય કહી કહીને તેમને આ પ્રમાણે કરવા ઉત્તેજવા જોઇશે તથા તેમના વેર અને અણવિશ્વાસ કેવા ક્ષુદ્ર કારણોપર તથા સાંકડા મનને લીધે થયેલાં છે તે બતાવી તથા તે છોડાવાથી થતા લાભોનુ દિગ્દર્શન કરાવી એ પરિસ્થિતિ સુધારવાનો સબળ યત્ન કરવો જોઇશે. આ બધી નકામી માથાફોડ કોણ કરશે? પોતાનો આનંદ તથા મોજમજાહ છોડી આ માથાફોડીઉં કાછીપણું કોણ સ્વીકારશે? ખરે જેના હૃદયમા પોતાની માતૃભૂમિને માટે તથા પોતાના દેશબંધુઓ માટે નિઃસ્વાર્થ પ્રેમ હશે તે જ આ દુષ્કર ભગીરથ પ્રયત્ન કરવા હિંમત ધરશે તથા ઇશ્વરકૃપાથી સફળ પણ થશે. ઇશ્વર આવાં નરરત્નો મોટી સંખ્યામા આપણા અભાગી દેશમા પેદા કરો!

મોસમમાં ગામડાંઓમા મોટી અડચણ એ હોય છે કે લોકોની પાસે ખેતીને માટે તથા સરકારધારો ભરવા માટે રોકડ નાણું હોતું નથી અને તેથી તેવે સમયે તે નાણા ધીરનારના અહેશાનમાં આવી જાય છે, અને પોતાનો પાક ઓછે મૂલ્યે તેને 'ખંડીવાળે

છે. આ મુશ્કેલી દૂર કરવા માટે એ જરૂરનું છે કે ખેડૂતોની સ્થિતિ સુધારવા તૈયાર થનાર મંડળની પાસે કાંઇ થાપણ હોવી જોઇએ કે જેમાંથી તે ધીરધાર કરી શકે. પોતાના ખેતરની ખર્ચ બાદ કરતાં રહેલી રકમમાં બીજા ઉમેરા કરી એક નાની બૅંક ખોલવી જોઇએ કે જે સમય જતાં મોટી કરી શકાય. આ બૅંકે ખેતીને માટે તથા સરકારી ધારો ભરવા માટે ઘણે જૂજ વ્યાજે ખેડૂતોને નાણાં ધીરવાં જોઇએ. સાંસારિક પ્રસંગોના ખર્ચો માટે નાણાં ધીરવાની પ્રથા બૅંકે રાખવી નહીં. આ પ્રમાણે ધીરેલા નાણાંની બાંહ્યધરી તરીકે ખેડૂતનો પાક રાખવો જોઇએ અને બને ત્યાં સુધી તેના પ્રમાણમાંજ નાણાં ધીરવાં જોઇએ. આનો અર્થ એ કે ખેડૂતને નાણાં ધીર્યાં હોય તેનો માલ બૅંકની મારફત વેચાય તથા જે વેચાણ કિંમત આવે તેમાંથી ધીરેલાં નાણાં વ્યાજ સાથે બાદ કરી બાકીની રકમ ખેડૂતને આપી દેવી. સાંસારિક કામ માટે નાણાં જ્યાં આપવાં યોગ્ય જણાય ત્યાં પેલા મંડળના સભ્યોએ ખાનગી ઉધાર રકમ તરીકે આપવાં. આમ કરવાથી ભણેલા તથા જેને માટે પોતાના મનમાં સારો મત છે એવાના ઉપદેશ તથા સલાહથી યોગ્યતા પૂર્વક જ જોઇતો ખર્ચ કરવાની ટેવ ખેડૂતોને પડશે. આજ સહકારી બૅંકોની સ્થાપનાથી સહકાર્યનું રહસ્ય—પોતાની જવાબદારી સમજવી એ તત્વ પ્રજામાં આવી શકશે નહીં, પરંતુ આવા સુવ્યવસ્થિત તથા સહૃદય યત્નોથી જ સુધારો થવાની આશા છે. કેટલેક સમયે જ્યારે અમુક ગામના ખેડૂતો પોતાની જવાબદારી સમજતા થાય ત્યારે તે બૅંકને સહકારી બૅંકનું સ્વરૂપ આપી દેવું જોઇએ. વળી આવી બૅંકોએ માત્ર ધીરધારના જ મધ્યબિંદુઓ નહીં પરંતુ ખેતીવાડીના શિક્ષણના તથા તે સંબંધી માહીતિ આપનાર સંસ્થાઓ થવી જોઇએ. સારાં ઢોર, બી તથા ઓજારો, પાણીના રેંટ, પંપ વગેરેની માહીતિ તથા તેમને ઉપયોગમાં લાવતાં થતા ખર્ચના આડસટ્ટા તે બૅંકે લોકોની જાણ માટે તૈયાર રાખવા જોઇએ. વળી જો બને તો કેટલાક ઓજારો, બી, સારા પાકના નમૂના, પાકને લાગુ પડતી જીવાત તથા રોગની માહીતિ આપનારા નમૂના, તથા રેંટ, પંપ વગેરે સાધનોના નમુનાનું એક નાનું સંગ્રહસ્થાન આ બૅંક જોડે હોવું જોઇએ. જો આવી બૅંક લોકપ્રિય થાય અને પ્રમાણિક વહીવટથી લોકના વિશ્વાસનું પાત્ર બને તો આખા ગામનો અથવા કેટલાક ગામોનો માલ બૅંકની મારફત વેચાય. આનો લાભ એ થાય કે હાલમાં એલાહેદા વેચાણ કરવાથી ખેડૂતો દલાલોથી છેતરાય છે તથા એક ધણી ઓછી તો બીજો ધણી વત્તી કિંમતે તેવો ને તેવો માલ વેચી આવે છે, એમ બનવા પામે નહી, પરંતુ યોગ્ય તથા હોશિયાર માણસોની સહાયથી, વત્તામાં વત્તા બજાર ભાવે, સારે નહિ તો બધો માલ સીધો મોટી પેઢીઓ જોડે વ્યવસ્થા કરી વેચી શકાય. વળી આવી મોટી સંસ્થા હોય તો ચાલુ ભાવની ચોક્કસ માહીતિ પણ તારો તથા મારફતીઆઓથી મેળવી શકાય, અને તેથી મક્કમપણે સારો ભાવ લઇ વેચવાનું બની શકે.

જો આવા યત્નોથી લોકો સુધરે તો બધા ગામના લોક ભેગા મળી પોતાનું જીવન પણ ઉચું કરી શકે. હાલમાં કેટલાક અકસ્માતથી પૈસાદાર થઇ પડેલા ધનીકોએ જીન

કહાડેલા છે અને તેમાં તે લોકો બહુ પૈસો પેદા કરે છે. જો ગામલોકનુ પોતાનુ જ જીન હોય તો એ બધો ફાયદો તેમને જ મળે. પણ જીન કહાડવામા જોઇતો પૈસો ગામલોક ક્યારે કાઢી શકે? જ્યારે તેમની આર્થિક સ્થિતિ સુધરી હોય તથા તેમની પાસે ધન એકઠું થયું હોય ત્યારે. હવે આ વિષે વિચાર કરતાં બે મોટી અડચણો સુઝી આવે છે. એક પ્રમાણિક વહીવટ કરનાર આદમીઓ મેળવવાની તથા બીજી નીપજતા ફાયદામાથી વહેંચણી કરતી વખતે તકરારો ઉભી થવાની. ગામડાના લોકોમાથી જ જીન ચલાવી શકે તથા જીનનો વહીવટ કરી શકે એવો તૈયાર થયેલો આદમી ભાગ્યે જ મળી શકે એમ છે તેથી કોઇ સદ્‌વૃત્તિવાળો તથા ઇશ્વરપરાયણ બુદ્ધિથી પ્રમાણિકપણે વહીવટ કરી શકે એવો માણસ અથવા મંડળ પ્રાપ્ત થાય તો જ આ બની શકે એમ છે. આવા માણસનો અથવા મંડળનો હેતુ એવો હોવો જોઇએ કે જ્યાં સુધી ગામમાંથી કોઇ માણસ તૈયાર થાય ત્યા સુધી ગામના જ હિત અર્થે તેમના તરફથી તેણે વ્યવસ્થા કરવાની છે અને તે સમયમાંથી ગામની ઉછરતી પ્રજામાંથી એ કામ કરી શકે એવા માણસો તૈયાર કરવાના છે. વળી આવા મંડળે તેવા વહીવટમા હોશિયાર હોય એવા માણસોની સલાહ લઇ સફળતાથી વહીવટ થઇ શકે એવા ઉપાયો યોજવા જોઇએ, અને તે ગામના કોઇ યોગ્ય યુવકને જોડે રાખી તેને તે કામમાં વ્યવહારિક શિક્ષણ આપી પાવરધો કરવો જોઇએ. બીજી અડચણના પ્રસંગમા એટલું જ કરવુ બસ થશે કે આ પ્રમાણે આખા ગામના પૈસાથી ઉભા કરેલા જીનમા અથવા બીજી કોઇ સંસ્થામાં જે કાંઇ ઉપજ થાય તે કહાડેલા પૈસાના પ્રમાણમા વ્હેંચી લેવી તથા કુલ ઉત્પન્નમાથી અમુક ભાગ ગામના સાર્વજનિક કામો માટે જ એલાયદો કાઢી ગણવો. એ ભંડોળમાથી ગામની સ્થિતિ સુધારવી, ગામમાં તથા ગામની આસપાસ ગંદા પાણીના ખાબોચીઆ ન ભરાઇ રહે તથા સારા કુવા ખોદાય તથા પ્રયોગના ખેતરો નીભાવાય ઇત્યાદિ ઉપયોગી કામો કરી શકાય.

આગળ જતા ઘણાં ગામડાઓ ભેગાં મળી પોતાનાં ખેતીવાડી મંડળો, પ્રદર્શનો, સંગ્રહસ્થાનો તથા પ્રયોગક્ષેત્રો, ડેરીઓ વગેરે સ્થાપી શકે અને એ રીતે પોતાના રાજ્યકર્તાના કાર્યનો ભાર કંઇક અંશે ઓછો કરી દેશની ઉપજ વધારી શકે.

છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી.

---

# રશિયાની રાષ્ટ્રીય ચળવળ.

(૩)

રશિયન રાજ્યતંત્ર—રશિયન પ્રજાની રાજ્યક્રાંતિની લડત વિષે લખવા પહેલાં જે રાજ્યતંત્રનો નાશ કરવાના હેતુથી તે લડત ઉભી થઇ હતી, તે રાજ્યતંત્ર સંબંધી થોડીક હકીકત આપવી જરૂરની છે. રશિયન સામ્રાજ્યમા વિશાળ પ્રદેશને નાના નાના રાજ્યોમા વહેંચાઇ જતો અટકાવી એક હકુમત હેઠળ જાળવી રાખનાર રશિયાનું

રાજ્યતંત્ર પુરાણું હતું, વરસોથી ઉતરી આવેલું હતું; પરંતુ આ સદીની શરૂઆતમાં તે જે સ્વરૂપમાં દેખાતું, તે સ્વરૂપનો, તે બંધારણનો પાયો નાખનાર શહેનશાહ પીટર ધી ગ્રેટ હતો. તેની પહેલાં તે દેશનું રાજ્યતંત્ર ઢંગધડા વગરનું હતું તથા તેના રાજ્યકારભારમાં પણ કંઇ હેતુ કે નિયમ જણાતા ન હતા. તે વખતના શહેનશાહો ફાવે તેમ રાજ્ય ચલાવતા, લાંબા કે ઉંડા વિચારોની તેમને જરૂર જણાતી નહોતી; કોઈ સંસ્થા કે વ્યક્તિ તરફથી અગવડ પડે કે મુશ્કેલીઓ ઉભી થાય તો તેનો સહેજમાં નાશ કરતા; પરંતુ તે શિવાય ખાસ તેમની આંખે ન ચઢે એવી બાબતો તરફ બીલકુલ બેદરકાર રહેતા. પરિણામે તેમના અમલ દરમિયાન દેશનું રાજ્યતંત્ર એક જાતના સંભુમેળા જેવુંજ થઇ પડયું હતું

આ નિયમ કે પધ્ધતિ વિનાનું રાજ્યતંત્ર શહેનશાહ પીટરને અત્યંત અસંતોષકારક લાગ્યું, અને તેણે તો તેને એકજ ફટકે તોડી પાડી તેને બદલે એક સુવ્યવસ્થિત સત્તાધારીઓનુ રાજ્યતંત્ર ઉભું કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ એની તે સુંદર પણ લોકોના વંશપરંપરાથી ઉતરી આવેલા વિચારોથી વિરૂદ્ધ એવી યોજના સહેલાઈથી અમલમા મૂકી શકાય એમ ન હતું. જુના રાજ્યતંત્રને તોડી પાડવાનુ કામ પ્રમાણમા સહેલું હતું. પરંતુ નવું રાજ્યતંત્ર ઉભું કરવાની યોજના તે વખતના સંજોગોમા અશક્ય જ હતી. યથાર્થ પરિશ્રમ ઉઠાવી મુશ્કેલીઓ કે પરાજયથી નાસીપાસ થયા વગર તેણે એ યોજના માટે અનેક પ્રયત્નો આદર્યા પરંતુ છેવટે મોતને શરણ થઇ તેને તેનું મહાન કાર્ય તેના વારસોના માટે મુકી જવું પડ્યું. રાણી કેથરીનના અપવાદ શિવાય શહેનશાહ પીટરની પછી રશિયાની ગાદી પર આવનારાઓમાં એ મહાન કાર્યને માટે જરૂરના ઉદ્યોગ કે શક્તિ ન હતા. છતાં કેટલાક સંજોગોને લીધે તેમને પણ તેની યોજના ઉઠાવી લેવા ફરજ પડી. પીટરની પહેલા જે પધ્ધતિ પ્રચલિત હતી તે પ્રમાણે રાજ્ય ચલાવવું તો અશક્ય જ હતુ. અને પશ્ચિમ યુરોપના વિચારોનો પવન ફુંકાવા લાગતાં તે વિચારોથી રંગાયેલા સત્તાધારીઓને તે વિચારો અમલમા મૂકવાને માટે રાજ્યતંત્રને વધારેને વધારે એકહથ્થુ અને નિયમિત કરવાની જરૂર જણાઇ પરિણામે કાર્ય કરીને રશિયાનું રાજ્યતંત્ર અધિકારીઓના ગુંચવાડા ભરેલા બંધારણની મારફતે કાર્ય કરતી ભલી થવા ઇચ્છતી પણ આપખુદી સત્તાવાળી સરકારના એક નમૂનારૂપ થઇ પડયું હતું. એ રાજ્યતંત્રના મુખ્ય અંગો તથા લક્ષણો નીચે મુજબ હતાઃ—

રશિયાના પુરાણા રાજ્યતંત્રમાં શહેનશાહની સત્તા સંપૂર્ણ અને સર્વોપરી હતી. પીટર ધી ગ્રેટના શબ્દોમાં કહીએ તો "શહેનશાહને પૃથ્વી ઉપર કોઇને પણ પોતાના કાર્યનો જવાબ આપવાનો નથી પરંતુ તેને તેના રાજ્ય ઉપર ખ્રીસ્તી રાજા તરીકે પોતાની મરજી અને તુલનાશક્તિ અનુસાર રાજ્ય ચલાવવાનો સંપૂર્ણ હક અને સત્તા છે." શહેનશાહના હાથ હેઠળની સંસ્થાઓ ત્રણ હતી—(૧) કાઉન્સિલ ઑફ સ્ટેટ—રાજ્યસભા, (૨) કમિટી ઑફ મીનીસ્ટર્સ—પ્રધાન મંડળ અને (૩) સેનેટ.

આમાંથી રાજ્યસભાનું કાર્ય ધારા ઘડવાનું, પ્રધાન મંડળનું કાર્ય રાજ્યનો કારભાર કરવાનું તથા સેનેટનું કામ ન્યાય આપવાનું હતું. (૧) ઉપર ટપકેથી જોનારાને એમ લાગે કે રાજ્યસભા તે વિલાયતની પાર્લામેન્ટ જેવીજ સંસ્થા હશે, પરંતુ હકીકતે તે આપણા દેશની ધારાસભાને મળતી આવે એવી જ હતી. તે પાર્લામેન્ટની માફક પ્રજાકીય સંસ્થાન હતી એટલુંજ નહિ પરંતુ તેનું કાર્ય માત્ર ખરડાઓ ઉપર વાદવિવાદ કરવાનું તથા વાર્ષિક અંદાજપત્રો ઉપર ટીકા કરવાનું જ હતું. ટૂંકમાં તે માત્ર એકસલાહકારક મંડળ હોઈ તેના ઠરાવો શહેનશાહ ઉપર કોઇ પણ રીતે બંધનકારક ન હતા. (૨) રશિયાનું પ્રધાનમંડળ તે વિલાયતની કેબીનેટ જેવું નહીં પરંતુ ઘણે અંગે આપણા દેશના જ કારોબારી મંડળ જેવું હતું. આ મંડળના પ્રધાનોની નીમણુક શહેનશાહ તરફથી જ થતી. તેઓ સર્વે સીધી રીતે શહેનશાહને જ જવાબદાર ગણાતા અને તેમને એક બીજાની સાથે ખાસ સંબંધ ન હતો એટલે કે તેઓ સામાન્ય જવાબદારીથી એક બીજા સાથે બંધાયલા ન હતા. (૩) સેનેટને શરૂઆતમા તો શહેનશાહની ગેરહાજરીમાં કે શહેનશાહ પોતે સગીર વયનો હોય ત્યારે રાજ્યકારભાર ઉપર સંપૂર્ણ સત્તાનો હક હતો. પણ કાળે કરીને તે હક જતો રહ્યો અને સેનેટ માત્ર એક ન્યાયની અદાલતરૂપ થઇ પડી. આ ત્રણ સંસ્થાઓ હેઠળ દશ પ્રધાનોના દશ ખાતાંઓ હતા અને તેમની મારફતે શહેનશાહની સત્તાનો સમસ્ત દેશમાં અમલ થતો. પ્રાંતોના કારભારને માટે ગવર્નર, અને તેમને મદદ કરવાને માટે 'શીન' નામથી ઓળખાતા અધિકારીઓની યોગ્ય વ્યવસ્થા હતી. આ સર્વે પ્રજામતથી સ્વતંત્ર હતા.

રાજ્યતંત્રના બંધારણ અને રૂપ કરતાં પરિણામને વધારે અગત્યતા આપનારને આ રાજ્યતંત્રનો કારભાર પ્રજાની સુખની દૃષ્ટિએ કેવા પ્રકારનો હતો, એ સવાલ ઉભો થાય એ અત્યંત સ્વાભાવિક છે. અને તેથી એ રાજ્યતંત્ર વ્યવહારૂ રીતે પણ પ્રજાને માટે કેવી રીતે હાનિકારક હતું તે જાણવાની જરૂર છે.

રશિયા જેવા વિસ્તૃત દેશનું ઐકય જાળવવા માટે તે દેશ પછાત હોય ત્યાં સુધી રાજ્યની સત્તા થોડા સબળ અધિકારીઓના હાથમાં જ રહેવાની જરૂર હતી એમ કેટલાએક વિચારકોનું માનવું છે. કદાચ એ વિચાર સાચો હોય તો પણ તેવા આપખુદી રાજ્યતંત્રથી સ્વાભાવિક રીતે જે માઠા પરિણામ ઉત્પન્ન થાય તે તરફ આંખમીચામણા કરી શકાય નહીં. જો અધિકારી વર્ગ પ્રજાજનોથી છુટો પડી ગયેલો હોય, પ્રજાના રીતરીવાજ–વિચાર–ભાવના–ઇચ્છા, વગેરે તરફ તેની દીલસોજી નહીં હોય, અને સત્તાના મદમા સમસ્ત પ્રજાને જંગલી, અભણ કે બાળક સમાન ગણી તેની સંમતિ મેળવ્યા વગર તેને સમજ ન પડે એવી કે તેને નકબુલ હોય એવી યોજનાઓ અધિકારીઓ અમલમાં મૂકે તો પ્રજા તેમના તરફ શકાની નજરે જુએ એ અત્યંત સ્વભાવિક છે. તેમાં જ્યાં સરકારના હેતુઓ ઉપર પ્રજાને વિશ્વાસ જ નહીં હોય, સરકાર પ્રજાના હિતને સારૂ રાજ્ય ચલાવે છે એવો ભાસ પણ નહીં હોય ત્યાં પ્રજા સરકારની વિરોધી થઇ પડે તેમાં નવાઇ શું? રશિયાના આ પુરાણા રાજ્યતંત્રની સૌથી અગત્યની અસર તો એ હતી કે ઝાર તથા તેના અધિકારીઓ પ્રજાને પોતાની સ્વાર્થી રાજ્યદ્વારી યોજનાઓ માટે કેવળ સાધનરૂપ ગણતા અને પ્રાન્તે તેમને પાપના પુતળાં તરીકે જ લેખતી

પરંતુ આ રીતે પ્રજા તથા સરકાર વચ્ચે ઉભો થતો સ્વભાવિક વિરોધ બાજુએ મુકીએ તો પણ રશિયન રાજ્યતંત્રનાં બીજાં લક્ષણો પણ પ્રજાને માટે અત્યંત અસહ્ય હતાં. રશિયન અધિકારીઓ લાંચ રૂશ્વત છૂટથી લેતા અને પ્રજા ઉપર તેમના જુલમની પણ હદ ન હતી એવું કહેવાય છે કે પીટર ધી ગ્રેટે એક વાર સૂચના કરી કે નાનામાં નાની ચોરી કરનારને પણ ફાસીની સજા થવી જોઇએ; આનો સરકારી વકીલ કે જે ત્યા હાજર હતો તેણે એવો જવાબ આપ્યો કે જો તે નામદાર પોતાની આ યોજના અમલમાં મુકે તો રાજ્યમાં એક પણ અધિકારી રહે જ નહીં. કારણ કે તે અમલદારે કહ્યુ "અમે સઘળા ચોરી કરીએ છીએ, ફેર માત્ર એટલો જ છે કે અમારામાંના કેટલાએક બીજાઓના કરતા વધારે ઉઘાડી રીતે અને વધારે મોટી ચોરીઓ કરે છે." પીટર ધી ગ્રેટની પછી બસે વરસે પણ આ સ્થિતિ કાયમ હતી અને આ સદીની શરૂઆતમાં પણ તે નાબુદ થઇ નથી રશિયાના શહેનશાહો આ હકીકતથી પુરેપુરા વાકેફ તો હતા જ અને આ દુષણો દૂર કરવા તેમના તરફથી અનેક પ્રયત્નો થતાં; પરંતુ આવા રાજ્યતંત્રમાં અધિકારી વર્ગમાના ગુન્હેગારોને શિક્ષા કરવાનું સ્વાભાવિક રીતે મુશ્કેલ જ હોય. પ્રથમ તો મોટા મોટા અમલદારો પોતે જ એવા ગુન્હાઓ કરતા હોય એટલે તેમના હાથ નીચેના અમલદારોને હાથ લગાડી શકે નહીં. અને તે ઉપરાત અધિકારીઓના ગુન્હા બ્હાર આવે, તેમને જાહેરમાં શિક્ષા થાય તો પ્રજામાં તેમનું માન ઘટે એ વિચારથી પણ તેમના ગુન્હાઓ દાબી દેવાતા. ટુંકમાં શહેનશાહોના અનેક પ્રયત્નો છતાં અધિકારીઓમાં લાચ રૂશ્વતનું પ્રમાણ ઓછુ ન થયું તેનું ખાસ કારણ તો તે દેશનુ રાજ્યબંધારણ અને તેથી સ્વાભાવિક રીતે અધિકારીઓમાં ઉત્પન્ન થતી વૃત્તિ જ હતા.

આખરુદી કે એકહથ્થુ રાજ્યતત્રમાં અનેક દુષણો હોવા છતાં, તેના બચાવમાં સાધારણ રીતે એમ કહેવામાં આવે છે કે તે પ્રજાકીય રાજ્યતંત્ર કરતાં તે રાજ્યકાર્ય વધારે કુશળતાથી ચલાવી શકે છે પરંતુ હકીકત તો તેથી ઉલટી જ છે. રશીઅન રાજ્યતંત્રની કાર્યપદ્ધતિ ખરેખર અત્યંત ગુંચવાડાભરેલી, અને જરૂર ન હોય ત્યાં પણ અસાધારણ વિલંબ કરે એવી હતી. એ પદ્ધતિ પ્રમાણે નાનામા નાની બાબતમાં પણ અમલદારો મોટામાં મોટા અધિકારીઓનો અભિપ્રાય મેળવીને જ પગલાં ભરતા, અને એ અભિપ્રાય મેળવવામા સ્વભાવિક રીતે દિવસોના દિવસો નિકળી જતા. એક રશીઆમાં મુસાફરી કરનાર અંગ્રેજ લેખક લખે છે કે એક સરકારી મકાનમાં કાંઇક સમારકામની જરૂર હતી પરંતુ તે કામ પોતાની જોખમદારી પર કરવાને બદલે તે માટે છેક પ્રધાનમંડળ સુધી પત્રવ્યવહાર ચાલ્યો અને ત્યાંથી કામ શરૂ કરવાને માટે પરવાનગી આપતાં એક મહીનો થયો. આવી વિચિત્ર કાર્યપદ્ધતિવાળાં રાજ્યતંત્રનો કારભાર કેવો હોવો જોઇએ અને તેથી પ્રજાજનોને કેટલું ખમવું પડયું હશે તે વાંચક કલ્પના કરી શકશે.

આ ઉપરાંત રશિયન રાજ્યતંત્ર સામેની એક મોટી ફરિયાદ તો તેની પોલીસ તથા જાસુસ વર્ગને માટેની હતી. આ જાસુસ વર્ગ પ્રથમ તો ખાસ પ્રજાના લાભને માટે જ ઉભો કરવામા આવ્યો હતો. અધિકારીઓ લાચ લે છે, પ્રજાજનો ઉપર જૂલમ કરે

છે, અને તેથી તેમના ઉપર દેખરેખ રાખવાની જરૂર છે એ વિચારથી ઝાર નિકોલસ પહેલાએ 'ઝાંડારમરી'ના નામથી ઓળખાતો એ વર્ગ ઉભો કર્યો હતો. તેમનું ખાસ કાર્ય અધિકારીઓ ઉપર નજર રાખવાનું તથા તેમના ગુન્હાઓ સંબંધી શાહેનશાહને માહીતિ આપવાનુ હતું પરંતુ અધિકારીઓના વાતાવરણથી રંગાયેલા આ નવા અમલદાર વર્ગે અધિકારીઓના ગુન્હા તરફ સરકારનું ધ્યાન ખેંચવાને બદલે ઉલટું રાજદ્વારી ચળવળમાં રોકાયેલા દેશભક્તોને ગુન્હેગાર ઠરાવવા માંડયા અને કાળે કરી અપ્રમાણિક અને જૂલમી અધીકારીઓના પંજામાંથી પ્રજાને બચાવવાને બદલે આ અમલદાર વર્ગ પોતેજ પ્રજા ઉપર એક નવા જૂલમ સમાન થઇ પડયો.

રશિયાનું આપખુદી સત્તાવાળુ રાજ્યતંત્ર રાજ્યકાર્યની તેમ જ પ્રજાના સુખની દૃષ્ટિએ ખામીઓથી ભરપૂર હતું એ વાત તો જગજાહેર છે. પરંતુ તે ખામીઓ કેવા પ્રકારની હતી, તે ઉપરની હકીકત ઉપરથી સમજાશે. આ ખામીઓ પ્રજાને માટે એટલી તો અસહ્ય થઇ પડી હતી કે એ રાજ્યતંત્ર તરફ દીલસોજીની નજરે જોનારાઓને પણ કબુલ કરવું પડતું કે તેમાથી છુટવાને માટે રાજ્યતંત્રને પ્રજામતને આધીન બનાવ્યા વગર છુટકો જ ન હતો.

રાષ્ટ્રીય ચળવળ—જ્યાં પ્રજા ગરીબ હોય, દુઃખી હોય, અજ્ઞાન હોય, સમાજ કે રાજ્ય ઉપર તેનો શું હક્ક છે તેની તેને ખબર નહિં હોય, તે હક્ક ઉપર કોણ તરાપ મારે છે તે તે જોઇ શકતી નહિં હોય, ત્યા તેને નસીબને દોષ દઇ તેના તરફ થતા અન્યાય સહન કર્યા સિવાય છુટકો નથી. પરંતુ એક વખતે તેને તેની ખરી સ્થિતિનું ભાન થાય, તેને તેની મહેનત મજુરીના બદલામાં જે સુખશાતિના સાધન મળવા જોઇએ તે કેમ મળતા નથી, કોને લીધે મળતા નથી, તે તેને સમજાય કે તે જૂલમની સામે થવા, પોતાને હાથે જ ન્યાય મેળવવા પ્રયત્ન કરે છે. રશીઆની અજ્ઞાન પ્રજા વરસો સુધી રશીઆના આપખુદી સત્તાવાળાં રાજ્યતંત્રના જૂલમ હેઠલ દબાયેલી હતી, પરંતુ પશ્ચિમ યુરોપના વિચાર તથા સંસ્કૃતિના સંસર્ગમાં આવી જાગૃત થતાં તેણે તેના હક્કોની લડત શરૂ કીધી. ખરૂં છે કે રશીઅન પ્રજાનો શિક્ષિત વર્ગ શરૂઆતમા પશ્ચિમના વિચારોનું રહસ્ય સંપૂર્ણ રીતે સમજવાને શક્તિવાન નહોતો. તે વિચારો તેના દેશને માટે અનુકુળ છે કે નહીં તે તપાસી શકે એમ નહોતો, અને છતા તે વિચારોને પકડી લઇ, તેને અમલમા મૂકવા તે જોઇએ તે કરતાં વધારે આતુર હતો, અને તેથી પરિણામે તે ઘડીભર સરકાર તથા સમાજની આંખમા હાસી તથા તુચ્છકારને પાત્ર પણ થઇ પડયો હતો. છતાં કાળે કરી, અનુભવથી ઘડાઇ, પાશ્ચાત્ય વિચારો તથા કાર્યપદ્ધતિમાંથી પોતાના દેશને માટે ઉપયોગી થઇ પડે એવાજ સાધનો લઇ—અને જરૂર પડે ત્યારે નવીન સાધનો યોજી તે આજે પોતાનું કાર્ય સાધી શકયો છે તેની મહેનતથી, તેની સરદારી હેઠળ રશીઅન પ્રજા આજ તેના જૂલમી રાજ્યતંત્રને તોડી નાખવા શકિતવાન થઇ છે. અને હાલ તે પ્રજાકીય રાજ્યતંત્રનો પાયો નાખવા—તે મજબુત કરવા મથી રહી છે. આપણા દેશની સ્થિતિ તથા રશીઆની સ્થિતિમાં ઘણુ મળતાપણુ છે, અને જો કે આપણી રાષ્ટ્રીય ચળવળ તેનો હેતુ શાતિથીજ સાધી શકશે, છતા આપણે માટે રશીઆની આ ફત્તેહમંદ નીવડેલી ચળવળ ઘણી સૂચક અને પ્રોત્સાહક છે.

નીહીલીસ્ટોનું જોર મોટે ભાગે સેંટપીટર્સબર્ગમાં જ હતું છતા તે સમયે દેશની અંદરના ભાગોમાં જમીનદારોમાં પણ અસંતોષની લાગણી તીવ્ર હતી. સરકારે પોતાની આપખુદી સત્તાનો ઉપયોગ કરી, તેમની પાસેથી જમીન લઇ ખેડુતોને આપી દીધી હતી તે વાત તેમના દીલમાં સાલતી હતી. અને તેમને તેના બદલામાં પશ્ચિમ યુરોપના ઉમરાવોના જેવા હક્કો મેળવવાની ઇચ્છા હતી. તેમને કાંઇ નીહીલીસ્ટોની માફક સરકારની સત્તાને તોડી પાડવાની ઇચ્છા ન હતી તેઓ સરકાર તરફ સંપૂર્ણ રીતે વફાદાર હતા પરંતુ તેમને અગત્યની બાબતોમા પ્રતિનિધિ મંડળો મારફતે તેમના વિચારો દર્શાવવાનો હક્ક જોઇતો હતો. તેમની હીલચાલથી સરકારને કોઇ પણ રીતે ખમવું પડે એમ ન હતું અને જો સરકારે ડહાપણ વાપરી તેમને હક્કો આપ્યા હતે તો તે કદાચ નીહીલીસ્ટોને દાબી દેવાને શકિતવાન થાત; પરંતુ સરકારે તેમને તુચ્છકારી કાઢયા અને તેથી પાછું નીહીલીસ્ટોનું બળ વધ્યું.

આ અરસામાં પોલેંડ, રશીઆથી સ્વતંત્ર થવાના હેતુથી બળવો ઉઠાવ્યો, અને સ્વતંત્રતાના ઉપાસક નીહીલીસ્ટોએ પોલેંડ તરફ સહાનુભૂતિ દર્શાવી. પરંતુ રશિયન પ્રજાએ ખોટા દેશાભિમાનની લાગણીથી દોરાઇ આ ઉદાર વૃત્તિની સામે થઇ તેનો અંત આણ્યો. અને પ્રજાની એ લાગણીઓનો લાભ લઈ ઝાર એલેક્ઝાંડરે એક પાસથી રાજકીય ચળવળને દાબી દઇ, બીજી પાસથી સ્થાનિક સ્વરાજ્ય માટે તથા ન્યાયની અદાલતોમાં સુધારા કરી લોકોને સંતોષવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આ સુધારાની નીહીલીસ્ટો ઉપર કાઇ પણ અસર થઇ નહિ અને તેમના એક ગુપ્ત મંડળે ઝારને મારી નાંખવાનું કાવત્રું કરી ૧૮૬૬ માં કારાકોઝોવ નામના યુવકની મારફતે શહેનશાહ ઉપર હુમલો કરાવ્યો. આ હુમલામાંથી ઝાર પોતે બચી ગયો, પરંતુ ત્યારથી સુધારાની રાજનીતિનો અંત આવ્યો અને સરકારે જાપ્તાના સખત પગલાંઓ લેવા માંડયા.

શંકરલાલ ઘેલાભાઈ બેંકર.

---

## સત્યાગ્રહનું રહસ્ય.

મુંબાઇની હોમરૂલ લીગના આશરા હેઠળ શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ ધરમસીના પ્રમુખપણા હેઠળ દક્ષિણ આફ્રિકાવાળા રા. પરાગજી ખંડુભાઇએ સત્યાગ્રહનું રહસ્ય એ વિષય ઉપર એક વ્યાખ્યાન મુંબઇમાં આપ્યું હતું તેનો સાર નીચે મુજબ છે:—

વ્યાખ્યાનકારે પ્રથમ હોમરૂલ લીગના મંત્રીઓનો આ વિષય ઉપર ભાષણ ગોઠવવા માટે આભાર માની દર્શાવ્યું હતું કે આપણા પવિત્ર દેશનું રાજકીય વાતાવરણ હાલમાં અતિ ગંભીર બની રહેલું છે. આપણો દેશ હાલમા એક વિકટ પ્રસંગમાથી પસાર થાય છે. હોમરૂલ યાને સ્વરાજ્યનો પવન જોસભેર દેશમાં સર્વત્ર ફુંકાઇ રહ્યો છે. જ્યાં જુઓ ત્યાં સ્વરાજ્યની જ વાતો થઇ રહી છે અને પ્રત્યેક ભારતવાસીને એમ

ભાસે છે કે જે ચળવળ આપણા દેશમાં હાલ પ્રવર્તી રહી છે તેનું અંતમાં શુભ પરિણામ જ, આવશે. સ્વરાજ્યના માર્ગે આપણે જલદી જ હવે પહોંચીશું બીજી બાજુ હિંદનો અધિકારી વર્ગ પ્રજાના અપૂર્વ ઉત્સાહને છીન્નભીન્ન કરી નાખી જાપતાની રાજનીતિ ગ્રહણ કરી હોમરૂલની ચળવળ કરનારાઓના તરફ વક્રદષ્ટિએ જોઇ રહ્યો છે. જાપતાની રાજ્યનીતિ સામે પગલા લેવા દેશના અગ્રગણ્ય નેતાઓ 'સત્યાગ્રહ' એ વિષય ઉપર ખાસ ચર્ચા વર્તમાન પ્રસંગે કરી રહ્યા છે. ત્યારે સત્યાગ્રહ અને એનું રહસ્ય શું છે એ સમજવું પ્રત્યેક ભારતવાસી માટે આ સમયે ખાસ આવશ્યક છે. અસત્ય, અન્યાય, જુલમ અને અધર્મની સામે આત્મબળ યાને પ્રેમબળથી થવું આનુ નામ સત્યાગ્રહ છે. શારીરિક બળની સામે આત્મીક બળ–પ્રેમ બળથી સામે થવુ એનું નામ સત્યાગ્રહ છે. અન્યાયી અને જુલમી કાયદાઓનો અસ્વીકાર કરી તેમાં જે સજા ઠરાવી હોય તે જાતે ઉઠાવી લેવી એ સત્યાગ્રહનું સ્વરૂપ છે. આવા અન્યાયી અને જુલમી કાયદાઓની સામે થઇ તેની સજાઓ ઉઠાવી આપણાં સ્વદેશી બંધુઓ સાઉથ આફ્રિકામા મહાત્મા ગાંધીજીની સરદારી હેઠળ સાત વર્ષ સુધી સત્યાગ્રહની લડતમાં ઝુઝી વિજયવંત થયા છે તે આપણે સર્વ જાણીએ છીએ. 'સત્યાગ્રહ' શબ્દ એ અંગ્રેજી Passive Resistance શબ્દનુ ભાષાંતર છે. અંગ્રેજી ભાષામાં કેટલાક એવા શબ્દો છે કે જેનું ગુજરાતીમા ભાષાંતર કરતા તેનો સંપૂર્ણ ભાવ આપણે ઉતારી શકતા નથી. Passive Resistance એ એક એવો જ શબ્દ છે કે એ શબ્દને માટે ગુજરાતી યથોચિત શબ્દ શું છે તેની માગણી દક્ષિણ આફ્રિકામા જાહેર રીતે કરવામા આવી હતી. કેટલાકો તેને 'શાંત અવરોધ' કહેવાનું સુચવતા હતા. કેટલાકો 'નિષ્ક્રીય પ્રતિરોધ' આવો શબ્દ યોજવા જણાવતા હતા. પરંતુ મહાત્મા ગાંધીજીને આ સાક્ષરી શબ્દો પસંદ પડયા ન હતા તેમજ Passive Resistance નો ખરો ભાવ પણ તેમાં દર્શાવાતો ન હતો. આફ્રિકાનો હિંદી સામાન્ય જનસમૂહ ઝટ ગ્રહણ કરી લે એવા શબ્દને માટે ગાંધીજી ઇચ્છા રાખતા હતા અને આખરે તેમણે 'સત્યાગ્રહ' એ શબ્દને પસંદ કર્યો. સત્યનો સદા જય થાય છે એ આપણાં ધર્મશાસ્ત્રોનુ કથન છે. સત્યાગ્રહની લડતમાં હાર શબ્દ હોઇ ન શકે એવી તેમની દૃઢ માન્યતા હોવાથી તેમણે એ જ શબ્દ અંતમાં પસંદ કર્યો અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની રાજકીય લડત 'સત્યાગ્રહની લડત' એ નામથી સંસારમા પ્રસિદ્ધ થઇ તે આપણે જાણીએ છીએ. પાશ્ચાત્ય પ્રદેશોમા 'સત્યાગ્રહ' શીખવનાર ખ્રીસ્તી ધર્મના પ્રવર્તક ભગવાન, ઇસુ ખ્રીસ્ત થઇ ગયા છે. તેમનો મુખ્ય સિદ્ધાંત એ જ હતો કે મનુષ્યોએ કોઇ પણ સંજોગોમા શારીરિક બળનો ઉપયોગ કદી કરવો નહિ. તે મહાત્માનુ શિક્ષણ એટલે સુધી જાય છે કે એક ખ્રિસ્તીને હથીઆર ધારણ કરવાનો અધિકાર નથી. अहिंसा परमो धर्म એ જ આપણા ધર્મશાસ્ત્રોનો સિદ્ધાંત તેમણે સ્વીકારી તેમની દશ આજ્ઞાઓમાથી એકમાં ફરમાવેલું છે કે *Thou shalt not kill* એટલું જ નહિ પરંતુ મનુષ્ય ગમે એવા ક્રોધના આવેશમા આવ્યો હોય તો પણ તેણે શારીરિક બળનો ઉપયોગ કદી ન કરવાં જણાવેલું છે કે જો કોઇ તમારા ડાબા ગાલ ઉપર આવીને તમાચો લગાવે તો તેની સામે જમણો ગાલ પણ ધરી દો. યુરોપ ખંડમાં આજે તેમનાં એ

શિક્ષણની હાંસી થતી જ આપણે અનુભવીએ છીએ, છતાં એ વચનનું ખરૂં રહસ્ય જેઓ જાણે છે જેઓ પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમમય દ્રષ્ટિથી જુએ છે. પ્રેમ એ જ પરમાત્માનું સ્વરૂપ છે એમ માને છે તેઓ સમજી શકે છે કે એક જુલમગાર અને અન્યાયી પુરૂષ જુલમ અને અન્યાય કરી તેનું ધારેલું કરાવવા ઇચ્છતો હોય તો તે તેના પ્રત્યે પ્રેમ રાખી જુલમ અને અન્યાયને તાબે ન થતાં જે દુઃખ તે આપે તે સહન કરી લે તેનું નામ સત્યાગ્રહી છે. ભગવાન ઇસુ ખ્રીસ્તના ઉપર તેના દુશ્મનોએ એટલો ભયંકર જુલમ ગુજાર્યો હતો કે, તેને ઝાડની સાથે બાંધી ખીલા ઠોકી તેનો પ્રાણ લેવામાં આવ્યો હતો, છતાં તેના ઉપર જુલમ ગુજારનારના પ્રત્યે તેણે નથી તિરસ્કાર બતાવ્યો યા નથી તેની સામે તેમણે શારીરિક બળનો ઉપયોગ કર્યો. તેણે હસતાં હસતાં સત્યને ખાતર પોતાના પ્રાણની આહૂતિ આપી દીધી હતી. આવું મહાન કષ્ટ સહન કરી તેઓએ ખરેખરા સત્યાગ્રહી બની પોતાના પ્રાણનું બળીદાન આપ્યું ત્યારે જ તેની પાછળ ખ્રીસ્તી ધર્મનો ફેલાવો થઇ શક્યો છે. સત્યાગ્રહનું રહસ્ય અમેરીકામાં એક બીજા પુરૂષ મહાત્મા થોરોએ બતાવ્યું હતું. અમેરીકાની નીગ્રો પ્રજાને ગુલામીમાંથી મુક્ત કરવા તેમણે અમેરીકાની સરકારને કર આપવાની ના પાડી હતી અને તેને માટે તેને કેદમાં મોકલવામાં આવ્યા હતા. તેમણે દર્શાવ્યું હતું કે જે સરકાર મનુષ્યની ગુલામીનો ધંધો કરવાને ઉત્તેજન આપે છે તે સરકારને નિભાવવા કર આપવો તે અધર્મ છે. તેમને સત્યાગ્રહ ઉપર એટલી બધી અચળ શ્રદ્ધા હતી કે અમેરીકામા એવો એક જ માણુસ પણ પડયો હશે કે જે નીગ્રો પ્રજાની ગુલામીની સામે પોકાર ઉઠાવી સરકારને કર ન ભરી જેલમાં જશે તો નીગ્રો પ્રજાની ગુલામીની સાંકળના બંધન જરૂર તુટી જશે. તેમને કર ન ભરવા માટે જ્યારે જેલમા પુરવામાં આવ્યા ત્યારે જેલમા પુરનાર માણસો ઉપર દયા ખાઇ તેમણે દર્શાવ્યું હતું કે આ માણસોએ મારી આસપાસ આવી રહેલી આ દિવાલોની મજબૂત ઓરડીમાં બંધ કર્યો છે પરંતુ તેઓને એટલી પણ બુદ્ધિ નથી કે મારા આ શરીરને તેમણે એક જગ્યાએ બંધ કરી મૂક્યું છે પરંતુ મારા શરીરમાં રહેલો આત્મા તો તદ્દન સ્વતંત્ર છે. તે જોઇએ તેવા વિચારો કરી લે છે અને સ્વેચ્છા મુજબ વિચારે છે તેને બંધ કરવાની જગતમાં કોઇની પણ તાકાદ નથી. જેલમાંથી છુટયા પછી તેમણે 'On the duty of civil disobedience' નામનું એક નાનું પુસ્તક લખ્યું હતું જે લાખો મનુષ્યો રસપૂર્વક વાંચતા હતા. તે મહાન પુરૂષની માન્યતા હતી કે આપણે પ્રથમ મનુષ્ય બનતાં શીખવું જોઇએ અને રૈયત પછીથી. ત્યાર બાદ રૂશિયામાં સત્યાગ્રહનું શિક્ષણ આપનાર મહાન પુરૂષ કાઉંટ ટોલસ્ટોય થયા છે તેમણે પ્રેમબળ એજ સર્વોત્તમ બળ છે એ ભારપૂર્વક દર્શાવી આપેલું છે. સરકાર માત્રનો નિભાવ શારીરિક બળ યાને વાયોલન્સના ઉપર જ રહેલો છે અને તે તદ્દન ન ઇચ્છવા જોગ છે. તેમની ખાસ માન્યતા હતી કે કોઇ પણ દેશના બચાવ માટે લશ્કરની જરૂર હોવી ન જોઇએ 'Resist not evil' એ સિદ્ધાંતનું ભાર-પૂર્વક તેમણે પ્રતિપાદન કરેલું છે. ઝારના જુલમની નીચે કચરાતી પ્રજાને માટે તેણે ઘણું કર્યું છે. નિડરતાપૂર્વક તેમણે એવાં તો ઉત્તમ પુસ્તકો લખેલાં છે કે

ભાસે છે કે જે ચળવળ આપણા દેશમા હાલ પ્રવર્તી રહી છે તેનું અંતમાં શુભ પરિણામ જ આવશે. સ્વરાજ્યના માર્ગે આપણે જલદી જ હવે પહોંચીશું બીજી બાજુ હિંદનો અધિકારી વર્ગ પ્રજાના અપૂર્વ ઉત્સાહને છીન્નભીન્ન કરી નાંખી જાપતાની રાજનીતિ ગ્રહણ કરી હોમરૂલની ચળવળ કરનારાઓના તરફ વક્રદૃષ્ટિએ જોઇ રહ્યો છે. જાપતાની રાજ્યનીતિ સામે પગલા લેવા દેશના અગ્રગણ્ય નેતાઓ 'સત્યાગ્રહ' એ વિષય ઉપર ખાસ ચર્ચા વર્તમાન પ્રસંગે કરી રહ્યા છે. ત્યારે સત્યાગ્રહ અને એનું રહસ્ય શું છે એ સમજવું પ્રત્યેક ભારતવાસી માટે આ સમયે ખાસ આવશ્યક છે. અસત્ય, અન્યાય, જુલમ અને અધર્મની સામે આત્મબળ યાને પ્રેમબળથી થવું આનું નામ સત્યાગ્રહ છે. શારીરિક બળની સામે આત્મીક બળ-પ્રેમ બળથી સામે થવું એનું નામ સત્યાગ્રહ છે. અન્યાયી અને જુલમી કાયદાઓનો અસ્વીકાર કરી તેમાં જે સજા ઠરાવી હોય તે જાતે ઉઠાવી લેવી એ સત્યાગ્રહનું સ્વરૂપ છે. આવા અન્યાયી અને જુલમી કાયદાઓની સામે થઇ તેની સજાઓ ઉઠાવી આપણાં સ્વદેશી બંધુઓ સાઉથ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીની સરદારી હેઠળ સાત વર્ષ સુધી સત્યાગ્રહની લડતમાં ઝુઝી વિજયવંત થયા છે તે આપણે સર્વ જાણીએ છીએ. 'સત્યાગ્રહ' શબ્દ એ અંગ્રેજી Passive Resistance શબ્દનું ભાષાંતર છે. અંગ્રેજી ભાષામાં કેટલાક એવા શબ્દો છે કે જેનું ગુજરાતીમાં ભાષાંતર કરતાં તેનો સંપૂર્ણ ભાવ આપણે ઉતારી શકતા નથી. Passive Resistance એ એક એવો જ શબ્દ છે કે એ શબ્દને માટે ગુજરાતી યથોચિત શબ્દ શું છે તેની માંગણી દક્ષિણ આફ્રિકામાં જાહેર રીતે કરવામા આવી હતી. કેટલાકો તેને 'શાંત અવરોધ' કહેવાનું સુચવતા હતા. કેટલાકો 'નિષ્ક્રીય પ્રતિરોધ' આવો શબ્દ યોજવા જણાવતા હતા. પરંતુ મહાત્મા ગાંધીજીને આ સાક્ષરી શબ્દો પસંદ પડયા ન હતા તેમજ Passive Resistance નો ખરો ભાવ પણ તેમાં દર્શાવાતો ન હતો. આફ્રિકાનો હિંદી સામાન્ય જનસમૂહ ઝટ ગ્રહણ કરી લે એવા શબ્દને માટે ગાંધીજી ઇચ્છા રાખતા હતા અને આખરે તેમણે 'સત્યાગ્રહ' એ શબ્દને પસંદ કર્યો. સત્યનો સદા જય થાય છે એ આપણાં ધર્મશાસ્ત્રોનું કથન છે. સત્યાગ્રહની લડતમાં હાર શબ્દ હોઇ ન શકે એવી તેમની દૃઢ માન્યતા હોવાથી તેમણે એ જ શબ્દ અંતમાં પસંદ કર્યો અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની રાજકીય લડત 'સત્યાગ્રહની લડત' એ નામથી સંસારમાં પ્રસિદ્ધ થઇ તે આપણે જાણીએ છીએ. પાશ્ચાત્ય પ્રદેશોમાં 'સત્યાગ્રહ' શીખવનાર ખ્રીસ્તી ધર્મના પ્રવર્તક ભગવાન, ઈસુ ખ્રીસ્ત થઇ ગયા છે. તેમનો મુખ્ય સિદ્ધાંત એ જ હતો કે મનુષ્યોએ કોઇ પણ સંજોગોમાં શારીરિક બળનો ઉપયોગ કદી કરવો નહિ તે મહાત્માનું શિક્ષણ એટલે સુધી જાય છે કે એક ખ્રિસ્તીને હથીઆર ધારણ કરવાનો અધિકાર નથી. અહિંસા પરમો ધર્મ એ જ આપણા ધર્મશાસ્ત્રોનો સિદ્ધાંત તેમણે સ્વીકારી તેમની દશ આજ્ઞાઓમાંથી એકમાં ફરમાવેલુ છે કે Thou shalt not kill એટલું જ નહિ પરંતુ મનુષ્ય ગમે એવા ક્રોધના આવેશમાં આવ્યો હોય તો પણ તેણે શારીરિક બળનો ઉપયોગ કદી ન કરવાં જણાવેલું છે કે જો કોઈ તમારા ડાબા ગાલ ઉપર આવીને તમાચો લગાવે તો તેની સામે જમણો ગાલ પણ ધરી દો. યુરોપ ખંડમાં આજે તેમનાં એ

પૌંડ ૩ ઠરાવ્યા ને હિંદી સરકારને પા. ૩ આપે તેને ડચ સરકારનું ટ્રાંસવાલમા વસવા માટે રજીસ્ટર આપવામાં આવતું. તે સમયે ત્યાં બ્રિટીશ એલચી રહેતા એટલે હિંદી પ્રજાને તરતજ દાદ મળતી. હિંદીઓ સામે જે યુરોપીઅનાને સ્વાર્થને ખાતર દ્વેષ જ ઉત્પન્ન થયો હતો તેઓ ઉશ્કેરણી કરવાનું જ લઇ બેઠા હતા અને હિંદીના આવવા સામે સખત અંકુશ મુકવાનો આગ્રહ વારંવાર કરતા રહેતા હતા. આ પ્રમાણે હિંદીઓ સામે ઉશ્કેરણી ચાલુ જ રહી ત્યારે ૧૮૮૫ ની સાલમાં લૉર્ડ મીલનરના આગ્રહથી હિંદી પ્રજાને રજીસ્ટર થવું પડ્યું અને હિંદીઓ ૧૮૮૫ ના ત્રીજા કાયદા મુજબ પોતાની મરજીથી રજીસ્ટર થયા. લોર્ડ મીલનરે તે સમયે ચોખ્ખી રીતે જણાવ્યું હતું કે આમ એક વાર તમો રજીસ્ટર થશો એટલે ભવિષ્યમાં તમારે ફરી રજીસ્ટર થવું નહીં પડશે અને જેઓને સર્ટીફીકેટ આપવામાં આવશે તેમને ટ્રાંસવાલમા હક્કથી વસવાના અને મરજી પડે તેમ આવવા જવાના હક રહેશે આ ૧૮૮૫ ના કાયદા પ્રમાણે હિંદીઓ ત્યાં જમીનના માલીકો ન થઇ શકે એમ પણ થયુ તેમ જ તેઓને લોકેશન (ગોરાઓથી નોખે સ્થળે રહેવાની જગ્યા)માં રહેવુ એમ ઠરાવ્યુ પરંતુ એ બાબત સુપ્રીમ કોર્ટમાં કેસ લઇ જવામાં આવતાં ત્યા ચુકાદો આપવામાં આવ્યો કે હિંદીઓને લોકેશનમાં રહેવાની ફરજ પાડી શકાતી નથી જે ગોરાઓ હિંદીઓની વિરુદ્ધ હતા તેમને આ ચુકાદો એક ફટકા રૂપ થઈ પડયો અને તેથી ખીજાઇ હિંદીઓ સામે વિરૂદ્ધતાના પોકારો કરવા ચાલુ રાખ્યા અને અનેક સ્થળે ગોરાઓએ સભાઓ ભરી હિંદીઓના આવવા સામે સખ્ત અંકુશ મુકવા કાયદો ઘડવાનો સરકારને આગ્રહ થયો. એનું પરિણામ એ આવ્યું કે ૧૯૦૬ ની સાલમા ટ્રાંસવાલની સરકારે એક કાયદો ઘડયો જે,

ખુની કાયદા

ને નામે ઓળખાયો આ કાયદા માટેનુ બીલ મહાત્મા ગાંધીજીના હાથમાં આવ્યું અને તે વાંચીને તરત જ તેમનુ મગજ ઉકળી આવ્યુ. એક સ્વમાન સમજનારી કોમ ઉપર આવો જુલમી કાયદો ન જ હોવો જોઇએ એમ તેમણે જાહેર કર્યું. તે કાયદાનો હિંદીપ્રજા ચોર યા તો લુટારૂ કે ગુન્હેગાર ન હોય તેવો જ આભાસ પડતો હતો 'ઇન્ડીઅન ઓપીનીઅન' પત્ર મારફતે કાયદામાં રહેલી 'ઝેરી કલમોનો તરજુમો આપી આવા જુલમી કાયદાને પ્રાણાન્તે પણ વશ ન થવું' એવું રણશીંગુ મહાત્મા ગાંધીએ ફુંક્યું. તે કાયદા અનુસાર ટ્રાંસવાલમાં વધતા દરેક હિંદીએ દશ આંગળાંની છાપ આપી ફરીથી રજીસ્ટર થવાનું હતું 'એટલું' જ નહિ પરંતુ બીજી એવી અપમાન ભરેલી કલમોનો સમાવેશ તેમાં હતો કે સ્વમાન સમજનારી પ્રજા તે કદી પણ કબુલ ન રાખે. આ કાયદા સામે પોકાર કરવાનું તરત જ શરૂ થઇ ગયું અને વડી સરકારની સંમતિ મળી જાય તે પહેલાં મહાત્મા ગાંધીની સરદારી હેઠળ એક ડેપ્યુટેશન વિલાયત ગયું. ડેપ્યુટેશને વિલાયતમા અનેક રાજ્યદ્વારી પુરૂષોની મુલાકાત લીધી અને તે વખતે કાયદા ઉપર સહી થતી વિલાયતમા અટકી. પરંતુ પાછળથી જનરલ બોથા વિલાયત ગયા અને ઉંધુ ચતું સમજાવી તે જ કાયદા ઉપર નામદાર શહેનશાહની સહી કરાવી લાવ્યા—જ્યારે એ હકિકત બહાર આવી ત્યારે આ કાયદાની સામે સત્યાગ્રહની લડત ઉઠાવવાની ઝુંબેશ ચાલી રહી. કાયદાને તાબે થઇ તે મુજબનાં રજીસ્ટરો ન લેવા એવો કોમે નિશ્ચય કર્યો.

તેમના જેવા લેખકો યુરોપમાં વર્તમાન સમયમા ભાગ્યે જ મળી આવે. ઝારના ઉપર તેઓ વારંવાર સખ્ત પત્ર લખતા અને રાજ્યના જૂલમની સામે થનારા દેશભક્ત પુરૂષોને શિક્ષા ન કરવા અરજો ગુજારતા. તેઓ રાજ્યની સામે, લશ્કરની સામે ઘણું સખતમાં સખત લખાણુ કરતા છતાં ઝારની હિંમત ન હતી કે તેમને કંઇ શિક્ષા કરી શકે. એવું તેમનુ અતિ પવિત્ર, સાદું અને ધાર્મિક જીવન હતું.

આપણા દેશની પ્રજાને સત્યાગ્રહ એ કંઇ નવીન વસ્તુ નથી. પ્રાચીન ભારતના ઇતિહાસ તરફ આપણે દૃષ્ટિ દોડાવીશું તો માલુમ પડશે કે ભારતવર્ષમાં શ્રી પ્રહલાદજી જેવા વીર સત્યાગ્રહી ઉત્પન્ન થઇ ગએલા છે. સત્યની સેવા કરતાં રાજા હરિશ્ચંદ્રે પોતાના રાજપાટનો ત્યાગ કરી પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે નીચને ઘેર પોતાની જાતને વેચી હતી. ભારતની ખેડુત પ્રજાના ઉપર જો રાજ્ય તરફથી જૂલમ, યા તો અન્યાય થતા તો પ્રજા રાજા સાથે રીસાઇ બેસતી અને સર્વ કામકાજ બંધ કરી દેતી પૅસિવ રેઝીસ્ટન્સ એને દૈવી પ્રકૃતિ કહીશું તો પણ ચાલશે અને એકટીવ રેઝીસ્ટન્સ એમા આસુરી પ્રકૃતિનો સમાવેશ થાય છે. ભારતીય પ્રજા દૈવી પ્રકૃતિને પુજનારી છે એટલે સત્યાગ્રહ ભારતની પ્રજાની રગેરગમાં હોય તેમા આશ્ચર્ય જેવું કઇ જ નથી. સત્યાગ્રહ વિષે આટલું વિવેચન કરી મહાત્મા ગાંધીની સરદારી હેઠળ દક્ષિણ આફ્રિકાના આપણા દેશબંધુઓ સત્યાગ્રહની લડત કેવી રીતે લડયા તે જાણવું ખાસ આવશ્યક છે.

## દક્ષિણ આફ્રિકામાં કેમ લડયા?

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતની શરૂઆત ૧૯૦૬ ની સાલથી થઇ હતી અને ૧૯૧૩ ની સાલમા તો લડતનો વિજયવંત રીતે અંત આવ્યો હતો. સાત વર્ષ પર્યંત ચાલેલી આવી મહાન લડતનો ઇતિહાસ ભાષણ દ્વારા કહી જવો એ અત્યંત મુશ્કેલ કામ છે છતાં ખાસ અગત્યના જાણવા જેવા બનાવોનું વર્ણન હું આ પ્રસંગે રજુ કરીશ. સત્યાગ્રહની લડતની શરૂઆત પ્રથમ ટ્રાંસવાલમાં થઇ હતી. એટલે ટ્રાંસવાલમાં વસી રહેલા હિંદીઓનો કંઇક ટુંકો ઇતિહાસ જાણી લેવો એ ખાસ જરૂરનું છે. ટ્રાંસવાલમા ડચ પ્રજાનું પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું તે સમયથી ત્યાં ભારતીય પ્રજા વસતી આવી હતી. શરૂઆતમાં ત્યાં આગળ હિંદી પ્રજા સામે કોઇ પણ તરેહના ઇમીગ્રેશનના કાયદાઓ ન હતા. કોઇ પણ હિંદી ત્યા છુટથી જઇ શકતો. લડાઇ પહેલાં એ મુજબ ત્યાં ઘણા હિંદીઓ જઇ વસ્યા હતા. હિંદીઓ વેપારમાં ઘણાજ કુશળ હોવાથી તેમ જ તેમની રહેણી અત્યંત સાદી અને સરળ હોવાથી તેઓ ટ્રાંસવાલમાં ઝટ વેપાર પોતાને હાથ કરવા લાગ્યા. યુરોપીઅનોનું જીવન વૈભવી અને ખર્ચાળ હોવાથી વેપારી વર્ગ હરિફાઇમાં હિંદી સાથે ટકી શકતો ન હતો, જેને લીધે હિંદીઓ સામે દ્વેષની લાગણી પેદા થવા પામી અને હિંદીઓના આવવા ઉપર અંકુશ મુકવાની વાત થઇ રહી અને પ્રથમ એવું થયું કે જે હિંદી પૌ. ૨૫ સરકારને ભરે તે જ ટ્રાંસવાલમાં દાખલ થઇ શકે. આવા ભારે કર સામે હિંદીઓએ વાંધો ઉઠાવ્યો એટલે એ રકમ ઘટાડી

પણ એ બાબત સંતોષ જાહેર કર્યો હતો. હિંદીઓએ પોતાનું વચન, પાળ્યું. પછી વચન પાળવાનો સરકારનો સમય આવ્યો ત્યારે કાયદો રદ કરવાની જનરલ સ્મટસે ના પાડી. આથી કોમમાં મોટો ખળભળાટ થઇ રહ્યો અને સત્યાગ્રહની લડત ફરી શરૂ કરવા હિંદી પ્રજા તૈયાર થઇ. લીધેલાં રજીસ્ટરો એક મોટી સભા મેળવી ત્યા બાળી મુકયા, અને

## લડત ફરી શરૂ થઈ.

આ વખતે લડત વધુ જોસથી ચાલી. નાતાલથી પણ અનેક હિંદીઓ જેલમા જવા મદદે આવ્યા. લડત પૂર્ણ જોસમાં પાછી ચાલુ થઇ. ટ્રાસવાલમા જુના કાયદેસર વસી રહેલા સેકડો હિંદીઓને હિંદુસ્તાન દેશ પાર કર્યા સેકડોને પકડી જેલમાં પુર્યા. ટ્રાંસવાલના કેટલાક, સમજુ યુરોપીઅનોએ એકઠા થઇ હિંદીઓને મદદ કરવા એક કમિટી પણ સ્થાપી. આખા સાઉથ આફ્રિકામા આ સમયે દરેક સ્થળે હિંદીઓની ગંજાવર સભાઓ મળ્યા કરતી હતી. જેલમા અમલદારો સત્યાગ્રહીઓનો જુસ્સો તોડી પાડવા સખત વર્તન બતાવી રહ્યા. લડત જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તેનુ સ્વરૂપ લોકો ચોખ્ખી રીતે સમજવા લાગ્યા. પ્રજા નિડર બની અને સત્યાગ્રહીઓની હાર કદી છે જ નહિ એવી દ્રઢ માન્યતા થતી ગઇ લડતની કીર્તિ ઝળકી ઉઠી. સન ૧૯૦૯ ની અધવચમાં હિંદ તથા ઇંગ્લાંડ ડેપ્યુટેશનો ગયા. હિંદ અને વિલાયતથી મહાન મદદો મળી. ૧૯૧૦ મા દક્ષિણ આફ્રિકામા યુનીઅન થયું અને નવી સ્થિતિનો લાભ લઇ વડી સરકારે સૂચના કરી કે ૧૯૦૭ નો ખુની કાયદો રદ કરવો અને જાતિભેદ કાયદામાથી દૂર કરવો અને હિંદી કોમની જરૂરીઆત માટે દર વર્ષે અમુક કેળવાએલા હિંદીઓને દાખલ કરવા. આખરે ૧૯૧૧ માં એક નવુ બીલ ઘડયું અને મુશ્કેલીનો અંત આણવા પ્રયત્ન કરવામાં આવ્યો. ૧૯૦૭ નો ખુની કાયદો સરકારે રદ કર્યો પરંતુ નવો કાયદો યુની અનને માટે કરતાં તેમાં જાતીભેદ ઉલટો વધતો હતો અને બીજા પ્રાંતના હિંદીઓના હક માર્યા જતા હતા એટલે સરકાર સાથે ફરી પાછી વાતચીત અને લખાણો શરૂ થયાં. પરિણામ એ આવ્યું કે પ્રોવીઝનલ સેટલમેંટ થયુ અને લડત બીજો કાયદો પાર્લામેંટમાં પસાર થાય ત્યાં સુધી મુલતવી રાખવા ઠર્યું ૧૯૧૨ ની સાલમાં પાર્લામેંટ બીજું બીલ દાખલ થયું તેની પણ એજ દશા થઈ અને પ્રોવીઝનલ સેટલમેન્ટની મુદત એક વર્ષની વધારી લડત મુલત્વી રાખવામાં આવી. આ વર્ષમા સ્વર્ગસ્થ ગોખલે હિંદીઓના દુઃખો નજરે જોવા આવ્યા. તેમણે સરકાર સાથે મસલત ચલાવી આ વખતે સરકારે નાતાલના ગીરમીટીઆ મજુર પાસેથી લેવામા આવતો પૌંડ ૩ નો કર રદ કરવાનુ તેમને વચન આપ્યું તે વાત તેમણે હિંદી કોમને જાહેર રીતે જણાવી હતી.

## પૌંડ ૩ નો કર

નાતાલમાં ગીરમીટીઆ મજુરો અમુક વર્ષની બંધણીથી આવતા હતા તેઓ પોતાની મુદત પુરી કરી રહે કે તેમણે હિંદ પાછુ જવું જોઇએ અને જો તેઓ હિંદ પાછા ન જાય તો અને નાતાલમા જ રહે તો વરસ દિવસે તેણે સરકારને પા. ૩ નો કર ભરવો જોઇએ. આ કર ૧૬ વર્ષની ઉમરના છોકરા તેમ જ ૧૩ વર્ષની ઉમરની છોકરીઓ પાસે પણ

લેવામા આવતો હતો. એટલે કે એક છુટા થએલા ગીરમીટીઆ કુટુંબ—એક પુરૂષ તેની સ્ત્રી, એક ૧૬ વર્ષની ઉમરનો પુત્ર અને ૧૩ વર્ષની ઉમરની પુત્રી હોય તો તે કુટુંબે વરસના પા. ૧૨ સરકારને કર ભરવો જોઇએ. આવી સ્થિતિને લીધે અનેક સ્ત્રીઓને અનીતિમાં ઉતરવું પડયું છે. કોઇપણ રાજ્યમાં સ્ત્રીઓ પાસે આવી રીતે જુલમી કર લેવાનું સાભળવામાં આવ્યું નથી. સામ્રાજ્યના એક ભાગમાં પ્રમાણિકપણે જાત મજુરી કરી પોતાનુ ગુજરાન ચલાવવા એક અબળા, તેર વર્ષની નાજુક બાળા પાસે કર લેવો એવું અધમ પગલુ સસ્થાનોએ ભરી હિંદના રાંકડાં મજુરોના ઉપર અસહ્ય જુલમ ગુજાર્યો છે

૧૯૧૩ ની સાલમાં પાર્લામેટમાં યુનીઅન સરકારે હિંદી સવાલનો નિકાલ લાવવા માટે એક બીજુ ઇમીગ્રેશન બીલ દાખલ થયું. પરંતુ તેથી પણ હિંદી કોમની માંગણીનો અમલ થનો નહતો કાયદાની અંદર રંગદ્વેષ યાને જાતિભેદ બીલકુલ હોવો ન જોઇએ એ હિંદીઓ બીજી માંગણી ઉપરાત ખાસ ગાગના હતા આ નવા બીલથી જાતિભેદ કાયદામા રહેતો હતો તે સિવાય તે જ અરસામાં જસ્ટીસ સર્લેએ હિંદી લગ્નના સંબધમા એક દુઃખદાયક ચુકાદો આપ્યો તેથી હિંદીઓ એકદમ ચોંકી ઉઠયા.

## હિંદી લગ્નનો સવાલ.

દક્ષિણ આફ્રિકામા કાયદેસર વસી રહેલા હિંદીઓને પોતાની સ્ત્રી તથા સોળ વર્ષની અદરના બાળકોને સાથે લઇ જવાનો કાયદો છુટ આપે છે પોર્ટ એલિઝાબેથમા વસ્તા એક મુસલમાને પોતાની સ્ત્રીને હિંદથી સાઉથ આફ્રિકા બોલાવી સરકારે તે સ્ત્રીને Prohibited Immigrant (બાધીત ઉતારૂ) તરીકે જાહેર કરી જસ્ટીસ સર્લેએ ચુકાદો આપતા જાહેર કર્યું કે એ સ્ત્રીના લગ્ન ખ્રીસ્તી ધર્માનુસાર થયા નથી એટલે તે પોતાના પતિની સાથે રહી ન શકે આ ચુકાદાથી એમ ઠરતું હતુ કે હિંદુ, મુસલમાન તેમજ પારસીઓએ પોતાના ધર્મ મુજબ લગ્ન કરેલા હોય તે સાઉથ આફ્રિકાનો કાયદો કબુલ ન રાખે આ ચુકાદો બહાર પડતા જ હિંદીઓએ દરેક સ્થળે મોટી સભાઓ ભરી પોતાનો વાંધો દર્શાવ્યો અને આખા હિંદી સવાલનું નિરાકરણ કરવા સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો અને છેવટમા નીચે મુજબની માંગણીઓ સરકાર પાસે કરી અને જો તે માગણીઓ જો કબુલ ન રાખવામા આવે તો સત્યાગ્રહની લડત ફરીથી શરૂ કરવાનો નિશ્ચય કર્યો

## છેવટની માંગણીઓ.

સરકાર પાસે છેવટની માંગણીઓ કરવામાં આવી હતી તે પાચ હતી (૧) હિંદી લગ્નોને કાયદેસર ઠરાવવાં, (૨) ફ્રી સ્ટેટ સંબધી કાયદાઓમાથી જાતિભેદ દૂર કરવો, (૩) દક્ષિણ આફ્રિકામા જન્મેલા હિંદીઓને કેપમાં દાખલ થવાનો હક જાળવી રાખવો, (૪) ત્રણ પૌડનો જુલમી કર નાતાલના ગીરમીટીઆઓ પાસેથી લેવામા આવે છે તે રદ કરવો અને (૫) જે કાયદાઓ હસ્તી ધરાવે છે તેનો અમલ મરમાશ અને ન્યાયથી કરવો. આ પાચ માગણી સરકાર પાસે કરવામાં આવી

અને જો તે કબુલ રાખવામાં ન આવે તો સત્યાગ્રહની લડત ફરીથી શરૂ કરવામાં આવશે એવી ચેતવણી સરકારને આપવામાં આવી. સરકારે તેની દરકાર ન કરી એટલે સત્યાગ્રહની છેવટની લડાઈ શરૂ થઈ કે જે લડતે આખી સુધરેલી સૃષ્ટિમાં ખળભળાટ મચાવી મૂકયો.

## છેલ્લી સત્યાગ્રહની લડત

ઉપર દર્શાવેલી પાંચ માગણીનું અલ્ટીમેટમ સરકારને મોકલી મહાત્મા ગાંધીજી જોહાન્સબર્ગથી પોતાના ફીનીક્સ આશ્રમમાં ગયા ત્યા જઈ હવે આ અંતની લડત કેવી રીતે લડવી તે બાબત ઉપર વિચાર ચલાવવા લાગ્યા એક દિવસે ફીનીક્સ આશ્રમમા રહેતા પુરૂષ, સ્ત્રી તથા વિદ્યાર્થીઓ સાથે તેઓ બેઠા હતા ત્યા તેમણે પોતાના પત્ની શ્રીમતિ કસ્તુરબેનને કહ્યુ કે 'આજથી તમે મારી સ્ત્રી હોવાનો કાયદેસર દાવો ન કરી શકો'. એક હિંદુ પત્નીને સ્વાભાવિક આથી વિચિત્ર લાગણી થાયજ. શ્રીમતિ કસ્તુર બેને કહ્યુ 'આપ એવી શુ વાતો કરોછો ?' મહાત્મા ગાધીજીએ કહ્યુ કે 'હું ખરૂજ કહું છુ. આપણા ધર્મો પ્રમાણે થએલા લગ્ન આ દેશમા સરકાર હવે કબુલ ન રાખે. એટલે તમે મારી સ્ત્રી હોવાનો દાવો ન કરી શકો'. શ્રીમતિ કસ્તુરબ્હેને તરતજ દર્શાવ્યુ કે, 'એવો કાયદો હોય તો તરતજ તેની સામે લડવુ જોઇએ' મહાત્મા ગાંધીજીને પ્રત્યુતર મળી રહ્યો. તેમણે પુછ્યું 'તમે એવા કાયદા સામે થઇ જેલમાં જશો ? જેલમાં જાત જાતના દુઃખો સહન કરવાં પડશે' શ્રીમતિ કસ્તુર બ્હેને 'ગમે તે દુઃખો સહન કરવાં પડે તેની દરકાર નથી પરંતુ આવા કાયદા સામે લડવુંજ જોઇએ' એમ દ્રઢતાથી જાહેર કર્યું. તરતજ ત્યાં ઠરાવ થયો કે ફીનીક્સમા વસતા પુરૂષો, સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓએ નાતાલ છોડી એક દમ ટ્રાન્સવાલમા દાખલ થવુ અને ટ્રાન્સવાલની સરહદ ઉપર જઇ પોતાની ઓળખો ન આપી, ટ્રાંસવાલમાં વસવા માટેની પરમીટો કોઈ પાસે હોય તો તે બતાવવાની ના પાડી તરતજ જેલ જવુ.

## એક ટુકડી ઉપડી ગઈ

ફીનીક્સથી સોળ જણની એક ટુકડી ટ્રાન્સવાલ જવા માટે ઉપડી જેમા ચાર સ્ત્રીઓ, છ વિદ્યાર્થીઓ અને છ પુરૂષો હતા તેઓ સર્વ ટ્રાન્સવાલમા દાખલ થયા. કોઇએ ત્યાં પોતાનાં નામો આપ્યા નહિ. ટ્રાન્સવાલમા ગેરકાયદેસર દાખલ થવા માટે તેમને પકડવામાં આવ્યા અને દરેકને ત્રણ માસની સખત મજુરી સાથની કેદની સજા થઇ સ્ત્રીઓ તેમજ વિદ્યાર્થીઓને પણ આવી સખત સજા થઇ છે એ વાત આખા દક્ષિણ આફ્રિકામા પ્રસરી ગઇ અને લોકો એકદમ જાગૃત થઈ ગયા.

## ઇન્ડીઅન વિમેન એસોસીએશનની તૈયારી.

જોહાન્સબર્ગમા ઇન્ડીઅન વિમેન એસોસીએશન નામનું એક સ્ત્રીઓનું મંડળ છે. મિસિસ ગાંધી કેટલીક સ્ત્રીઓની સાથે કેદમાં ગયા છે તે વાત જાણવાં જ આ એસોસીએશનની સ્ત્રીઓએ પણ જેલમાં જવાનો ઠરાવ કર્યો અને બાર સ્ત્રીઓ જોહાનીસબર્ગ છોડી ઓરેન્જ ફ્રી સ્ટેટમા દાખલ થઇ ઓરેન્જ ફ્રી સ્ટેટમ

હિંદીઓ દાખલ થઇ શકતા નથી તે કાયદાનો ભંગ કરી આ સ્ત્રીઓ ત્યાં દાખલ થઇ. સરકારે તેમને ત્યા પકડી નહિ સરકારે પણ હિંદીઓ સામે આ સમયે સત્યાગ્રહ ધારણ કરવાનો નિશ્ચય કર્યો. સરકાર હિંદીઓને કેદમા પુરી પુરીને કાયર થઇ રહી હતી. એટલે હિંદીઓને જેલમા ન પુરવા એવું વલણ સરકારે લીધું. સ્ત્રીઓ નિરાશ થઇ. ત્યાર બાદ સ્ત્રીઓએ લાઇસેન્સ લીધા સિવાય ફળઆદિ વસ્તુઓ ખરીદી ફેરી કરવાનું શરૂ કર્યું અને પોલીસોને જાતે જઇને ખબર આપ્યા કે અમે લાઇસેન્સ લીધા સિવાય ફળની ફેરી કરીએ છીએ અને તમારા કાયદાનો ખુલ્લી રીતે ભંગ કરીએ છીએ તો પણ પોલીસોએ તેમને પકડી નહિ. એજ સમયે જોહાન્સબર્ગમાં ઘણા હિંદીઓ ટોપલીઓમાં શાક ભાજી ફળ વિગેરે લઇ વેચવા બહાર નીકળી પડયા આ પ્રમાણે હોકરનો ધંધો કરનારને મ્યુનિસિપાલીટીમા ફી ભરીને લાઇસેન્સ લેવા પડે છે અને જેની પાસે લાઇસેન્સ હોય તેઓજ ફલ વિગેરેની ફેરી કરી શકે છે. જોહાન્સબર્ગમાં પુરૂષોએ લાઇસેન્સ સિવાય ફેરી કરવાની શરૂઆત કરી. સરકારે આ હિંદીઓને ન પકડવાનાં હુકમ કહાડયા. હિંદીઓ નિરાશ થયા તેઓ રસ્તા ઉપર પોલીસોની પાસે જઇ કાયદાનો ભંગ કરી ફેરી કરીએ છીએ એમ પોકાર પાડી જણાવવા લાગ્યા તોપણ તેમને પકડવાનુ મુલત્વી રાખ્યું. જ્યારે હિંદીઓ દરરોજ પોલીસોને આ પ્રમાણે હેરાન કરવા લાગ્યા ત્યારે થોડા ઘણાઓને પકડવામાં આવ્યા અને તેમને જેલમા મોકલ્યા—ફ્રી સ્ટેટમાં ગએલી સ્ત્રીઓને જ્યારે ત્યાં ન પકડી ત્યારે તેઓએ નાતાલ જઇ કોલસાની ખાણોમા કામ કરતા ગીરમીટીઆ મજુરો પાસે હડતાળ પડાવવાનો વિચાર કરી તેઓ તરત નાતાલ ઉપડી. ત્યાં જઇને પણ તેઓએ લાઇસેન્સ સિવાય ફેરી કરવાનુ શરૂ કર્યું તોપણ તેમને પકડવામા ન આવી એટલે તેઓ કોલસાની ખાણોમા પહોચી અને ત્યા મજુરોની આગળ પા. ૩ ના જુલમી કર વિષે સમજુત આપી કામ છોડી દેવાની ઉશ્કેરણી કરવા લાગી શ્રીમતિ ગાધી પોતાની નાજુક તબિયત છતા પોતાના નાના બાળકો સાથે કારાગ્રહનાં દુ:ખો તમારે માટે વેઠે છે આવી ખબર ગીરમીટીઆઓને મળતા તેઓ એકદમ હથિઆર છોડી દઇ ખાણોમાથી બહાર નીકળી ગયા અને હડતાળ પાડી દીધી.

### હડતાળની શરૂઆત

હડતાળ પડતાની ખબર મહાત્મા ગાંધીને પડતાં તેઓ તરત જ ન્યુકેસલ આવ્યા અને ત્યાં પોતાનું મુખ્ય મથક રાખ્યું. સરકારને આ સમયે મહાત્મા ગાધીએ પત્ર લખી હડતાળ ભવિષ્યમા નાતાલમા મોટું સ્વરૂપ પકડશે અને ગંભીર સ્થિતિ ઉત્પન્ન થશે તે વિષે ચેતવણી આપી અને હિંદીઓની પાચે માગણીને કબુલ રાખી લડતનો અંત લાવવા અરજ ગુજારી. પરંતુ સત્તાના મદમા છકી રહેલી યુનીઅન સરકારે મહાત્મા ગાધીના એ પત્ર પર ધ્યાન ન આપ્યું. હડતાળ એકદમ વધી ગઇ અને કોલસાની ખાણોમાં કામ કરતા લગભગ ચાર હજાર ગીરમીટીઆઓ મહાત્મા ગાંધી પાસે ન્યુકેસલ આવી એકઠા થયા. ગીરમીટના કાયદા પ્રમાણે આ સર્વ મજુરો ગુન્હેગાર હતા કારણ કે જે સ્થળે તેઓ કામ કરતા હોય તે સ્થળેથી એક માઇલ દૂર પોતાના માલીકની ચીઠ્ઠી સિવાય તેઓ જઇ શકતા નથી એવો તેમને માટે કાયદો છે. એ કાયદા મુજબ ન્યુકેસલ આવેલા સર્વ હડતાળીઆઓ ગુન્હેગાર

હતા તેમ જ તેમને આશરો આપનાર પણ ગુન્હેગાર લેખાતા હતા. આવા ગંજાવર ટોળાને પકડી કેદમાં કેમ પુરવા તેની ચિંતા પણ સરકારને થઇ પડી. આ ત્રણ હજાર ગીરમીટીઆઓનાં ટોળામાં સ્ત્રીપુરૂષો તેમ જ બાળકો પણ હતાં. આ સર્વને એક જગ્યાએ રાખવાં, તેમના ખોરાક, તંદુરસ્તી વિગેરેની સંભાળ રાખવી વિગેરે કાર્ય કેટલું મહાન થઇ પડેલું હશે તેનો ખ્યાલ નજરે જોનારને આવી શકે એમ છે.

## ત્રણ હજાર હડતાળીઆઓની કુચ.

ન્યુકેસલમા મહાત્મા ગાધીના આશરા હેઠળ રહેલા આ ત્રણ હજાર માણસોને જ્યારે ત્યાં પકડવામા ન આવ્યા ત્યારે મહાત્મા ગાધીએ વિચાર્યું કે આ સર્વ માણસોને જેલમાં મોકલવા માટે ટ્રાસવાલમાં તેમને લઇ જવા. એટલે સરકારને પકડયા સિવાય છુટકો જ ન રહેશે એમ ધારી ત્રણ હજાર માણસોને સાથે લઇ તેઓ ટ્રાંસવાલની કુચ માટે ઉપડયા અને નાતાલની સરહદના છેલ્લા શહેર ચાર્લ્સ ટાઉનમાં પોતાની કેમ્પ રાખી ત્યાં આવી એવો વિચાર રાખવામાં આવ્યો હતો કે ટ્રાંસવાલમાં દાખલ થવું અને જો પકડવામા ન આવે તો સર્વને જોહાન્સબર્ગમા ટોલસ્ટોય ફાર્મમાં લઇ જઇને રાખવા.

## ટોલસ્ટોય ફાર્મ.

આ ટોલસ્ટોય ફાર્મના માલીક મી. કેલનબેક છે. મી કેલનબેક મહાત્મા ગાંધીના પરમમિત્ર છે. તેઓ સત્યાગ્રહની લડતમાં પૂર્ણ ઉત્સાહથી ભાગ લેતા આવ્યા હતા અને હડતાળીઆઓને મદદ કરવા તેમને ત્રણ માસની સાદા જેલની સજા કરવામાં આવી હતી. સત્યાગ્રહની લડત બીજી વાર શરૂ થઇ ત્યારે મી. કેલનબેકે જોહાન્સબર્ગથી ૨૨ માઇલને છેટે એક ખેતર લગભગ ૧૨૦૦ એકરનુ ખરીદ્યું અને જે સત્યાગ્રહીઓ પોતાનુ સર્વ છોડી લડવામા જ શુ થાએલા હતા તેમને પોતાના સ્ત્રી, બાળકો સાથે ત્યા રાખવાનો વિચાર રાખ્યો અને ત્યાથી સરકાર પકડે તો કેદમા જવું અને છુટીને પાછુ ત્યા જ આવવું અને સરકાર ન પકડે તો ખેતરમાં ખેતીનું કામ કરવું. મહાત્મા ગાધીજી તેમજ મી કેલનબેકને રૂશીઆના મહાન સત્યાગ્રહી ટોલસ્ટોયના સિદ્ધાંતો અતિપ્રિય હોવાથી એ ખેતરનું નામ 'ટોલસ્ટોય ફાર્મ' રાખ્યું હતું. જો હડતાળીઆઓને પકડવામાં ન આવે તો આ ફાર્મમા લઈ જઈને રાખવાનો ઠરાવ કરવામાંઆવ્યો હતો. ન્યુકાસલથી આ મોટા ટોળાને લઇ મહાત્મા ગાધી ટ્રાંસવાલની સરહદનું પહેલું શહેર વૉલ્કસરસ્ટ છે તેમા દાખલ થયા. રસ્તામા પોલીસોએ આવી કેટલાક હડતાળીઆઓને પકડયા હતા વૉલ્કસરસ્ટમાં એકાદ દિવસ રહી કુચ પાછી શરૂ થઇ. આ કુચમા લગભગ ૨૦૦૦ ! ૧ વધુ માણસો હતાં. તેમાં ૧૨૨ સ્ત્રીઓ અને ૫૦ બાળકો હતાં. વૉલ્કસરસ્ટથી હડતાળીઆઓ પામફોર્ડ જનાર હતા. મહાત્મા ગાંધીને રસ્તામાં પોલીસોએ વોરંટથી પકડયા તેમને વૉલ્કસરસ્ટ લઇ ગયા ત્યાં કોર્ટમાં તેમણે બેલ માંગી લીધો અને છુટા થઇ તરત પાછા હડતાળીઆઓની કુચમાં ભળ્યા અને સ્ટાંડરીન સુધી પહોંચ્યા ત્યા પોલીસોએ ઘણાક હડતાળીઓને પકડયા અને પાછા નાતાલ મોકલી દીધા. મી. કેલનબેક પણ સાથેજ હતા અને શ્રી પોલાક પણ ત્યા આવી મળ્યા. રહેલા માણસોએ કુચ પાછી શરૂ કરી અને તેઓ સર્વ ગ્રેલીંગસ્ટડ આવી પહોંચ્યા.

અહીં આગળ ટ્રાંસવાલનો મુખ્ય ઇમીગ્રેશન અમલદાર પોલીસોના માણસોને લઇ આવ્યો અને મહાત્મા ગાંધીને ગીરમીટના કાયદાનો ભંગ કરવા માટે પકડયા. તેમની જોખમદારી મી. પોલાકે લીધી અને કુચ ત્યાંથી પાછી શરૂ થઇ અને બાલફુર આવી પહોંચ્યા ત્યાં કેટલીએક ટ્રેનો તૈયાર રાખી હતી. મહાત્મા ગાંધીને ડંડીની કોર્ટમાં લઇ ગયા અને ત્યાં તેમના ઉપર ત્રણ આરોપો મુકયા પોતે ગુન્હેગાર છે એમ કબુલ્યુ અને તેમને એક વર્ષની કેદની સજા ફરમાવવામાં આવી. બાલફુર આગળ મહાત્મા ગાંધીને પકડી જવાથી ઉશ્કેરાએલા હડતાળીઆઓ ટ્રેનમાં બેસી નાતાલ જવા આનાકાની કરતા હતા. પરંતુ મી. પોલાક તેમજ બીજા હિંદી આગેવાનોની સમજાવટથી તેઓ ટ્રેનમા બેઠા અને હથિઆરબંધ પોલીસોની ટુકડી સાથે તેમને નાતાલ પાછા લઇ જવામાં આવ્યા જ્યાં આગળ ખુલ્લા મેદાનમા તાર બાંધી લઇ તેઓને કેદમાં પુર્યા. આ પ્રમાણે કુચની પુર્ણાહુતિ થઇ. મી. કેલનબેક તથા મી પોલાકને પણ સજા કરી કેદમાં પુર્યા.

## હડતાળનો મોટો પ્રચાર.

ઉપલી હડતાળનો આવી રીતે અંત આવ્યા બાદ ડરબન અને તેની પાસેના જીલ્લાઓમા શેરડીના ખેતરોમાં કામ કરતા ગીરમીટીઆઓએ મોટી હડતાળ પાડી. મહાત્મા ગાંધી જેલમા જતા કોઇપણ જાતના પ્રયાસ સિવાય હડતાળ આપોઆપ જ એકદમ આખા નાતાલમા પ્રસરી રહી અને આ છેલ્લી લડતમા ૨૦,૦૦૦ હિંદીઓએ ભાગ લીધો. નાતાલમા શેરડીના એક કારખાનામાં હડતાળીઆઓ તથા પોલીસો વચ્ચે ઝપાઝપી થઇ અને તેને પરિણામે પોલીસોએ બંદુકની ગોળીઓના બહાર કર્યા, જેના પરિણામે અનેક હડતાળીઆઓ ઘાયલ થયા તથા માર્યા ગયા અને હિંદ તથા વિલાયતમા ખળભળાટ થઇ રહ્યો સ્થિતિ એટલી બધી ગંભીર થઇ પડી કે હિંદી કોમના જાણીતા દરેક આગેવાનને પકડી જેલમાં પુરવામાં આવ્યા હતા અને હડતાળીઆઓની દેખરેખ રાખનાર પણ કોઇ પણ રહ્યુ નહિં. એક આગેવાનને પકડયો કે તેની જગ્યાએ બીજો આવી ઉભો જ છે. તે જતા તેની જગ્યા ત્રીજાએ લઇ લીધી હોય આમ વારંવાર આગેવાનો પકડાતા ત્યાં કોઇ જોખમદાર બીજું સંભાળી શકે એવુ ન રહેવાથી મહાત્મા ગોખલેએ મેસર્સ એંડ્રુસ અને પીઅરસનને તરત હિંદથી આફ્રિકા રવાના કર્યા હિંદમાં લોકલાગણીનો જુસ્સો એટલો બધો વધ્યો હતો કે સ્થિતિ અત્યંત ચિંતાજનક હતી આખરે ભલા વૉઇસરૉય લૉર્ડ હાર્ડિંજ બ્હારે ધાયા અને તેમણે સત્યાગ્રહની લડતને મદ્રાસમા જાહેર રીતે ઉત્તેજન આપ્યુ અને હિંદના જાહેર મતને તેમણે પુષ્ટિ આપી. વડી સરકાર અને હિંદી સરકારના આગ્રહથી યુનીઅન સરકારે એક કમીશન નીમ્યું અને હિંદીઓનાં દુ:ખોની તપાસ કરવાનો હુકમ થયો. હિંદી સરકારે સર બેન્જામીન રોબર્ટસનને ત્યાં કમીશનમાં જુબાની આપવા મોકલ્યા અને સાત વર્ષની લાંબી મુદતે જે છેલ્લી પાંચ માગણીઓ હિંદી કોમે કરી હતી તે કબુલ રાખી સત્યાગ્રહની લડતનો અંત આણ્યો.

(અપૂર્ણ.)

પરાગજી ખંડુભાઈ.

# ગુજરાતમાં હોમરૂલની ચળવળ.

## ૧ અમદાવાદ.

દાદાભાઇ લાયબ્રેરીમાં રા. હરિપ્રસાદ પીતાંબરદાસ મ્હેતાએ "સામ્રાજ્યમાં રક્ષિત જગાત" એ વિષે ચર્ચા શરૂ કરી હતી. લડાઇ પછી બ્રિટિશ સામ્રાજ્ય આયાત જગાતમા અરસપરસ રક્ષિત જગાતની રાજ્યનીતિ ધારણ કરે તો હિન્દુસ્તાનને કેટલું બધુ નુકસાન થવાનો સંભવ છે, તે દાખલા દલીલોથી એમણે સાબીત કર્યું હતું. રા. ભોગીલાલ તથા રા. ગાંધ્રીએ, આ ચર્ચામાં બહુ વિદ્વતાભરેલી રીતે ભાગ લીધો હતો આ બંને ગૃહસ્થો શહેરના જાહેરજીવનમા નવા દાખલ થયા છે અને ભવિષ્યને માટે સારી આશા આપે છે. પ્રજાબંધુવાળા ચુનીલાલ વર્ધમાને પણ પહેલીજ વખત આ ચર્ચા વખતે ટુંકું પણ મુદ્દાસર ભાષણ કર્યું હતું. રા. મગનભાઇ ચતુરભાઇએ બધી ચર્ચા સમેટીને વિષય વધારે સ્પષ્ટ કર્યો. અત્યાર સુધીની બધી ચર્ચાઓ કરતાં આ વખતે સભાસદોની સંખ્યા વિશેષ હતી અને મંડળના કાર્યમાં નવો જ જુસ્સો આવેલો પ્રદર્શિત થતો હતો. ડૉ. હરિપ્રસાદે શહેરમાં સ્થળે સ્થળે મીટીંગો કરવા ભલામણ કરી હતી અને ૧૬ મી ઑગસ્ટે "સ્વરાજ્ય" નો દિવસ કેમ ઉજવવો તે વિષે કેટલીક ચર્ચા કરી હતી. ચાર દિવસ પછી એ જ યોજના માટે રા. કાળીદાસ જસરાજના પ્રમુખપદ નીચે હોમ રૂલ લીગની એક સભા એજ સ્થળે મળી હતી. તે વખતે માધવપર, શાકબજાર, પ્રેમાભાઇ હૉલ વગેરે સ્થળે મીટીંગો ભરવાનું નક્કી કરવામા આવ્યું. માધવપર, એ અનાજ, ગોળ, ઘી વગેરે ચીજો જથ્થાબંધ વેચનારા મ્હોટા મ્હોટા વ્હેપારીઓનું બજાર છે. ત્યા વાવટા તોરણો સહીત એક ગંજાવર સભા મળી. તમામ બજારે તે દિવસે પાકી પાળી હતી. રા. મગનભાઇ ચતુરભાઇએ પ્રમુખસ્થાનેથી "સ્વરાજ્યનો વ્હેપારીઓને સંદેશો" એ વિષે ભાષણ કર્યું. ડૉ. હરિપ્રસાદ, રા. માવળંકર, નગીનદાસ સઘવી વગેરે ગૃહસ્થોએ સમયોચિત ભાષણો કર્યાં. સ્વદેશ ભક્તિના ગીતો ગવાયા અને તે જ વખતે ૫૦ નવા સભાસદો નોંધી સભા વિસર્જન થઇ.

૧૬ મી તારીખે, પ્રેમાભાઇ હૉલમાં સ્ત્રીપુરૂષોનો એક ભવ્ય મેળાવડો થયો હતો. વકીલ મી. ડાભોલકરના પ્રમુખપદ નીચે મિસિસ બીસેન્ટનો નજરકેદનો દિવસ ઉજવાયો શ્રીયુત સંઘવી, મગનભાઇ, શ્રીમતી અનસૂયા બ્હેન, ડૉ. હરિપ્રસાદ, કાળીદાસ જસરાજ, હરિલાલ નાથાભાઈ, વલ્લભભાઇ પટેલ, વગેરે વકતાઓના સમયોચિત ભાષણો થયા. મિસિસ બિસેન્ટ, અરૂન્ડેલ તથા વ્હાડીઆને છોડી મૂકવા સંબંધી તથા સ્વરાજ્યને લગતા ઠરાવો થયા અને પ્રમુખે બહુ લાગણીપૂર્વક ભાષણ કર્યું. સ્વદેશભક્તિના ગીતો ગવાયા. તેમા સ્વામી સત્યદેવ "યદિ જાન તનસે નીકલે છોડો ન તુંમ ધરમકો" એ ગીત બહુ જુસ્સાથી ગાઇ સંભળાવ્યું. આ પ્રસંગે બ્હેન અનસૂયાનું ભાષણ પણ

બહુ જ અસરકારક થયું હતું. મિસિસ બીસેન્ટની છબીને હાર ગોટા પહેરાવવામા આવ્યા હતા અને વિદ્યાર્થી વર્ગ સભામાથી ગેરહાજર હતો છતા હાલ શ્રોતાજનોથી ઠસાઠસ ભરાઇ ગયો હતો.

શાકબજારમાં મળેલી ૧૦,૦૦૦ માણસોની ગંજાવર સભા—શ્રીયુત મોહનદાસ ગાધીના પ્રમુખપદ નીચે સ્ત્રીપુરૂષોનો ગંજાવર મેળાવડો થયો હતો. શ્રીયુત સંઘવી, મગનભાઇ ચતુરભાઈ, ઇન્દુલાલ યાજ્ઞિક, સ્વામી સત્યદેવ, આફ્રિકાવાળા પ્રાગજીભાઈ, તથા મૂળચંદ આશારામ ઝવેરીના ભાષણો થયાં હતાં વર્ષાદ પડયા છતા સભા વેરાઇ નહોતી અમદાવાદ શહેરમાં કોઇ દિવસ આવી ગંજાવર સભા મળી નથી. પ્રમુખે વ્હેપારી વર્ગને રાજ્યકાજમાં ધ્યાન આપવા સલાહ આપી હતી. કેવળ વકીલ, ડૉકટરો અને વિદ્યાર્થીઓની જ આ સભા નથી એમ સરકારને પણ જણાવ્યું અને મિસિસ બિસેન્ટને છોડવાના, અને સ્વરાજ્ય તથા સ્વદેશીને લગતા ઠરાવો પસાર થયા. કોઇ કૉન્ફરન્સ જેવો આ સભાનો દેખાવ હતો. લોક વિશાળ વાડીમાં ના માયા ત્યારે છાપરે ચ્હડયા હતા અને ઘણાં ભાષણો એકંદરે શાન્તિથી અને ધીરજથી સ ભળાયાં હતાં. સ્થળે સ્થળે મહાન પુરૂષોની છબીઓ અને દેશોન્નતિનાં વાકયો લટકાવવામાં આવ્યા હતા. દ્વારમાં પેસતાં જ ગુર્જરસ્ત્રી સ્વરાજ્યનું રણશીંગુ ફુંકે છે એવી ફોટોગ્રાફર જનાર્દનની છબી લટકાવવામા આવી હતી. આ પછી હોમ રૂલ લીગ તરફથી મી. અરનેસ્ટ વુડનુ "રાષ્ટ્રીય કેળવણી" એ વિષે પ્રેમાભાઈ હૉલમા જાહેર ભાષણ થયુ હતુ. આજ સુધીમા હૉમ રૂલ લીગના ૮૦૦ સભાસદો થયા છે અને બીસેન્ટ ફંડ કુલ ૬,૦૦૦ રૂપિયા ભરાયું છે વ્હેપારી વર્ગ તેમ જ અન્ય ધંધાદારીઓ એમ ઘણા નવા સમાજસેવકો અમદાવાદને પ્રાપ્ત થયા છે અને એક હોમ રૂલ શબ્દે અજબ અસર ફેલાવી છે

સ્ત્રીઓની હોમ રૂલ લીગની શાખા—સૌ. શારદા સુમત મ્હેતા અને બ્હેન અનસૂયા સારાભાઇની આગેવાની નીચે અત્રે સ્ત્રીઓની શાખા. ખોલવામાં આવી છે. ૨૫ સભાસદો અત્યાર અગાઉ થઇ ગયાં છે એમની એક સભા વનિતાવિશ્રામવાળા બ્હેન સુલોચનાના પ્રમુખપદ હેઠળ મળી હતી મી. ઇન્દુલાલ યાજ્ઞિકે "સ્વરાજય" વિષે ત્યા જાહેર ભાષણ કર્યું હતું. આ સ્ત્રીઓનો વિચાર એક લાયબ્રેરી અને અભ્યાસના વર્ગો કહાડવાનો છે

## ૨ સુરત.

હોમ રૂલ લીગની સુરતની શાખાના આમંત્રણથી મુંબાઇની શાખા તરફથી રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, રા. હરસિદ્ધભાઇ વજુભાઈ દીવટિયા અને મનસુખલાલ આત્મારામ માસ્તર એ ત્રણનું ડેપ્યુટેશન તા ૫–૮–૧૯૧૭ ને દિવસે સુરત ગયું હતું. રા. મુનશીએ તથા રા દીવટિયાએ "સુધારાની યોજના" એ વિષય ઉપર એક મોટી

સભા સમક્ષ ભાષણો આપ્યાં હતા. રા. ડાહ્યાભાઇ કે. દેશાઇએ પ્રમુખપદ લીધુ હતું. ૫૦ નવા સભાસદ દાખલ થયા હતા

એક બીજું ડેપ્યુટેશન અહીંથી સુરત મોકલવામા આવ્યું હતું, જેમાં શેઠ રતનશી અને રા. ચંદ્રશંકર ગયા હતા. રા ડાહ્યાભાઇ કલ્યાણજી વકીલના પ્રમુખપણા નીચે શનિવારે સાંજે એક મોટી જાહેર સભામા રા. ચંદ્રશંકરે "હાલનું રાજ્યતંત્ર અને આપણી માગણીઓ" એ વિષય ઉપર એક સચોટ ભાષણ આપ્યું હતું અને કોંગ્રેસ—લીગની યોજનાનાં સિદ્ધાંતો સમજાવ્યા હતા પ્રમુખનો આભાર માની સભા ઉઠી હતી.

રવિવારે ડેપ્યુટેશન બાળાશ્રમ, મહિલા વિદ્યાલય અને સ્ત્રીસમાજની મુલાકાતે ગયું હતું સ્ત્રીઓની એક મોટી જાહેર સભા ભરવામા આવી હતી અને પ્રમુખસ્થાન શેઠ રતનશી ધરમશીને આપ્યું હતુ રા. ચંદ્રશંકરે 'તમારૂં જીવન શાથી ભરશો' એ વિષય પર એક ભાષણ આપ્યું હતું. તે જ દીવસે સાજના દયાળ માલવીની વાડીમા શેઠ રતનશીના પ્રમુખપદ નીચે બીજી જાહેર સભા મળી હતી, જેમા રા. ચંદ્રશંકરે 'હાલનુ રાજ્યતંત્ર અને આપણી માગણીઓ'ના વિષયપરનુ આગલે દીવસે અધુરૂં રહેલું ભાષણ પુરૂં કર્યું હતું ભારે વરસાદ છતા પ્રેક્ષકો—સ્ત્રીઓ અને પુરૂષો મોટી સંખ્યામા હાજર હતાં. ભાષણને અંતે જાહેર કરવામાં આવ્યું હતું કે સ્ત્રીઓ માટે હોમરૂલ લીગની એક શાખા ખુલ્લી મુકવામા આવી હતી અને સ્ત્રીઓ તેમા સભાસદ તરીકે જોડાઈ હતી.

## ૩ નડીયાદ.

ગુજરાતની રસાળ ભૂમિના ચારૂત્તર પ્રદેશનાં હૃદયસ્થાને આવેલા નડિયાદના રસમય અને જાગ્રત જીવનને કેટલાક કાળથી પ્રશાન્ત ઓટ આવેલો હતો. સાગરને ઓટ થવો એ જેમ ભરતી આવવાના ભવિષ્ય સૂચનરૂપ છે, તેમ આ પ્રદેશના હૃદય સાગરમા વિરાજતા નગરનું પ્રશાન્ત જીવન હૃદયગુહામા પરમજ્યોતિના ધ્યાન વડે જીવન જ્યોતિ જગાવનારા ધ્યાનસ્થ યોગીના જાગ્રત થવા ભાવિસૂચન રૂપેજ હોય નડિયાદનું જીવન આવુ નૈસર્ગિક ચમત્કારોથી રસાયલું છે પ્રાચીન અને અર્વાચીન સમયના સંધિકાળમા નવજીવનનો મધુર પમરાટ પ્રસરાવવાને આશાભર્યો પ્રયત્ન કરી સ્વ. મનસુખરામ, હરિદાસ અને ઝવેરીલાલે માનસ સરોવરના કમળો રોપ્યા; સ્વ. મણિલાલ, ગોવર્ધનરામ અને બાલાશંકરે એને પોષી પાઇ વિકસિત કર્યાં એટલુંજ નહિ પરંતુ અનેકવિધ લતામંડપોથી ચારે દિશામા સુંદર વાટિકાઓ બનાવી સર્વત્ર જ્ઞાન, ભક્તિ અને કર્મની સુવાસથી ગુર્જર ભૂમિ પ્રફુલ્લ થઇ રહી. હવે જ્ઞાન, ભક્તિ અને કર્મમા લીન થયલા પુત્રોને રાષ્ટ્રના ઇષ્ટ સાધ્ય માટે કમળ પૂજા કરવાનો પ્રસંગ આવી પહોચ્યો છે મુક્તિ માટે એ જ એક ઉપાય છે. આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એ ત્રણ તાપોનો નાશ થવો એ જ મોક્ષ છે. એ ત્રિપુટિયોના આત્માનું પોતાના આત્મામા આવ્હાન

કરી નડિયાદ એ માટે કટિબદ્ધ થયું છે, એ જાણી આનંદની જ ઉર્મી ઉછળે છે. ગુર્જરભૂમિના સહયોગિ પુત્રો પણ એથી આનંદમગ્ન થશે.

ગાંડી ગુજરાત સ્વાર્થની સાધનામાં જ રચીપચી રહી છે. સમષ્ટિના હિત માટે એને કશીએ પડી નથી—એવા તીવ્ર કટાક્ષના પ્રહારો બહુ ખમ્યા, પરંતુ તે જ ગાંડી ગુજરાતનો ગાંડો નાયક ગાંધી સ્વાર્થત્યાગી અને સત્યાગ્રહમાં ગાંડો ગાંડો થઇ ફરે છે. અને તેની પાછળ ગાંડી ગુજરાત વિશેષ ગાંડી થઇ સ્વદેશ અને સ્વરાજ્યનાં ગીત ગાશે. ડાહ્યાનાં તાલબદ્ધ સંગીતના આનંદ કરતાં એના આ ઘેલછાનાં સંગીત વધુ મસ્ત બનાવશે હા, આપણા દુર્ભાગ્યે ઝવેરીલાલ અને મણિલાલ દિર્ઘાયુષિ ન થયા, જીવનના અલ્પ સમયમા ઘુમેલા મહારથિયો પ્રભુના ધામમાં પ્રભુ આજ્ઞાથી જવું પડયું નહિ તો ગુજરાતે ઘણાં વર્ષ પહેલાં ઝવેરીલાલ જેવો વીર નાયક મેળવી અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું હોત અથવા ગાંધીના ગુરૂ મણિલાલે વીર નાયક બની સત્યાગ્રહ વડે ગુજરાતને વીરભૂમિ બનાવી દ્વિપાંતરમાં પણ એની ગર્જનાઓ પહોચાડી હોત પરંતુ કાલની પણ બલિહારી જ છે.

બંગભંગના સમયે બંગબંધુઓના દુઃખ વિમોચન અર્થે જે મહાન ચળવળ દેશમા ચાલી રહી હતી, સ્વદેશી અને બોયકોટના દુંદુભી વાજી રહ્યાં હતા તે સમયે ગુજરાતે શાંત પ્રતિરોધ દર્શાવી બંગબંધુઓની ચળવળને અનુમોદન આપ્યું હતું. જો કે બંગ બંધુઓ વ્યાપારી અમદાવાદ પ્રત્યે કંઇ નારાજ થયા હતા છતા નડિયાદ વગેરે નગરોએ શાંત પણ દૃઢપ્રતિરોધથી જે પાણી બતાવ્યું હતું અને આત્મબલનુ ગુજરાત માટે વીરલ દષ્ટાંત રજુ કર્યું હતું તેથી ગુજરાત—તે સમયના નાયક વગરનું ગુજરાત પણ એક રાષ્ટ્રના અંગ તરીકે મૃત નહિ પણ અમૃત છે તે જણાઇ આવ્યું હતું. આ વખતે નડિયાદે સામ્રાજ્ય અને સ્વદેશનું હિત લક્ષમા રાખી અનુપમ ચૈતન્ય દર્શાવ્યુ હતું સ્વદેશી સ્ટોર, મીલ, હેન્ડલુમો, આયર્ન ફેકટરી, લાખનું કારખાનું અને અન્ય કલાઓની પણ ન્હાની મ્હોટી અનેક મંડળીઓ અને કારખાના શરૂ થયા હતા આખુ નડિયાદ જાણે સ્વદેશી જ થઇ ગયું હતું. ગામે, મહાજને અને ઘણી જ્ઞાતિઓએ વિદેશી માલ અને વિદેશી ખાંડ નહિ વાપરવાના ઠરાવ કર્યા હતા. મ્હોટા માણસો પણ વિદેશી માલ વાપરતા શરમાતા. સ્ત્રીઓ અને બાલકો પણ તેથી પરાઙ્મુખ થયા હતા. અનેક વક્તાઓના વ્યાખ્યાનો અને તે વખતના ગુજરાત પત્રના રાષ્ટ્રીય ભાવનાને પ્રદિપ્ત કરતા લેખોથી આ સત્ કાર્યને ઠીક પ્રોત્સાહન મળતું. અનાથાશ્રમ વગેરે પણ એજ ચૈતન્યનું પરિણામ છે.

બંગભંગની સિદ્ધ વાત અસિદ્ધ થઇ. ના સરકારને દેશના નૈતિક બલને માન આપવું પડયું અને બંગભંગ રદ થયો. સુરતની રાષ્ટ્રીય પરિષદમા બે વિભાગ પડયા. સર્વત્ર શાંતિ અને નિરાશાની છાયા ફેલાઇ ગઇ. પ્રેસ એક્ટના સુધારાએ સર્વને ગુંગળાવ્યા, સમુદ્રનુ મોજુ પોતાનું કામ કરી પસાર થઇ ગયું અને ભરતીને બદલે ઓટ જણાયો; પરંતુ મહર્ષિ દાદાએ સ્વરાજ્યનો

ભારત પુત્રોના હૃદયમાં મુકેલો સ્વરાજ્યનો પ્રણવ મંત્ર કદી પણ ભૂલાઇ શકે એમ નહોતો. દાદાએ યાવજ્જીવન ચિંતન કરી આ મહામંત્ર પ્રાપ્ત કર્યો હતો અને તે દેશને એની ભાવનાની સિદ્ધિ માટે અર્પણ કર્યો. પરંતુ "જે કોઇ પ્રેમી અંશ અવતરે પ્રેમ રસ તેના ઉરમા ઝરે" મસ્ત કવિ દયારામના આ કથન પ્રમાણે એ પ્રણવ મંત્રનો પ્રેમરસ કર્મયોગિની બેસંટના દયામય હૃદયમાં ક્યારનોએ ઝરતો હતો. એ ગોરાંગ મહાદેવીએ આ અમૃત રસ ભારતી મૈયાના પુત્રોને પાવાનો સંકલ્પ કર્યો. "હોમરૂલ" નો વિજયધ્વજ ફરકાવી એણે મહાઘોષ કર્યો, બહેરા કાનોને વિંધી તે જીવનઘોષ સર્વના હૃદયમા ઉંડો ઉતારી દીધો. અને એ જ પુનીત કાર્યમા પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધુ. એના આત્માર્પણથી હિંદ જાગ્રત થયું, સર્વ 'હોમરૂલ' અને સ્વરાજ્યનો મંત્ર જપવા લાગ્યા અને સામ્રાજ્યના અનૈસર્ગિક અધિકારીસત્તાક તંત્રને કંપાવી મૂક્યું બેસન્ટે પ્રથમથી જ ધર્મ, સમાજ અને જ્ઞાનની સુધારણાના અદ્વિતીય કાર્ય કરી ભારતી પુત્રોમાં હૃદયમાં સ્થાન પ્રાપ્ત કર્યું હતું અને અંતે સર્વસ્વ અર્પણનું આદર્શ પ્રદર્શિત થતા બેસન્ટનો આત્મા સર્વમાં પ્રકાશિત થઇ રહ્યો છે. આવા સમયે નડિયાદ એકદમ જાગ્રત થઇ ગયું છે. સાવ વર્ષની નિદ્રામાથી જાગ્રત થઇ એણે પુન: વિશેષ આત્મબળથી સર્વેશ્વર, સામ્રાજ્ય અને સ્વદેશની સેવામા ઝોકાવ્યું છે. દેવશયની એકાદશીના પવિત્ર દિવસે પ્રભુએ બલિરાજના દ્વારપાલના કાર્યનો અંગીકાર કર્યો હતો તે જ દિવસે નડિયાદે સ્વરાજ્ય પ્રાપ્તિનું વ્રત સ્વીકાર્યું છે. દાદાના અવસાન થયાની વાત એ જ દિવસે સાભળવામા આવી. નડિયાદની પંચરંગી પ્રજાએ દાદાના અવસાન માટે રૂદન કર્યું અને તેઓ સ્વરાજના હક માટે સર્વેશ્વરના દરબારમાં ન્યાય મેળવવા જ ગયા છે એમ માની "હોમ રૂલ લીગ"ની સ્થાપના કરી. એ જ દિવસે એક શત મનુષ્યોએ "હોમ રૂલર" થવાની ઇચ્છા દર્શાવી.

દેવશયની એકાદશીના દિવસે સાંજના પાંચ વાગતાં દશા ખડાયતાની વાડીમાં રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટી બી. એ., એલએલ. બી. ના પ્રમુખપણા નીચે આ પ્રમાણે એક હજારે માણસોની સભા ભરાઇ હતી. સભામા રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ બેરિસ્ટરે દાદાના અવસાન માટે શોક પ્રદર્શિત કરતાં દાદાના આદર્શ જીવનનું વિવેચન કર્યું હતુ અને એમના અવસાનથી ગયલી મહાન ખોટ દર્શાવનારો અને એમના આત્માને શાંતિ મળે એ માટે પ્રભુ પ્રાર્થના કરવાનો ઠરાવ મૂક્યો હતો. એ પછી વિદુષિ બેસંટ, મી. એરૂન્ડેલ અને મી. વાડીઆને ના. મદ્રાસ સરકારે નજરકેદ કર્યા તે માટે વાંધો દર્શાવનારો ઠરાવ રા. નંદલાલ નાનાલાલ મહેતા બી. એ. એ રજુ કર્યો હતો. ત્રીજો ઠરાવ રા. માધવલાલ નથુભાઇ દ્વિવેદીએ ના. મુંબાઇ સરકારે વિદ્યાર્થીઓને રાજકીય ચળવળમાં ભાગ લેતા અટકાવવાના કરેલા ઠરાવ માટે વિરોધ દર્શાવનારો મૂક્યો હતો. અને ચોથો ઠરાવ રા માધવલાલ નથુભાઇ દ્વિવેદીએ 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરવાનો મૂક્યો હતો. આ ઠરાવો ઉપર હૃદયદ્રાવક અને પ્રભાવશાળી વિવચનો થયાં હતા. શ્રોતાઓમા આથી ઘણી લાગણી પ્રસરી રહી

હતી. આ પ્રસંગે મી૦ મગનભાઈ પટેલે "હોમરૂલ લીગ" એ વિષય ઉપર દલીલોથી ભરપૂર અને અસરકારક ઉત્તમ વ્યાખ્યાન આપ્યું હતું આ પ્રમાણે અનુપમ ઉત્સાહ વચ્ચે 'હોમરૂલ લીગ'ની સ્થાપના નડિયાદમા થઈ છે અત્યાર સુધીમા ૧૩૫ ઉપરાંત સભાસદોએ પોતાના નામ નોધાવ્યાં છે. એને માટે એક ખાસ મકાન પણ ગામની મધ્યમાં રાખવામાં આવ્યું છે. તથા તે મકાનમાં દાદાભાઈના નામથી વાચનાલય પણ ખુલ્લું મૂકવામા આવ્યું છે જેમાં ત્રીસથી ૩૫ માસિકો અને વર્તમાનપત્રો આવે છે. કાર્ય ત્વરાથી આગળ ચાલે છે. લીગ સ્થાપવા પછી એના તરફથી ત્રણ જાહેર સભાઓ ભરાઈ ગઈ છે. તા. ૧૬ મીની હોમરૂલ ડેની સભામાં રા. ચંદ્રશંકર પંડયાએ "હિંદુસ્થાનની રાજકીય સ્થિતિ" સંબંધી એક પ્રભાવશાળી અને વિદ્વતાયુક્ત વ્યાખ્યાન ૧૫૦૦ શ્રોતાઓ સમક્ષ આપ્યુ હતું. તા ૨૨-૭-૧૭ ની ૧૨૦૦ માણસોની સભામાં મિસિસ બેસન્ટ અને સર સુબ્રહ્મણ્ય આયરના પત્રો વાંચવામાં આવ્યા હતા અને યોગ્ય વિવેચનો થયા હતા. લીગની ઑફીસમાં બુધવાર અને રવિવારે અભ્યાસના વર્ગો રાખવામા આવ્યા છે અને તેમા ઉપયોગી રાજકીય વિષયનું જ્ઞાન વાચન કે પ્રવચન દ્વારા આપવામાં આવે છે. થોડાં જ વખતમા લીગમા બસો ઉપરાંત સભાસદો થવાનો સંભવ છે. આ કાર્ય ઉપર સરકારની પણ સારી નજર છે અને દરેક સભામાં મામલતદાર અને પોલીસ ઇન્સપેકટર પોતાના કારકુનો અને સબ ઇન્સપેકટર સાથે હાજર રહી સ્વહસ્તે નોધ લે છે અને સભાસદોને ઘેરેઘેર માણસ ફેરવી એમના ઓળખાણની નોંધ લે છે.

નડિયાદનું ચેતન અને કમળપૂજા આ છે. પ્રભુ તેને કર્તવ્યનિષ્ટ રાખી રાષ્ટ્રના કલ્યાણના કાર્યમાં યોગ્ય હિસ્સો આપાવે અને તે માટે દરેક પ્રકારના આવશ્યક ભોગ આપવાની પ્રેરણા કરે

એક હોમરૂલર.

## ૪ ગોધરા.

ગોધરાની હોમ રૂલ લીગની શાખાના આમંત્રણથી મિ. બી. જી. હોર્નીમેન તથા રા જમનાદાસ દ્વારકાદાસનું ડેપ્યુટેશન રવિવાર, તા. ૫-૮-૧૯૧૭ ને દિવસે ગોધરે ગયું હતુ. ત્યા એક જંગાવર સભા સમક્ષ રા. મુકુંદમના પ્રમુખપદ નીચે મિ. હૉર્નીમેન તથા રા. જમનાદાસ દ્વારકાદાસે "વર્તમાન રાજકીય સ્થિતિ" વિષે વ્યાખ્યાનો આપ્યા હતાં. લોકોમાં ભારે ઉત્સાહ ફેલાયો હતો અને લીગના સભાસદોની સંખ્યામા સારો વધારો થયો હતો.

## ૫ અણામાં.

હોમ રૂલ લીગની મુબાઇની શાખા તરફથી શેઠ રતનસી ધરમસી, રા. છોટુભાઈ અનુપરામ સૉલિસિટર, રા શંકરલાલ ઘેલાભાઈ બૅન્કર, રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક અને રા. પ્રાગજીભાઈ ખડુભાઈ દેસાઈનું ડેપ્યુટેશન સુરત જીલ્લાના 'અણામા' ગામડામાં રવિવાર તા. ૫-૮-૧૯૧૭

ને દિવસે ત્યાંના લોકોના આમંત્રણથી ગયું હતું અને ત્યાં હોમ રૂલ લીગની શાખા સ્થાપી હતી. વીસ ગામડાઓમાંથી લોકો આવ્યા હતા. સભામાં લગભગ ૧,૫૦૦ માણસો હાજર હતાં, જેમા ૫૦ ને શુમારે સ્ત્રીઓ હતી મુસલમાનો પણ સારી સંખ્યામાં હાજર થયા હતા. સભાનું પ્રમુખસ્થાન શેઠ રતનસી ધરમસીએ લીધું હતું. રા. ચદ્રશંકર પંડ્યા, રા. ઇન્દુલાલ યાજ્ઞિક અને પ્રાગજીભાઇ દેસાઇએ "વર્તમાન રાજકીય સ્થિતિ" વિષે ભાષણો આપ્યા હતા સભામાં એટલો બધો ઉત્સાહ હતો કે કોઇને પણ લાગ્યા વગર ન રહે કે લોકનાયકો સ્વરાજ્યનો સન્દેશ લોકોને પ્હોંચાડવાનું કાર્ય હાથમા લે તો ગામડાઓના લોકો પણ હુંફભર્યો આવકાર આપવા તદ્દન તૈયાર છે લગભગ ૭૫ સભાસદો થયા હતા, જેમા ૨ સ્ત્રીઓ હતી.

## ૬ ભરૂચ.

તા. ૧૬-૮-૧૯૧૭ને રોજ રાતના ૮ કલાકે ભરૂચ હોમ રૂલ લીગ શાખાના સભાસદો એકત્ર થઇ, મિસિસ બિસેન્ટ વિગેરેને ઇન્ટર્ન કર્યાનો-નજરકેદ દિવસ ઉજવ્યો હતો. મિસિસ બિસેન્ટની છબીને પ્રથમ પુષ્પહાર ચઢાવવામાં આવ્યો હતો હોમ રૂલરની દરરોજની પ્રાર્થના તથા સ્વદેશીના વ્રતની પ્રાર્થના ત્યારબાદ કરવામા આવી હતી જે પછી કેટલાક પ્રાસંગિક વિવેચનો થયાં હતા. તા. ૧૯-૮-૧૯૧૭ને રોજ અત્રેની 'દશા લાડ વાડીમાં' ભરૂચ હોમ રૂલ લીગ તરફથી મુંબાઇના જાણીતા સાક્ષર નૃસિંહદાસ બી વિભાકર બાર-ઍટ-લૉનું "વર્તમાન રાજકીય સ્થિતિ" એ વિષય ઉપર, મુંબઇ નિવાસી શ્રીમાન શંકરલાલ જી. બેંકર એમ. એ. ના પ્રમુખપણા નીચે એક અપૂર્વ મનોહારી હૃદયંગમ ભાષણ ૩૦૦૦ લોકો સમક્ષ થયું હતું. ભાષણથી આકર્ષાઇ ૨૦૦ વધુ સભાસદો થયા હતા. તા. ૨૬-૮-૧૯૧૭ ને રોજ સાંજના ૫ કલાકે ઉપલેજ સ્થળે જાણીતા દેશભક્ત રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે "સ્વરાજ્યની ચળવળ" એ વિષય ઉપર એક વિચારપૂર્ણ મનનીય ભાષણ આપ્યું હતું અને સવારમા અત્રેના હોમ રૂલરોને દેશભક્તિ, દેશસેવા કરવા ઉત્તમ બોધ આપ્યો હતો.

'ભરૂચી'

## ૭ કછોલી અને ૮ સાલેજ.

સુરત જીલ્લાના જલાલપુર તાલુકાના ગામો કછોલી અને સાલેજની પ્રજાએ આમંત્રણ કરવાથી અત્રેથી હોમરૂલ લીગનું એક ડેપ્યુટેશન ત્યા ગયું હતું. ડેપ્યુટેશન રા. જમનાદાસ દ્વારકાદાસ, રા. ચંદ્રશંકર પંડ્યા અને રા છોટુભાઇ સોલીસીટર-એટલા ગૃહસ્થોનું બનેલું હતું. સુરતથી મી૦ હોરા અને ચાર બીજા ગૃહસ્થો તેમની સાથે ગયા હતા. (કીચડથી ભરેલો આખો અવ્યવસ્થિત રસ્તો તેમણે બળદના ગાડાની મદદથી કાપ્યો હતો.) સ્વરાજનો સંદેશો લાવનાર આ ગૃહસ્થોને ગામડાંની પ્રજાએ પાદરમાં જ હર્ષભર્યો આવકાર આપ્યો હતો. સવારનો વખત ગામડાના આગેવાન માણસો સાથે અત્યારના પ્રશ્નોની ચર્ચા કરવામાં ગાળ્યો હતો અને પરિણામે

બન્ને ગામોમાં હોમરૂલ લીગની શાખાઓ સ્થાપવામાં આવી હતી. સાંજના એક જાહેર સભા ભરવામાં આવી હતી, જેમાં લગભગ બે હજાર પ્રેક્ષકોએ હાજરી આપી હતી. પ્રમુખસ્થાને મી૦ જમનાદાસ બેઠા હતા. રા. ચંદ્રશંકર પંડ્યાએ ભાષણ કરતાં જણાવ્યું કે, અમને ગામના લોકો તરફથી મળેલો આવકાર જ બતાવી આપે છે કે હોમરૂલની માગણી માત્ર થોડાક કેળવાયલા જનો જ કરતા નથી પણ આખી પ્રજા કરે છે બ્રિટિશ સિદ્ધાંતો વિરૂધ્ધ હોમરૂલ ચળવળ સામે ચાલતી દબાણની નીતિને લીધે દેશની રાજકીય પરિસ્થિતિ ગંભીર અને ચિંતાજનક બનતી જાય છે. દબાણની નીતિનો જવાબ આપવાના ત્રણ રસ્તા તેમણે બતાવ્યા હતા '૧ ઇંગ્લાંડ ડેપ્યુટેશન મોકલી ત્યાંની પ્રજાને ઘટનાઓની જાણ કરવી.', ૨. કોંગ્રેસ અને મોસ્લેમ લીગના સ્વરાજ્ય સંદેશનો ફેલાવો કરવો. ૩. દબાણની નીતિને સામે થતાં આત્મભોગો આપવા પડે તો આપવા. તે પછી મી૦ દયાળજીએ ગામડાની પ્રજાને વધારે હિંમત અને વધારે દ્રઢતા બતાવવા પ્રેરણા કરી હતી; અને મી૦ પ્રાગજી ખંડુભાઈએ દક્ષીણ આફ્રિકાની સત્યાગ્રહની લડાઇનું વર્ણન કરી મક્કમ ઠરાવ રાખવાને ઉપદેશ આપ્યો હતો. મી જમનાદાસે ઉપસંહાર કરતાં ગામડાની પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો હતો તેને માટે તેમને ધન્યવાદ આપ્યો હતો અને રાજકીય ચળવળની મહત્તા સમજાવી સ્વાર્થત્યાગી દેશની ઉન્નતિ માટે તત્પર થવાને કહ્યુ હતું. છેવટે મી૦ચંદ્રશંકરે યોજેલું કાવ્ય 'જ્યા સુધી દેહમાં આત્મા રહે, ત્યાં સુધી હોમરૂલ હોમરૂલ કહે,' મી૦ કસનજીએ ગાયું હતું અને ૭૫ ગૃહસ્થો લીગમા જોડાયા હતા

## ૯ ઉમરેઠ.

ઉમરેઠના એક પ્રસિદ્ધ વકીલના પ્રમુખપણા હેઠળ તા૦ ૧૯ મીએ મળેલી લગભગ આઠસો ઉપરાંત પ્રેક્ષકોની જાહેર સભામાં રા૦ ઇન્દુલાલ યાજ્ઞિક અને રા. હરસિદ્ધભાઈ દીવટિયાએ હોમ રૂલ ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. રા. ઇન્દુલાલે જણાવ્યું કે, જગતના ઇતિહાસમાં એવા પ્રસંગો આવે છે જ્યારે સ્થિતિમાં ફેરફારો થાય છે. રશિયામાં થયેલો ફેરફાર સૂચવે છે આ પ્રસંગ એવો જ અસાધારણ છે અને વાતાવરણ સ્વતંત્રતાના ઉત્સાહથી છવાઇ રહ્યું છે. એજ સ્વતંત્રતાનો પ્રેમ કરોડો સૈનીકોને પોતાનો પ્રાણ અર્પવા પ્રેરે છે જ્યારે હિંદના પુત્રો મહારાજ્ય માટે પોતાના લોહી રેડે છે, ત્યારે દેશને માટે સ્વરાજ્યના યોગ્ય હિસ્સાની માગણી ઘટતી છે એમ જણાવી ભાષણ પુરૂં કર્યું હતું. રા. હરસિદ્ધભાઇએ લીગના ચાર મુખ્ય ઉદ્દેશો સમજાવ્યા હતા, અને સ્વરાજ્ય મેળવી બ્રિટન સાથેનો સંબંધ મજબુત કરવા માંગે છે એમ જણાવ્યું હતું. આંકડાની મદદથી હિંદીઓની ખરી સ્થિતિ જણાવી પ્રેક્ષકોને હોમ રૂલ લીગમા જોડાવા અરજ કરી હતી.

તે પછી નડીઆદના પ્રસિદ્ધ વકીલ રા. ગોકળદાસ તલાટીએ કેટલાક સચોટ દાખલાઓ વિષય પરત્વે આપ્યા હતા, અને ઉમરેઠમાં લીગની શાખા સ્થપાયેલી જાહેર કરી હતી. લગભગ વીસ ગૃહસ્થો કુલે સભાસદો તરીકે નોંધાયા હતા. નજરેઠેના

હુકમ સામે પ્રતિરોધ દર્શાવનારો ઠરાવ પસાર કર્યો હતો. પ્રમુખ અને વાડીના માલીકનો આભાર માની સભા વીખરાઈ હતી.

## ૧૦ દાહોદ.

ગોધરાની પડોશમાં આવેલા દાહોદ શહેરની પ્રજાના આમંત્રણથી અત્રેની હોમરૂલ લીગ તરફથી રા. હરસિદ્ધભાઈ દીવટિઆ અને રા. મનસુખલાલ માસ્તર એક ડેપ્યુટેશન તરીકે ત્યાં હોમરૂલની શાખા ઉઘાડવા માટે ગયે રવિવારે ગયા હતા. મોઢીયા વાડીમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી અને પ્રમુખસ્થાન રા. કેશવલાલ મોતીલાલ પરીખને આપ્યું હતું. પ્રેક્ષકોની સંખ્યા ૮ગભગ એક હજારની હતી. મુસલમાન ભાઈઓ પણ મોટી સંખ્યામાં હતા. મહેમાનોની ઓળખાણ સભાને આપ્યા બાદ રા. દીવટિઆએ એક ટુંકું અને સચોટ ભાષણ આપ્યું હતું. શરૂઆતમાં હોમરૂલ લીગના આશયો સમજાવી કયી કાયદેસર અને સનદશીર રીતિઓએ સ્વરાજ્ય મેળવાનું છે તેની રૂપરેખા દોરી હતી. સંયુક્ત હિંદની માગણીઓ કેવી છે તે કાંગ્રેસ લીગની યોજના સમજાવી સવિસ્તર કહી હતી અને કેળવાયલા હિંદીઓએ—હિંદુ અને મુસલમાનોએ—પોતાના દેશના ઉત્કર્ષ માટે અત્યાર સુધી કેવા કેવા પ્રયત્નો કર્યાં છે તે સમજાવ્યું હતું. હિંદનો લોકસમૂહ આ માંગણીઓ જાણતો નથી કે તેની તરફેણમાં નથી એવી અફવાઓને ખોટી પાડવા પોતાનો સંયુક્ત અવાજ ઉઠાવી જાહેર કરવા સભાના લોકસમૂહને પ્રેરણા કરી હતી, અને પોતાની સહાનુભૂતિ હોમરૂલ લીગમાં સભાસદો તરીકે જોડાઈને બતાવવા વિનંતિ કરી હતી. ત્યાર બાદ રા. મનસુખરામ, રા. મુકાદમ અને રા. પરસોત્તમદાસે કેટલુંક વિવેચન કર્યા બાદ પ્રમુખે ઉપસંહાર કરતાં પ્રેક્ષકોને લીગમાં સભાસદો તરીકે જોડાવા અરજ કરી હતી. આ વિનંતિઓની અસરથી ૭૫ સદ્‌ગૃહસ્થોએ સભાસદ તરીકે ત્યાં જ નામ નોધાવ્યાં હતા, અને અરજીના ફારમોની તંગીને લીધે કેટલાક સદ્‌ગૃહસ્થોને પોતાના નામો પાછળથી મોકલી આપવાનું કહેવાની ફરજ પડી હતી.

## ૧૧ ચંદવાસણ.

જલાલપુર તાલુકાના ચંદવાસણ ગામે તા. ૨૮ ને મંગળવારના રોજ એક જાહેર સભા રા. ભીમભાઈ રણછોડજીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. અંચેલી ગામના સદ્‌ગૃહસ્થોએ પણ આ સભામાં ભાગ લીધો હતો. દક્ષિણ આફ્રિકાવાળા રા. પગગજી ખંડુભાઈ (ઇન્ડીઅન ઓપીનીઅન પત્રના ગુજરાતી માજી તંત્રી)એ હોમરૂલ યાને સ્વરાજ એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું. વ્યાખ્યાનકારે આપણા દેશની વર્તમાન રાજકીય સ્થિતિની ગંભીરતા પૂર્ણપણે દર્શાવી આપી હતી, તેમ જ સ્વરાજ્યના વિષય ઉપર અસરકારક ભાષણ આપી અંતમાં હોમરૂલ લીગ સ્થાપવા અરજ ગુજારી હતી. જેને પરિણામે સભામાં લીગની સ્થાપના કરવામાં આવી હતી

અને ગામ તદ્દન નાનું હોવા છતા લગભગ ૧૫ ગૃહસ્થો લીગના સભાસદો થયા છે રા. ભીમભાઇ રણછોડજી પ્રમુખ તથા રા. ગાંડાભાઇ નાગરજીને સભામા લીગના સેક્રેટરી તરીકે ચુટી કહાડવામા આવ્યા હતા. ચ દવાસણ તેમજ અચેલી ગામના રહીશોએ પોતપોતાના ગામોમાં વાંચનાલય સ્થાપવાનુ માથે લીધું છે અને તેને માટે જોઇતું ઉઘરાણું થઇ પણ ગયું છે

## ૧૨ આટ.

જલાલપુર તાલુકાના આટ ગામમાં એક જાહેર સભા રા. કુંવરજી ખંડુભાઇના પ્રમુખપણા હેઠળ તા. ૨૯ ઑગસ્ટના રોજ મળી હતી. રા. પરાગજી ખંડુભાઇએ સ્વરાજ્ય વિષય ઉપર એક વ્યાખ્યાન આપી દેશની હાલની રાજદ્વારી સ્થિતિનું વર્ણન કર્યું હતુ અને આટ ગામમા હોમરૂલ લીગ સ્થાપવાનો આગ્રહ સભાને કર્યો હતો. સભામાં જ ૫૧ ગૃહસ્થોએ લીગના સભાસદ તરીકે નામો નોંધાવ્યા હતા બાદ રા. કુંવરજી ખંડુભાઇને પ્રમુખ તથા રા છોટુભાઇ નાગરજીને સેક્રેટરી તરીકે ચુટી કહાડવામાં આવ્યા હતા બાદ વ દે માતરમના પોકારો વચ્ચે સભા વિસર્જન કરવામાં આવી હતી

## ૧૩ આણ દ.

હિ દી હોમરૂલ લીગની એક શાખા આણ દમા તા. ૨૦ મીએ ઉઘાડવામાં આવી છે. છ આગેવાન ગૃહસ્થો જોડાયા છે અને મી૰ મોતીભાઇ લાખાભાઈ પટેલે સેક્રેટરી તરીકે કામ કરવાનું સ્વીકાર્યું છે. હોમરૂલના ચોપાનીયાંઓ છુટથી વહેચવામા આવ્યાં છે.

ઉપર દર્શાવેલા સ્થળો ઉપરાંત નીચેના ગામોમા પણ હોમરૂલ લીગની શાખાઓ સ્થપાઇ છે:—૧૪ ચીખોદ્રા, ૧૫ ખરસાડ, ૧૬ ચકલાસી, ૧૭ ઉત્તરસ ડા.

---

# ગુજરાતનું જાહેરજીવન.

---

## સુરત.

**હોમરૂલ લીગ**—રાજકીય વાતાવરણમા ઉગ્ર પવન આખા દેશની માફક સુરતમાં પણ પૂર્ણ જોશમાં ફુંકાય છે અને "હોમ રૂલ, હોમરૂલ"ના જયઘોષો ઠેકાણે ઠેકાણે સાંભળવામાં આવે છે. મદ્રાસની સરકારના અવિચારી, અન્યાયી અને ક્રુર પગલાથી સુરત પણ ખળભળી ઉઠ્યું છે અને હોમરૂલ લીગમા સંખ્યાબધ માણસો દાખલ થતા જાય છે.

સંખ્યાબંધ મેમ્બરો વધવાથી લીગે શહેરના મધ્ય ભાગમાં ઑફીસ ખોલી, કારકુન વગેરેનો બંદોબસ્ત કરી, લાયબ્રેરી તથા રીડીંગ રૂમ ખોલવા પ્રયત્ન ચાલુ કર્યો છે. તા ૨૯ મી ને દિવસે સુરત 'હોમરૂલ લીગે પોતાના કાયદા કાનુનો પસાર કરી' આવતા 'વર્ષ માટે શહેરના ૧૬ સદ્ગૃહસ્થોની કમિટી સાથે અધિકારી 'મંડળ

નીમ્યું હતું. જેમા લીગના પ્રમુખ તરીકે જાણીતા વકીલ રા. રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ, બી. એ., એલએલ. બી, ઉપપ્રમુખો તરીકે રા. રા. મગનલાલ ભુખણરાય શેઠ બી. એ. એલએલ બી. તથા રા. રા. પ્રમદવદન મોટાભાઇ દેસાઇ તથા સેક્રેટરીઓ તરીકે ડૉ. કરસુખ વી. હોરા. તથા રા. હરિપ્રસાદ ડી. મજમુદાર, બી, એ. એલએલ. બી. નીયુક્ત થયા હતા. શ્રાવણ મહિનામાં દર સોમવારે કતારગામના રસ્તાપર મેળો ભરાતો હોવાથી, તેનો લાભ લઇ લીગ તરફથી રા. પરભુજી ખંડુભાઇએ 'સ્વરાજ્ય' સંબંધી એક વ્યાખ્યાન આપ્યું હતું.

સુરત ડીસ્ટ્રીકટ એસોસીએશન.—ગયા પત્રમા જણાવ્યા પ્રમાણે આ મંડળે એની બેસન્ટ અને તેના સાથીઓને નજરકેદ કર્યા તે પગલાં તરફ નિષેધ બતાવવાનો ઠરાવ કર્યો હતો તથા એસોસીએશન તરફથી ડૉ દાદાભાઇ નવરોજીના મરણનો શોક દર્શાવવા એક જાહેર સભા તા ૨૩-૭-૧૭ ને દિવસે નગીનચંદ ઇન્સ્ટીટયુટમા જાણીતા વકીલ બેજનજી માણેકજી જખુસરીઆના પ્રમુખપણા નીચે મળી હતી

જાહેર મેળાવડાઓ—રાયચંદ દીપચંદ કન્યાશાળાનો મેળાવડો તા ૨૦-૭-૧૭ દિવસે અત્રના ડીસ્ટ્રીકટ જડજ મી. મરડીના પ્રમુખપણા નીચે થયો હતો તા ૨૧ મીએ એજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે અત્રેના મહિલા વિદ્યાલયે પોતાનો પ્રથમ મેળાવડો કર્યો હતો. મહિલા વિદ્યાલય એક વર્ષની ટુંક મુદતમાં લોકોની પ્રસંશા પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયું છે તે આનંદની વાત છે. આના કાર્યવાહકો વિદ્યાલય માટે દાન મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે અને આશા રહે છે કે, સુરત શહેર આ ઉપયોગી ખાતાને પૈસાની તંગીને લીધે હેરાન થવા નહિ દે.

સુરત સ્ત્રી સમાજ—નિયમીત મીટીંગો થાય છે. ડૉ. કરસુખ વી હોરાએ તા ૩૦ મો ને દિવસે મરહુમ ડૉ. દાદાભાઇના જીવનચરિત્ર પર એક વ્યાખ્યાન આપ્યું હતું સમાજે ડૉ. દાદાભાઇના શોકજનક અવસાન માટે દિલગીરીનો ઠરાવ પસાર કરી મરહૂમના કુટુંબપર મોકલવાનો ઠરાવ કર્યો હતો.

વિદ્યાસમાજ—વિદ્યાર્થીના સંબંધમાં સરકારે ધારણ કરેલી નવીન વિચિત્ર રાજ્યનીતિને લીધે વિદ્યાર્થી સમાજ મૃતપ્રાય દશામાં પડયું છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ વિદ્યાર્થી સમાજ જેવું રાજકીય બાબત દૂર રાખી છે તેમાં આવતા અડક્યા છે. જ્યારે ચોરી છુપકીથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ રાજકીય મેળાવડામાં પહેલા કરતાં વધુ પ્રમાણમાં હાજર થાય છે, વિદ્યાર્થી પરના અઘટીત અંકુશનુ આવુંજ પરિણામ હોઇ શકે.

કરસુખ. વી. હોરા

## વડોદરા.

શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ—થોડો સમય થયાં અઠવાડીઆમાં બે વખત—દર બુધવારે અને રવિવારે—મળે છે અહીંની સેન્ટ્રલ લાયબ્રેરીની ફરતાં પુસ્તકાલયની શાખા તરફથી પુસ્તકોનો ઉપયોગ ઓઓ છૂટથી કરે છે. તે ઉપરાંત શ્રીમંત મહારાણી સાહેબ તરફથી વર્તમાનપત્રો, માસિકો આદિ વાંચવા મળે છે. તા ૩–૮–૧૭ ને રોજ રા ચંદ્રશંકર પંડ્યાએ "સ્ત્રીઓ અને દેશસેવા" એ વિષય ઉપર મુદ્દાસર ભાષણ આપ્યું હતું.

સાહિત્ય સભા તરફથી તા. ૪–૮–૧૭ ને રોજ રા. પીનાકીપ્રસાદ દેસાઇએ "બાલકોને માટે સાહિત્ય" એ વિષય ઉપર ઠીક ભાષણ આપ્યું હતું. આપણી બાલસાહિત્યની અછત જણાવી હતી, અને કંઇક વ્યવહારૂ પગલાં લેવા સૂચના થઇ હતી વળી તા ૧૦–૮–૧૭ ને રોજ રા. જન્મશંકર બુચ (લલિત) એમણે શ્રીકૃષ્ણજયતિ નિમિત્ત "કૃષ્ણ કીર્તન" કર્યું હતું.

હિન્દી પ્રચારિણી સભા હાલમાં વધારે પ્રવૃત્ત થઇ છે, તા. ૧૧–૮–૧૭ ને રોજ એમના તરફથી રા શાંતિધર દેસાઇએ "શ્રીકૃષ્ણજીવન ઉપરથી ઉપજતા કેટલા કવિચારો" એ વિષય ઉપર હિંદીમા યોગ્ય વિવેચન કર્યું હતું વળી તા. ૨૯–૮–૧૭ ને રોજ એ સભા તરફથી રા. જગજીવનદાસ મોદીએ "ગુજરાતનું હિંદી સાહિત્ય" એ વિષય ઉપર મુદ્દાસર ભાષણ આપ્યું હતું.

શ્રી મહારાણી યુનીઅન ઘણે ઘણે વખતે જાગૃત થયું હતું, અને પરિણામે તા. ૧૧–૮–૧૭ ને રોજ મિસિસ વિદ્યાગૌરી નીલકંઠે "એથિકલ ટેસ્ટ" એ વિષય ઉપર અંગ્રેજીમા ભાષણ આપ્યુ હતું. અજાણતા સ્ત્રી સમાજની ઘણીખરી સ્ત્રીઓ એ વખતે હાજર હોવાથી સૌ વિદ્યાગૌરીએ પોતાના ભાષણનો ગુજરાતીમા ટુંક સાર આપ્યો હતો.

સ્ટુડન્ટ્સ યુનીઅન ઘણું ઉપયોગી કામ કરે છે. એ તરફથી તા ૧૨–૯–૧૭ ને રોજ પ્રો પી એ વાડીઆએ "હાલના યુદ્ધમા આપણે શા માટે ઉતર્યા છીએ" એ વિષય ઉપર ઘણુંજ ઉપયોગી અને રસિક ભાષણ આપ્યું હતું. શ્રીમંત મહારાજા સાહેબે પણ તે વખતે અત્યંત બોધક ભાષણ આપ્યુ હતું.

ગુજરાતી સાહિત્ય વાંચન વર્ગ છેલ્લા ત્રણ માસથી દર રવિવારે મળે છે, દર વખતે સરાસરી ૪૦ થી ૫૦ રસિક શ્રોતાઓ હાજર રહે છે. હાલમાં ગુજરાતી સાહિત્યમાંથી રસમય ચુંટણી કરી રા કલ્યાણરાય જોશી વાંચન કરે છે એક બે અઠવાડીઆ પછી એક ગદ્યપુસ્તક અને એક પદ્યપુસ્તક નિયમિત રીતે વંચાશે. આ વર્ગનું ભવિષ્ય ઘણું જ આશાજનક છે.

વડોદરા સીટી ક્લબ ત્રણેક મહિના થયા અહીં જુબીલી બાગમાં ઉઘડી ; ધારાધોરણ વિગેરે નક્કી થયું છે. સભાસદો સારા સંખ્યામાં હાજર રહે છે.

શ્રી ચીમનાબાઇ ઉદ્યોગશાળા ઘણા જ સારા પાયા ઉપર ચાલે છે. કામ કરતી દરેક સ્ત્રીને સરાસરી માસિક દસથી અગીઆર રૂપીઆ પડે છે. આ પ્રવૃત્તિ અનેક સ્થળે ખોલવા લાયક છે. વિધવાઓ આવી સંસ્થાનો સારો લાભ લઈ શકે એમ છે.

કન્યા વિદ્યાલય અહીં ખોલવાની હિલચાલ થઈ રહી છે. આ વર્ષની આખર સુધીમાં કદાચ એ વિદ્યાલય શરૂ થાય એવી આશા રહે છે.

આયુર્વેદિક સભા ઘણું ઉપયોગી કામ કરે છે. ઘણો સમય થયાં ઉઘાડવામાં આવેલી આયુર્વેદિક ડિસ્પેન્સરી હવે ઘણા સારા પાયા ઉપર આવી ગઇ છે. એને અંગે એક આયુર્વેદિક શિક્ષણશાળા કાઢવાનો ઠરાવ સભા તરફથી હાલમાં થયો છે.

સેવામંડળ તરફથી તા. ૨૦-૮-૧૭ ને રોજ થિઑસૉફિકલ કેળવણી ટ્રસ્ટના સેક્રેટરી મી. અર્નેસ્ટ વુડે "આધુનિક કેળવણીનો આદર્શ" એ વિષય ઉપર અસરકારક ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું. વળી આ સંસ્થા તરફથી મહમ્મદવાડીમાં થોડો વખત થયાં એક નવી રાત્રિશાળા ખોલવામાં આવી છે, તેમ જ ત્યાં જ આગળ અખાડો ફરીથી શરૂ કરવામાં આવ્યો છે.

ભરત.

---

# નોંધ.



જુલાઇ માસની આખરમાં ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી અને ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની કાઉન્સીલના ઠરાવોમાં હિન્દના ક્ષુબ્ધ અને કકળતા છતાં દૃઢ અને નિશ્ચયવાન હૃદયનો ધ્વનિ સંભળાયો ત્યાર પછીના એક માસમાં એવા રાજકીય બનાવો બન્યા છે અને એવી રાજકીય ચળવળ થઇ છે કે જેથી રાષ્ટ્રીય પ્રગતિમાં આપણે ઘણું અંતર સપાટાબંધ કાપી ગયા છીએ મિસિસ બેસન્ટના, અને તેમના સહાયકોના છુટકારા માટે તેમ જ સ્વરાજ્યની રાજનીતિની જાહેરાત માટે પોકાર કરવા મળેલી અનેક સભાઓ, સંયુક્ત પ્રાંત, મદ્રાસ, મધ્યપ્રાંત અને બિહારમાં ભરાયેલી અસામાન્ય પ્રાંતિક પરિષદો, ઑલ ઇન્ડિયા કૉન્ફરન્સના ઠરાવના જવાબમાં અનેક કૉંગ્રેસ કમિટીઓ અને હોમરૂલ લીગે પસાર કરેલા સત્યાગ્રહના ઠરાવો, હિન્દના રાજતંત્રમાં કરવા જોઇતા સુધારા વિષે લૉર્ડ આઇલીંગ્ટનનું—તા. ૧૨ મી ઑગસ્ટે પ્રસિદ્ધ થયેલું—ભાષણ, તા. ૧૭મી ઑગસ્ટે નામદાર આગાખાને પ્રકટ કરેલી શ્રીયુત ગોખલેની સુધારાની યોજના અને તા ૨૨ મીએ પ્રકટ થએલી હિન્દને આખરે સ્વરાજ્ય આપવાની અને હિન્દીવાનોને લશ્કરમાં અમલદારના કમીશન આપવાની મી મૉન્ટેગ્યુની જાહેરાત—આ બધું જે માસમાં બને તેમાં અનેક વર્ષોની રાજકીય જાગૃતિ સમાઇ ગઇ હોય એમ લાગે એ સ્વાભાવિક છે. આમાથી સામાન્ય સભાઓ અને ઠરાવોને છોડી દઇને—જો કે તે સભાઓ અને ઠરાવો દેશના એક છેડાથી બીજા છેડા સુધી અનેકાનેક સ્થળે થયાં છે એ ન્હાનીસૂની વાત તો નથી જ—બાકીની મુદ્દાની બાબતે મા ઉંડા ઉતરવા આપણે પ્રયત્ન કરીશું.

## લૉર્ડ આઇલીંગ્ટનનું ભાષણ.

આ ભાષણ વાંચતા તરત જ બે વસ્તુઓ આપણને અપમાનકારક અને રોષજનક લાગે છે. સામાન્ય રીતે લગભગ ત્રીશ વર્ષથી અને વિશેષે કરીને છેલ્લા દશકામા જે સ્વરાજ્યના વિષયે હિન્દના આગેવાનોનુ વધારેમાં વધારે ધ્યાન ખેંચ્યું છે અને જે વિષે લડાઇ શરૂ થયા પછી ઘણી જ સબળ ચળવળ આ દેશમાં જામેલી છે તે વિષે ઇંગ્લાડના વડા પ્રધાન કે હિન્દી વજીર નહિ પણ હિન્દના ઉપ વજીર સરકારના વિચારોનો ઇશારો કરે એ કેવળ અસહ્ય છે. તેમ ઉપ વજીરે આ ભાષણ પાર્લામેન્ટમાં—અમીરોની સભામાં નહિ પણ ઑક્સફર્ડના વિદ્યાર્થીમંડળ આગળ કર્યું—જ્યારે વિદ્યાર્થીવર્ગને તો હિન્દના કેટલાક દુર્ભાગી ઇલાકાઓમાં રાજકીય સભાઓમા હાજર રહેવાનો પણ પ્રતિબંધ છે—એ પણ આપણી લાગણીને ઉશ્કેરે છે જો હિન્દના ગુંચવાડાભરેલા પ્રશ્નનું સમાધાન કરવાનો અને હિન્દના અસતોષને શાન્ત કરવાનો નિશ્ચય બ્રિટિશ સરકારે કર્યો હોય તો તેનો અમલ કરવાને પહેલા પગલા તરીકે આવું ભાષણ તો ન જ થવું જોઇતું હતું. હજી એ ક્યાં સુધી આપણી માતૃભૂમિના વંદનીય મસ્તક ઉપર આવાં અપમાન ચ્હડાવવામા આવશે અને તેના પુત્રોના આત્મબળ અને ગૌરવ તરફ આવી સંપૂર્ણ બેદરકારી દર્શાવવામાં આવશે! અમને જણાવતાં જરા પણ આનાકાની થતી નથી કે જ્યાં સુધી મોટામાં મોટા ઇંગ્રેજ અમલદારો તરફથી હિન્દ તરફ આવી અપમાનકારક વર્તણુક ચલાવવામા આવશે ત્યા સુધી—ગમે તેટલી મોટી પદવીઓ હિન્દીઓને આપવામા આવશે અને ગમે તેટલા હિન્દીઓને ધારાસભામાં દાખલ કરવામા આવશે તો પણ--હિન્દના આત્માને સતોષ થશે નહિ, કારણ કે સ્વરાજ્યનો પ્રશ્ન આર્થિક ઉન્નતિનો કે રાજકીય હકનો નથી પણ વસ્તુત: રાષ્ટ્રીય આત્મમાનનો જ છે.

આ ભાષણ કરનાર વ્યક્તિ અને તે સાંભળનાર શ્રોતાઓ વિષે આપણને જે ફરિયાદ છે તે કરતાં પણ વધારે સખત ફરિયાદ તે ભાષણના મુદ્દા સામે કરવાની છે. વડી ધારાસભાના ૧૯ સભાસદોએ સુધારાની જે યોજના સરકાર આગળ રજુ કરી છે તેના ઉપર બે ટીકાઓ લૉર્ડ આઇલીંગ્ટને કરી હતી. પ્રથમ તો તે યોજનાનુસાર ધારાસભાઓમાં પ્રજાએ ચુંટાએલા સભાસદોની સંખ્યા વધારવામાં આવે અને તે સભાઓને નાણા ઉપર હક પણ આપવામા આવે તો તેઓ જવાબદાર બન્યા શિવાય સત્તાવાન બને, કારણ કે એક કારોબારી મંડળ રાજીનામું આપે તો બીજુ મંડળ રચવાની જવાબદારી તેને શિરે રહે નહિ આનો ખરો અર્થ એ જ છે કે આપણા પ્રતિનિધિઓએ પૂરેપૂરૂ સ્વરાજ્ય—જેમાં કારોબારી મંડળ ધારાસભાને પૂરેપૂરૂં જવાબદાર હોય તે—નથી માગ્યું; પરંતુ તેના એક હિસ્સાની જ માંગણી કરી છે. પણ જો આપણે તેવા સુધારાની માગણી કરી હોત તો આપણે આ નામદારની બીજી ટીકાના ખરેખરા ભોગ બનત. કારણ કે તે ટીકાનો ભાવાર્થ એ છે કે "અમલદાર મંડળની એકહથ્થુ સત્તાથી ચાલતા રાજતંત્રને ફેરવીને એક રાતમાં (પ્રાંતિક) સ્વરાજ્યની વધુ સત્તાવાન સંસ્થાઓ સ્થાપી શકાય નહિ"—અર્થાત

હાલની સ્થિતિમાંથી એક છલંગે સ્વરાજ્ય મેળવી શકાય નહિ પરંતુ આ સત્ય સમજીને જ ૧૯ સભાસદોએ પોતાની યોજના ઘડી છે અને છતા પણ હમેશની માફક "મુસાફરી ઘણી લાંબી અને મુશ્કેલીભરેલી નીવડે" અને "એક મોટું પગલું ભરવાથી જે હાનિ ઉત્પન્ન થાય તેની અવગણના થઇ શકે નહિ," વગેરે ડોહડહાપણના ઉદ્ગારો કાઢવાની તેમને જરૂર લાગી હતી.

હિન્દમાં બ્રિટીશ રાજ્યનો અંતિમ હેતુ સામ્રાજ્યમાં સંપૂર્ણ સ્વરાજ્ય આપવાનો છે, એવો મુદ્દો જાણે તેઓ નામદાર સ્વીકારતા હોય એમ લાગે છે—જો કે રૂમના ભાષણમાં તેનો સ્પષ્ટ નિર્દેશ જોવામાં આવતો નથી જે દિશાઓમાં પ્રયાણ કરીને હિન્દ સ્વરાજ્ય મેળવી શકે, તે તેમના કહેવા મુજબ ત્રણ છે.—

(૧) "સ્થાનિક બાબતોનો વહીવટ કરવાની અને અમુક મર્યાદાઓમાં કર નાખવાની સત્તા મ્યુનિસિપાલીટીઓને આપવી જોઇએ"—આ શબ્દોનો અર્થ સમજવો ખરેખર ઘણો કઠિન છે આવી સત્તાઓ હાલ પણ આ મંડળો ભોગવે છે અને જો કે તેમાં વધારો કરવાને અવકાશ છે તો પણ તેમાં અને લોકલ બોર્ડમાં જે ખરેખરા સુધારા આવશ્યક છે તે તો તે બન્નેને અમલદારી તત્ત્વ અને અંકુશમાંથી મુક્ત કરી તેમને ખરેખરી પ્રજાકીય સંસ્થા બનાવવાના જ છે. સ્વરાજ્યના પ્રશ્નનો ઉકેલ કરતાં આ નામદાર ઉમરાવ સ્થાનિક સંસ્થાઓમાં સ્વરાજ્યનું તત્ત્વ વધારવાની તો વાત જ વીસરી ગયા!

(૨) જો સ્થાનિક મંડળો વિષે માત્ર નજીવા સુધારા જ સૂચવવામાં આવ્યા છે તો પ્રાંતિક સરકાર વિષે તેમની કેટલીક દરખાસ્ત વધીવટી અને કેટલીક ઘણી જ કઢંગી છે એમ કહ્યા શિવાય ચાલતું નથી. પ્રાંતિક સરકાર વધારે સ્વતંત્ર બની પોતાને અનુકૂલ માર્ગે વિકાસ પામે એ સિદ્ધાંત તો સામાન્ય થઇ ગયો છે આ માટે પોલીસ, કેળવણી, જંગલ ખાતું, બાંધકામ, હુન્નરઉદ્યોગ વગેરે ખાતાં ઉપર સંપૂર્ણ સત્તા પ્રાંતિક સરકારને સોંપવી જોઇએ એ પણ આપણે કબૂલ કરીશું ઉપરાંત કર નાખવાની વધારે વિશાળ સત્તાઓ અને અમુક રકમ પરની વધારાની શીલક વાપરવાનો અધિકાર પ્રાંતિક સરકારને આપવા જોઇએ એ સિદ્ધાંતો પણ આપણે માન્ય કરીશું. પરંતુ આની સાથે પ્રાંતિક અને વડી સરકારના અંદાજપત્રના આંકડા જુદા પાડવા જોઇએ અને પોતાનાં હસ્તક રહેતાં નાણાં હિન્દી સરકાર કે હિન્દી વજીરને પૂછ્યા સિવાય ખર્ચવાની ભરપૂર સત્તાઓ પ્રાંતિક સરકારને આપવી જોઇએ—આ અતિ આવશ્યક સુધારાઓ વિષે આ નામદાર એક અક્ષર પણ બોલ્યા હોય એમ જણાતું નથી આવી રીતે પ્રાંતિક સરકારને વધારે સત્તાવાન બનાવવાને જે દરખાસ્તો તેઓ અને આપણે કરીયે છીએ તે એક જ શરતે આપણને કબૂલ હોઇ શકે—કે તે સરકાર પ્રજાને—ધારાસભામાં વિરાજતા પ્રજાના પ્રતિનિધિઓને વધારે જવાબદાર થવી જોઇએ આ હેતુની સિદ્ધિ માટે કોંગ્રેસની યોજનામાં અને લૉર્ડ આઇલીંગ્ટનના ભાષણમાં જે મુદ્દાઓ સમાએલા છે, તે આપણે સરખાવીશું.

(૩) ધારાસભાના ⅘ ભાગના સભાસદો પ્રજાના મતથી ચુંટાવા જોઇએ એવી માગણી કોંગ્રેસની યોજનામાં કરવામાં આવી છે. સુધરેલા દેશોની પાર્લામેન્ટના પ્રજાકીય

મડળના બધા સભાસદો પ્રજા જ નીમે છે અને પ્રજાનો આ હક તેને આખા રાજતંત્ર ઉપર અસરકારક અંકુશ આપે છે તો આપણે તો વિનયી થઇને ⅘ ભાગના સભાસદો ચુંટવાનો હક રજુ કરીએ એ કંઇ વધારે પડતું નથી. પણ ઉપ.વજીરના ભાષણમા ધારાસભાના આ સુધારા વિષે સ્પષ્ટ નિર્દેશ જણાતો નથી; જો કે તેમનાં વાકયો એમ માનવાને કારણ આપે છે કે ધારાસભામા પ્રજાકીય સભાસદોનું પ્રમાણ તેઓ વધારવા ઇચ્છે છે—કેટલું પ્રમાણ તેમને યોગ્ય લાગે છે એ તો જરા પણ સમજાતું નથી જે વિષયમાં આપણો ખાસ આગ્રહ તે વિષે જ તેમનું શરમજનક મૌન!

(ખ) ઉપર સૂચવ્યા મુજબ ધારાસભાઓ પ્રજાકીય થવી જોઇયે તેમ બીજી પાસ તેને કર અને ખર્ચના—આવક જાવકના અદાજપત્ર ઉપર મત આપી તેને પસાર કરવાની, સુધારવાની કે રદ કરવાની સત્તા ધારાસભાઓને મળવી જોઇએ અને ધારાસભામા પસાર થએલા ઠરાવો—તેને ગવર્નર સાહેબ નામંજુર કરે નહિ તો—સરકારને બધનકર્તા ગણવા જોઈએ એવી માગણી કૅાંગ્રેસની યોજનામાં કરવામાં આવી છે ધારાસભા પૂરેપૂરી પ્રજાકીય બને અને છતાં હાલની માફક સત્તાહીન રહે—નિરર્થક ચર્ચાઓનું જ સ્થાન રહે—તો રાજતંત્ર ઉપર કંઇ પણ સત્તા આપણને ન મળે. અને છતાં ધારાસભાની સત્તા વિષે લૅાર્ડ આઇલીંગટનના ભાષણમાં આટલું જ નજરે પડે છે કે: "અમલદારોની સત્તામાથી છોડવીને સરકારની સાથે સહકાર કરતા (ધારાસભાના) ચુંટાએલ પ્રતિનિધિઓના પ્રજાકીય—અંકુશમા જાહેર વહીવટનાં કેટલાંક ચોકકસ ક્ષેત્રો સોંપવા જોઇએ" અને "ધારાસભાના મતને માન આપીને સરકાર પોતાની કોઇ વિષય સંબંધી રાજનીતિમા ફેરફાર કરે તો પરિણામ માટે ધારાસભા જવાબદાર ગણાવી જોઇએ." તારના આવા ગુંચવાડાભરેલા શબ્દો ઉપરથી લાર્ડ આઇલીંગ્ટનની સાંગોપાંગ યોજના સમજવી મુશ્કેલ છે, પણ આ વાકયો ઉપરથી એમ સમજવામાં તો ભાગ્યે જ બહુ ભૂલ થવાનો સભવ રહે છે કે ધારાસભાના ચુંટાએલા સભાસદોને કેટલાંક ખાતાં ઉપર સીધી વહીવટી સત્તા આપવાનો અને પરિણામે તે વહીવટના પરિણામ માટે તેમને સીધી રીતે જવાબદાર બનાવવાનો આ નામદારનો આશય છે. જો તેમ હોય તો તેમની દરખાસ્ત ખરેખર અસાધારણ અને કઢંગી છે એમ કહ્યા શિવાય ચાલતુ નથી. ઈંગ્લાંડમાં અને બીજા દેશોમા પ્રધાનો-કારોબારી મડળના સભાસદો પાર્લામેન્ટને જવાબદાર હોય છે અને એક પ્રધાનમડળ રાજીનામુ આપે ત્યારે બીજુ પ્રધાનમંડળ પાર્લામેન્ટમાંથી જ રચી શકાતું હોવાથી એક રીતે પાર્લામેન્ટ ઉપર આખા રાજતંત્રની અંતિમ જવાબદારી છે એમ કહી શકાય. પણ અમુક ચોક્કસ ખાતાના વહીવટ માટે પાર્લામેન્ટ પ્રધાનોની મારફત જ જવાબદાર હોય છે-અથવા બીજી રીતે કહીએ તો તે વહીવટ માટે પ્રધાનો પાર્લામેન્ટને જવાબદાર હોય છે. પરંતુ પાર્લામેન્ટ સીધી રીતે અમુક ખાતા માટે કોઈ પણ દેશમા જવાબદાર હોય એવું જાણવામાં નથી. આમ પ્રજાકીય સભાસદોની વહીવટી શક્તિની કસોટી કરવાની ઉતાવળીઆ અભિલાષાથી આ નામદારે આવી કઢંગી દરખાસ્ત કરી છે, તો બીજી

પાસ કૅ ગ્રેસની યોજનામાં સૂચવેલી 'સત્તાઓ ધારાસભાને આપવાનો રહેજ પણ ઇરાદો તેમણે દર્શાવ્યો નથી

( ૧ ) પ્રાંતિક કારોબારી સભામાં ૧/૨ ભાગના સભાસદો હિન્દીઓ હોવા જોઇએ અને તેઓ ધારાસભાના ચુંટાએલા સભાસદો તરફથી પસંદ થવા જોઇએ એવી કૉંગ્રેસની માગણી છે લૉર્ડ આઇલીંગ્ટન પણ એવી દરખાસ્ત મૂકે છે કે પ્રાંતની કારોબારી સભામા હાલના ત્રણને બદલે ચાર સભાસદો હોવા જોઇએ અને તેમાંના બે હિન્દીઓ હોવા જોઇએ પણ હિન્દી સભાસદો ધારાસભાના સભ્યો તરફથી નહિ પણ સરકાર તરફથી જ નીમવા જોઇએ એમ કહેવાનો તેમનો ભાવાર્થ છે. કારોબારી સભાના સભાસદોની ચૂંટણીના સિદ્ધાંત સામે કેટલાક તરફથી વાંધો ઉઠાવવામાં આવ્યો છે, પણ કારોબારી મંડલને થોડે અંશે પણ જવાબદાર કરવાની વધારે સારી ઘટના આપણને જડી નથી ત્યાં સુધી કૉંગ્રેસની માગણીને જ વળગી રહેવાને આપણે બંધાએલા છીએ.

( ૩ ) લશ્કર, પરદેશીય રાજનીતિ, રેલ્વે વગેરે વ્યવહારનાં સાધનો, જકાત, નાણા અને સીક્કાનાં જે ખાતાં સાથે બ્રિટિશ સામ્રાજ્ય વધારે નિકટ સંબંધ ધરાવે છે તેના ઉપર હિન્દી સરકારનો અંકુશ કાયમ રહેવો જોઇએ એવો લૉર્ડ આઇલીંગ્ટનનો મત છે અને તેની સાથે આપણને કંઇ તકરાર નથી. તેઓ વધારામાં જણાવે છે કે, પ્રાંતિક સરકાર અને ધારાસભાના સંબંધમા જે અધકચરા સુધારા સૂચવવામાં આવ્યા છે તેવા જ સુધારા વડી સરકાર અને ધારાસભામા યોજવા જોઇએ અને તે પણ ઘણી વધારે સાવચેતીથી અને પ્રાંતિક રાજતંત્રમાં તે સફલ થએલા માલૂમ પડે ત્યાર પછી!

પ્રાંતિક અને વડી કારોબારી સરકાર અને તેમની સાથે સંકળાએલી ધારાસભાઓ વચ્ચે સબંધ તો હાલના જેવો જ હોવો જોઇએ એવો ધ્વનિ નામદાર અમીરના ભાષણમાં રહેલો છે અને હિન્દી વજીરની સત્તા વિષે જે પ્રશ્ન આથી પણ વધારે— કદાચ વધારેમાં વધારે—અગત્યનો છે તે વિષે તો મૌન ધારવાનું જ તેમણે યોગ્ય ધાર્યું છે. કૉંગ્રેસની માગણી પ્રમાણે તો હિન્દી વજીરની હાલની વિશાળ સત્તાઓ કાપીને તે સંસ્થાનોના મંત્રીના જેટલીજ રાખવી જોઇએ—અર્થાત્ હિન્દી અને પ્રાંતિક સરકારને ઘણી જ વધારે સ્વતંત્ર બનાવી સામ્રાજ્યને લગતા પ્રશ્નોમાં જ તેના ઉપર દેખરેખ રાખવાનો અધિકાર હિન્દી વજીરને હોવો જોઇએ. આથી ઉલટું, પ્રાંતિક સરકાર હિન્દી સરકારના અંકુશમાથી મુક્ત થતાં હિન્દી વજીર સાથે સીધો સંબંધ રાખી શકે—એવુ જે સૂચન લૉર્ડ આઇલીંગ્ટને કર્યું છે તે તો હિન્દી વજીરની સત્તા કાયમ રાખવાનો તેમનો ઇરાદો જણાવે છે.

આમ સ્થાનિક મંડલોમાં અને વિશેષે કરીને પ્રાંતિક રાજતંત્રમા કરવા જોઇતા સુધારા વિષે જ લૉર્ડ આઇલીંગ્ટને થોડા ઇશારા કર્યા છે અને તે પણ પ્રમાણમાં કેવા ગૌણ પ્રકારના અને વહીવટી છે—ઘણે અંશે હાલના જ ધોરણે રચાએલી

સરકારની સત્તા વધારવા માટે જ જરૂરી ગણાયા છે એ આપણે જોયું. બીજી પાસ સ્થાનિક અને પ્રાંતિક સરકારમાં પ્રજાકીય તત્ત્વ વધારવાની—તેના ઉપર પ્રજાની અસરકારક સત્તા જમાવવાની ભાગ્યે જ કંઇ સૂચનાઓ જણાય છે આવા સુધારા અમલમાં મૂકવામાં આવે તો કદાચ લાભ કરતાં હાનિ વધારે થાય કારણ કે બ્રિટિશ અમલદાર વર્ગ વધારે સત્તાવાન થાય છતાં પ્રજાને જવાબદાર ન થાય તો હાલની બિન જવાબદાર રાજનીતિના અનિષ્ટ પરિણામો ઘણાં જ વધી પડે

જે વખતે હિન્દ વિગ્રહમાં લાખો માણસો અને કરોડો રૂપીઆનો ભોગ આપી રહ્યું છે અને સ્વરાજ્યની વેગભરી હી લચાલથી ખળભળી રહ્યું છે તે વખતે હિન્દી ઉપવઝીર ઑક્સફર્ડના વિદ્યાર્થીઓ આગળ હિન્દી સુધારા વિષે આવું નિઃસત્વ ભાષણ કરે એથી અસંતોષ ઘટવાને બદલે વધે એમા શી નવાઇ

## શ્રીયુત ગોખલેની યોજના.

લૉર્ડ આઇલીંગ્ટનનું ભાષણ થયા પછી લગભગ એક અઠવાડીયામાં નામદાર આગાખાને શ્રીયુત ગોખલેએ તૈયાર કરેલી સુધારાની યોજના બહાર પાડી છે—જે તેમણે પોતાના અવસાન પહેલા થોડા દિવસ ઉપર તૈયાર કરી હતી આ યોજના કૅંગ્રેસની યોજના કરતા ઘણી પછાત છે અને તે લગભગ અઢી વર્ષ ઉપર રચવામાં આવી હતી એ એ વાતો ધ્યાનમા લઇશું તો તે જોઇને આશ્ચર્ય પણ નહિ પામીએ અને તેનો બહુ ઉંડો અભ્યાસ કરવનું પણ યોગ્ય નહિ ધારીએ ઉપરાંત ઑ. મી શ્રીનીવાસ શાસ્ત્રીએ જણાવ્યું છે કે, લગભગ લડાઇની શરૂઆતમાં જ સરકાર હિન્દી પ્રજા તરફ ઉપકારના ઉમળકાને વશ થઇને હિન્દના રાજતંત્રમા કેવા સુધારા કરે તો પ્રજા સંતોષ પામે અને યુદ્ધમા સંપૂર્ણ મનથી સહકાર કરે—એવા મુદ્દાના એક ઉંચા અંગ્રેજ અમલદારના પ્રશ્નના જવાબમાં જ શ્રી. ગોખલેએ આ યોજના ઘડી હતી, બ્રિટન પાસે હિન્દે કેવા સુધારાની માગણી કરવી જોઇએ—એ પ્રશ્નનો જવાબ આ યોજનામા નથી અથી જો કે ઈંગ્રેજ રાજપુરૂષો અને પત્રકારો કૅંગ્રેસની યોજનાની સાહસિકતા અને અવ્યાવહારિકતા સિદ્ધ કરવાને આ યોજનાનો ઉપયોગ કરશે તો પણ આપણે તો તેનાથી જરા પણ ગભરાટ કે ચિંતામાં પડવાનું નથી. મી. લૉઇડ જ્યોર્જે હમણા જ કહ્યુ છે, તે પ્રમાણે દુનીઆ ક્વચિત વર્ષો સુધી ઘણી જ મંદગતિથી ચાલે છે તો ક્વચિત જુજ સમયમાં તે વીજળીક ત્વરાથી આગળ ધસે છે; અને ગયા બે વર્ષમાં બનેલા બનાવોમાથી થોડાનું પણ જેઓ રહસ્ય સમજ્યા હશે તેમને તો શ્રી. ગોખલે માટે પોતાની પૂજ્યબુદ્ધિ જરા પણ ઓછી કર્યા શિવાય તેમની યોજનાની લગભગ પૂરી અવગણના કરવામા કંઇ મુશ્કેલી પડશે નહિ.

ઉપરના લખાણનો એવો અર્થ નથી કે શ્રી ગોખલેની યોજનામાં કંઇ સદંશ નથી. તેમણે સ્થાનિક સંસ્થાઓ અને પ્રાંતિક સરકારને વધારે સ્વતંત્ર, સત્તાવાન અને પ્રજાકીય બનાવવાના મુદ્દા ઉપર ભાર મૂકયો છે અને હિન્દી સરકાર અને હિન્દી વઝીરના સંબંધમાં લગભગ કંઇ જ સુધારા સૂચવ્યા નથી પ્રાંતિક ધારાસભામા ઓછામાં

ઓછા ½ ભાગના સભાસદો ચુંટાએલા હોવા જોઇએ અને તે ધારાસભાને અંદાજપત્રમા સુધારા કરવાનો અને ઠરાવો પસાર કરી કોઇ વિષયમા પોતાની રાજનીતિમા ફેરફાર કરવાની સરકારને ફરજ પાડવાનો અધિકાર જે હોવો જોઇએ એમ શ્રી. ગોખલેએ સૂચવ્યું છે. છતા બ્રિટિશ આમની સભાની માફક આખુ અંદાજપત્ર મંજુર કે નામંજુર કરવાની સત્તા ધારાસભાને આપવાની ભલામણ તેમણે કરી નથી. પ્રાંતિક કારોબારી સભામાં ત્રણને બદલે છ સભાસદો હોવા જોઇએ અને તેમાના અડધા ભાગના--૩ સભાસદો હિન્દી હોવા જોઇએ એમ તેમણે સૂચવ્યું છે પણ તે ધારાસભાના ચુટાએલા સભાસદો તરફથી પસંદ થવા જોઇએ એવી માગણી તેમણે કરી નથી. ઉપરાંત કેટલીક વહીવટી અને વ્યાવહારિક સૂચનાઓ તેમણે કરી છે તે ઉંડા વિચારને યોગ્ય છે. આમ જો કે શ્રી. ગોખલેની યોજના કંઇ કેવળ અવગણનાને યોગ્ય નથી-આવા મહાન દેશભકતે લખેલો એક અક્ષર પણ નકામો હોઇ શકે જ નહિ--તો પણ તે ઉપર પૂરેપૂરો વિચાર કરીને પણ તેને હાલના કાલ માટે અયોગ્ય ગણી નિશ્ચિન્તપણે કૉંગ્રેસની યોજના માટે આગ્રહી રહેવામા આપણે જરા પણ આનાકાની હોવી જોઇએ નહિ

## મી. મોન્ટેગ્યુનું મંગલાચરણ.

મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ ઉપર ચર્ચા કરતા જે હિંમતભર્યું અને સૂક્ષ્મ દૃષ્ટિયુક્ત ભાષણ મી. મોન્ટેગ્યુએ કર્યું હતું તેના રણકારા આપણા કાનમાં વાગતા હતા એટલામા તો મી. ચેમ્બર્લેનનું રાજીનામું અપાતા, તેમને હિન્દી વજીરની પદવી આપવામા આવી; અને પહેલાં કરેલા ભાષણમા દર્શાવેલા વિચારોમાં પોતાની મક્કમ શ્રદ્ધા ફરીથી તેમણે પોતાને મત આપનાર ઉદારચિત્ત ઇંગ્રેજો આગળ દર્શાવી તે પછી થોડા જ વખતમાં હિન્દ-સ્વરાજ્ય વિષે બ્રિટિશ સરકારની રાજનીતિ તેમણે આમની સભામાં જે શબ્દોમા જણાવી છે તેમા નીચેના મુદ્દા સમાએલા છે —

(૧) "હિન્દી સરકાર સાથે એકમત થઇને બ્રિટિશ સરકાર, હિન્દના વહીવટની દરેક શાખામાં હિન્દીઓને વધારે અંશે જોડવાની અને બ્રિટિશ સલ્તનતના એક ભાગ તરીકે હિન્દમાં જવાબદાર સ્વરાજ્ય સ્થાપવાના અંતિમ હેતુથી સ્વરાજ્યની સંસ્થાઓનો ક્રમશઃ વિકાસ કરવાની રાજનીતિ સ્વીકારે છે."

અહીંઆ હિન્દને સ્વરાજ્ય આપવાનો અંતિમ હેતુ પહેલીજ વાર સુસ્પષ્ટ રીતે જણાવવામા આવ્યો છે અને તે ઘણા સંતોષની બીના છે. પરંતુ તેની સાથે એમ પણ કહ્યા વિના ચાલતું નથી કે આની પહેલાંના જાહેરનામાના વચનો અને ઠરાવોની જે અવગણના અનેક વિષયમા કરવામા આવી છે, તે આપણા ઉત્સાહના ઉભળકાને ઉછળ્યા પહેલા જ દાબી દે છે ઉપરાંત સ્વરાજ્યની ચળવળ લગભગ ત્રણ વર્ષ વેગભર ચલ્યા પછી આટલું મોટું આ જાહેરનામું પ્રકટ થયું છે અને તેથી તેની જે શાંતિકારક અસર થવી જોઇએ તે થઇ શકશે નહિ ઉલટું લડાઇ શરૂ થતામાં જ કેટલાક રાજપુરૂષોના અભિપ્રાય અનુસાર આટલાં પણ ઉદાર વચનો કહેવામા આવ્યાં હોત તો હિન્દી પ્રજા ઉપર ઘણી જાદુઇ અસર થાત એ નિઃશંક છે.

(૨) "તેમણે (બ્રિટિશ અને હિન્દી સરકારે) એવો નિર્ણય કર્યો છે કે આ (સ્વરાજ્યની) દિશામાં સંગીન પગલાં અને તેટલાં સત્વર લેવાં જોઈએ" સ્વરાજ્ય આપવાના અંતિમ હેતુના નિર્દેશ કરતાં તેનો સારો હિસ્સો આપવાનો નિર્ણય ખરેખર વધારે આવકારદાયક છે. અને છતા અમારે કબૂલ કરવું જોઈએ કે સરકારની છેલ્લાં બે વર્ષની રાજનીતિથી આપણને તેમને વિષે એટલી અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઇ છે કે જેથી આ વચન પણ શાંતિ આપી શકતુ નથી; કારણ કે તે હિસ્સા તરીકે લૉર્ડ આઇલીંગ્ટને સૂચવેલા—અથવા બીજા તેવા જ સુધારા આપણને આપવામા આવશે એવી મજબૂત શંકા આપણા મનમાં ઉત્પન્ન થાય છે. આ જાહેરનામુ પ્રગટ થતા પહેલા થોડાંજ દિવસ ઉપર પોતાના શિથિલ ભાષણમાં કેટલાક નિર્માલ્ય સુધારાઓ સૂચવીને લૉર્ડ આઇલીંગ્ટને તે જાહેરનામાની કિંમતમાં ઘટાડો કર્યો છે—*બ્રિટિશ રાજનીતિના* ઉગતા ઉજાસ ઉપર ઘેરી છાયા નાખી છે.

(૩) "નામદાર શહેનશાહની સંમતિથી બ્રિટિશ સરકારે એવો ઠરાવ કર્યો છે કે નામદાર વાઇસરોય અને હિન્દી સરકાર સાથે આ વિષયની મસલત કરવા માટે, નામદાર વાઇસરોયની સાથે રહીને સ્થાનિક સરકારોના મત ઉપર વિચાર કરવા માટે અને પ્રતિનિધિ રૂપ મંડળોની અને બીજાઓની સૂચના તેમની સાથે રહીને ધ્યાનમાં લેવા માટે હિન્દુસ્તાન આવવાનું નામદાર વાઇસરોયનું આમ ત્રણ મારે સ્વીકારવું જોઇએ" બ્રિટિશ સરકારનો અને હિન્દી વજીરનો આ અસાધારણ નિર્ણય ખરેખર હિન્દના રાજકીય સુધારા વિષે તેમની માનસિક ગંભીરતા સૂચવે છે. હાલના દારુણ વિગ્રહને અંગે તેમ જ મુસાફરીના જોખમને લીધે હિન્દુસ્થાન ન આવવાનો નિર્ણય મી૦ મૉન્ટેગ્યુને ઘણોજ સુલભ થઇ પડયો હોત. પરંતુ જે બહાદુરીથી અને હિન્દી રાજયતંત્રમા સુધારા કરવાની તીવ્ર લાગણીથી તેમણે મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ વિષે ભાષણ કર્યુ હતુ તે સદ્ગુણોએ જ તેમને આ અસાધારણ પગલું લેવા પ્રેર્યા છે. આ જાહેરનામાના ઉપર ગણાવેલા બે મુદ્દા કરતાં પણ આ પગલાથી ઘણી જ વધારે અસર હિન્દી પ્રજાના અને આગેવાનોના મન ઉપર થઇ છે એ નિ:શંક છે અને આપણે એટલુ જ ઇચ્છીશું કે ન્હાના મ્હોટા અમલદારોનો કોટ તેમની આસપાસ હિન્દમા રચાશે તેની પાર ગ્હેલા ૩૩ કરોડ હિન્દીઓના કકળતા અને ઉઘડતી આશાઓથી ઉછળતા હૃદયના ધબકારા તેઓ સાંભળશે, તેમ એ દુર્ભેદ્ય દીવાલને વીંધીને આપણા હક-લેટ-માગણીઓનો બુલંદ સુર તેમને સંભળાવીશુ તો જ આપણે સ્વરાજ્ય માટે લાયક ગણાઇશું.

(૪) "પ્રગતિના દરેક પગલાનો નિશ્ચય કરવાનો હક તો બ્રિટિશ સરકાર અને હિન્દી સરકારને જ છે, કારણ કે હિન્દીઓના હિત અને ઉન્નતિની જવાબદારી તેમને શિર રહેલી છે—અને જાહેર સેવાની નવી તકો જેમના આગળ ઉઘાડવામાં આવશે તેમના તરફથી મળતા સહકારથી અને તેમની (પ્રજાના પ્રતિનિધિઓની) જવાબદારીની બુદ્ધિ ઉપર જેટલો વિશ્વાસ મૂકી શકાય તે ઉપરથી આ બન્ને સરકાર પોતાના કાર્યમાં દોરાશે"

આ જાહેરનામાનું આ વધારેમાં વધારે દુર્ભાગી વાક્ય છે અને તે ઉપરના ત્રણે મુદ્દા ઉપર પાણી ફેરવતું હોય એમ લાગે છે. હિન્દનું ભાગ્ય રચવાની સત્તા બ્રિટિશ સરકારને અને હિન્દી સરકારને--કેમ જાણે હિન્દી પ્રજાને અને તેમના પ્રતિનિધિ રૂપ કોંગ્રેસ, મોસ્લેમ લીગ, હોમ રૂલ લીગ વગેરે સંસ્થાઓને તો આ વિષય સાથે કંઇ સબંધ જ ન હોય! જો નામદાર વાઇસરોય અને હિન્દી વજીર વચ્ચે મસલત કરીને જ આ સવાલનો નીવેડો આણવાનો હોય તો મી મૉન્ટેગ્યુ શા માટે હિન્દુસ્થાન આવે છે? તેઓ લાંબા લાંબા ખરડા એક બીજાને મોકલી વિચારોની આપલે કરી શકત અને તેઓ ખાનગી પત્ર વ્યવહારથી ૩૩ કરોડ માણસોના નશીબ સુધારી કે બગાડી શકત ઉપરના વાક્યમાં તો એમ જણાવ્યું છે કે હિન્દી વજીર હિન્દી પ્રતિનિધિઓની સૂચનાઓ પણ સાંભળશે; તો પછી આ વાક્યમાં એ ૨૮ પ્રજા અભિપ્રાયને જરા પણ સ્થાન કેમ ન આપી શકયું? હશે. હાલના બ્રિટિશ પ્રધાન મંડલમાં લૉર્ડ કર્ઝન અને લાર્ડ મીલનર જેવા મગરૂર અમીરો છે, તો પછી હિન્દમાં ઉછળતા તોફાનને શાંત કરવાને જે જાહેરનામું લખવામા આવ્યુ તેના શુભ હેતુને કલંક લગાડે એવું વાકય પણ તેમાં મૂકવામા આવે એ સ્વાભાવિક છે ઉપરાંત લૉર્ડ આઇલીંગ્ટનના ભાષણની મારફત હિન્દીઓની શકિતની પહેલેથી કસોટી કરવાની ઉતાવળ આ વાકયમાં પણ નજરે પડે છે અને તેથી હિન્દીઓને સ્વાભાવિક રીતે એમ લાગે કે ખુદ બ્રિટિશ સરકાર તરફથી હિન્દી પ્રધાને જે વચનો પ્રકટ કર્યાં છે તેમા કંઇક આપણા ચિંતાતુર અને ગરમ દિલને શાંત કરવાનો તો કઇંક આપણી ઉછળતી છાતી ઉપર પ્રહાર કરવાનો પણ હેતુ રહેલો છે.

## સત્યાગ્રહની ચળવળ.

ગયા માસમા જણાવવામાં આવ્યુ હતું તે પ્રમાણે ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમીટી અને ઑલ ઇન્ડીઆ મુસ્લીમ લીગની કાઉન્સીલની સભાએ એવો ઠરાવ કર્યો હતો કે સત્યાગ્રહ (passive resitsance) ના સિદ્ધાંત અને અમલ વિષે વિચાર કરી છ અઠવાડીઆમા પ્રાંતિક કૉંગ્રેસ કમીટીઓએ પોતાના અભિપ્રાય મોકલી આપવા એ તો જાણીતું જ છે કે આ ઠરાવ પસાર કરવામાં આવ્યો તે પહેલા મિસિસ બેસન્ટને છોડાવવાને માટે સત્યાગ્રહ કરવાનો વિચાર મુંબાઇ અને મદ્રાસ ઇલાકામાં ખાનગી રીતે ફેલાયો હતો અને તેથી જ આ ઠાવકા મંડળને ઘણા વિરોધની સામે પણ આ ઠરાવ પસાર કરવાની જરૂર પડી હતી જે વિચાર અનેક છુટાં છવાયા ઉત્સાહી મંડલમાં જાગૃત થયો હતો તેને દર્શાવવાની તક આ ઠરાવે આપી, અને ગયા માસમાં આખા દેશની જુદી જુદી કૉંગ્રેસ કમીટીઓએ અને હોમરૂલ લીગે પ્રાંતિક કૉંગ્રેસ કમીટીઓએ અને પ્રાંતિક પરિષદોએ સત્યાગ્રહની લડત કરવાનો જે નિશ્ચય દર્શાવ્યો હતો તે જેટલો અસાધારણ હતો તેટલોજ દેશની રાજકીય પ્રગતિનો સૂચક હતો. સત્યાગ્રહનો સિદ્ધાન્ત સામાન્ય રીતે સ્વીકારવાનો અને તે અનુસાર સુવ્યવસ્થિત લડત કરવાનો ઠરાવ કેટલાંક મંડળોએ પસાર કર્યા હતા તો મદ્રાસની પ્રાંતિક કૉંગ્રેસ કમીટીએ અને પછી ત્યાંની જ પ્રાંતિક પરિષદે એવો વિચાર પ્રદર્શિત કર્યો

હુકો કે સ્વરાજ્યની હીલચાલને અંગે ભરાની સભાઓ કે સ્થાતા સરઘસ બંધ કરવાના, કોઇ વ્યક્તિને નજરકેદ કે તેનો બહિષ્કાર કરવાના કે એવા જ બીજા જે હુકમો પસાર કરવામાં આવે તેનો ભંગ કરી સત્યાગ્રહ કરવો જોઇએ; અને જો કે સત્યાગ્રહ વિષે બીજા ઘણા ઠરાવોની ભાષા ઘણી વધારે વિશાલ છે તો પણ સ્વરાજ્યની ચળવળ ચાલુ રાખવાના સબંધમાં જ તેનો અમલ કરવાનો હેતુ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે જે વખતે વર્તમાનપત્રોના જામીન લઇને અને વ્યક્તિઓને નજરકેદ કરીને સરકારે જાણતાની રાજનીતિ નિષ્ઠુરપણે અમલમાં મૂકવા માડી છે તે વખતે આપણો આશ્રય, ભાષણો કરવાની અને ઠરાવો પસાર કરવાની આપણી સ્વતંત્રતા ઉપર જ રહેલો છે; માટે આપણી સ્વતંત્રતાના આ છેલ્લામાં છેલ્લા અને વધારેમા વધારે પવિત્ર કિલ્લા ઉપર હુમલો થાય ત્યારે તો તેની સામે થઇને તેથી જે દુ:ખ આવી પડે તે સહેવાને આપણે તૈયાર થવુ જ જોઇએ. કાયદેસર હીલચાલના સબધમા સત્યાગ્રહ કરવો એ આ અતિમ સાધનનો નરમાં નરમ ઉપયોગ છે--કોઇક તો કદાચ એમ પણ કહે કે તેને સત્યાગ્રહ ભાગ્યે જ કહી શકાય. આથી સ્પષ્ટ રીતે જણાય છે કે સત્યાગ્રહના ઉગતા ઉત્સાહમા મિસિસ બેસન્ટને છોડાવવાને સત્યાગ્રહની કોઇ ખાસ યુક્તિની ભલામણ કરવામા આવી ન હતી પણ હોમરૂલ લીગના કેન્દ્રસ્થાનમા—મદ્રાસમા સ્વતત્ર નાગરિકના પ્રાથમિક હકના રક્ષણ અર્થે જ આ લડત કરવાનો ઠરાવ કરવામા આવ્યો હતો

મદ્રાસની પ્રાંતિક કૉંગ્રેસ કમીટીએ ઉપર પ્રમાણે ઠરાવ પસાર કર્યો તે પછી આશરે એક અઠવાડિયામા મી. મૉન્ટેગ્યુનું ઉપરનુ જાહેરનામું પ્રકટ થયું અને તેથી કેટલાંક આગેવાનો અને મંડળો ઉપર વિલક્ષણ અસર થઇ તેઓ પહેલેથી જ સત્યાગ્રહ કરવાની વિરૂદ્ધ હતા એટલે પછી તો મી મૉન્ટેગ્યુના ભાષણથી તેઓ ડાહ્યા અને ઠરેલ આગેવાનો તરીકે ઉતાવળીયા યુવાનોને અને અધકચરા મ્હોટી વયના માણસોને સત્યાગ્રહના સાહસિક પગલાથી દૂર રહેવાનો ઉપદેશ આપવાને નીકળી પડયા. આવા હેતુથી મી. ગોવિંદ રાઘવ આયર, મી એન. સુબારાવ. મી. શ્રીનીવાસ શાસ્ત્રી, મી. વી. પી. માધવરાવ વગેરે મદ્રાસના કેટલાક અગેવાનોએ સત્યાગ્રહની સામે જે પત્ર બહાર પાડયો હતો તેના બધા મુદ્દામા ઉતરવાની અમે જરૂર જોતા નથી. પણ અમે તેમની બે દલીલોના રદીઆ આપીશું પ્રથમ તેમણે જણાવ્યું છે કે રાજકીય ચળવળના બીજાં કાયદેસર સાધનોનો પૂરેપૂરો ઉપયોગ થઇ ચૂકયો નથી અને તેથી આ અતિમ શસ્ત્રનો ઉપયોગ કરવો એ સાહસિક છે, પરતુ અમે ઉપર જણાવ્યું છે તે પ્રમણે કાયદેસર હીલચાલને દબાવવાના સરકારના પ્રયત્નો સામેજ સત્યાગ્રહ કરવાની મદ્રાસ કૉંગ્રેસ કમીટીએ ભલામણ કરી હતી અને આ મુત્સદ્દા બહાર પાડનાર આગેવાનોને પણ કબૂલ કરવું પડશે કે સરકાર સભાઓ અને સરઘસો બધ કરે ત્યારે જો આપણે નિરાંતે બેસી રહીએ તો થોડા સમયમાં આપણે રાજકાર્યમા પૂરેપૂરા દારિદ્ર થઇ જઇએ અને બાયલા ગુલામો થઇને મૂંગે મ્હોંએ બધો જુલમ સહન કરવો પડે. તેમની બીજી દલીલ એ છે કે મી મૉન્ટેગ્યુ ઘણું જોખમ વેઠીને આપણા રાજકીય પ્રશ્નો ઉકેલ કરવા હિન્દુસ્થાન આવે છે.

પશ્ચિમની પ્રજાઓમાં અંદર અંદરના વ્યવહારના વધતા જતા સાધનોને લીધે આ ' નવા જ્ઞાન ' ના પ્રસારને મદદ મળી. ફ્રાન્સના રાજા આઠમા ચાર્લ્સે ઇટલી ઉપર ચઢાઇ કરી ( ૧૪૯૪ ) ત્યાર પછી તો તે બે દેશ વચ્ચેના વ્યવહારના સાધનો વધ્યાં. ઈંગ્લિશ અને ડચ પ્રજાઓ પણ નવી હિલચાલની માહિતી તેમજ કલા અને જ્ઞાનના પ્રેરણો તથા જીવનરીતિઓની ખબર ઇટલીમાંથી જ મેળવી. આ સમય વળી નવી શોધી કઢાયલી છાપવાની કળાને લીધે, તથા વેનીસ, એન્ટવર્પ, લંડન, અને કેટલાંએક જર્મન શહેરોમાં નવા ઉભા થયલાં છાપખાનાઓને લીધે દેશ દેશ વચ્ચેના વ્યવહારના સાધનમાં વિશેષ વધારો થયો. આ છાપખાનાઓ વડે સાહિત્યના ઉત્તમ નમૂનાઓની વધારે પ્રતો, અગાઉ પાદરીઓ કે વિદ્વાનોએ કોઇ પણ વખતે કરી હોય તેનાં કરતાં ઘણી જ વધારે પ્રતો નીકળતી હતી. પુસ્તકોની ઉત્પત્તિ થઇ એટલે જ્ઞાન વધારે પસરવા માંડ્યું. વાંચનદ્વારા જે જ્ઞાન મેળવવું શકય હતું તે ફકત અક્ષરજ્ઞાન મેળવેલાઓને માટે હવે સંભવિત થયું. તે વખતનો ઉત્સાહ, તથા તેનાથી ભવિષ્યમાં મનુષ્યજાતિના ઉદ્ધાર માટે બધાયેલી આશાઓ અત્યારે અતિશયોક્તિ ભરેલી લાગતી હશે—આત્માના ઉદ્ધારક તરિકે " છાપેલા વિષયો" ને હસી કાઢવાનું રહેલું છે—પરંતુ તે છતાયે, છાપેલાં પુસ્તકો, ચોપાનીઆઓ, અને વર્તમાનપત્રોએ મનુષ્ય જાતિના એક મોટા ભાગને, ખોટા ખ્યાલોમાંથી, ઇશ્વર અને મનુષ્ય સંબધીની ભયજનક ધારણાઓમાંથી, અને ઘણી ક્રૂર અને ગંદી રૂઢીઓમાંથી છોડાવ્યાં છે. વળી કાલ્પનિક કલાના આહ અને લાગણીભર્યા આનંદમાં તેથી વધારો થયો છે. દરેક વર્ગના અને દરેક દેશના શિક્ષિત વર્ગ વચ્ચેના માનસિક ઐક્યનું તેથી એક સાધન અને ખબરો ફેલાવવાનું એક સગવડભર્યું વાહન પણ મળ્યું છે; અને કાંઇક અંશે શિક્ષણનું કામ પણ તેનાથી સરે છે.

તેજ પ્રમાણે દારૂગોળાની શોધ પણ સ્વાતંત્ર્યના વિકાસનું સાધન બની રણસંગ્રામમાં દ્રવ્ય અને દરજ્જાને લીધે જે બચાવ થતો હતો તેને બદલે હવે દરેક વર્ગના લોકોનો મોતનો ભય દારૂગોળાને લીધે સરખો થયો, અને આ રીતે કાપાકાપીના કામમાં પણ સમાનતાના સિદ્ધાંતે પેસારો કર્યો. બખ્તરો, કીંમતમા મોંઘા થતાં હતાં તોપણ, ધીમે ધીમે બચાવને બદલે શોભાનાં સાધનો વધારે બન્યા અને છેવટે મધ્યયુગના ઘણા કચરાની સાથે તેમનો પણ ત્યાગ કરવામાં આવ્યો. તીર અને ગદાઓ સામે જે કીલ્લાઓથી બચાવ થતો હતો તે કીલ્લાઓ લાકડાંની કે મોટાં ગ્હોંવાળી તોપોથી તૂટી પડવાં લાગ્યાં. પોતાનાં કીલ્લાઓની આસપાસ વસેલા ગામડાઓ ઉપર જોહુકમી કરતા, તથા કામકાજને માટે બચાવ કરવાને માટે વધા લૂટ કરવાને માટે મોટો નોકરવર્ગ રાખનાર, સરદારો અને ઉમરાવોના એકાકી જીવનનો હવે અંત આવ્યો, અને તૂટી પડેલા કીલ્લાઓને સ્થાને ગૃહસ્થ વર્ગના નાનાં ગામો વધારે વિકાસ પામવા માંડ્યાં, ઈંગ્લંડમાં પણ ધર્માદા મિલકત સામાન્ય વર્ગે પડાવી લીધી ત્યાર પછી મઠ અને મંદિરોને બદલે નાનાં ગામોજ વધારે વિકસ્યાં અને મઠ અને મંદિર તો પ્રવાસીને જોવા લાયક અજાયબીના નમૂના જેવાંજ થવા માંડ્યાં.

શિક્ષિત વર્ગની ભાવનાઓમાં તથા તેમના ગાઢ વિચારોમાં જીવન અને બુદ્ધિનાં જે સ્વાતંત્ર્યના દર્શન થતાં હતાં તેણે ઇટલીમાં શિલ્પ, સ્થાપત્ય, અને ચિત્રકલામાં, તથા ઈંગ્લંડ, ફ્રાન્સ અને સ્પેનમાં સુંદર સાહિત્યના ઉભરામાં, વધારે સ્થાયી સ્વરૂપ લીધું તેની સાથે સાથે, તથા કાઇક અંશે તેના કારણભૂત વૈજ્ઞાનિક જ્ઞાનનો અને નવી શોધોનો પ્રસાર પણ થતો હતો કોપર્નિકસે ખગોળશાસ્ત્રની જે શોધો કરી (૧૪૭૩-૧૫૪૩) તેને લીધે પૃથ્વીનું સ્થાન વિશ્વના કેંદ્રમાંથી ખસ્યું અને દિવ્ય આકાશની સવિસ્તર શોધનો માર્ગ તેથી ખુલ્લો થયો. કોલંબસ (૧૪૯૨), વાસ્કોડીગામા (૧૪૯૭) અને બીજા મુસાફરોએ કરેલી શોધોને લીધે પૃથ્વી સંબંધીની ભાવનાઓ પણ વિશાળ થઇ, વેપારના, લુંટના, ગુલામીના અને સાહસના નવાં ક્ષેત્ર ઉઘડયાં, અને પૃથ્વીના કેંદ્ર તરિકેના ખ્યાલી સ્થાનમાંથી જેરૂસલેમ ભ્રષ્ટ થયું. વળી અસ્તિત્વ અને પુરાવાથી પર જે વિષયો હતા તેમાં આધ્યાત્મિક તર્ક અને તત્ત્વજ્ઞાનની માન્યતાઓનું સ્થાન, કુદરતમા થતી શોધોએ લીધું; છતાંયે હજી પણ ધાર્મિક તથા જાદુઈ માન્યતાઓને લીધે આ શોધોના કામમા અડચણ આવતી હતી પરાપૂર્વથી ચાલી આવેલી કળા, તેમજ વર્તનના ક્ષેત્રની માફક જ વિચારના ક્ષેત્રમા પણ સત્તાનો દોર તૂટયો હતો. સ્વીકારાયલા પરંતુ આધાર વિનાના સિદ્ધાંતોનુ સ્થાન, વ્યક્તિગત શોધ, શક ઉપરથી કરવામાં આવેલી તપાસ, તથા ખાનગી નિર્ણયથી થયેલી ખાત્રીએ લીધું. અને જે પ્રમાણે તત્ત્વજ્ઞાનમાં, આધ્યાત્મિક વિધાને બદલે દશ્યમાન કુદરત તરફ વલણ થઇ હતી, તે જ પ્રમાણે ધાર્મિક માન્યતાઓમા પણ પશ્ચિમના ધર્માધિકારના ગોળ ગોળ સિદ્ધાંતોને બદલે, સ્વીકારાયલા પંથના મૂળ તરફ વળવા પ્રયત્ન થવા માંડયા હતા

ઇસુ ખ્રિસ્તના તેમજ મૂળ ખ્રિસ્તી પંથના સિદ્ધાંતો ઉપર પાછળથી જમા થયેલી વધારાની માન્યતાઓ દૂર કરવાનો પ્રયત્ન ઇંગ્લાંડમાં વિકિલફે (૧૩૮૪) અને બોહીમિયામાં જૉન હસે (૧૪૧૫) લગભગ એક સૈકા આગમ જ શરૂ કર્યો હતો. વિકિલફે બાઇબલનું અંગ્રેજીમા ભાષાંતર કર્યું તેથી ખ્રિસ્તી ધર્મના પ્રાથમિક સ્વરૂપનું જ્ઞાન મેળવવા ઘણા અંગ્રેજો શક્તિમાન થયા છાપખાનાને લીધે વાચનારાની સંખ્યા વધ્યા પછી તો, લ્યૂથર આદિ વિદ્વાનોના આગ્રહને લીધે, જાતે જ અભ્યાસ કરી તપાસ કરવાની ટેવ ઘણી જ વધી ખ્રિસ્તીપંથની આંતર સુધારણા કરી, ખ્રિસ્તી માત્રની ચાલુ માન્યતાઓમાંથી સામાન્ય સિદ્ધાંતો ખોળી કાઢી, કાંઇ ત્રુટ વિના સર્વને કબૂલ કરે તેવા સિદ્ધાંતો સ્થાપન કરવાની શરૂઆતના વિદ્વાનોની મોટી આશા હતી પરંતુ માણસો તેમજ ધાર્મિક બાબતોમાં લાગણીઓના પ્રમાણમાં બુદ્ધિની અસર ઘણી જૂજ થાય છે, અને પ્રતિસ્પર્ધિ પોપોના કજીઆઓને પરિણામે (૧૩૭૮-૧૪૪૯) રોમ તરફનું સન્માન જે ચક્કું પડવા માંડયું હતું, તે ૧૪૯૨ થી ૧૫૦૩ના કટોકટના કાળમા સ્પેનના રહેવાશી રૉડ્રિક બૉર્જીયાએ પોપનું પદ શોભવ્યું ત્યાર પછી તો બાગ્યેજ રહ્યું હતું. હમણાં હમણાં બૉર્જીઆને ઐતિહાસિક દૃષ્ટિયે દોષમુક્ત બતાવવાના પ્રયત્ન થવા માંડયા છે, પરંતુ તે સમયે તો એમજ માનવામા આવતું હતું કે રૉડ્રિકે છઠ્ઠા અલેક્ઝાન્ડરનું નામ ધારણ કરીને ઇટલીને પોતાના દીકરા સીઝરની

સત્તા નીચ મૂકવા પ્રયત્ન કર્યો હતો, એટલુંજ નહિ પરંતુ પોપની કચેરીને ઝળકતા દરબારનું તથા ન સતોષાય તેવી નીચતાનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું અને તેમાં સખત હરિફાઈ હોવા છતાંયે તેનો રાક્ષસી પુત્ર ફુપરી જેવો દેખાતો હતો

ખ્રિસ્તી ધર્મના મધ્ય સ્થળમાજ દાબ વિનાની અને કઠોર અધાર્મિકતાથી થયેલા આઘાતને લીધે નીતિના સખત નિયમો માટેની વૃત્તિ જાગૃત થઈ. સેવોનેરોલા, જેને ૧૪૯૮મા બાળી મૂકવામા આવ્યો હતો, તેના બોધથી ઉશ્કેરાઈને, પીયેગ્નોનાઇ નામના લોકો જેમને "ફ્લોરેન્સના શોકાતુરો" પણ કહેવામાં આવતા હતા તેમણે, એક સૈકા પછી ઈંગ્લાંડમાં પ્યૂરિટન લોકોએ કર્યું હતું તે મુજબ, કળા, સાહિત્ય, અને આનંદી જીવન જે સર્વને લીધે ચારિત્ર્યના સખ્ત નિયમો ઢીલા પડી ગયા હતા, તે સર્વને ધિક્કારી કાઢયા. છતાંયે એ વાત ખરી છે કે આ બન્ને હિલચાલો, ધર્મ સંસ્થા કરતા જ્ઞાનના પુનર્જન્મની સામેના પ્રત્યાઘાત રૂપે ઉદ્ભવી હતી.

ઈંગ્લાંડમાં સહેલસપાટાના અથવા રસિકતાના ગુન્હાઓ કરતાં સામાન્ય છાલકાપણાનું, આધ્યાત્મિક વિષયો તરફ બેદરકારીનું તથા નૈતિક ઉત્સાહની ખામીનું તહોમત પાદરીઓ ઉપર વધારે મૂકી શકાય તેમ હતું. ઉગ્ર ચિત્તવૃત્તિથી થયેલા પાપ કરતા પણ બુદ્ધિ કે નીતિની ઢીલી મંદતા વધારે કંટાળાભરી લાગે છે અને કોઇપણ ધર્મના કે સમાજના ગંભીર અનુયાયીઓને તે વધારે અસહ્ય થઇ પડે છે. ખ્રીસ્તી ધર્મ એક તરફથી ઘોર અને કુમાર્ગે લઈ જાય તેવા દોષોથી ટીકાને પાત્ર થતો હતો, અને બીજી તરફથી ધાર્મિક સંસ્થાગાં અપ્રેરિત સુસ્તિ હોવાને લીધે, તિરસ્કારને પાત્ર બન્યો હતો, તે બિના જે સુધારાની અંદર એક નિષ્ઠાથી ઐક્ય રાખવા મથતા હતા તેમને માટે ઘણી જ કમનસીબ હતી

લ્યૂથરના નામ સાથે પ્રથમ યૂરોપમાં ચર્ચેલી જે હિલચાલ સંકળાયેલી છે, તે પણ કેટલેક અંશે નૈતિક કે સામાજિક બાબતોમાં જ વાંધો દર્શાવનનારી હતી. પરંતુ મૂળમાતો લ્યૂથરનું પોતાનું બંડ ધર્મ સિદ્ધાંત પરત્વે હતું; બાઇબલ પ્રમાણેનો સાદો ખ્રિસ્તી ધર્મ ફરી પ્રચારમાં આણવાનો આ એક વધુ પ્રયત્ન હતો. તેણે કરેલા રોમની કચેરીના જુસ્સાદાર તુચ્છકારને લીધે તથા ધર્મના પવિત્ર સંસ્કારયુક્ત શિક્ષણના સખત તિરસ્કારથી, કાઇક આંતર સુધારાથી ઐક્ય સાચવી રાખવાની સર્વ આશાઓ નષ્ટ થઈ. તેનું બંડ દબાવવામાં તથા ધર્મસભામા તેને સમજાવી લેવામાં નિષ્ફળતા મળ્યા પછી તો પશ્ચિમના ખ્રિસ્તીધર્મમા કાયમની ફાટ પાડતી ધર્મસંક્રાતિ અટકાવી શકાય તેવું રહ્યુ જ નહોતું. અને જો કે જર્મનીમા પ્રોટેસ્ટંટ અને કૅથોલિક વચ્ચે ચાલતી હથિયાર યુક્ત લડાઈનો અંત થોડા સમય માટે ઑગ્સબર્ગની સુલેહ (૧૫૫૫) જેમા દરેક પ્રદેશે પોતાના રાજાનો ધર્મ પાળવો એવી હસવા લાયક શરત થઇ હતી, તેનાથી આવ્યો હતો, તોપણ આ લડાઈ તે પછીના સૈકામાં થયેલું ત્રીસ વર્ષનું યુદ્ધ (૧૬૧૮–૧૬૪૮) જેનાથી જર્મનીની સઘળી પ્રગતિ અટકી પડી હતી, તેના આરંભચિહ્ન રૂપે જ હતી.

ઈંગ્લંડ. જ્યાં આમળ લાભદાયક સુધારાનો સંભવ વધારેમાં વધારે હતો, ત્યાં તકરારનું મૂળ મુખ્યત્વે કરીને રાજકીય, અને કાંઇક અંશે આર્થિક હતું. પોતાના વંશના કારણને લીધે, પોતાની સ્રીથી છુટા છેડા મેળવવા માટે, તેમજ સ્પેનના પાંચમાં ચાર્લ્સ—જેના હાથમાં પોપ રમી રહ્યો હતો—તેની સામેના રાજકીય પગલા તરિકે ઈંગ્લંડના આઠમા હેન્રીએ જાહેર કર્યું કે પોતે જાતેજ ધર્મગ્રંથનો પણ ઉપરી-મુખ્ય પુરૂષ-છે (૧૫૩૪) આ રીતે અંગ્રેજ રાજાઓ અને પોપની વચ્ચે ચાલતા ઝઘડાનો અંત આવ્યો, ત્યાર પછીના પાંચ વર્ષમા તો મઠને વિખેરી નાંખવમાં આવ્યા, તથા દેવાળની જમીનો પચાવી લેવામાં આવી તેથી ગરીબ વર્ગ દુખી થયો અને ઉમરાવ વર્ગના ખીસા ભરાયા. પરંતુ શરૂઆતમાં ધાર્મિક સિદ્ધાંતોની વચ્ચે આવવાનો તેનો ઇરાદો હતો નહિ ધાર્મિક પરિષદે ૧૫૩૬માં 'દસ નિયમો' ઘડીને જર્મન પ્રોટેસ્ટંટ પંથના કેટલાએક સિદ્ધાંતો કબૂલ રાખ્યા પછી પણ ત્રણ વર્ષે રાજાએ "છ નિયમોનો ખરડો" જાહેર કરીને કૅથોલિક સિદ્ધાંતો ફરી દાખલ કરવા પ્રયત્ન કર્યો. તેમ છતાંયે રોમની ધાર્મિક તેમજ ઐહિક સત્તા સામે બંડ તો ચાલુ જ રહ્યું સમરસેટના અમલ દરમિયાન તો તે ઘણુજ સખ્ત થયું, અને ત્યાર પછીના મૅરીના સમયમાં કાંઇક પત્યાઘાત જેવું લાગ્યું, તથા કૅથોલિક ધર્મ તરફ સ્હેજ વલણ રાખી ઇલિઝાબેથે મધ્યમ માર્ગ કાઢવા પ્રયત્ન કર્યો તે છતાંયે આ બંડ દબાયું નહિ. એક નિયમ તરિકે તો સામાન્ય નહિ તો એક રાજધર્મની આવશ્યકતા સ્વીકારાતી હતી; પરંતુ તે સૈકાના છેવટના ભાગમા સ્વતંત્ર અને લોકશાસિત ધર્મ-મંડળોએ દેખાવ દીધો, તેમનામાંથી ધર્મતંત્રના બંધનનો છેલ્લામા છેલ્લો અંશ પણ નષ્ટ થયો હતો.

આ દરમિયાન, સૌંદર્યના પુનર્જન્મથી કે સમગ્ર સુધારકથી દર્શાવાયેલી સમાનતા તથા બુદ્ધિસ્વાતંત્ર્યની સામે પ્રત્યાઘાત રૂપે બે બાબતો દાખલ થઇ હતી એક તરફથી, ઇગ્નેશિયસ લોયોલા (૧૫૫૬) તથા તેના સહાયક ફ્રાન્સિસ ઝેવિયરની નૈતિક વિચક્ષણતા તથા સંપૂર્ણ લાગણીને લીધે રોમની ધર્મસંસ્થા જાગૃત થવા માંડી હતી, તથા તેનો કર્તવ્યપ્રદેશ, આંતર્ હિલચાલને લીધે ફરીને સખ્તાઇથી ઘડવા માડયો હતો. તેમણે કાઢેલો "જીસસનો પંથ" ૧૫૪૩ મા રોમ તરફથી સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યો. આ જેસ્યૂઇસ્ટ પાદરીઓએ પોપ તરફ અચળ વફાદારી રાખવાના સોગન લીધા હતા. તેમણે દરેક જાતના નાસ્તિક અભિપ્રાયોની સામા થઇને રોમના પંથનો બચાવ કરીને તેમજ પૂર્વ પ્રદેશોમા ધર્મપ્રસાર તથા કેળવણીપ્રસારનો અત્યંત ઉત્સાહ બતાવીને ટુંક વખતમાં જ નામના મેળવી તેમના જ પ્રયત્નોથી ટ્રેન્ટની ધર્મ સભાએ (૧૫૪૫-૧૫૬૩) લ્યૂથર અને એવા જ બીજા સખ્ત સુધારકોએ હચમચાવી નાખેલી ધર્મની સત્તા ફરીથી સ્થાપન કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બાઇબલની અંદર દર્શાવેલા સિદ્ધાંતો કાંઇક અપૂર્ણ છે અને તેથી બીજા પુસ્તકોથી તે પૂર્ણ કરવાનું કાર્ય વ્યાજબી છે એવો મત સ્થાપન કરવાથી કાંઇ રોમની સત્તા પુનર્જીવન પામી નહોતી પણ આ પાદરીઓના સ્વાત્મભોગને લીધે તથા તેને પરિણામે પાદરીઓમા જે પવિત્ર જીવન આવ્યું હતું તેને લીધે પામી હતી.

જે સમયોમાં જુદા જુદા ધર્મ પંથની માન્યતા એમ હતી કે જે મનુષ્યો ગૂઢ અને ભેદ વિષયોમાં ભૂલ ભરેલી માન્યતા ધરાવે છે તેમની શુદ્ધિ અગ્નિદાહથી કરવી તે જ યોગ્ય છે, તે સમયોને અનુસરીને જ જ્યારે રોમની સત્તાનું પુનર્સ્થાપન થયું ત્યારે તેની સાથે જુલમ અને કદાચ કદાચ રક્તતૃષા પણ જોડાયલી દેખાતી હતી પરંતુ કાંઈક અંશે આ પુનર્સત્તા સ્થાપનની તેમજ તેની સાથેના જુલમની સામે વાંધો લેવા માટે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની એક હિલચાલ રોમના મહારાજ્યના સ્થાપન પછી પહેલી જ વાર આપણા જોવામા આવે છે તેરમા સૈકાના મધ્યથી કે પંદરમા સૈકાના અંત સુધીમાં સ્પેન મૂર લોકોના તંત્રમાંથી ધીમે ધીમે છૂટું થયું; ચૌદમા સૈકામા સ્વીસ લોકો ઑસ્ટ્રીઆની સામે થયા. પંદરમા અને સોળમા સૈકાથી આયર્લેંડે સ્વતંત્ર થવાની પોતાની હજી સુધી તો નિષ્ફળ નિવડેલી હિલચાલ શરૂ કરી પરંતુ સ્પેનની સામે નેધર્લૅન્ડે, વિલ્યમ ધિ સાઇલેંટની સરદારી હેઠળ જે બંડ કર્યું તેણે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મેળવવા માટે સબલ ઇલાજ કેવા લેવાય તેનો દાખલો પૂરો પાડયો. આ સમયમાં ઇંગ્લાંડમા ઇલીઝાબેથની શકમંદ રાજનીતિ ચાલતી હતી અને રાષ્ટ્રીય ઉત્સાહને બદલે પ્રોટેસ્ટંટ ધર્મ માટેનો ઉત્સાહ પ્રબળ હતો, તે છતાંયે દેશે એકંદરે નેધરલૅન્ડને ટેકો આપ્યો તે ઈંગ્લંડને માટે ઘણુંજ પ્રશંસનીય કહેવાય, અને વળી સ્પેનની આરમેડા(કાફલો)નો ૧૫૮૮માં નાશ કરીને ઇંગ્લંડના નૌકાધિકારીઓએ નૅધર્લૅન્ડની જીત સંપૂર્ણ કરી આપી.

કૅથેલિક સંપ્રદાયના પુનર્જીવન શિવાય એક બીજી પણ બાબતે સોળમા સૈકાના સ્વતંત્ર સાહિત્યને કબજામા રાખ્યું અને કાંઇક અંશે વિકાશ પામતી સ્વતંત્ર થતી બુદ્ધિને સંકુચિત કરી હતી. જેને આપણે પ્યુરિટેનીઝમ કહીએ છીએ તેનાં મૂળ ઘણા હતાં એક તરફથી તેણે જેસ્યુઇટ પાદરીઓની સાથે નૈતિક બાબતોમાં જે ઢીલાપણું આપ્યું હતું, અને જે વિધર્મી જ્ઞાન અને કળાના શોખનું પરિણામ મનાતું હતું, તેની સામે વાંધો દર્શાવ્યો. ધર્મસિદ્ધાંત પરત્વે તેણે સેંટ ઑગસ્ટાઇનનો મત ગ્રહણ કર્યો અને અમુક અમુક સિદ્ધાતો ખાસ પ્રતિપાદન કરવા માંડ્યા. કાલ્વિન નામના ફ્રેંચ પુરૂષના નેતૃત્વ નીચે આ તેની ખાસ બાબતો હતી. કાલ્વીને પોતાના સિદ્ધાંતોનો અનિશ્ચિત ન્યાય એવો તો પ્રસાર્યો કે કાલ્વીનીઝમ ખ્રિસ્તીધર્મનો એક પ્રકાર ગણાવા માંડયો, અને તે ફક્ત પ્રોટેસ્ટંટ સ્વીટઝર્લૅંડ, ફ્રાન્સ સ્કોટલેંડ અને નેધરર્લૅંડમાં ફેલાઇને અટકયો નહિ, પણ યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની, ઇંગ્લંડ, આયર્લૅંડ અને આપણા સંસ્થાનોના પણ કેટલાએક ભાગોમા પહોંચ્યો. પ્યૂરિટન, કાલ્વિનિઝમ, તથા પ્રોટેસ્ટંટ પંથના બીજા અનેક પ્રકારોએ, પાદરીની સત્તા સામે થવાના કાર્યને ઉત્તેજન આપીને, તથા વ્યક્તિગત આત્માની પૂર્ણતા સ્થાપન કરીને, સ્વતંત્રતાની પ્રગતિ કરી ખરી છતાયે બીજી ઘણી દિશાઓએથી મનુષ્ય સ્વભાવ તથા જ્ઞાનના વિકાસ સામે પ્રતિબંધ મૂકાયા ધાર્મિક આત્મપરીક્ષાથી મનુષ્યના મનને તેમણે વિમુખ કર્યું અને એક સંકુચિત પંથમાં તેને ઘેરી લીધું. સત્ય સંબંધી તેના વિચારો બાઇબલના છુટક વાકયો, આસપાસના વાકયો સાથે લેતાં જે અર્થ થાય તેનાથી બેદરકાર રહીને,

ફક્ત છુટક વાક્યોથી બાંધવાને યત્ન કર્યો. હિંમતગી તથા સ્વતંત્ર ઉત્સાહથી પોતાની ઉચ્ચ શકિતઓ ખીલવવાને બદલે બાધિત અને ક્ષણિક સદ્ગુણથી ઉત્તમતા પ્રાપ્ત કરવા તરફ મનુષ્યનું તેણે વલણ કર્યું. છતાયે બીજી રીતે વિચાર કરતાં એ પણ ખરૂં છે કે ઉચ્ચ શક્તિઓના વિકાસથી ઉત્તમતા પ્રાપ્ત કરવાના અવસરો સામાન્ય મનુષ્યને જીવનમાં બહુ જ ઓછા-ભાગ્યે જ—પ્રાપ્ત થાય છે; પરંતુ ચારિત્ર્યના અમુક સ્વીકારાયલા અને ઠરેવેલા નિયમો હોય તે દરરોજ પાળવાની ફરજ તો દરેકે દરેક મનુષ્યને પડે છે જ.

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

# *સ્વદેશી વ્રત.

આ વ્યાખ્યાનપીઠપર આ બે દિવસોમાં જે જે ઠરાવો પસાર થયા છે તેમા સૌથી અગત્યનો ઠરાવ હું આપની સમક્ષ રજુ કરૂં છું રાજકીય અને સામાજિક બાબતોમાં ઘણી વખત મતભેદ હોઇ શકે પણ આ ઠરાવ ઘણે જ પવિત્ર છે. ભારત ભૂમિની સ્થિતિનું જેને ખરૂં ભાન થયું હશે તેવા તેના પારસી, મુસલમાન ક્રીશ્ચિયન કે હિન્દુ કોઇપણ સંતાનને તેમાં વિરૂદ્ધતા નહીં લાગે.

૧૫૦ વર્ષના બ્રિટીશ અમલ પછી હિન્દુસ્તાનની સ્થિતિ જુઓ! આ સ્થિતિનું કારણ જેટલી રાજકીય પરતંત્રતા છે તેનાથી વિશેષ ઔદ્યોગિક પરાધીનતા છે. રાજકીય પરતંત્રતાએ પંદરસો વર્ષમાં દેશનું જેટલું નુકશાન કર્યું હતું તેનાથી વધારે ઔદ્યોગિક પરાધીનતાએ દોઢસો વર્ષમાં કર્યું છે. ન્યાયમુર્તિ રાનડેએ એક વખત આ સંબંધમાં બોલતાં કહ્યુ હતું કે 'જ્યારે એક પ્રજા બીજી પ્રજા પર અમલ ચલાવે છે ત્યારે રાજકીય બાબતોમા તે અમુક હદ સુધીજ જુલમો અને અન્યાયો કરી શકે છે અને તે હદ ઓળંગાય છે કે તરત તેની સામે પ્રજા થાયછે. વ્યાપાર ઉદ્યોગના સંબંધમા તેનાથી જુદું છે. જ્યારે એક પ્રજા બીજી પ્રજા ઉપર વ્યાપારશસ્ત્રનો ઉપયોગ કરેછે અને સુંદર સુશોભિત અને મોજશોખની વસ્તુથી દેશના પૈસા પરદેશ ઘસડી જાય છે ત્યારે આખો દેશ ચુસાઇને નિઃસત્વ બને ત્યાં સુધી પણ પ્રજાને તેની સ્થિતિનું ભાન થતું નથી—આપણને અધોગતિએ પ્હોંચાડનાર વિદેશી વસ્તુઓને આપણે આનંદથી આવકાર આપીએ છીએ, વધાવી લઇએ છીએ અને તે રીતે કરોડો રૂપીઆ દેશની બ્હાર મોકલી હિન્દના બાળકોના મ્હોંમાંથી રોટલાનો ટુકડો પડાવીએ છીએ હિન્દની અખુટ દોલત હવે પરદેશીઓને લલચાવવાનો રહી નથી. પરદેશીઓના આવ્યા પ્હેલા તેની આબાદની કેટલી ઝળકની હતી! ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સત્તા જ્યારથી જામી ત્યારથી હિન્દની ચડતીનો સૂર્ય અસ્ત થયો છે મુસલમાનો વિદેશી હોવા છતા હિન્દને જીતીને હિન્દી બન્યા, હિન્દમા આવીને વસ્યા

---

* પહેલી ગુજરાત રાજકીય પરિષદમાં આપેલું ભાષણ

એટલે હિન્દની લક્ષ્મી પણ હિન્દમાં રહી. ઇસ્ટ ઇન્ડીઆ કંપની તો હિન્દમાં વેપાર સારૂ આવી હતી અને તે વખતે બીચારાઓને રાજ્ય કરવાનો વિચાર સરખો પણ નહોતો. છતાં આપણી જ મદદથી તેઓ આપણા રાજ્યકર્તા થયા. વ્યાપારાર્થે આવેલી કંપનીએ હિન્દમાંથી વધારેમાં વધારે પૈસા કેવી રીતે લઇ જવા, હિન્દના ઉદ્યોગોનો કેવી રીતે નાશ કરવો વગેરે માટે ઘણી કાળજીર્થી યોજના ઘડી કાયદા કાનુનો આવ્યા. અમેરિકા અને આયર્લેન્ડના પૈસા ઇંગ્લાંડ ઘસડી જવા સારૂ જે વ્યાપારનીતિ તેઓએ રાખી હતી તેવો જ ઉપયોગ હિન્દ ઉપર કર્યો. અમેરિકાએ તે વ્યાપારનીતિના અનિષ્ટ પરિણામો ભોગવી અંતે War of Independance સ્વાતંત્ર્ય વિગ્રહથી આ સવાલનો નિર્ણય કર્યો. આર્યર્લાન્ડ તેવા જ પ્રયત્નોમાં મચી રહ્યુ છે છતા તે બન્ને કરતાં તે વ્યાપારનીતિથી હિન્દને સૌથી વધારે ખમવું પડયું છે

ઇંગ્લાંડે પોતાના હુન્નરોની ખીલવણી સારૂ સંરક્ષક વ્યાપારનીતિ વાપરી અને પોતાના ઉદ્યોગોને મજબૂત બનાવી અબાધિત વ્યાપારનીતિ ( Free trade policy ) શરૂ કરી જેનાથી હિન્દની પાયમાલી થઇ છે. આપણા હાથની બનાવટની ચીજોને સામાની ચીજો સાથે સરખામણીમાં ઉતરવું પડયું અને તેને પરિણામે તે ઉદ્યોગોનો નાશ થયો જેઓએ હેસ્ટીંગ્સની સોટી વાંચી હશે તેને ખબર હશે કે બંગાળની મલમલનો ઉદ્યોગ નાબુદ કરવાને તેઓએ કેવા કૃત્યો કર્યાં હતાં. હિન્દના સંબંધમાં નીતિ, અનીતિની નડતર તેમને આવે તેમ નહોતી. આ રીતે જુના ઉદ્યોગોનો નાશ થયો અને નવા ઉદ્યોગોનું આપણને શિક્ષણ મળ્યું નહિં-આપણી ખનીજ વસ્તુઓ વિદેશીઓ સસ્તી કીંમતે લઇ જઇ તેની સુશોભિત ચીજો બનાવી હિન્દના બજારમાં વેચવા લાગ્યા. આપણાં બજારો પરદેશી માલથી ભરપુર થયા અને અત્યારે આપણે એવી દયાજનક સ્થિતિમાં આવી પ્હોંચ્યા છીએ કે આખા જગતમાં આપણા જેટલી પરદેશી ચીજો વાપરનારો આપણાં શિવાય બીજો દેશ નથી રહ્યો.

ખેતી શિવાય જે દેશમાં બીજો હુન્નર ર્‌હેલો નથી તે દેશ ગરીબાઇથી બચવા પામતો નથી. હિન્દમાં ખેતીની દશા પણ કેવી છે? અમેરિકા તેમાં પણ આપણાથી આગળ વધી ગયું છે જે હુન્નરો અને ઉદ્યોગોએ હિન્દીઓને તવંગર બનાવ્યા હતાં તે જ ઉદ્યોગોનો નાશ થયો છે અને તે તવંગર હિન્દી કારીગરો જે સેંકડો વર્ષના પોતાના વંશપરંપરાના ઉદ્યોગોમા પ્રવીણ હતા તેઓને ભૂખે મરવાનો વખત આવ્યો છે આપણા હિન્દની સ્થિતિ જુઓ!

અત્યારે ઉદ્યોગોમાં અન્ય દેશોની સ્પર્ધામા આપણે આગળ વધી શકતા નથી. જો સ્વરાજ્ય હત, તો જર્મની અને ફ્રાન્સે જેમ પોતાના નૌકાહુન્નરને અને સાકરના ઉદ્યો- અને સંરક્ષિત વ્યાપારનીતિથી ખીલવ્યા તેમ આપણે આપણાં ઉદ્યોગો ખીલવી શકયા હત.

સંરક્ષિત વ્યાપારનીતિથી દેશને નુકશાન છે તેમ અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ ભલે કહે, કદાચ તે બીજા દેશો માટે સારૂં હશે, છતાં હિન્દની તો-તેણે જ પાયમાલી કરી છે અને

હિન્દના બાળકોની નસોમાંથી મોઘું લોહી વ્હેવરાવ્યું છે જ્યાં સુધી આપણાં ઉદ્યોગોને તેની બાલ્યાવસ્થામાં રાજ્યનું રક્ષણ ન મળે, જ્યાં સુધી સ્વરાજ્ય મળ્યું નથી ત્યાં સુધી સ્વદેશી વ્રત લઇનેજ આપણે આપણાં ઉદ્યોગોનું રક્ષણ કરી શકીશું–એક હિન્દી તરિકેની પવિત્ર ફરજ બજાવી શકીશું.

સ્વદેશી હિલચાલ તે એક જાતનું આપણું નાનકડું સ્વરાજ્ય છે અને તેમાં દરેક હિન્દી સ્વદેશી વ્રત લઇને દેશોન્નતિમા પોતાનો ફાળો આપી શકે તેમ છે. આપણા દેશની ઉન્નતિનું કાર્ય કાંઇ સામાન્ય નથી આત્મભોગ શિવાય તે સાધી શકાય તેમ નથી. ભારતભૂમિની સેવા કરતા આપણે આપણા માનથી નાની ભૂમિની, આપણા સતાનોની જન્મભૂમિની સેવા કરીએ છીએ. જગન્નિયંતાએ જે ભૂમિને માનીતિ બનાવી પોતાના અનેક આશીર્વાદો આપ્યા છે, જેને હજારો, લાખો કુદરતી બક્ષિસથી અલંકૃત કરી છે તે ભૂમિને તેના સંતાનોજ કુતઘ્ન થયા છે. સંતાનોની સેવા અને પ્રેમ તેને આ સ્થિતિમાંથી બચાવે તેમ છે—જો તમે હિન્દમાતાના સાચા પુત્રો હો, તમારૂં હૃદય તેને માનભંગ, ચગદાયલી દબાયલી, જોઇ ચીરાતું હોય, પરદેશીઓના હાથમાંથી બચાવવી હોય તો સ્વદેશી વ્રત લો પરદેશી માલનો બહિષ્કાર કરો, સ્વદેશીનો વિજય વાવટો ગામે ગામ, શહેરે શહેર અને પ્રાન્તે પ્રાન્ત ફેરાવો. ઘેરઘેર અને મોહોલ્લે મોહોલ્લે સ્વદેશીમંત્રના જપ જપાવો.

આ સ્વદેશી વ્રત લઇને તમે તમારી જન્મભૂમિને દુકાળ અને ભૂખમરાથી બચાવશો. તમારા દેશને આબાદ કરશો અને પ્રાચીન સમયના આર્યાવર્તના એક સાચા સંતાન તરિકે તમારી મોટી ફરજ બજાવશો.

અનસૂયા સારાભાઇ

---

# ફર્ડીનાન્ડ ઑગસ્ટ બેબેલ.



જર્મનીમાં બેબેલ નામનો એક એવો મહાપુરૂષ થઇ ગયો છે કે જેના જીવનની ઘટનાઓ જો કે ઘણી સરળ હતી છતાં પણ તેના પરિણામોએ જર્મની અને બીજા દેશો ઉપર મહત્વની અસર નીપજાવેલી છે.

સોશિયાલિસ્ટ મંડળીની પ્રગતિ કરનાર, લેબરપાર્ટીને મહત્વ અર્પનાર કર્મવીર ફર્ડીનાન્ડ ઑગસ્ટ બેબેલ સને ૧૮૪૦ ના ફેબ્રુઆરી માસની ૨૨ મી તારીખે જન્મ્યો હતો. તેનો બાપ જૉન બેબેલ લશ્કરમાં એક સિપાઇ હતો. તે બીચારાને એટલો તો થોડો પગાર મળતો હતો કે તેનું કુટુંબ પરાકાષ્ટાએ પોતાનો નિર્વાહ ચલાવતુ હતું વળી લશ્કરી કાયદાઓ એટલા સખત હતા કે તેથી નોકરી અસહ્ય, ત્રાસદાયક થઇ પડતી.

આવી ગરીબાઈમા અને સખત ત્રાસમાં નોકરી કરી કરી બેબેલનો પિતા તેને તદ્દન નિર્ધનાવસ્થામાં મૂકી મરી ગયો અને તેથી બેબેલની માએ પોતાના દીયર ઑગસ્ટ બેબેલ કે જે બ્રોવેલરની જેલમા મુકાદમ હતો તેની સાથે પુનર્લગ્ન કર્યું. તે જેલનો મુકાદમ હોવાથી જેવી રીતે કેદીઓ તરફ વર્તતો હતો તેથી પણ વધારે સખ્તાઇથી તે પોતાના સાવકા છોકરા બેબેલ જોડે વર્તતો હતો. જે મહાન પુરૂષ ગરીબોનો ઉદ્ધારક થવાનો છે, જે ભવિષ્યમાં એક મોટી વ્યવસ્થિત બળવાળી સંસ્થા ઉભી કરવાનો છે તેની બાલ્યાવસ્થાનું દુઃખ જુઓ, તેના સંજોગો જુઓ, અને મહાન આશયો અને પ્રબળ ઇચ્છાશક્તિ ગમે તેવા સંજોગોને દબાવી દે છે એ આપણને કબુલ કર્યા વગર ચાલતુંજ નથી.

બેબેલની ઉમર જ્યારે છ વરસની થઇ ત્યારે તેનો સાવકો બાપ મરણ પામ્યો અને તે વખતે પોતે જાણે સખત કેદમાંથી છૂટયો હોય એમ તેને સંતોષ થયો

ગરીબાઇને લીધે બેબેલને કેળવણી લેવાનો ઝાઝો પ્રસંગ આવ્યો નહિ. ૧૮૫૩ ની સાલમા બેબેલને તેર વરસનો મૂકી તેની મા પણ મરી ગઇ. હવે તેનું આખી દુનિયામા કોઇ પ્રભુ શિવાય બેલી નહતું. આવી નિરાધારાવસ્થા અને દુઃખના ઢગલાનો વારસો ઘણુજ થોડા મેળવતા હશે

તેને ઇજનેર થવાની ઘણી હોંશ હતી, પણ શિખવાને માટે પૈસા કયાંથી લાવવા ? છેવટે તેણે જલચકડી ફેરવવાની નોકરી મેળવી. પણ શરીર જન્મથી નબળુ એટલે તે કામ ન થઇ શકવાથી છોડવું પડયું. હવે પેટ પુરતું ખાવાનુ મળવાની અડચણ પડવા માંડી. કોઇ કોઇ દિવસ તો તેને એક નાની રોટલી ઉપર કાઢવો પડતો હતો

કેટલાંક વરસ આ પ્રમાણે કહાડયા પછી ૧૮૫૮ની સાલમા કાઇક કામ મળશે એવી આશામાં તે પરગામ જવા નીકળ્યો પ્રથમ સ્માયર્ન ગામમા મહિનાના છ રૂપીઆના પગારે નોકરીએ રહ્યો. અહી તેણે જુગારમા છ આના ગુમાવ્યા અને તેથી તેને ઘણુંજ ખરાબ લાગ્યું અને તે દિવસેથી તેણે પ્રતિજ્ઞા લીધી કે કદી જુગાર રમવો નહિ, અરે! જુગાર અને બીજાં એવા વ્યસનો કેટલાએ ઉંચા જીવનોની આશા નષ્ટ કરે છે ? મનુષ્યની ચડતીને માટે દરેક વ્યસનથી દૂર રહેવાનો દૃઢ નિશ્ચય ખાસ અગત્યનો છે.

સ્માયર્સથી તે ફ્રીબર્ગ ગામમા આવ્યો અને ત્યા 'કેથોલિક આર્ટિઝન્સ યુનિયન' કલબનો સભાસદ થયો અહીઆં તેના મિત્રોએ તેને ધંધામા પ્રવીણ કરવા માટે ઘણીજ મહેનત લીધી હતી, વળી આજ કલબમારી તેની વકતૃત્વ કલાનો પાયો નંખાયો. ૧૮૬૦ મા બેબેલ સાલ્સબર્ગમા હતો ત્યારે તેણે ફ્રાન્સ સામે લડવા માટે લશ્કરની ભરતી થતી હતી તેમા નોકરી મેળવવા અરજી કરી, પણ દેશના સદ્ભાગ્યે અશક્ત શરીરને લીધે તેને નોકરી મળી નહિ. ઇતિહાસકારો એમ માને છે કે જો તેને લશ્કરમા નોકરી મળી હોત તો જે મહાન કામો તેણે કર્યા છે તે કદી થતેજ નહિ.

ત્યારપછી કેટલાક મિત્રોના આગ્રહથી તે લીબઝીગ જવા નીકળ્યો. અહીં તેને તરતજ નોકરી મળી. અને ત્યારથીજ તેના ભવિષ્યનો ઉદય થવા માંડયો અહીંઆ તે પોતાની સાથેના કામદાર ( મજુર ) વર્ગનો નાયક બન્યો.

અત્રે તેણે બધા મજુરવર્ગને સમજાવી, કામ કરવાનો વખત ઓછો કરવા માટે તથા પગાર સારો મળવા માટે એક સંપ કરી લડવાની ગોઠવણ કરવાની તજવીજ કરી વળી એક પ્રોફેસરની સલાહથી ૧૮૬૧ની સાલમાં 'વર્કર્સ ઇમ્પ્રુવમેન્ટ સોસાયટી' સ્થાપન કરી તેનો તે અગ્રણી હતો અને ત્યાર પછી થોડા વખતમાજ તેનો મંત્રી થયો. આ સભામાં થતા વાદવિવાદો ઉપરથી બેબેલ હવે એક પ્રસિદ્ધ વક્તા તરિકે ગણાવા લાગ્યો અને ૧૮૬૩ ની સાલમાં આ સભાનું નામ બદલી 'કામદાર જ્ઞાનવર્ધક સંસ્થા' એવા અર્થનું નામ રાખવામા આવ્યું. અને તેને તે ગણનો પ્રમુખ ચૂંટવામા આવ્યો. આ વખતે તેને પ્રસિદ્ધ સોશિયાલિસ્ટ લીબનેચ્છ સાથે ઓળખાણ થઇ.

લીબનેચ્છ સામાજિક સ્વારાજ્યવાદનો એક મોટો આગેવાન હતો અને તે લીબઝીગમાં વ્યાખ્યાન આપવા આવ્યો હતો અને ત્યા બેબેલની ઓળખાણે ગાઢી મિત્રતાનું રૂપ પકડયું.

'લેસેલીનસુ નિયન' નામનું એક જહાલ મંડળ હતું તેનો આગેવાન શ્વેઝર નામનો એક પ્રિન્સ બીસમાર્કનો ખાનગીદાર હતો તેણે કામદાર વર્ગમા પોતાનુ કાર્ય સાધવા ટંટા કરાવવા શરૂ કર્યા. આ વખતે બેબેલે ડહાપણ ભરેલી રીતે શ્વેઝરનું પોગળ ઉઘાડું પાડી કામદાર લોકોના ટંટાનો નિકાલ કરી 'ટ્રેડ્સ યુનિયન' નામની સંસ્થા સ્થાપન કરી કારીગર વર્ગની કિંમત વધારી

૧૮૬૭ ની સાલમાં ગ્લેચોગિરેન પ્રાંત તરફથી, જર્મન પાર્લામેન્ટ(રીશ્ટેગ)મા સભાસદ તરીક ચૂંટાયો અહિંયા તેનુ પ્રથમ ભાષણજ આખા યુરોપને ધ્રુજાવનાર પ્રસિદ્ધ કારસ્થાની પ્રિન્સ બીસ્માર્ક કે જે જર્મનોને એકત્ર કરવાનું બીલ સભામા લાવ્યો હતો તેની વિરૂદ્ધ થયું હતું.

આ બીલનો મુદ્દો એવો હતો કે સઘળા જર્મન સંસ્થાનોને એકત્ર કરી એક સ્વરાજ્ય સ્થાપવું બેબેલની ઝીણી નજરમાં બીસમાર્કની ખરી વાત તરત જણાઇ આવી અને ઇશ્વર ઉપર ભરોસો રાખી તરતજ નીડરતાથી પાર્લામેન્ટમા ઉભો થયો અને સ્પષ્ટતાથી અને ઘણાજ જુસ્સાથી મોટું ભાષણ આપી, જાહેર કર્યું કે "આ એકય લોકોના કલ્યાણને માટે નથી પણ પ્રશિયા તથા હોહેનઝોલર્ન વંશની પ્રતિષ્ઠા અને ચઢતીને માટે છે અને જો આ કામ પાર ઉતર્યું તો તેથી લોકોનું કલ્યાણ થવાનું એક બાજુએ રહ્યુ પણ જે કાંઇ થોડી ઘણી સ્વતંત્રતા આજે આપણી પાસે છે તે પણ લશ્કરી દોરની નીચે કચડાઇ જશે." અને આખી દુનિયા જાણે છે કે આ બેબેલનું ભવિષ્ય કથન કેટલુ બધું સાચું પડ્યું છે.

બેમેલના આ જુસ્સાદાર ભાષણે આખા દેશમાં ખૂબ ગરબડ મચાવી. આ અશક્ત, ગરીબ, રોગી અને અલ્પ જ્ઞાનવાળા બેબેલે ફક્ત કર્તવ્યનિષ્ઠાના બળ વડે પ્રિન્સ બીસ્માર્ક જેવા કારસ્થાની મુત્સદ્દી જેનાથી યૂરોપના મોટા મોટા રાજદ્વારી ધ્રૂજતા તેનું પાણી ઉતાર્યું.

ઇતિહાસમા આવા બનાવો ઘણા જ થોડા બને છે. જ્યારે બીજા વિદ્વાનો વિચાર કરવામાં થોડી ક્ષણો વિતાવે છે અને પછી નરમ બની કાંઇ કરી શકયા નહિ ત્યારે આ અલ્પજ્ઞાનવાળા બેબેલે સત્ય ઝટ પારખી કહાડી. બીસ્માર્ક જેવાનું પોગળ ઉઘાડી પોતાનું નામ અમર કર્યું. હવે તેની કીર્તિ આખા દેશમાં પ્રસરી. સને ૧૮૭૦ માં ફ્રાન્સ અને જર્મની વચ્ચે થયેલી લડાઇની બાબતમા બીસ્માર્ક અને બેબેલ વચ્ચે ઘણી જ સખ્ત ટપાટપી થઇ. વળી એજ બાબતમાં સામાજિક સ્વરાજ્ય મંડળે એક મોટી સભા ભરી નીચે મુજબનો ઠરાવ પસાર કરાવ્યો. "જે લડાઇઓ સ્વતંત્રતા અને સુધારા માટે લડવામાં ન આવી હોય એવી સઘળી લડાઇઓ સામે આ સભા પોતાનો વાંધો દર્શાવે છે. જેમના હાથમા સત્તા છે એવા થોડા મનુષ્યોની ઠાલી મહત્વાકાંક્ષાઓ તૃપ્ત કરવા માટે અને ફક્ત રાજવંશના હિતને માટે હજારો મનુષ્યોનો નાશ થાય અને લાખો મનુષ્યોના કલ્યાણને નુકશાન પહોંચે એવી લડાઇઓ સામે આ સભા વાંધો દર્શાવે છે." ત્યારપછી જ્યારે જર્મન સરકારે લડાઇનું દેવું પતાવવા માટે લોન કાઢવાનું બીલ પાર્લામેન્ટમાં રજુ કર્યું ત્યારે બેબેલ અને લીબનેચ્છે તે માટે વિરુધ્ધ મત આપ્યો. આથી આ બે પક્ષો વચ્ચે સખ્ત વિરોધ થયો ૧૮૭૦ ની સાલમા સામાજિક સંઘની મંડળીએ એક જાહેરનામું બહાર પાડી ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયુ તેની ખુશાલી પ્રદર્શિત કરી અને જર્મનીમાં પણ કાળે કરી એવી સ્વતંત્રતા મળે એવી આશા પ્રકટ કરી.

આનુ પરિણામ એ આવ્યું કે સરકારે આ ચળવળ દાબી દેવા કડક ઉપાયો યોજવા માડયા અને સોશિયાલીસ્ટ સભા ભરવાનું બંધ કર્યું. પણ તરત જ બે માસમાં ફ્રાન્સના આલ્સેસ અને લોરેન પ્રાંત પચાવી પાડવા માટે બેબલે ભાષણ કરી જર્મન સરકારના કૃત્યનો સખત શબ્દોમાં પ્રતિકાર કર્યો આથી ડીસેમ્બર માસમા સરકારે બેબેલ અને લીબનેચ્ટને પકડી રાજદ્રોહનો આરોપ મેલી કામ ચલાવ્યું. જો કે આરોપ સાબીત ન થયો તો પણ બીસ્માર્કની લાગવગથી તેને બે વરસની કેદની શિક્ષા કરવામા આવી.

આ સજાથી બેબેલને તો ઉલટો ફાયદોજ થયો. તેના ક્ષય રોગથી ખવાઇ ગયેલા ફેફસાં આ કેદખાનાની નિયમિત જીંદગીથી તથા ડાકટરોની સારવારથી તદન રોગ મુક્ત થયા ઇશ્વરના રસ્તા કેવા વિચિત્ર છે તે આવી ઘટના ઉપરથી માલુમ પડે છે. રોગથી અશક્ત થયેલો બેબેલ જયારે કેદખાનામાંથી છૂટયો ત્યારે તદન નિરોગી અને પોતાનું કામ પૂર્ણ બળથી કરવા સશક્ત બન્યો.

પણ તરતજ વળી પાછું તેને માટે કેદખાનુ તૈયાર હતુંજ. લીબનેચ્છ અને બેબેલને ૩૧ મહિનાની સજા કરી ફરી કેદમાં નાંખવામાં આવ્યા આ વખતે બેબેલે પોતાનું અધુરૂં જ્ઞાન પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો.

હવે બેબેલના કેદમાં જવાથી કાંઇ સામાજિક ચળવળ બંધ પડી નહિ તે તો ઉલટી વધારે જોરથી વધવા માંડી. ૧૮૭૪ની સાલમાં સવા બે લાખ ઉપરાંત મત સામાજિક પક્ષના હતા. સને ૧૮૭૫માં કામદાર વર્ગના બન્ને પક્ષો મળી જઈ 'સોશિયાલિસ્ટ લેબર પાર્ટી' એ નામથી એક થયા. હવે બીસ્માર્કે એક પછી એક સોશિયાલિસ્ટ નાયકોને કેદમાં પૂરવા માડયા. એ અરસામા કેટલાક ચસ્કેલા લોકોએ જર્મન કૈસરને મારી નાખવાનો ધિક્કારવા જોગ પ્રયત્ન કર્યો અને જો કે સોશિયાલિસ્ટ પક્ષને આ સાથે કાંઇપણ સબંધ નહતો છતાં પણ ધૂર્ત બીસ્માર્કે આ તકનો લાભ લઇ તેમની વિરૂદ્ધ કાયદા પસાર કરાવ્યા.

પણ આથી પરિણામ તો જૂદુંજ આવ્યું. લોકનાયકો કેદમા પડવાથી સોશિયાલિસ્ટ પક્ષ તરફ લોકલાગણી વધવા માંડી અને તે પક્ષ વધારે બળવાન બનતો ગયો જ્યારે ૧૮૬૭ માં સોશિયાલિસ્ટની સખ્યા ફક્ત ૨૫,૦૦૦ ની હતી તે ૧૮૮૧માં વધીને ત્રણ લાખ ઉપરાંત થઇ અને ૧૮૯૦ માં તો સવાચૌદ લાખ ઉપરથી વધી ૧૯૧૨માં ૪૨,૫૦,૦૦૦ની સખ્યા થઈ આ પક્ષનો મોટો ભાગ કામદાર વર્ગનો હતો અને દરેકને ચુંટણીમાં મત આપવાનો અધિકાર હતો; તે વખતે આટલો વ્યવસ્થાસરને મજબૂત બળવાળો પક્ષ બીજો ન હતો. જર્મન પાર્લામેન્ટના ૩૯૭ સભાસદોમાંથી ૧૧૦ સભાસદો સોશિયાલિસ્ટો મોકલતા હતા. આવી મોટી મહત્તા મજુર પક્ષને અર્પનાર કોણ? આ બધું આ અશક્ત, અનાથ ગણાતા ગરીબ બેબેલે કર્યું. તેની દેશસેવાનું કાંઇ આ નાનુંસુનું સ્મારક નથી તે ખરેખર દીર્ઘદૃષ્ટિવાળો હતો, સત્ય તેને તરત જણાઇ આવતું, ટંટા ચુકાવવામા તથા ન્યાય આપવામાં તે ઘણો કુશળ હતો, સામાજિક જીવનમાં તથા વાદવિવાદમાં તે ઘણો જ ઝનુની જણાતો હતો પણ તેના ખાનગી જીવનમાં તે ઘણો દયાળુ અને સૌજન્યવાળો હતો તે પોતાના કામ કરવાંના નિયમ માટે નીચે મુજબ જણાવે છે. " જે મતવ્ય મેં ગ્રાહ્ય કર્યો હોય તે બાબતમા મારી ખાતરી થાય કે તેથી મારા ઉચ્ચ આશયો સધાશે નહિ તો જે નવા મંતવ્યથી કામ સધાય એવી પક્કી ખાતરી થતાં તે નવા મંતવ્યને મારા ખાનગી અને જાહેર જીવનમાં દૃઢતાથી વળગી રહેવાનો મારો નિયમ આખા જીવનમા મેં પાળ્યો છે. એક વખત ખાતરી થઇ કે જે કાર્ય હાથમા લીધું છે તેનાં લાભની ખાતર અમુક રસ્તે ગયા શિવાય છુટકોજ નથી તો તેની આડે મેં મારા સગાવ્હાલાં અને મિત્રોનો સ્નેહ કે વિચારને પણ આડે આવવા દીધા નથી "

કામદાર વર્ગનો બેબેલમા પૂર્ણ વિશ્વાસ હતો. ૧૮૬૭થી લગભગ ૪૪ વરસ સુધી જર્મન પાર્લામેન્ટમા કામદાર વર્ગ તરફથી તેની ચુંટણી થયા કરતી હતી તે તેના પ્રેમ અને વિશ્વાસની સાક્ષી પૂરે છે.

પચાસ વરસ સુધી અવિશ્રાંત મહેનત કરી જનસમાજની સેવા ઉઠાવી તેણે પોતાનુ નામ અમર કર્યું. લડાઈનો તે સખત વિરોધી હતો. તેણે ૧૮૯૭ માં રાખ્સે ફેડરેનાન્ડને જવાબ દેતાં કહ્યુ હતું કે 'ઈંગ્લાડ અને જર્મની વચ્ચે યુધ્ધ ન થાય તે માટે

અમે આગ્રહથી પ્રયત્ન કરીશું. આજે બેબેલ જીવતો હોત તો જે ઘોર યુદ્ધ આજે ચાલે છે તે કંઇક જુદુંજ રૂપ લેતે. મૂળથીજ લડાઈનો વિરોધી હોવાથી જર્મનીની તૈયારીઓનો ભેદ તે જાણી જતે અને દુનિયાને જર્મનીની નાશકારક બાજીથી સવેળા ચેતાવત જેથી શરૂઆતમાં જર્મનીની બાજી અટકી પડત. એ ઉપરાંત ચાલીસ લાખ મતદારોના નાયક તરિકે જર્મની ઉપર તેનુ ઘણું વજન પડતે.

તેના આ વા સખત કામમાં તેની મૂખ્ય મદદગાર તેની પત્ની હતી. તે સને ૧૯૧૧ માં મરણ પામી તેથી તેને ઘણો આઘાત થયો. હવે તે જાહેર જીંદગીમાંથી નિવૃત થઇ સ્વીઝરલાંડના ઝુરીચ ગામમાં રહેવા લાગ્યો અને ૧૯૧૩ ના ઑગસ્ટ માસની બારમી તારીખે આ પ્રભુપરાયણ સુલેહ અને શાંતિનો પરમ ભક્ત બેબેલ પોતાના નશ્વર દેહનો ત્યાગ કરી પરમધામમા પહોચ્યો. એની પાયદસ્તમા ઝુરીચ જેવા ગામડામાં પણ દોઢ લાખ માણસો આવ્યા હતા.

ખરાબમા ખરાબ સંજોગોમાં જન્મેલો તે નિરાધાર, ગરીબ અશક્ત અને રોગી બેબેલ પોતાના અલ્પ જ્ઞાનથી પણ પ્રિન્સ બીસ્માર્ક જેવા ધૂર્ત કારસ્થાનીને વાદવિવાદમાં મહાત કરે એ જો કે અજાયબ ભરેલું છે તો પણ જ્યારે તે એટલા બાધા પ્રતિકૂળ સંજોગોમા પણ સમાજહિતનો, સ્વતંત્રતાનો અને સુલેહનો દૂત બની જર્મનોના ચાલીસ લાખ કામદારોની વ્યવસ્થાસર મંડળીનો નાયક બને અને જર્મન પાર્લામેન્ટની ત્રીજા ભાગનો નેતા બને એ કાંઇ ઓછુ આશ્ચર્યજનક નથી. કર્તવ્યપરાયણતાનું આથી બીજું શું ઉત્તમ દૃષ્ટાંત હોઈ શકે?

નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.

---

## નવલતા.

"Is it the fear of the fugitive who feels himself pursued, or that f the runner who can never attain his *goal?":—Gabriele 'Anunzio*

"Th: Soil is being loosened even now by the budding shoots:—" *Gerhart Hauptmann.*

૧.

વિશાળ ખંડમાં પગ મુકતા જ ધનાઢ્યની લક્ષ્મીનો ઓપ દૃષ્ટિને શિથિલ કરતો, વ્યવસ્થાનો કાંઇક આભાસ થતો હતો ખરો.ગે ઠરવાનો પ્રયત્ન થયો હતો.—બધું સાફસુફ દેખાતું હતું. ચિત્રો, પુતળાં, પરદા, ગાલીચા, ટેબલ, ખુરશી,—દરેક વસ્તુ મોંઘી હતી,

એટલા જ કારણથી રમણીય મનાઇ હતી. જનસમૂહની સ્વાભાવિક પ્રકૃતિને એટલું જ બસ હતું એ વસ્તુઓનો ઉપયોગ, કારીગરીની પરીક્ષા કે ચતુર કળાકારના હસ્ત કળાની ખુબીના વિચારને સ્થાન નહતું— સંગ્રહ કરનાર શ્રીમંત છે એટલું જ સર્વ વસ્તુથી પ્રતીત થતું. અન્ય વિચારનો અવકાશ કયા ?

એક ખૂણામાં મ્હોટી આરામખુરશી પર લાંબા પગ નાખી પડેલી, બેવડા બાંધાની આકૃતિ નજરે પડતી હતી. બેસવાની ઢબ પરથી, સુસ્ત આખ પરથી, અને ધીમે ધીમે, જાણે શબ્દો અતિ શ્રમથી નીકળતા હોય એવી, વાત કરવાની રીતથી, સહજ સમજાતું કે આ સર્વ વૈભવના એઓજ ધણી હોવા જોઇએ. મુખાકૃતિ પર કાંઇ પ્રસન્નતા ફરકતી હતી. એ વિક્ષેપના અભાવે જ સ્થિર રહેલી હતી, બાકી વિક્ષેપના સહજ કારણે તે ઉડી જતી આત્મસંતોષ એમની આત્મશ્રદ્ધાનું પરિણામ હતું. "હું મ્હારૂં કર્તવ્ય કરૂંછું, મ્હને પ્રભુ પર શ્રદ્ધા છે, પ્રભુ એ જાણે છે માટે જ મ્હારા પર એમની કૃપા છે, માટે જ હું સંતુષ્ટ અને સુખદ સ્થિતિ ભોગવું છું." પોતાની શ્રદ્ધાની રૂપરેખા અતિ સ્પષ્ટ કરવામાં ભય હતો સુખ અને સતોષના આશ્રમથી દૂર જઇ આત્માને અસ્વસ્થ સ્થિતિમા મુકવામા લાભ ન્હોતો એમની શ્રદ્ધાના પરિણામ રૂપ આ સુખદસ્થિતિ પ્રાપ્ત થઇ હતી એ તેઓ નિર્વિવાદ જાણતા હતા આ સુખદસ્થિતિને યોગેજ એમની શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી—ટકી રહી હતી— એ વિચાર અસંભવિત ન્હોતો

પાસે એક ન્હાનકડા સોફાપર—નહિ સુતેલી નહિ બેઠેલી—એવી રીતે હાથ પર માથું ટેકવી અતિ કાંતિવાન લાવણ્યમયી યુવતી હતી. વસ્ત્રો સાદાં હતાં. બહુ ટાપટીપ ન્હોતી. તોપણ સ્નિગ્ધ શરીરને અનુકૂળ હતા, અને કાંઇક અસ્પષ્ટ, અગમ્ય, આકર્ષણ પણ કરતાં. મુખકૃતિ પર હર્ષ સ્ફુરતો. એ હર્ષ નિર્દોષ હતો. સ્નેહાળ હૃદય, તીવ્ર પણ અપકવ અશિક્ષિત કલ્પના અને સમૃદ્ધિના અવિચ્છિન્ન પરિચયના પરિણામ રૂપ હતો. અનન્ય અભિલાષના ઉભરાથી આંખ ચમકતી હતી. કાંઇ અતિ વિલક્ષણ સ્વપ્ન-તરંગો ઉછળતા હતા. યુવાવસ્થા—એ દિવ્ય પ્રદેશમાં પ્રવેશ કરતાં કેટલાએ વિરલ, અમૂલ્ય અધિકાર ભોગવતા હશે ! નવલતા યુવાવસ્થાને આંગણેજ ઉભી હતી. યુવાવસ્થાનું એક અતિ આકર્ષક ચિત્ર હતી. નવલતાનું હૃદય નવપ્રભાવના નવરંગમાં જ પીછી બોળતું હતું. ઝીણામા ઝીણી વસ્તુપર પણ કાંઇક મોહક રંગ ફરતો હતો. વિશ્વના કાંઇ કાંઇ મધુર આલાપ કાને પડતાં, જીવનની ન્હાનકડી નિર્માલ્ય ઘટનાઓ પણ ઉલ્લાસ ભર્યું મહત્વ ધારણ કરતા. અસંખ્ય વિચાર અને ઉર્મીઓ, અગમ્ય આશા અને ઉલ્લાસ અસ્ખલિત સ્ફુર્યા કરતા હતા. જીવન પ્રશ્નમય હતું છતા ઉત્તર આવશ્યક ન્હોતા. આશા, અનેરી અનન્ય, પણ અગમ્ય હતી હૃદય સર્વ ઝડપથી ઝીલી લેતું. સર્વેનું ત્યાં સંયોજન થતુ, પણ મન હજી પૃથક્કરણ કરતાં શીખ્યું ન્હોતુ. તર્કને અવકાશ ન્હોતો તેનું સત્ય નહિ જેવુ હતું ભવિષ્યની અસંખ્ય અગમ્ય સૂચના થતી. ભવિષ્યના અનેક માર્ગની ઝંખના થયા કરતી. ક્યા પગ મુકાશે ? કયે માર્ગે ઉતરાશે ? યુવાવસ્થાને સ્વાભાવિક અસ્વસ્થતા હતી. એ અસ્વસ્થતાજ આલ્હાદજનક હતી.

બારણા આગળ એક વયોવૃદ્ધ સ્ત્રી માળા ફેરવવામાં તલ્લીન થઇ હશે! હાથમાં માળા તો હતી પણ મણકા અતિ મંદગતિથી ફરતા હતા, કોઇકવાર અટકી પણ જતા. આંખ મણકા પર સ્થિર રહેવાનો વ્યર્થ પ્રયત્ન કરતી. જીજ્ઞાસા જાગ્રત હતી હરેક શબ્દ સાંભળતી હતી. ધર્મઝનુનને બદલે કાંઇ વિચિત્ર મનોવિકારના પડછાયા મ્હોપર આવજા કરતા હતા. પ્રથમ દ્રષ્ટિએ દેખાતી દીનતા બરાબર જોનારને કાંઇક બીજાજ સંદેશા કહેતી. ફૈઇજીની આંખ નવલતા સ્હામે ફરતી. નવલતાના ભવિષ્ય માટે વિચાર થતા-ફૈઇજીએ એ વ્યથા પોતેજ વ્હોરી લીધી હતી જો કે નવલતાની રૂપ સંપત્તિ અને લક્ષ્મીનો વિચાર કરી ફૈઇજીએ "સારો વર મળશે" એમ ક્યારનું કહી દીધું હતું. નવલતાની પરીક્ષા, તેના ચારિત્ર્યનો પ્રભાવ, તેના જીવનના ઉદ્દેશ-સર્વ એ ત્રણ શબ્દમાં સમાસ થતાં. ફૈઇજીની "સારા વર" ની વ્યાખ્યા અનિશ્ચિત હતી ફૈઇજીનો વિચાર સામાન્ય જનસમૂહમા પ્રચલિત વિચારનો માત્ર પ્રત્યાઘાત હતો.

શેઠ--એ શબ્દનું કેટલું મહત્વ છે! એ શબ્દ કેટલો અર્થસૂચક છે ? એ શબ્દથી કેટલી નિર્માલ્ય વ્યક્તિઓ પ્રતિષ્ઠા સંપાદન કરે છે! શેઠની આરામ ખુરશી અને નવલતાના સોફા વચ્ચે ગાલીચાપર અસ્વસ્થતા અને ઉદાસીનતાની પ્રતિમારૂપ, એક યુવક હથપર શરીર ટેકવી બેઠો હતો. વિશાળ ખંડમા પ્રસરી રહેલા શાંત, સુવ્યવસ્થિત, સ્થિર વાતાવરણમા એ વિરોધ સમાન હતો. ભિન્ન તત્વો ઉમેરતો એનું શરીર પાતળું હતું. મુખાકૃતિ સામાન્ય લાગતી વાળ લાંબા અને વિખરાયલા હતા. પોશાકમાં પણ ટાપટીપ કે ખાસ સફાઇની ગેરહાજરી દેખાઇ આવતી. હાલચાલમા કાંઇક લાવણ્ય હતું. બોલવામાં કાંઇક સ્વાભાવિક સૌમ્ય હતું--છટા હતી. ભિન્ન ભિન્ન ભાવો દરેક પળે આંખમાં નૃત્ય કરતા આખ કોઇકવાર વિચારશીલ બનતી. કોઇકવાર કરૂણ લાગતી કોઇકવાર હર્ષથી ઉભરાતી. કોઇકવાર વાર અનિવાર્ય ક્રોધથી ઉશ્કેરાતી. યુવાવસ્થાના પ્રદેશમાં શાન્તનો પણ પગ પડયો હતો. એ પણ અસ્વસ્થ હતો--માત્ર એની અસ્વસ્થતા આલ્હાદજનક ન્હોતી. એ પણ સ્વપ્નદર્શી હતો. સ્વપ્નનું એને પણ વ્યસન હતું અનન્ય સ્વપ્ન-તરંગમાં એ પણ ઘમડાતો, એનું જીવન પણ પ્રશ્નમય હતું. પરંતુ પ્રત્યેક પ્રશ્નના ઉત્તર મેળવવા એ અતિ--ઉત્સુક બનતો-ફાંફાં મારતો. હૃદયના ભાવ અને જીવનના અનુભવની તુલના કરવા ઉત્કંઠા ઉત્પન્ન થઇ હતી. ભવિષ્યની અસંખ્ય સૂચના થતી, પણ માત્ર સૂચનાથી સંતાષ ન્હોતો વળતો. ભવિષ્યના અનેક માર્ગની ઝંખના થતી, પણ વચ્ચે નડતી વિટંબણાથી અધીરો બનતો. હૃદય સ્નેહાળ હતું, પણ જીવનના કેટલાક અનુભવથી અકળાયું હતું. કલ્પના તીવ્ર પણ કોમળ હતી. જીવન--અનુભવના ક્રૂર ઘા ખમી શકતી ન્હોતી. બહુ હર્ષ ન્હોતો, પણ કરૂણ શ્રદ્ધા અને ઉત્સાહ હતો. આશા--અનેરી, અનન્ય-પણ અગમ્ય એટલા માટેજ અસતોષ અભિલાષા-માત્ર અભિલાષથી હર્ષ ઉત્પન્ન ન્હોતો થતો. જીવનને અભિલાષાના ઉચ્ચ આશ્રમે ધકેલવા ઉતાવળો બનતો. યુવક હતો, પણ તટસ્થ ન્હોતો. જીવનના અનેક વિરોધી

તત્ત્વોનો નાશ કરવા તત્પર બન્યો હતો. ઉત્કૃષ્ટ અભિલાષ ઉજ્જવળ આદર્શ અને દરરોજના જીવનક્રમની વચ્ચેના ગાઢ અંતરથી આશ્ચર્ય પામતો-શોક કરતો. એ અંતર કહાડી નાખવા, પોતાના અભિલાષ અને ઉજ્જવળ આદર્શને સ્વપ્નસૃષ્ટિ તરફ દરરોજના જીવનક્રમને ઉંચકવા, પ્રયાસ કરતો. એ અંતર, એ વિટંબણા, એ કટુ આસ્વાદ અને ક્રુર કટકાને લીધે આશ્ચર્ય પામતો; પણ તેમ એની શ્રદ્ધા વધારે દૃઢ બનતી જતી. વિરોધી તત્વોને લીધે, વીર યોદ્ધા જેમ, વધારે ઉલ્લાસથી જીવનયુદ્ધમા ઘુમવાનું મન થતું, વધારે શૂર છુટતું. હજી એવી નિર્માલ્ય સ્થિતિએ ન્હોતો પ્હોંચ્યો કે "પ્રભુ કરે તે ખરૂં" એમ હૃદયને આશ્વાસન આપી પોતાના આદર્શને મૃતવત્ બનાવે, જીવનની સર્વ વસ્તુઓ સાથ એ એટલો હળી ન્હોતો ગયો, હૃદય હજી એટલું સુસ્ત ન્હોતું બન્યું. એનો આત્મા મુક્તિ માટે અનેક ચિત્રવિચિત્ર જીવન-તરંગમા આમતેમ ઘસડાતો. ઘડીમાં કોઈક કટુ અનુભવથી એનાં દિવ્ય સ્વપ્ન વિખરાઈ જતાં. ઘડીમા એનો આત્મા અસંખ્ય નવલ પ્રદેશમા છલંગ મારતો. યુવાવસ્થા માત્ર નિષ્ક્રીય અસ્વસ્થતાના હર્ષની સ્થિતિમાંથી આગળ વધી પ્રવૃત્તિમય બની હતી

"પણ, કાન્ત ! આતો ત્હમારા ભાઈબંધ કહેવાય. ત્હમારી "નાત". ત્હમારા મંડળના એ નેતા ગણાય છે. ત્હમે પણ કાંઈ અજાણ છો, એની સાથે પણ ત્હમારે મારામારી ! ત્હમે હમારા જેવા "પુરાણા" તો નહિજ, ત્યારે ત્હમે સ્હામી બાજુના તો ખરા; પણ તેમની સાથ પણ ત્હમે આથડવાના." પોતે કોઈ વિચારના ન હોવાથી, તથા કાન્તે "પુરાણા" કે "સુધારા" પક્ષની ચોઠ્ઠી ચ્હોટાડી ન્હોતી એટલે એ "વિચિત્ર" વર્ગ મા મુકાયો

"ત્હમને આશ્ચર્ય લાગે છે હું સમજી શકું છું. આપણે સર્વ બ્હીકણ બન્યા છીએ. હૃદયને મૃતવત્ બનાવવાની કળા સિવાય બીજી સર્વ કળા આપણા ઈતિહાસમાં જ રહી છે આ ભૂમિપર સત્યને સર્વસ્વ અર્પણ કરનાર મહાત્મા હરિશ્ચંદ્રનાં પગલા પડ્યા હશે—આજ એ સંભવિત નથી. આજ નીતિધર્મને અવકાશજ નથી. આજ કીર્તિનું મહત્વ છે. લક્ષ્મીનું મહત્વ છે આપણ સર્વની નિર્માલ્ય જીવન પ્રવૃત્તિના કરૂણ ચિત્રો આપણે જોઈ શક્તા નથી—જોવાની ઉત્કંઠા નથી આ યુગ ન્યુસપેપરનો છે. જેઓ "પુરાણા" પડછાયા પાછળ દોડે છે તેઓ પુરાણું શું, પુરાણું શા માટે આવશ્યક છે તેની કલ્પના કરી શક્યા નથી ! "નવીન" માર્ગે ઉતરનારોને બહુધા એ શબ્દનો જ મોહ છે. એવાઓ માત્ર અન્ય દેશના "પુરાણા" માલને અહિં "નવીન" બજાર ઉઘાડી આપે છે. જે "નવીન" કહેવાય છે ને ખરેખર નવીન છે કે નહિ, આવશ્યક છે કે નહિ, આ ભૂમિને અનુકૂળ થશે કે નહિ, પ્રથમ અનુકૂળ ન હોય પણ આવશ્યક હોય, અનિવાર્ય હોય તો વિરોધી તત્ત્વોનો અભ્યાસ કરી તેને ઉખેડી આવશ્યક "નવીન" વસ્તુને અનુકૂળ બનાવી કેમ રોપવી એ સર્વ વિચારો સુસ્ત હૃદયને નિરર્થક લાગે છે. "પુરાણા" કે

"નવીન" માર્ગ આવશ્યક નથી. સામાન્ય પ્રગતિના માર્ગની આવશ્યકતા છે. ભલે પછી તેમાં ગમે તેવા તત્ત્વોનો સમાવેશ થાય—પુરાણા કે નવીન; આપણે બ્હીકણ એટલા માટે છીએ કે આપણી વાતમાં, ભાષણોમાં, લેખમાં, આપણી અન્ય સર્વ પ્રવૃત્તિમાં માત્ર પ્રગતિનું દૃષ્ટિ સ્થાન લક્ષમા રાખી સત્યનિષ્ઠ વિવેચનનો અભ્યાસ નથી કરતા. માત્ર અર્થહીન પક્ષ અને પ્રતિપક્ષના વાદવિવાદમાં આપણો કાળક્ષેપ થાય છે, અને તેટલા જ માટે "પુરાણા" કે "નવીન" માર્ગના નેતા અને અનુયાયીઓ માત્ર ઘોંઘાટ અને ધમાલ કરી સંતોષ માની લે છે. નિર્ભય, સત્યનિષ્ઠ વિવેચનની ટેવ ન હોવાથી, તેનો અભાવ હોવાથી, કહેવાતા નેતાના આત્મસંતોષને, ઘોંઘાટને, અને નિરૂપયોગી પ્રવૃત્તિને આપણું મૌન અને સુસ્ત હૃદય ઉત્તેજન આપે છે. કીર્તિ—ભુખ્યાનો માર્ગ સરળ કરી આપે છે. ત્હમે જે ભાષણ વાંચી સંભળાવ્યું તેમાં ગરીબોની કુટેવો પર લાંબું વિવેચન છે. તે લોકોમાં નીતિનો અભાવ છે એમ કહી તે માટે શોક દર્શાવ્યો છે. ભાષણ કરનાર ત્હમે કહોછો તેમ "નવીન" મંડળના નેતા કહેવાય છે. શીખેલા છે પણ શ્રીમંત છે તે ભૂલી જશો નહિં. ગરીબ વર્ગની કુટેવો તથા નીતિના અભાવના વિવેચન પહેલાં શ્રીમંત વર્ગના અધિકાર, તેમની જવાબદારી, તેમના લોભ, તેમની વૃથા નિવૃત્તિનો વિચાર કર્યો હોત તો એમનું ભાષણ જનસમાજને કાંઇક ઉપયોગી થાત એમના ભાષણમાં એટલું ઉમેરાયું હોત કે "હું ત્હમને તમારીતથા મ્હારી સ્થિતિના મ્હારા વર્ગના મ્હારા શ્રીમંત મિત્રો બન્નેની કુટેવ માટે કહીશ. તેમને ત્હમારા કામના પ્રમાણમા પગાર વધારવાની ભલામણ કરીશ, ત્હમારા ઘણી મુશ્કેલીઓ ઓછી કરવાનું કહીશ, તેઓ મ્હોટા મ્હોટા નફા સ્વાહા કરી જાય છે તે સ્હામે ભાષણ આપીશ ત્હમને જેમ જુગાર માટે કહુંછું તેમ મ્હારા મિત્રોને પણ કહીશ, ઘોડાની શરતમાં જતા અટકાવવા પ્રયત્ન કરીશ, સટ્ટો કરનાર સ્હામે જાહેરમા લખીશ" તો એટલા નિખાલસ વાક્યોથી એમના શ્રોતાજનપર અસર થાત. આશા અને શ્રદ્ધાનો પાસ પડત. ગરીબ જીવનમાં કાંઇક પ્રકાશ પડત. પણ એમ કહેતાં એમની પોતાની, પોતાના વર્ગમાં મેળવેલી, એ વર્ગને માન્ય 'પ્રતિષ્ઠા' નો વિચાર બાજુએ મુકવો પડે. શ્રીમંત મિત્રોની સંખ્યામાં ઘટાડો થાય, અને, એમના લેખ અને ભાષણને એમના મંડળમાં હુલો આવકાર મળે ગરીબ વર્ગને શિખામણ આપવી, ભાષણો આપવાં, અને સર્વ શક્તિમાન શ્રીમંત વર્ગની લાલસા સ્હામે યુદ્ધ કરવું એ બેમાં આકાશ જમીનનો ફેર છે. શ્રીમંત વર્ગને એમ કહેવું કે ત્હમારી નીતિમા પણ ફેરફાર આવશ્યક છે. ત્હમે પણ ત્હમારી હાથ નીચેના અને અન્ય ગરીબ વર્ગ માટે જવાબદાર છો, ત્હમે પણ ત્હમારૂં કર્તવ્ય લક્ષમાં રાખો, એ, ઉદ્ધત નહિ તો અવિચારી તો ગણાયજ. થોડા દીવસપર આજ પત્રમાં એક ચર્ચાપત્ર પ્રકટ થયું હતું ત્હમે નહીં વાચ્યું હોય. તેમાં અમુક મીલમાં ગરીબ કામદારોને વેઠવી પડતી હાડમારીનું વર્ણન હતું. તે ઉપરાંત તેમના પગાર વધારવાની વિનંતિ હતી. તેમાં કાંઇ નવીન ન્હોતું, પણ તેમાં ભૂલ માત્ર એટલી હતી કે મીલમાલેકો અને શેરહોલ્ડરના કર્તવ્ય, મ્હોટી આવક, અને લોભ માટે થોડાક શબ્દો મુકાયા હતા.

બીજેજ દિવસે એ ચર્ચાપત્રનો એક લાંબો જવાબ "કામદારના શુભેચ્છક" તરફથી પ્રકટ થયો. તેમાં તેમની હાડમારી માટે રૂઢી પ્રમાણે શોક દર્શાવાયો, તેમની આળસુ ટેવ, ખંતનો અભાવ, નીતિ માટે લાંબું વિવેચન અને પછી, ધ્યાન રાખજો—"બેશક સમજુ મીલમાલેકો કામદારનાં દારિદ્રય ઓછાં કરવાનું સ્વીકારે છે અને તે માટે બનતા પ્રયત્ન કરેછે પણ ગઈ કાલે આ પત્રમાં આવેલા ચર્ચાપત્રમાં મીલમાલેકોના કર્તવ્ય, તે જ માટે જે શબ્દો વપરાયા છે તે શબ્દોથી ઉલટી અસર થયા વિના રહેશેજ નહિ. કામદારના દારિદ્રય ઓછાં કરવાની ઇચ્છાથી મીલમાલેકો સંબંધી આવી આકરી અને ઉદ્ધત ભાષા વાપરવી એ ખરેખર શોચનીય છે; તેથી મીલમાલેકોની કામદાર પ્રત્યેની સહાનુભૂત ઘટવાનો સંભવ રહેછે, અને તેમને સહાય કરતા અટકી જશે" "સ્વીકારેછે" શબ્દનો અર્થ કામદાર વર્ગના કૃપાળુ શુભેચ્છક શો કરવા માગતા હતા તે હું સમજી શકયો નથી. "બનતા પ્રયત્નો" શા શા થયા છે તે લખવાનું એઓશ્રી ભૂલી ગયા હશે! આશ્ચર્યની વાત માત્ર એટલીજ છે કે ચર્ચાપત્રનો જે ભાગ મીલમાલેકો માટે લખાયો તે "ઉદ્ધત" ગણાયો. જો કે કામદારની હાડમારીના સત્ય માટે ના ન કહેવાઈ તેથી વધારે આશ્ચર્યની વાત. "એમની સહાનુભૂતિ ઘટવાનો સંભવ રહે છે, અને તેમને સહાય કરતા અટકી જશે" આ ધમકી મીલમાલેકોને સત્ય કહેવાની હિમ્મત કરી એજ કારણે એ દોષ ભુખ્યા પેટને શ્રીમંતના ગમે તેવા આકર્ષક અને વિદ્વતા ભર્યો બોધપાઠ ન રૂચે એ સ્વાભાવિક છે. ગરીબ કામદાર ઉદ્ધત નથી, પણ શીખેલા કહેવાતા આગળ વધેલા "સમજુ" શ્રીમંત મીલમાલેકો, "કામદારના શુભેચ્છક" ઉદ્ધત છે. મ્હારા અભિપ્રાય પ્રમાણે કંગાલ વર્ગને ભાષણ આપવાનો એવાને અધિકાર સરખોએ નથી."

"ભાઇ, ગરીબની મહેનતથી એ લોકો આટલું બધું કમાય છે, છતાયે તેમનો થોડોક પગાર ન વધારવાની આટલી બધી હઠ શા માટે કરતા હશે?" નવલતા કાન્તનું લાંબુ વિવેચન ધ્યાનથી સાંભળતી હતી બધું સમજી શકતી ન્હોતી, તોપણ કાન્તના અભિપ્રાયો એને સત્ય લાગતા "હા પણ તેની કોણ ના પાડે છે? પણ એ શરૂઆત કોણ કરે? એક શરૂઆત કરે તો બીજા તેને વખોડી કહાડે, અને ધારો કે એકવાર વધારીએ તો પાછા બીજીવાર એવીજ માગણી કરે અને એ પ્રમાણે એનો અંત કયાં—"

"ખરૂં તો એમ છે કે પછી એમ ન કહેવાય કે "ત્હમારા ડીરેકટરોને કહેવાને ઘણીજ ખુશી......"

"હશે! હશે! કાન્ત ત્હમારે હજી ઘણું જોવાનું છે." કાન્તને પ્રત્યુત્તર આપી શકાય તેમ ન્હોતું, એટલે હમેશ માફક ચર્ચા સમાપ્ત થઇ. કાન્તને અનુભવ વિનાનો ગણ્યો અને શેઠે હમેશ માફક સંતોષ માન્યો.

કાન્તના પિતા અને શેઠને ન્હાનપણથી મિત્રભાવ હતો. એટલુંજ નહિ તેઓના દૂરના સગા હતા. અને તે ઉપરાંત, કાન્તના પિતાએ શેઠને ન ભૂલી જવાય એવો ઉપકાર

કર્યો હતો, આથી બન્ને કુટુંબ વચ્ચે સ્વાભાવિક ઘણો ગાઢ સંબંધ હતો. શેઠ કાન્તને પોતાના પુત્ર જેવો ગણવા પ્રયત્ન કરતા. કાન્તની કુલીન રીતભાત અને તેના વિદ્યાભ્યાસ તથા નિખાલસ હૃદય માટે એમને બહુ માન હતું. કાન્ત હમેશ શેઠની સાથે છૂટથી વાત કરતો. કાન્તને જ્યારે કૉલેજમાં જવાનું થયું, ત્યારે પોતાની મૈત્રી અને ગાઢ સંબંધનો દાવો કરી કાન્તને મુંબાઇ પોતાને ત્યાં રાખવા મિત્રને ઘણો આગ્રહ કર્યો. કાન્ત તથી ત્યારથી ત્યાંજ રહ્યો હતો. કૉલેજનું એક વર્ષ પુરૂં થતાં કાન્તના પિતાનો સ્વર્ગવાસ થયો. કાન્તના અભ્યાસમાં એથી સ્વાભાવિક ઘણી વિટંબણા નડી. અભ્યાસ બંધ કરવા ઘણી લાલચો પ્રત્યક્ષ થઇ, પણ પોતાનું ધૈર્ય ખોયું નહિ, અને અભ્યાસ ચાલુ રાખવા વધારે દૃઢ બન્યો.

૨

કાન્ત પ્રથમ નવલતાને હર્ષ, શોક, અને દયાની મિશ્ર લાગણીથી જોતો હતો. નવલતાના કેટલાક સ્વાભાવિક ગુણ અને વારંવાર દેખાઇ આવતી મનની દૃઢતા માટે હર્ષ પામતો. નવલતા જેવા વિરલ રત્નમાં, શ્રીમંત અને અન્ય યુવતીઓમાં, સામાન્ય નિર્માલ્ય પ્રવૃત્તિઓના કાંઇક ચિહ્નો જોઇ, દયા ઉત્પન્ન થતી; તથા એના ભવિષ્યનું ચિન્તન કરતા શોક છવાતો. વિધિ આવા કોમળ અને વિરલ આત્માનો વિકાસ આ સમાજમા નજ સંભવે! માત્ર એવા આત્માને કચડી નાખવામાંજ સમાજના કર્તવ્યની સમાપ્તિ થતી હશે! લોક, ધર્મ, નીતિ, પુરાણ પવિત્ર સંસ્કાર અને ક્રૂર રૂઢી, સર્વ એ કારણેજ એક થઇ ગયા હશે! સર્વનો માત્ર એજ સંદેશો હશે! હજારો વર્ષના ઇતિહાસનું માત્ર એજ તાત્પર્ય હશે! નવલતા સંબંધી ચિન્તન કરતાં કાન્ત હમ્મેશ આવા વિચારવમળમા ઘસડાતો. સમાજ ન્હાસે હાથ પગ પછાડતો.

નવલતાના હૃદય કે ચારિત્ર્ય માટે તીવ્ર ઉત્કંઠા તો ક્યાંથી પણ સ્વપ્ને પણ વિચારસરણી એ પિતાએ ન્હોતો કર્યો. પુત્રીના "સુખ" માટે એમની વિચાર-માળાના મણકા પોતાના પૈસા આસપાસ ફરતા હતા. અને પૈસાની ગણત્રીથી એમને સંતોષ થતો. આટલી લક્ષ્મી હોય તો પછી પુત્રીના દુઃખનો અવકાશજ ક્યાં! એ એમનો સાધારણ વિચાર હતો. તેના અભ્યાસ માટે સ્વાભાવિક રીતેજ એમને પોતાને બહુ કાળજી ન્હોતી. છતાં પોતાની સ્વર્ગસ્થ પત્નીના દૃઢ આગ્રહ અને વચનને માન આપી, તથા નવલતાનો પોતાનો ઉત્સાહ જોઇ—જો કે એ ઉત્સાહથી એઓ બહુજ આશ્ચર્ય પામતા—કોઇ દિવસ તેના વિદ્યાભ્યાસની આડે ન્હોતા આવતા.

નવલતાએ જે થોડાં ઘણા વર્ષ પોતાની માતા સાથે ગાળ્યાં તેટલા વખતમાં તેનામાં કેટલાક વિરલ સંસ્કાર ઉતર્યા હતા. તેના ચારિત્ર્યનો પાયો પણ એ સમયમાજ નંખાયો હતો. જનસમૂહના અતિ સામાન્ય કટુ વાતાવરણનો તેની માતાને અનુભવ થયો હતો. તેમાં વળી તેનામાં કેટલાક વિરલ ગુણ, તેની સ્વતંત્ર પ્રકૃતિ અને તેની વિદ્યાભક્તિ માટે સમાજે તેનો વધુ ક્રૂરતાથી સત્કાર કર્યો હતો. ઇશ્વરદત્ત દ્રઢતાને

લીધે આવા અનુભવથી એના આત્મા અને ચારિત્ર્ય વિકાસ પામવાનો અને વધુ દ્રઢ બનવ નો અવકાશ મળ્યો. જે સંજોગોમાંથી એ પસાર થઇ હતી તે સંજોગોનો એના પતિને નહિ જેવો અનુભવ થયો હતો. કારણ એઓ અધિકારી વર્ગના હતા-પુરૂષ હતા. જનસમૂહને અનુકૂળ ગુણ વા અવગુણ એમનામાં જોઇતા પ્રમાણમાં હતા. એમની પત્નીનો વર્ગ જુદો હતો. તે—સ્ત્રી હતી તેનામાં જનસમૂહ પ્રતિકુળ ઘણા વિરલ ગુણ હતા જનસમૂહનું દાસત્વ તે સ્વીકારી શકતી ન હોતી. "પ્રતિષ્ઠા" કરતાં પોતાના આત્મવિકાસ માટે તેને વધુ આકાંક્ષા હતી. આટલા આત્મભોગે જે જે અમૂલ્ય મેળવ્યું હતું તે પોતાની પુત્રીના હૃદયમા ઉતારવા પ્રથમથીજ પ્રયત્નો કર્યા હતા. પોતાનું કામ પુરૂં થાય ત્યાર પ્હેલાં વિધિએ અકાળે આકસ્મિક એના આયુષ્યની દોરી તોડી નાંખી. નવલતાને સ્વાભાવિક રીતે જ માતાની ખોટ સાલતી હતી. પિતા ગણત્રીમા સુથાયા હતા. ફઇજી માટે તિરસ્કાર હતોજ.

મ તાના મૃત્યુ પછી થોડોક વખત ફઇજીએ "છોકરી મોટી થઇ" એ બ્હાને નવલતાનો વિદ્યાભ્યાસ બંધ કરાવવા ફાંફાં માર્યાં. ફઇજીને બ્હાર "સારૂં ઘર" શોધનારાઓમાં માન મળતું. એ માન એમને પોતાને નહોતું, એતો નવલતાના ફઇજીને મળતું. 'સારૂં ઘર" જીતવા ફઇજી ઉપયોગી શસ્ત્ર ગણાતા, ફઇજી બ્હાર પોતાનું પાત્ર ઠીક ભજવતા, થોડોક વખત નવલતાના "સારા માટે" પોતાની પદ્ધતિ અને આચાર વિચાર પ્રમાણે નવલતાને કેળવવા પ્રયત્નો કર્યા, પણ તેની સ્વતંત્ર પ્રકૃતિને લીધે અને તેના પિતાની તટસ્થ વૃત્તિને લીધે, ફઇજીના પ્રયોગ નિષ્ફળ નીવડ્યા. એ તટસ્થ વૃત્તિના અનેક કારણો હતા. તેમાં વળી માતાના મૃત્યુ પછી નવલતાએ સર્વ ગૃહવ્યવસ્થા એટલી સંભાળ અને ઝડપથી ઉપાડી લીધી હતી, થોડા સમયમાં પોતાના ચાતુર્યની સર્વ પર એવી છાપ પાડી દીધી કે પિતાને અસતોષનો જરા પણ અવકાશ નહોતો રહ્યો, એટલુ જ નહિં પણ ઉલટું એની શક્તિ માટે માન અને વિશ્વાસ વધતાં ગયા. નવલત ની સ્વતંત્ર પ્રકૃતિ એ પુરેપુરા સમજતા હતા અને તેના પર એનો એટલો બધો સ્નેહ હતો કે નવલતાને કોઇ પણ પ્રકારે નાખુશ કરવા એઓ અચકાતા. આથી ફઇજીની ફરિયાદ હમેશ રદ જતી.

કાન્તે જ્યારથી ઘરમા પગ મુક્યો ત્યારથીજ ફઇજીને કાઇક નિરાશાની ઝાંખી થઇ હતી અને ત્યારથીજ કાન્તે પણ ફઇજીને વિટંબણાની ઉપમા આપી હતી. પરસ્પર સદ્ભાવ-માયાનો અવકાશ આથી અશક્યજ હતો.

પ્હેલાં કાન્ત નવલતાની આસપાસના વાતાવરણ, નિર્જીવ પ્રવૃત્તિ, અને તેના ભવિષ્ય માટે ઉદાસ બનતો પણ જેમ જેમ એનો પરિચય વધતો ગયો, નવલતાના ચારિત્ર્યનુ અવલોકન કરવાનો અવકાશ મેળવતો ગયો, અને તેની સ્વતંત્ર પ્રકૃતિ સ્પષ્ટ થતી ગઇ તેમ માત્ર શોક કરી હાથ પગ પછાડી બેસી રહેવા કરતા નવલતાની આત્મોન્નતિ અને ચારિત્ર્ય માટે તેને સહાય આપવા બનતા પ્રયત્નો કરવાના નિશ્ચયમા દ્રઢ બન્યો. એ કામ સ્હેલુ નથી, એ, બેશક, એ સમજતો હતો પરંતુ એ

કેટલું મુશ્કેલ છે તેનું સંપૂર્ણ જ્ઞાન પછીથીજ થયું. જનસમૂહના વિરોધી વર્તો, જેની પ્રતિમારૂપ કુંદનજી હતી, અને તેના પિતાની અનુકંઠા મુશ્કેલ કાર્યને પગલે પગલે વધુ મુશ્કેલ બનાવતા કાન્તના નીતિધૈર્યની એ પણ એક પરીક્ષા હતી.

૩

નવલતાની માતાએ ઉપયોગી ગુજરાતી પુસ્તકોનો સારો સંગ્રહ કર્યો હતો. તે માટે એકાંત ખંડમા ન્હાનકડું પણ આકર્ષક પુસ્તકાલય બનાવ્યું હતું. તેના મૃત્યુ પછી એ પુસ્તકાલયનુ વિસ્મરણ થયું હતું. પુસ્તકાલય "ફરનીચર"ની અવકૃષ્ટ દશાએ પ્હોચ્યું હતુ, તેની જેમ પુસ્તકાલય સંબંધી પણ શેઠના સગા વ્હાલાં તથા મિત્ર વર્ગને વિનય કરવો પડતો. પુસ્તક પરીક્ષા કરવા તેઓ બહુધા અશક્ત હતા. શેઠનો પોતાનો નિવૃત્તિનો સમય તો "સમાચાર"ની જાહેર ખબરો ખાસ કરીને—"લીલાઓથી વેચાણ," "સોનાનુ બજાર," "ચાંદીનું બજાર," "શેર બજાર" "રૂનું બજાર" અને "વેપારી રૂખ" વાચવામાં પુરો થતો. "સોદો" કરવા તલપી રહેલો એમનો આત્મા એ સર્વ સમાચાર વાંચવા પ્રફુલ્લ બનતો, કોઇ પણ પ્રકારનો "સોદો" કરવા એઓ સર્વદા તત્પર રહેતા. ધાર્મિક, સામાજિક, અને અન્ય પ્રવૃત્તિઓ સંબંધી વાત કરતાં એમની વાતમા એમની "સોદો" શોધવાની પ્રકૃતિ સ્હેજ ઉઘાડી પડતી. એ શોધવાનું એમને માટે માત્ર જીવનનું એક મહાકાર્ય નહોતું, એતો એમનો મોક્ષમંત્ર હતો. એમનો ધર્મ એ મત્ર પર ચણાયો હતો એમના સ્નેહ સંબંધ પણ બહુધા એજ કારણથી સચવાતા. એમના તત્ત્વજ્ઞાન, એમના તર્ક, એમની કલ્પના પણ ત્યાંજ વિરામતી. બેશક કેટલાક દૈનિક અને માસિક પત્રોની વાર્ષિક ભેટ, વા ખાસ અંક વાચતા, તેમાંના ચિત્રો જોતા, કોઇક ભાષણ પણ ઉકેલતા; આ હિતંહિના ભાગ્યા તુટ્યા વાચનમાથી એઓ વાક્યો ગોખી રાખતા, અને વખત આવે તેનો ઉદાર ઉપયોગ પણ કરતા. વિદ્વત્તા આવી રીતે સચવાતી અને વાદવિવાદ આ પ્રમાણે અલંકૃત થતો એમને સુભાગ્યે એમની વિદ્યાની સ્તુતિ કરનાર શુષ્ક અને લક્ષ્મીનુ દાસત્વ સ્વીકારનાર આત્મા મળી આવતા અને એ રીતે એમાં પણ પોતાના આત્મસંતોષ માટે એવા સ્વાતંત્ર્ય, વેચનારાઓ સાથે એઓ જાણ્યે અજાણ્યે "સોદો" કરતા

જે પુસ્તકાલયનું વિસ્મરણ થયું હતું તે પુસ્તકાલયનું મહત્વ કાન્તે ગાઢું વધાર્યું. એ ન્હાનકડા સુંદર ખંડમા કાન્ત હમેશ પોતાની નિવૃત્તિનો સમય ગાળતો. જો કે પુસ્તકાલયમાં માત્ર ગુજરાતી પુસ્તકો હતાં તોપણ સંભાળ અને ખતથી વીણેલાં પુસ્તકોના એ ઉત્તમ સગ્રહ પરથી એ સંગ્રહ કરનારના ચારિત્ર્યનું અનુમાન બાંધવા કાંઇક અંશે શક્તિમાન થયો

નવલતાને પુસ્તકો ગમતાં પણ તેનો પરિચય હજી ઘણો થોડો હતો. વાચન ગમતું પરંતુ તેને માટે તીવ્ર ઉત્કંઠા ન્હોતી. કાન્તે પ્રથમ તેનો, ધીમે ધીમે, પુસ્તક પરિચય વધાર્યો અને તે સંબંધી વિશુદ્ધ શોખ અને ઉત્સાહ ઉત્પન્ન કર્યા. વાંચન આવશ્યક છે એમ સ્વીકારી, ઉપયોગી નિરૂપયોગી પુસ્તકોના વિચાર કરી,

તેની માત્ર સંખ્યાની ગણીત્રીથી સંતોષ ન પામતાં, વિચારના યોગ્ય વિકાસમાં એ પુસ્તકોનું સહાય મળે એવા પ્રયત્નોમા તેને ઉત્તેજન આપ્યું. ઉપયોગી નિરૂપયોગી પુસ્તકોની પરીક્ષા શીખવી. વારવાર સ્હેજ સૂચનાથી અવલોકન કરતા શીખવ્યું. પુસ્તક, વિચાર, વાંચન અને જીવનના પરસ્પર સબંધના અર્થ ઉકેલવાના માર્ગ દર્શાવ્યા. એ રીતે જીવનની અનન્ય પ્રવૃતિઓનું રહસ્ય સમજવા તેની ઉત્કંઠા જાગ્રત કરી

કનૈયાલાલ હરદેવરામ વકીલ.

---

# મી૦ કર્ટિસનાં હિંદી રાજ્યકારભારને લગતાં લેખો.*

હિંદુસ્થાનના રાજ્યકારભારના કેટલાક અંગોનો અભ્યાસ કરી, તેનાં ચાર અધ્યયનો રૂપે મી. કર્ટિસે એક પુસ્તક હમણાજ પ્રસિદ્ધ કર્યું છે * આ પુસ્તકનો પ્રચાર પહેલાં ખાનગીમાંજ રાખવામાં આવ્યો હતો, પણ હવે તે સમસ્ત પ્રજા માટે બાહાર પાડવામાં આવ્યું છે મી કર્ટિસે હિંદુસ્થાનના સંબંધમાં એવું પદ પ્રાપ્ત કર્યું છે કે એના લેખો વાંચ્યા અને વિચર્યા વગર ચાલેજ નહિ. દરેક વસ્તુનો ઊંડો અભ્યાસ કરવાની એમની ટેવ, આ લેખોમા પણ ઠેકાણે ઠેકાણે જણાઇ આવેછે. એમણે ઘણો ખરો પોતાનો અભ્યાસ સંયુક્ત પ્રાન્તોમાં રહીને કર્યો હોવાથી, સંયુક્ત પ્રાતોની વિગતો એમના અધ્યયનોમા મુખ્યપણે આવે છે એ પ્રાન્તોનો બારીક અભ્યાસ કરવાનો જે પ્રયત્ન એમણે કર્યો છે, તે ખરેખરો પ્રશંસાપાત્ર છે. એમના અભ્યાસમા, એમણે મેળવેલી માહીતિમા ભૂલો હશે; એમણે પોતાના અભ્યાસનાં પરિણામ રૂપે કાઢેલાં સાર સાથે આપણે મળતા આવી શકીશુ નહીં, તે વાત જુદી છે. પણ અભ્યાસ કરવા માટે તેમણે ધારણ કરેલી ખરી પદ્ધતિ માટે એમને ધન્યવાદ આપ્યા વગર ચાલશે નહિ

રાજ્યદ્વારી વિષયોનો અભ્યાસ કરવાની મી. કર્ટિસની પદ્ધતિ એવી છે કે જે દેશની વ્યવસ્થાનો અભ્યાસ કરવો હોય, તે તે જગ્યાએ જઇને કરવો. જે સંસ્થા તપાસવી હોય, તેની તપાસ તે સંસ્થામા જેટલું બની શકે તેટલું ભળીને, જ કરવી. પોતે કરેલ અધ્યયન અને વિચારોને લખી કાઢી છપાવવા, અને તેની પ્રતો જે મનુષ્યો એ વિષયમા પારંગત અથવા સલાહ કરવા યોગ્ય હોય, તેમને મોકલવી, અને તેમની ટીકાઓ મંગાવવી તેમણે કરેલી ટીકાઓ બતાવેલી ભૂલો વગેરે ઉપર વિચાર કરી, છેવટે તે અધ્યયનનો લાભ જનસમાજને આપવો આ લેખો માટે પણ એવીજ રીત અખત્યાર કરવામા આવી હતી

---

* લેખક, મી લાયનેલ્ કર્ટિસ પ્રસિદ્ધ કર્તા, એ એચ. વ્હીલરની કુા૦ અલ્લાહાબાદ કિ રૂ ૧

* Four Studies in Indian Government:-

આ ચાર અધ્યયનોનાં વિષય જુદા જુદા છે, અને તેનું આપણે અનુક્રમે અવલોકન કરીશું.

(૧)

પહેલા અધ્યયનમાં મી. કર્ટિસે હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિની તપાસ કરી છે. હિંદી પ્રધાનથી લઈને વહીવટદાર (મામલતદાર) સુધીનાં અમલદારો કેવી રીતે એક બીજાથી જોડાયલા છે; હિંદી સરકાર, પ્રાન્તિક સરકાર, અને મ્યુનિસિપાલિટીઓ વથા લોકલ બોર્ડો પરસ્પર કેવા સંબંધથી જોડાયલી છે, તેનું અવલોકન કરવામાં આવ્યું છે.

આ અધ્યયન ખાસ કરીને હકીકતોથી જ ભરેલું છે, એમાં વિવાદાત્મક બાબતો ઘણી નથી, પણ તે હકીકતો ઘણી જાણવા જેવી છે.

હિંદુસ્થાનનો રાજ્યકારભાર આ પ્રમાણે ચાલે છે, હિંદની કારોબારી સત્તાનું કેન્દ્રસ્થાન બ્રિટીશ પ્રધાનમંડળ છે, તે મંડળનો એક સભાસદ હિંદી પ્રધાન છે. હિંદી પ્રધાનની મદદ માટે દશથી ચૌદ સભ્યોની એક કાઉન્સિલ છે, એ કાઉન્સિલનું કામ હિંદી પ્રધાનને સલાહ આપવાનું છે; કેટલીક પૈસા સંબંધી બાબતો શિવાય હિંદી પ્રધાન એ મંડળની સલાહ પ્રમાણે ચાલવાને બંધાયલો નથી; તેમજ સંધિ-વિગ્રહ જેવી કેટલીક બાબતો તેમની આગળ રજુ કરવાને પણ તે બંધાયલો નથી.

હિંદી પ્રધાનના હાથ નીચે હિંદુસ્થાનમાં કામ કરવા માટે ગવર્નર-જનરલ છે. તે પોતાનો કારોબાર હિંદી સેનાપતિ અને બીજા છ કારોબારી મંડળના સભ્યોની સલાહ પ્રમાણે ચલાવે છે. કારોબારી મંડળના દરેક સભાસદની હકુમત નીચે હિંદુસ્થાનના એક કે બે ખાતા હોય છે; અને તે ખાતાંઓ માટે તે જ ખાસ જવાબદાર રહે છે.

કેટલાક ખાતાઓનો વહીવટ ગવર્નર-જનરલ તરફથી જ આખા હિંદમા થાય છે; એટલે કે પોસ્ટ, રેલ્વે, તાર, અફીણ, સ્ટાંપ, જકાત વગેરે ખાતાઓનો વહીવટ સીધો ગવર્નર-જનરલના હિંદ ખાતાના અમલદારોને હાથે થાય છે. બીજી બાબતોમાં, હિંદુસ્થાનનો વહીવટ પ્રાન્તિક સરકારો મારફતે થાય છે.

સર્વે વિશાળ દેશોમાં મુખ્ય સરકાર અને પ્રાન્તીય સરકારોની જરૂર પડે છે જ. યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા કે હિંદુસ્થાન જેવા દેશોમા પ્રાંતીય-સરકાર શિવાય કારભાર ચાલી શકે નહીં. પણ મુખ્ય સરકાર અને પ્રાન્તિક સરકાર વચ્ચે ઉપર કહેલાં બીજા દેશોમાં જે સંબંધ છે, તે હિંદુસ્થાનમાં છે તેથી જુદીજ પ્રકારનો છે. દાખલા તરીકે કેનેડાનું રાજ્ય-બંધારણ બ્રિટીશ પાર્લામેંટે પસાર કરેલા કાયદા પ્રમાણે નક્કી થયું છે, તે કાયદાથી કેટલીક સત્તાઓ અને ઉપજ પ્રાન્તિક સરકારોને સોંપવામાં આવી છે, અને દરેક પ્રાન્તિક સરકાર પોતાની હકુમતનું બળ તે તે પ્રાન્તના મતદારો તરફથી મેળવે છે. બાકીની બધી સત્તાઓ અને ઉપજ મધ્ય-સરકારને સોંપ-

વામાં આવી છે; અને મધ્ય-સરકાર પોતાની હકુમતનું બળ આખા કેનેડાના મતદારો મારફતે મેળવે છે. બન્ને સરકારોની હકુમતનાં મૂળ જુદા છે કેનેડાની મધ્ય સરકાર ત્યાંની પ્રાન્તિક સરકારોને કોઈપણ જાતના હુકમ છોડી શકે નહીં, કે કોઈ જાતનાં નિયમોથી બાંધી શકે નહીં, તેમજ સરકારોના અમલદારો પણ એક હોઈ શકે નહીં મધ્ય-સરકાર માત્ર કાયદાથી તેને મળેલી સત્તાજ વાપરી શકે, અને તેથી પ્રાંતિક-સરકારની સત્તામાં રહેલી કોઈ બાબત માટે જોખમદાર પણ રહે નહિ હિંદુસ્થાનમાં એથી જુદું છે હિંદુસ્થાનની મધ્ય-સરકાર આખા હિંદુસ્થાનના કોઈ પણ ખુણામાં બનેલી નાનામાં નાની વિગત માટે પણ જવાબદાર છે, કારણ કે તેમાં હાથ ઘાલવાની તેને સત્તા છે. ( દાખલા તરીકે કાનપુરની મસજીદવાળો બનાવ ) હિંદુસ્થાનમાં જુદાં જુદાં ખાતાઓ અને જુદા જુદા પ્રાન્તોમાં નોકરી કરતા અમલદારોની એક ખાતાંમાંથી બીજામાં, અને એકમાંથી બીજા પ્રાન્તમાં સ્હેલાઈથી બદલી થઈ શકે; કેનેડા જેવા દેશોમાં એમ થવું અશકય છે

જે પ્રમાણે કેટલાક ખાતાઓનો વહીવટ સીધો અને કેટલાકનો પ્રાન્તિક સરકાર મારફત થાય છે; તેમ દેશની કેટલી ઉપજ સર્વ-દેશીય અને કેટલીક પ્રાન્તિક લેખાય છે, દાખલા તરીકે, અફીણ, મીઠું, જકાત, પોસ્ટ અને તાર, ટંકશાળ અને રેલ્વેની ઉપજ અમુક પ્રાન્તની ગણી શકાય નહીં , પણ જમીન-મહેસુલ, સ્ટાંપ, જેલ, પોલીસ, દસ્તાવેજોની નોંધણી વગેરે ખાતાઓ મારફતે થતી ઉપજ તે તે પ્રાન્તની કહેવાય છે.

તોપણ આબકારી ખાતા શિવાય, બાકી બધી સર્વ-દેશીય કે પ્રાંતિક ઉપજ, જે જે કરોથી વસુલ થાય છે, તે તે કરોના કાયદા હિંદી સરકારજ ઘડે છે તે કરોમા ફેરબદલ કરવાનો હક્ક પ્રાંતિક સરકારને નથી

બધી સર્વ-દેશીય ઉપજ હિંદી સરકાર પોતેજ વસુલ કરે છે એમ કાંઈ નથી. અફીણ, નહેરો વગેરેની ઉપજ સર્વ-દેશીય હોવા છતાં પ્રાન્તિક સરકાર મારફતેજ વસુલ કરવામાં આવે છે

એટલે દેશની ઉપજ મધ્ય સરકાર અને પ્રાંતિક સરકાર વચ્ચે કયા પ્રમાણમાં વ્હેંચાવવી જોઈએ, તે પ્રશ્ન ઘણો ગુંચવાડા ભરેલો થાયછે. જુદા જુદા પ્રાન્તો અને મધ્ય-સરકાર વચ્ચે એ બાબત જુદા જુદા કરારો થયા છે એ કરારોમાં વખતો વખત ફેરફાર થાય છે. વળી માત્ર સર્વદેશીય ઉપજથી હિંદી સરકારનો ખર્ચ નભી શકે નહીં, તેથી પ્રાંતિક ઉપજમાંથી પણ તે અમુક ફાળો લે છે. એ પ્રમાણે ઉપજ લેવાના બદલામા મધ્ય-સરકાર પ્રાંતિક-સરકારોને ખર્ચનો ફાળો આપે છે. એથી ઉલટું કેટલાંક ખાતાંઓના ખરચો પ્રાંતિક સરકારને ઉપજની આશા વગર કરવાં પડે છે; તેનો ખરચ હિંદી સરકાર પૂરો પાડે છે આ બાબતો પણ કરારથી ઠરાવવામાં આવી છે, દાખલા તરીકે—

## મુંબઈ ઇલાકામાં.

| ખાતું. | ઉપજમાં પ્રાંતિક સરકારનો હિસ્સો. | મધ્ય સરકારનો ખરચમાં હિસ્સો. |
|---|---|---|
| ૧. જમીનની મહેસુલ ... ... ... .. ... | ½ | ... |
| ૨. અફીણ .. ... ... ... ... ... | ૦ | ૧ |
| ૩. જકાત ... ... ... ... ... ... | ૦ | ૧ |
| ૪. સ્ટાંપ ... ... .. ... .. ... | ½ | ½ |
| ૫. આબકારી ... ... ... ... ... | ૧ | ૦ |
| ૬. પ્રાંતિક કરો ... ... .. .. ... | ૧ | ૦ |
| ૭ એસેસ્ડ ટૅકસ ... ... ... ... ... | ½ | ½ |
| ૮ જંગલ ... ... ... ... ... ... | ૧ | ૦ |
| ૯. દસ્તાવેજોની નોંધણી ... ... ... ... | ૧ | ૦ |
| ૧૦. વ્યાજ ... ... ... ... ... | ૧ | ૦ |
| ૧૧. ન્યાય કચેરીઓ ... ... ... ... ... | ૧ | ૦ |
| ૧૨. કેદખાનાં... .. ... .. ... ... | ૧ | ૦ |
| પોલીસ ... ... ... ... ... . | ૧ | ૦ |
| ગોદી અને સુકાનખાતું .. .. ... ... | ૧ | ૦ |
| કેળવણી ... ... .. ... ... ... | ૧ | ૦ |
| ખ્રિસ્તી ધર્મ ... .. ... ... . | ૦ | ૧ |
| ઔષધાલય .. ... ... ... ... | ૧ | ૦ |
| ખેતી .. ... ... .. ... ... | ૧ | ૦ |
| વિજ્ઞાન અને પરચુરણ ખાતાઓ ... ... ... | ૧ | ૦ |
| 'સાઠી' ( Super-Annation allowance) .. | ૧ | ૦ |
| રાજદ્વારી પગારો ... ... ... ... ... | ૦ | ૧ |
| રજાનાં પગારો ... .. ... ... ... | ૦ | ૧ |
| સ્ટેશનરી અને છપામણી ... .. ... ... | ૧ | ૦ |
| પરચુરણ . ... ... ... .. ... | ૧ | ૦ |
| મ્હોટી નહેરો ... .. ... ... .. | ½ | ½ |
| ન્હાની નહેરો ... ... ... ... ... | ½ | ½ |
| જાહેર બાંધકામો ... ... ... ... ... | ૧ | ૦ |

આ ઠરાવોનું પરિણામ બધી રીતે સંતોષકારકજ આવે એમ થઇ શકે નહીં. કેટલાક પ્રાન્તોની ઉપર પ્રમાણે થતી ઉપજ, એની જરૂરિયાત કરતાં વધી જાય છે, તો કેટલાકની ઘટી જાય છે. જો વધી જાય છે, તો એમ ઠરાવવામાં આવે છે કે તે પ્રાન્તે

મધ્ય-સરકારને દર વર્ષે અમુક ખંડણી આપવી; જો ઘટી જાય, તો મધ્ય-સરકાર તે પ્રાન્તને દર વર્ષે અમુક રકમની બક્ષિસ આપે છે. દાખલા તરીકે, આ પ્રમાણે સંયુક્ત પ્રાન્તોને દર વર્ષે મધ્ય સરકારને રૂ. ૨૦,૩૫,૦૦૦ ભરવાં પડે છે.

આ ખંડણીમાં અનેક રીતે ઘટાડો થઇ શકે છે. દાખલા તરીકે આબકારી ખાતાંમાં કેટલાંક કરો ઓછા કરવાથી સંયુક્ત પ્રાન્તને થયેલાં નુકશાનના બદલામા તેને ખાતે દર વર્ષે રૂ. ૩૮,૦૦૦ જમા કરવામાં આવે છે, તેજ પ્રમાણે મધ્ય-સરકાર પોતાની બચત રકમમાંથી કેળવણી, નહેર, આરોગ્ય, પોલીસ વગેરે ખાનાઓમાં ખાસ ખરચવા માટે જુદી જુદી રકમો બક્ષિસમા આપે છે. આ પ્રમાણે હાલમાં સંયુક્ત પ્રાન્તને દર વર્ષે રૂ. ૯૩,૨૨,૦૦૦ મળી શકે છે, જેમાથી ઉપરનું દેવુ બાદ જતાં નકકી રૂ, ૪૨,૮૭,૦૦૦ તે મધ્ય-સરકાર તરફથી મેળવે છે.

ઉપરની વિગતો આપવાનું કારણ એટલુ જ કે હિંદુસ્થાનમાં મધ્ય-સરકાર અને પ્રાન્તિક સરકારનો સંબંધ કેવો એક બીજામા ભરાઇ ગયેલો છે તે દેખાઇ આવે.

પ્રાન્તનો કારભાર કલેકટરો, અને મામલતદારોની પરંપરાથી કેવી રીતે ચાલે છે, એથી વાચક સારી રીતે વિદિત હોવાથી, તે ઉપર અત્રે લખવું ઉચિત ધારતો નથી. કલેકટરોનાં કર્તવ્ય તપાસતાં, મી. કર્ટિસ જિલ્લા બૉર્ડોનું બંધારણ તપાસે છે. 'નવજીવન'મા એ બંધારણની લંબાણથી સમાલોચના થઈ ચુકી છે, એટલે તેની વિગતમાં પણ અમે ઉતરીશું નહીં માત્ર જીલ્લા બૉર્ડ સંબંધી મિ. કર્ટિસના એક બે ઉદ્ગાર અમે ટાકીશું

"માત્ર કોંઢ-વાડા (ઢોર પૂરવાનાં 'ડબ્બા')ની વ્યવસ્થા કરવામા બોર્ડોનો હાથ તદૃન છુટો છે. બાકી બધી બાબતોમાં તેમની ઉપર જુદાં જુદાં ખાતાંઓનુ દબાણ ચાલુજ હોય છે, દાખલા તરીકે, કેળવણી ખાતા તરફથી શાળાઓ સુધારવા માટે; જાહેર-બાંધકામનાં ખાતાં તરફથી રસ્તાઓ પાછળ ખર્ચ કરવા માટે, ઔષધ-ખાતાં, તરફથી દવાખાનાં મોટા કરવા માટે, આરોગ્યખાતા તરફથી ગામડાંની સુધરાઇ માટે; ખેતી-ખાતાં તરફથી મેળાઓ ભરવા માટે; અને પશુ-ચિકિત્સા ખાતાં તરફથી ગોધા અને ઘોડાનો ઉપયોગ વધરાવવા માટે કલેકટરનું કાર્ય આ બધાં ખાતાઓ અને બૉર્ડની વચ્ચે 'ઇંટ' (buffer) થવાનું છે, અને આ કારણ સરજ તેને ઘણું ખરૂ અધ્યક્ષ તરીકે અને મુખ્ય કાર્ય-વાહક અમલદાર વરીકે ચુંટવામાં આવે છે."

બૉર્ડોની ઉપયોગિતા આખા જીલ્લાને લગતા પ્રશ્નોમા સલાહ આપવા પૂરતી છે. પ્રશ્નો પૂછી પૂછીને કલેકટર દરેક તાલુકાની સ્થિતિ જાણી લે છે. પણ જે દરખાસ્તો ઉપર અમલ કરવાનો હોય તે દરખાસ્તો કલેકટર તરફથીજ સૂચવવામા આવે છે; અને યોગ્ય દબાણ થયે તે દરખાસ્તો પસાર થઇ જાય છે. મતભેદ કદી પણ નોધાતો નથી. ખરૂં પુછતા, સભાસદો શીક-ગરણા-ઝીલનારાનો ભાગ ભજવે છે; ટીકા કરે છે, વખાણ કરે છે, સલાહ આપે છે, પણ કલેકટરે સુચવેલા રસ્તાઓ શિવાય કોઇ રસ્તો પોતાની મેળે સુઝતા નથી."

" બોર્ડોની સભાનો ઉપયોગ બીજાં અનેક કામો કરવામાં થાય છે. બોર્ડો જોડે સલાહ મસલત ચલાવતી વખતે તે લડાઈની ખબરો આપી દે છે; લડાઇની લોનમાં પૈસા ભરવાની ગોઠવણ કરી દે છે, વગેરે. "

બૉર્ડોના સંબંધમા મી. કર્ટિસનો અભિપ્રાય એમણે સ્પષ્ટ વ્યક્ત કર્યો નથી. બૉર્ડના સભાસદોના મતદારો નીમવાની હાલની પદ્ધતિ તેમને પસંદ નથી. 'કલેક્ટર અથવા તેહસીલદાર નીમે તે મતદાર, તેને બદલે અમુક ધોરણ પ્રમાણે મતદાર નીમાવવાં જોઇએ સાથે સાથે સ્થાનિક કરો નાંખવાની કેટલીક સત્તા બૉર્ડને મળવી જોઇએ, એવી થયેલી એક સૂચના અમલમા આવશે તો બૉર્ડોનું ખરૂં સ્વરાજ્ય શરૂ થશે, એમ મી કર્ટિસ માને છે, પણ એક અખતરા રૂપેજ તે સૂચનાને તે સ્વીકારે છે

બૉર્ડોનું બંધારણ તપાસ્યા પછી મી. કર્ટિસ મ્યુનિસિપાલીટીઓનું બંધારણ વપાસે છે. તેના સંબંધમાં પણ કાઇ વિશેષ નોંધવા જેવું મી. કર્ટિસે લખ્યું નથી.

૨

મી. કર્ટિસનો બીજો લેખ બાબુ ભુપેંદ્રનાથ બસુ ઉપર એક પત્ર રૂપે છે. એમના ચાર લેખોમા, ચાલુ સમયમા આ લેખ સૌથી વિશેષ મહત્વનો છે. આજ પત્રમા મી. કર્ટિસની ' હપતે હપતે પ્રાંતિક સ્વરાજ્ય ' આપવાની યોજના સમાઈ ગઈ છે.

પોતાની પ્રાન્તિક સ્વરાજ્યની યોજના ઉપર આવ્યા પહેલાં, મી. કર્ટિસે લેખનો ½ ભાગ એમની સામ્રાજ્યના સુધારાની યોજના ઉપર રોક્યો છે. એમનું કહેવું ટુંકામા નીચે પ્રમાણે મુકી શકાય.

(૧) સામ્રાજ્યના બીજાં અંગો સ્વરાજ્ય ભોગવે છે, એક હિંદમાંજ સ્વરાજ્ય નથી. હિંદનો વહીવટ બ્રિટીશ ( એટલે હાલ કહેવાતી સામ્રાજ્યની ) પાર્લામેંટ ઉપર અવલંબીને રહેલો છે. એ સામ્રાજ્યની પાર્લામેંટમા સુધારો કરવાની દરખાસ્ત મુકતાં પહેલાં, તે સુધારાઓની હિંદુસ્થાનની અંતર્વ્યવસ્થા ઉપર શુ અસર થશે, તે વિચારવુ જરૂરનું છે. સામ્રાજ્યના અભ્યાસીને આ સૌથી કઠિન વિષય છે.

(૨) તેથી ઉલટું એમ પણ કહી શકાય કે હિંદની અંતર્વ્યવસ્થા સુધારવા માટે સામ્રાજ્યની વ્યવસ્થા કે જે ઉપર હિંદની વ્યવસ્થાનું અવલંબન છે, તે સુધારવું ઘટે છે હાલ સામ્રાજ્યની પાર્લામેંટને ત્રણ વિષયો ઉપર ધ્યાન આપવું પડે છે. (૧) બ્રિટિશ ટાપુઓની રાષ્ટ્રીય બાબતો, (૨) આખા સામ્રાજ્યની અંદર, બહારની બાબતો, અને ( ૩ ) ઇંગ્લંડ, સ્કૉટલંડ, વેલ્સ, અને આયર્લંડની પ્રાંતિક વ્યવસ્થા. પહેલી અને ત્રીજી બાબતોમાજ પાર્લામેંટનો એટલો બધો વખત જાય છે, કે બીજા વિષયની પુરતી કાળજી લઇ શકાતી નથી, અને હિંદુસ્થાન તરફ તો આંખમીંચામણાંજ કરવાં પડે છે. તેથી જો સામ્રાજ્યની પાર્લામેંટ સુધરે, તેમા હિંદના પ્રતિનિધિઓને પણ સ્થાન મળે, તો હિંદના પ્રશ્નો ઉપર જેમ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વખતમા પાર્લામેંટ રસ લેતી હતી, તેમ રસ લેતી થઇ જાય.

(૩) એવી નવી સામ્રાજ્યની પાર્લામેન્ટનું બંધારણ ઘડતાંજ, તેમાં એવો ઉદ્દેશ સ્પષ્ટ દર્શાવવો કે તેનું એક કાર્ય હિંદુસ્થાનમાં સ્વરાજ્ય સ્થાપવાનો છે. સામ્રાજ્ય પાર્લામેંટની આવી પ્રતિજ્ઞા હિંદુસ્થાનમા જલદી સ્વરાજ્ય લાવશે.

(૪) સ્વરાજ્યના અંતર્ગત હક્ક તરીકે પોતાના દેશમાં કઇ પ્રજાઓને વસવા દેવી એ હક્ક પણ સમાવવો જોઇએ. એ હક્ક વિના સંપૂર્ણ સ્વરાજ્ય કહેવાય નહિ. હિંદુસ્થાનને પણ એ હક્ક મળવો જોઇએ.

મી. કર્ટિસનું પહેલું પ્રતિપાદન ઠીક છે. પણ બીજાં ત્રીજાં, અને ચોથાં પ્રતિપાદન સાથે સંમત થઇ શકાય એમ નથી. તેના કારણો,

(૧) સામ્રાજ્ય પાર્લામેંટ, મી. કર્ટિસની ઇચ્છા પ્રમાણે, થોડા વખતમાં સુધરવાનો સંભવ નથી. હિંદુસ્થાન પોતાનાં સ્વરાજ્ય માટે એટલો વખત થોભી શકે તેમ નથી.

(૨) સામ્રાજ્ય પાર્લામેંટ તુર્તમાજ વિશાળ થવાની હોય તોપણ જો હિંદને એમ પુછવામાં આવે કે મ્હમે મ્હમારી સ્વરાજ્યની માગણી હાલની બ્રિટીશ પાર્લામેંટ આગળ કરવા માંગોછો કે સામ્રાજ્યની સુધરેલી પાર્લામેંટ આગળ, તો હિંદ કહેશે કે હાલની બ્રિટીશ પાર્લામેંટ આગળજ. હિંદ બ્રિટીશ પાર્લામેંટને કહેશે કે અમને સ્વરાજ્ય આપી દેવાનો હક્ક હમણા તમારી પાસે છે, તે હક્ક અમારા વિષયમા ભોગવી લ્યો, અને પછી મ્હમારા હકક ઓછા કરી, સામ્રાજ્ય પાર્લામેંટને સોંપો એક હાથે અમને સ્વરાજ્ય આપવાનો ખરડો પસાર કરો, અને બીજે હાથે પછી સામ્રાજ્ય પાર્લામેન્ટ સ્થાપવાનો ખરડો પસાર કરો. હિંદને સ્વરાજ્ય આપવાની સામ્રાજ્ય પાર્લામેંટ પાસે માત્ર પ્રતિજ્ઞા લેવડાવે, હવે હિંદ શાંત થાય એમ નથી.

(૩) બ્રિટીશ પાર્લામેંટનું કામ ઘણું વધી ગયું છે, એ ખરૂં છે, પણ તેથી સામ્રાજ્ય પાર્લામેંટ હિંદ ઉપર વિશેષ ધ્યાન આપશે, એવી ખાત્રી થતી નથી. સામ્રાજ્ય પાર્લામેંટ સ્થાપવાની સર્વે યોજનાઓમા હિંદની પ્રજાના પ્રમાણમાં હિંદને પ્રતિનિધિઓ આપવાનું કોઇ કબુલ કરતું નથી, એટલે તે પાર્લામેંટમાં હિંદના પ્રતિનિધિઓની ત્રુટિજ રહેશે; એટલે હિંદને પોતાના સ્વરાજ્ય માટે એકલાં બ્રિટીશ ટાપુઓની જ નહિ, પણ સામ્રાજ્યની દરેક સ્વરાજ્ય ભોગવતી વસાહતોની ખુશામત કરવી પડશે.

(૪) સામ્રાજ્યના એક દેશની પ્રજાને બીજા દેશમા જવાની રહેવાની છુટ, તો કબુલ જ કરેલી જોઇએ. એ છુટ ઉપર દાબ મારવાનો હકક ન તો સંસ્થાનિક પાર્લામેંટને હોવો જોઇએ અને નતો સામ્રાજ્યની પાર્લામેંટને. જે પ્રમાણે કાગ્રેસના બંધારણની પહેલી કલમ સર્વાનુમતિ થયા શિવાય ફેરવાયજ નહીં, તેમ આ હક્ક માટે પણ હોવું જોઇએ. મી૦ કર્ટિસ કહે છે કે ભલે હિંદુસ્થાનને પણ એ હક્ક મળે, અને કબુલ કરે છે કે ગીચોગીચ વસાયલા હિંદને એ હક્કની કિંમત ઉપજવાની નથી, પણ એ હક્ક વગર હિંદુસ્થાનના ભાવી સ્વરાજ્યની પૂર્ણતા થશે નહીં, માટે એ હક્ક આપવોજ જોઇશે. મી૦ કર્ટિસની ઉદારતા માટે આપણે આભારીજ છીએ!

હિંદુસ્થાનની અંતર્વ્યવસ્થા સુધારવા માટે મી૦ કર્ટિસની તુર્તની યોજના ઉપરની યોજનાથી સ્વતંત્ર છે. તેને "પ્રાંતિક સ્વરાજ્યના હુપતા"ની યોજના કહી શકાય. જે માન્યતા ઉપર એ યોજના રચવામાં આવી છે, તે આ પ્રમાણે છે.—

હિંદુસ્થાન પૂર્ણ સ્વરાજ્ય ભોગવવાને લાયક છે કે નહિ, તે એક સંશયાત્મક વાત છે, તેનો અખતરો કરવાને હરકત નથી. પણ એવી સંશયાત્મક વાતનો અખતરો હિંદી સરકાર ઉપર કરવો વ્યાજબી ગણાય નહીં. પ્રાંતિક સરકારો ઉપર એ અખતરો ધીમે ધીમે અજમાવી જોવો ઠીક છે. મી૦ કર્ટિસ ચોખ્ખું મને કહે છે કે "હું આ વિષયને એક અખતરો માનું છું."

હિંદીઓ અને મી૦ કર્ટિસ વચ્ચે આ જ પહેલો મ્હોટો મતભેદ છે હિંદીઓમાં સ્વરાજ્ય ભોગવવાની લાયકાત વિષે અચળ શ્રદ્ધા છે; મી૦ કર્ટિસને તે બાબત સંશય છે. મી૦ કર્ટિસનો સંશય પ્રમાણિક છે, એમ અમે માનીએ છીએ; પણ તેથી હિંદીઓ એની યોજના કબુલ કરે, એ નજ બને.

હવે તે યોજનાના મુદ્દાઓ તપાસીએ.

(૧) હિંદુસ્થાન સરકારને જે ખાતાઓનો વહીવટ કરવો પડે છે, તેમાના કેટલાંક ખાતાં કેવળ પ્રાન્તીય અને કેટલાંક કેવળ સર્વદેશીય ગણાય. અમેરિકા, કૅનેડા, આફ્રિકા વગેરે સર્વ દેશોમા એવી પદ્ધતિ છે કે પ્રાન્તિક ખાતાઓના વહીવટમાં મધ્ય-સરકાર હાથ ઘાલી શકે જ નહીં, તે ખાતાંઓના વિષયમાં પ્રાન્તિક સરકારને સંપૂર્ણ સ્વતંત્રતા હોય છે આ પદ્ધતિને મી૦ કર્ટિસ દ્વિરાજ્ય—પદ્ધતિનું (Dyarchy) નામ આપે છે દ્વિરાજ્ય પદ્ધતિ એ મી૦ કર્ટિસની યોજનાની મુખ્ય સૂત્ર છે એ પદ્ધતિને હિંદુસ્થાનમા પણ સ્થાન મળવું જોઇએ હિંદી સરકારનો અને પ્રાન્તિક સરકારોની હકુમત ધારે સ્પષ્ટતાથી આલેખાવી જોઇએ જે ખાતાઓ પ્રાન્તિક સરકારના વહીવટમાં સોંપવામાં આવે, તેમા હિંદી સરકારને બોલવાનો હક્ક ન જોઇએ, તે બાબત જવાબદારી રહેણ ન જોઇએ. આ સૂત્ર આટલે સુધી આપણને કબુલ છે. 'પ્રાન્તિક સ્વરાજ્ય (Provincial Autonomy) એ આપણી માંગણીઓમા સમાઇ જાય છે.

(૨) પ્રાન્તીય ખાતાઓના મી૦ કર્ટિસે બીજા અધ્યયનમા ચાર વિભાગ કર્યા છે, પણ ચોથા અધ્યયનમાં દુરૂસ્તી કરી નીચે પ્રમાણે બે ભાગ પાડયા છે:—

૧ લા ભાગમાં આવતાં ખાતાંઓ.

| | |
|---|---|
| ૧. પ્રાથમિક દેશી શિક્ષણ | ૫ રાજમાર્ગ શિવાયના બીજા રસ્તાઓનાં કામ. |
| ૨ ઔષધ. | ૬. જાહેર બાંધકામો |
| ૩. ગામ–સુધરાઇ. | ૭ બૉર્ડોને સોંપેલાં બીજાં કામો ઉપર અંકુશ. |
| ૪. પશુ–ચિકિત્સા. | ૮. મ્યુનિસિપાલિટીઓ ઉપર અંકુશ. |

૨ જા ભાગમાં આવતાં ખાતાંઓ.

| | |
|---|---|
| ૧. ખેતી. | ૭. પ્રાન્તિક રેલ્વે |
| ૨. સહકારી લેણદેણ | ૮ જંગલ |
| ૩. ઉદ્યોગ-ધંધા. | ૯. નહેરો. |
| ૪. સંગ્રહાલયો અને પ્રદર્શનો. | ૧૦. ઉચ્ચ શિક્ષણ |
| ૫. દસ્તાવેજોની નોંધ. | ૧૧. દુષ્કાળસંકટનિવારણ |
| ૬. રાજમાર્ગો અને પુલો. | |

(૩) મી કર્ટિસ કહે છે કે પ્રાન્તિક ધારાસભાઓને બેવડું સ્વરૂપ આપવું એક સ્વરૂપે તે પૂર્ણ પ્રજાકીય સરકાર બની રહે, અને બીજા સ્વરૂપે હાલની માફક માત્ર તે સલાહકારક મંડળનું કામ કરે સ્વરાજ્ય ભોગવતી સરકાર તરીકે એને પહેલા વિભાગમાં આવતાં સર્વે ખાતાઓનો વહીવટ સોંપી દેવો. ઓછામાં ઓછાં એટલાં ખાતાંઓ તો સોંપવાજ જોઇએ, એમ મી. કર્ટિસ માને છે, કારણ કે એ ખાતાઓ એક બીજાથી જુદાં પાડી શકાય એવાં નથી તે ખાતાંઓનો વહીવટ કરવા માટે ધારાસભામાથી ધારાસભાને જવાબદાર એવા મંત્રીઓ નીમાય, તેને માટે જોઇતા નાણાં માટે કર નાંખવાનો હક્ક પણ વહીવટ કરવાના હક્કમા સમાઇ જાય છે ઉપરના પહેલા વિભાગનાં ખાતાઓનો વહીવટ દરેક પ્રાન્તિક સરકારને પાચ વર્ષ સુધી સોંપવો. જો તે બાદ તેમની યોગ્યતા સિદ્ધ થય તો બીજા વિભાગમાથી, એક, બે કે વધારે ખાતાંઓ સોંપતા જવાં, જો એમ લાગે કે વધુ ખાતા મેળવવાની યોગ્યતા પ્રાપ્ત નથી કરી, પણ તેમનો વહીવટ છેક અપજશીઓ નથી, તો બીજાં પાંચ વર્ષ તે જ પ્રમાણે કામ ચાલુ રાખવું, જો નિષ્ફળતા સિદ્ધ થાય તો પ્રજાકીય સરકારને દૂર કરવી મુંબાઇ જેવા આગળ વધેલા પ્રાન્તને પહેલેથીજ બીજા વિભાગમાના કોઇક ખાતાઓ આપ્યાં હોય તો તેમા હરકત નથી.

અમલદાર-સરકાર પાસે એટલે બ્યુરૉક્રસી પાસે રહેલા બીજા વિભાગના ખાતાઓનો વહીવટ હાલની માફકજ સરકાર કરે, તે કાર્યમા ધારાસભા હાલની માફક તે સરકારને મદદ કરે

ઉપલી સૂચનાના પક્ષમા મી. કર્ટિસની મુખ્ય દલીલ એ છે કે હિંદુસ્થાનના જુદા જુદા પ્રાંતોની પ્રગતિ એક સરખી નથી, માટે સર્વે પ્રાન્તોમાં એક સરખા હક્કો આપી શકાય નહિ. જો થોડાજ હક્કો આપીએ તો આગળ વધેલા પ્રાન્તોને અન્યાય થાય; અને ઘણા આપીએ, તો પાછળ રહેલા પ્રાન્તો છાજી ન શકે. દરેક પ્રાન્તોને પહેલા હપતાથી શરૂ કરીને પોત પોતાની યોગ્યતા પ્રમાણે છવટ ઉપર સપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્ય મળે એવી તક આ યોજનામા રહેલી છે

ઉપરની યોજનાની સામે મુખ્ય વાધા નીચે પ્રમાણે છે.—

(૧) મી. કર્ટિસ દ્વિરાજ્ય—પદ્ધતિ સ્થાપવા માંગે છે; પણ ઉપરની સૂચના તો એકદમ ત્રિ-રાજ્ય સ્થાપશે. પ્રાન્તિક સરકારના બંધારણમાં એક ભાગપ્રજાને જોખમદાર અધિકારીઓનો અને બીજો બીનજોખમદાર અધિકારીઓનો થશે. આ બેની વચ્ચે હમેશા મારામારી થશે. લોક-સરકારને હલકી બતાવવાનો પ્રયત્ન અમલદાર-સરકાર કરશે. પ્રાંતિક સ્વરાજ્યવાળી દ્વિરાજ્ય પદ્ધતિ એ એક વાત છે, અને પ્રાંતિક સરકારમાંજ બે વદ્દન જુદી જાતનાં તત્વો ભેગાં કરવાં તે જુદી વાત છે.

(૨) આ યોજનાની અંતર્ગત રહેલો હિંદીઓની સ્વરાજ્ય ભોગવવાની લાયકાત વિષેનો સંશય સપ્રમાણ અને યોગ્ય પણ હોય, તો પણ ઉપરની યોજના કબુલ કરી શકાય નહીં, દલીલ ખાતર આપણે કબુલ કરી લઇશું કે સર્વે ખાતાંઓ સંભાળી શકે એવી યોગ્યતા ધરાવનારા હિંદીઓ આપણી પાસે પુરતા જથ્થામાં નથી, આપણી પાસે એવા માણસો નથી કે જે, દાખલા તરીકે ઉદ્યોગ હુન્નર અને વ્યાપારી રાજ્યનીતિને અમુક ધોરણ ઉપર મુકી તેને માટે એક સંપૂર્ણ યોજના ઘડી અમલમાં આણી શકે; અથવા રેલ્વે-ખાતું સંભાળી શકે. હવે જે ખાતાઓ સંભાળવાની યોગ્યતા વિષે મી. કર્ટિસને સંશય છે, તેના વહીવટમાં પણ સલાહ આપવાની હિંદી ધારાસભાની યોગ્યતા મી. કર્ટિસ સ્વીકારે છે. તો તો સારો માર્ગ એજ છે કે જે ખાતાઓ હિંદી બીન અમલદાર વર્ગ સંભાળી શકે એવાં હોય, તેવાં ખાતાંઓનાં ઉપરી તરીકે હિંદી બીન અમલદારોને નીમવા, અને બીજા ખાતાઓમાં અમલદારોને નીમવા; પણ તે અમલદાર તેમજ બીન અમલદારો ઉપર ધારાસભાને એવી સત્તા આપવી જોઇએ કે જેથી તેમને ધારાસભાની સલાહ પ્રમાણેજ ચાલવું પડે જો ધારા સભાની સલાહ પ્રમાણે ચાલવાને અધિકારી વર્ગ બંધાયલો ન હોય તો તે સલાહ આપવી નકામીજ થાય છે જો સલાહ આપવાની લાયકાત હોય, તો તે સલાહ પ્રમાણે વર્તન થવુજ જોઇએ એટલે અધિકારી મંડળનું કાર્ય ધારા-સભાએ પસંદ કરેલી રાજ્યનીતિને અનુસરીને અમલ કરવાનું હોવુ જોઇએ. મી. કર્ટિસની યોજનામાં બિન અમલદાર વર્ગ ઉપર ધારાસભાનો સંપૂર્ણ અંકુશ રહેશે; પણ અમલદાર વર્ગ ઉપર મુદ્દલેઅંકુશ નહિ રહે, તે આજના જેવોજ જોખમદારી વગરનો રહેશે. તે અંકુશ તો મળવોજ જોઇએ

ઉપર પ્રમાણે કેવી રીતે થઇ શકે, તે જરા લંબાણથી સમજાવવું જરૂરનું છે. ધારો કે પ્રાન્તિક સરકારને નીચે પ્રમાણે છ મુત્સદીઓનું પ્રધાનમંડળ નીમવાની જરૂર છે

૧. ખેતી અને મહેસુલ ખાતાનો પ્રધાન—આમાં સહકારી ચળવળ, જંગલ, અને જાહેર બાંધકામોના ખાતાનો સમાવેશ થાય.

૨ વ્યાપાર ખાતાનો પ્રધાન—આમાં ઉદ્યોગ, વ્યાપાર, રેલ્વે, ગોદીઓ, ટપાલ, તાર વગેરે ખાતા આવે.

૩ કોષ ખાતાનો પ્રધાન—કોષ અને હિસાબ.

૪. કાયદાખાતાનો પ્રધાન.
૫. શિક્ષણ ખાતાનો પ્રધાન.
૬. પ્રકીર્ણ ખાતાઓનો પ્રધાન.

હવે એમ સમજો કે ધારાસભાના મુખ્ય સભાસદોને ગવનર બોલાવીને પુછે કે તમે પ્રધાનમંડળ બનાવી શકશો? પ્રધાનમંડળ બનાવવાની ખટપટને અંતે એમ માલુમ પડે કે ધારાસભામાં માત્ર ત્રણજ મનુષ્યો પ્રધાનપદ લેવાની યોગ્યતા ધરાવે છે, બીજા સભાસદો પ્રધાનપદ લેવા યોગ્ય નથી અથવા ખુશી નથી. તો તેવા સંજોગમાં બીજા ત્રણ પ્રધાન અમલદાર વર્ગમાંથી નીમવા આ છ જણાનું પ્રધાન મંડળ ધારાસભાએ પસંદ કરેલી રાજ્યનીતિ પ્રમાણે વહીવટ ચલાવવાને બંધાય; અને તે જ તેમનો ધર્મ સમજવો જોઇએ.

મી. કર્ટિસની યોજનામા આ પ્રમાણે અમલ ન થાય, જે ખાતાઓ માટે સ્વરાજ્ય આપવામાં આવે, તે ખાતાંઓ માટે ગવર્નર ધારાસભાના સભ્યોમાંથી આગેવાનો બોલાવે; તેઓ પોતપોતાનો પક્ષ તપાસી જુએ, જે પક્ષ બળવાન હોય, તેમાંથી પ્રધાનમંડળ ગોઠવાય; એ પ્રધાનમંડળ પોતાનો પક્ષ બળવાન રહે ત્યા સુધી અમલ કરે, પોતાનો પક્ષ નિર્બળ થતાં, રાજીનામું આપી દે, અને બીજો પક્ષ પ્રધાનમંડળ બનાવવા પ્રયત્ન કરે; આ રીતે પ્રજાકીય પ્રધાન-મંડળ બને. નિ:સંશય, આમા પ્રધાનોને વધારે સ્વતંત્રતા મળે છે; પોતાનીજ રાજ્યનીતિનો અમલ કરવાની તેને તક મળે છે.

પણ જે ખાતાઓનો વહીવટ પ્રજાને સોંપવામા આવ્યો ન હોય, તે માટે મી૦ કર્ટિસની યોજના પ્રમાણે ગવર્નર પોતાને ગમે તે અમલદારો નીમે; તે અમલદારો અને ગવર્નરને જેમ યોગ્ય લાગે તેમ અમલ બજાવે, તેમને ધારાસભા સલાહ આપે, પણ તે સલાહ પ્રમાણે ચાલવાને તે અમલદારો બંધાયલા રહે નહિ.

અમને લાગે છે કે મી૦ કર્ટિસના મનમાં રહેલી શંકાઓ યોગ્યજ હોય, તો તો મી૦ કર્ટિસની યોજના કરતાં અમારો સૂચવેલો માર્ગ વધુ શ્રેયસ્કર થઇ પડે. એમાં જેમ જેમ યોગ્યતાવાળા માણસોની ભરતી થતી જાય, તેમ તેમ અમલદારો એની મેળેજ ઓછા થઇ જાય. "બીજાં ખાતાંઓ અમને સોંપો, બીજાં ખાતાઓ અમને સોંપો," એવી અરજીઓ લઇ હિંદી સરકારને બારણે ધક્કા ખાવા ન પડે

(૩) મી. કર્ટિસની યોજના સામે વિશેષ વાંધો એ છે કે એવા હપતા બાંધી આપવાનો બનાવ કોઇ બીજા દેશમાં બન્યો નથી સ્વરાજ્ય અને પરરાજ્યનો ભેળ કદી પણ સુખકારક થઇ શકે નહિ

(૪) અસ્તુ. હવે મી કર્ટિસની યોજનાનો ચોથો મુદ્દો જોઇએ. ધારાસભાના સભ્યોને ચુંટવાની હાલની પદ્ધતિને મી કર્ટિસ વ્યાજબી રીતેજ વખોડી કાઢે છે. હાલમાં અમુક સંસ્થાઓને ધારાસભાના મ્હોટા ભાગના સભાસદો ચુંટવાનો હક્ક છે. કર ભરનારાઓને સભાસદો ચુંટવાનો સીધો હક્ક નથી. મુસલમાનોને જ માત્ર સીધી ચુંટણીનો હક્ક છે. પ્રસ્તુત પદ્ધતિ સામે મી. કર્ટિસ બે પ્રશ્નો ઉઠાવે છે:

(આ) જે સંસ્થાઓને સભાસદો ચુંટવાનો હક્ક છે, તે સંસ્થાના મૂળ મતદારોનેજ એ હક્ક કેમ આપતા નથી? એટલે, દાખલા તરીકે, મ્યુનિસિપાલીટીને જો એક સભાસદ મોકલવાનો હક્ક હોય, તો જે મતદારો મ્યુનિસિપાલીટીને ચુંટે છે, તે મતદારોને પોતાને જ કેમ એ હક્ક આપતા નથી?

જો એમ કહેશો કે એ મૂળ મતદારોમાં મત આપવાને જરૂરનું જ્ઞાન હોતું નથી, તો બીજો પ્રશ્ન એ છે કે

(આ) એ સંસ્થાના સભાસદો શિવાય કોઈ બીજા આ બાબતમાં મતદાર થવાની યોગ્યતા ધરાવનારા નથી? જો હોય, તો તેમને મતદારોમાં કેમ સામેલ કરતા નથી?

ખરે જ, આ પ્રશ્નોને કોઈ વ્યાજબી ઉત્તરો નથી, અને મી. કર્ટિસ કહે છે તેમ સ્વરાજ્યની કેળવણી આપવાનો સોથી સ્હેલો માર્ગ તો એજ છે કે ધારાસભાના સભ્યોની ચુંટણી સીધી લોકો મારફતે જ થવી જોઈએ.

ધારાસભાની બાબતમા મી. કર્ટિસની બીજી તકરાર પણ યોગ્યજ છે. તે કહે છે કે "સરકાર તરફનો મત દૂર કરો." સરકાર તરફથી મત આપવાને માટે જ સભાસદો–અમલદાર કે બિન અમલદાર—નીમવા, તેમા અપ્રમાણિકતા છે, મોટો ખર્ચ છે, અને વખતનો બગાડો કરવાનું છે ખરી વાત તો એ છે કે પ્રાંતિક સરકાર હિંદી સરકારને જવાબદાર છે, તે જવાબદારીમાં એની સ્થિતિ કફોડી ન થાય. માટે તેને સરકાર તરફના મતદારો મુકવાની જરૂર પડે છે. જો એમ જ હોય, તો પ્રમાણિક રસ્તો તો એજ છે કે એમ સ્પષ્ટ કહેવું કે સરકાર ધારાસભાના મત પ્રમાણે ચાલવા માટે એક પણ બાબતમા બંધાયલી નથી. મોટો પગાર ખાતા સરકારી અમલદારોને, ઘણીવાર તેમના અંતઃકરણની પણ વિરૂદ્ધ મત આપવાને, દિવસોનાં દિવસો સુધી રોકી રાખવા, એ તદ્દન ગેરવ્યાજબી છે

મી કર્ટિસ કહે છે કે સરકારી મતદારને કાઢી મુકો, આનો અર્થ એ નથી કે સરકારી અમલદારોના અનુભવનો લાભ ન લેવો તેમની સલાહ લેવી, જે બાબતોમાં તે પ્રવીણ હોય, તે બાબતો તેમની પાસે સાંભળવી, જરૂર એને સભામાં બોલાવવા, પણ એને મત આપવાનો હક્ક ન આપવો.

(૫) મી. કર્ટિસની યોજનાનો પાંચમો મુદ્દો એ છે કે મધ્ય સરકારનું બંધારણ તે સુધારવાજ માગતા નથી. તે હાલ છે તેમ ભલે રહે. આ ઉપર ટીકા કરતાં રા. આર. જી. પ્રધાન (તંત્રી, ભારત સેવક) કહે છે કે પૂર્ણ પ્રાંતિક સ્વરાજ્ય આપવાની જો કબુલાત આપવામા આવે, તો હિંદીઓ કદાચ મધ્ય–સરકારને સુધારવાની વાત પડતી મુકે. અમને આ બાબત મ્હોટો શક છે. મી કર્ટિસના પ્રાંતિક સ્વરાજ્યના હપતા પણ જો કબુલ રાખીએ, તો તેવાજ હપતા મધ્ય–સરકારના કારોબારમાં પણ કેમ ન મળે? જે કારોબાર પ્રાંતિક સરકારમાં પ્રજાકીય રાજ્ય કરી શકે, તે કારોબાર મધ્ય સરકારના કારોબારમાં કેમ ન કરી શકે, તેનું કાંઈ વિશેષ કારણ જણાતું નથી. હિંદુસ્થાને તો આ

બાબતમાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટ દર્શાવી દીધોજ છે, એટલે રા. પ્રધાન ધારે છે તેવા સંતોષની આશા રાખવી ફોગટ છે.

(૬) મધ્ય સરકારને કોઇ પણ પ્રજાકીય પ્રાન્તિક સરકારને બીજા વિભાગનાં ખાતા સોંપવાનો હક્ક રહે, પણ તે પાછા ખેંચી લેવાનો હક્ક પાર્લામેંટ પાસે રહે

(૩)

ત્રીજા લેખમાં 'હિંદુસ્થાનની જમીન-મહેસુલ "નું અધ્યયન કરવામાં આવ્યું છે. આમાં બંગાળની નિત્ય-વ્યવસ્થા (Permanent Settlement) ને વખોડવામાં આવી છે, સંયુક્ત પ્રાન્તોની જમીન-વ્યવસ્થાનું વિગતવાર અવલોકન કરવામાં આવ્યું છે; જમીન-મહેસુલને કર ગણવો કે જમીન-ભાડું ગણવું, તે ઉપર વિવાદ કર્યો છે, અને હિંદુસ્થાનની એકંદર પદ્ધતિ વિષે છેવટનો નિર્ણય નીચે પ્રમાણે બાંધ્યો છે.

(૧) જમીન-મહેસુલને કર ગણવામાં આવે છે, એ રીત ખોટી છે. એને ભાડું ગણવું જોઇએ એને ભાડું ગણવાથી જમીનની ઉપજ ઉપર ઇન્કમટેક્સ વગેરે કર નાંખી શકાશે. નવા ઇન્કમટેક્સ બીલની અંદર એ મત તરફ પ્રગતિ કરવાનો પ્રયત્ન ખુલ્લો માલુમ પડી આવે છે

(૨) જમીન મહેસુલ વસુલ કરવાની રાજ્યનીતિ "મેન્ચેસ્ટર-દર્શન" પ્રમાણે અત્યાર કરવામા આવી છે તે ભૂલ ભરેલી છે, તે દર્શનનું મૂળ એવું છે કે જમીનના માલિકોને વધારેમા વધારે નફો લેવા દેવો, કે જેથી તેઓ પોતાની જમીનની તેમજ પોતાની સ્થિતિ સુધારે, વસ્તુત. એ પ્રમાણે થતુ નથી. ઘણું ખરૂ વધારાનો નફાનો દુરૂપયોગજ થાય છે તેને બદલે "જ્યૉર્જ-દર્શન" (એટલે હેન્રી જ્યૉર્જ તથા લૉઇડ જ્યૉર્જના મતો) ને સ્થાન મળવુ જોઇએ. એટલે જમીનના માલીકના ગુજરાનને માટે જેટલી રકમ ઓછામા ઓછી જોઇએ, તેટલુંજ તેને આપી, વધારાનો નફો સરકારે લેવો જોઇએ, કે જેથી તે ઉત્પન્ન સર્વોપયોગી કામોમા ખરચી શકાય.

તત્ત્વમાં મી કર્ઝનની દલીલ વ્યાજબી છે. પણ તેમાં અમે એટલુંજ ઉમેરીશું કે જ્યૉર્જ અને મનોનો સદુપયોગ એક સ્વદેશી અને પ્રજાકીય સરકારજ કરી શકે, વિદેશી અને અમલદારી સરકાર તો દેશનું વધારે સત્યાનાશજ વાળે. બીજું, જમીનદારો અને મ્હોટી જમીનવાળાઓ પ્રમાણમાં જુજ છે, હિંદુસ્થાનનો મ્હોટો ભાગ, થોડી જમીન વાળો છે, તેમની પાસે દુરૂપયોગ કરવા જેટલી શુ-પણ બે વાર પુરૂં પેટ ભરવા જેટલી પણ બચત રહેતી નથી, એ વાત નિર્વિવાદપણે સાબીત થયેલી છે.

(૩) મી. જૅકના બંગાળ સબંધી અને મી ગૅલેટીનાં મદ્રાસ સંબંધી પુસ્તકો ઉપરથી મી કર્ઝિસ સિદ્ધ થયેલુ ગણેછે કે હિંદુસ્થાનનો વતની પ્રમાણમાં બીજા દેશોનાં વતની કરતાં સરકારી ઉપજમાં ઓછો ફાળો આપે છે. મી ગૅલેટીએ મદ્રાસના એક ગામડાનો અને ઇટલીના એક ગામડાનો મુકાબલો કર્યોછે, તે જાણવા જોગ હોવાથી નીચે આપ્યો છે:—

| | કોનાતાલ પલ્લી (મદ્રાસ) | ટોરે સાન પેટ્રિઝીઓ (ઇટલી) |
|---|---|---|
| ૧. વસ્તી | ૧૩૦૦ | ૧૯૦૦. |
| ૨. ગામની જમીન એકર | ૨૭૦૦ | ૨૭૦૦. |
| ૩. ખેડાતી જમીન ,, | ૨૫૦૦ | ૨૦૦૦. |
| ૪ જમીન મહેસુલ રૂ. | ૩૦૦૦ | ૨૭૪૧. |
| ૫. બીજા સ્થાનિક કરો રૂ. | ૨૫૦ | ૯૧૧૩. |
| કુલ સરકારી ઉપજ રૂ. | ૩૨૫૦ | ૧૧,૮૫૪. |
| ૬. ગામની વાર્ષિક કાચી (Gross) ઉપજ કુલ રૂ. | ૭૦,૦૦૦ | ૯૦,૦૦૦. |
| ૭. ખેતીમાંથી કરો બાદ જતાં ઉપજ રૂ. | ૨૨,૦૦૦ | ૨૮,૦૦૦. |
| ૮ માણસદીઠ કરની રાસ રૂ. | ૨॥ | ૯ |
| ૯. માણસ દીઠ કુલ કાચી ઉપજ રૂ | ૫૫ | ૭૦ |
| ૧૦. માણસ દીઠ ખેતી-માંથી ઉપજ રૂ | ૧૭ | ૨૨ |
| ૧૧. માણસ દીઠ એકંદર બચત રૂ. | ૫૨॥ | ૬૧. |

આ રીતે મી૦ જૅલેટ સિદ્ધ કરે છે કે મદ્રાસમા જ્યારે ૫૫ રૂપીએ અઢી રૂપીઆ કર બેસે છે, ત્યારે ઇટલીમાં ૭૦ રૂપીએ નવ રૂપીઆ આપવો પડે છે. ઇટલીમાં દર માણસ દીઠ બચત રકમ લગભગ રૂ. ૧૫ વધારે રહે છે; પણ તે ઇટલીના રહેવાસીની સુધરેલી રીતને માટે ઉલટી ઓછી છે: તેનો પુરાવો એ છે કે ઇટલીનાં ગામડાંનાં દર એક રૂપીઆના દાગીનાની જગ્યાએ મદ્રાસના ગામડામાં રૂ. ૨૫ ના દાગીના મળશે; વળી મદ્રાસનો ગામડીઓ લગ્ન વગેરે પાછળ વધુ રકમ ખર્ચી શકે છે, એટલે એકંદરે મદ્રાસના ગામડીઆને મોજમઝા માટે વધુ બચત રહે છે. આથી ઉલટું સાન પેટ્રીઝીઓમાં કરનો બોજો વધુ હોવાથી, ત્યાંનાં ઘરો સારાં છે, રસ્તાઓની સ્થિતિ સારી છે; શિક્ષણની વ્યવસ્થા સંપૂર્ણ છે, દાકતર અને દાઇની મદદ મફત મળી શકે છે, મરણ ઓછાં થાય છે; પશુની ચિકિત્સા થઇ શકે છે, ખેતીમાં અને બાંધકામમા સલાહ આપવા માટે પ્રવીણ પુરૂષોની મદદ મળે છે, વગેરે.

આ દલીલોમા કેટલીક ગંભીર ભૂલો સમાયલી છે, વાચક જોઇ શકશે કે પલ્લીમા ૫૦૦ એકર જમીન વધુ ખેડાય છે, તોપણ ઉપજ ૭ હજાર રૂપીઆ કમતી

માન પેંદ્રીઓની ઉપજના પ્રમાણમાં કોનાવાલા પલ્લીની ઉપજ રૂ. ૩૫,૦૦૦ થવી જોઈએ; તે જ પ્રમાણે હિસાબ કરવા ગામની વાર્ષિક કાચી ઉપજ રૂા. ૭૦,૦૦૦ ને બદલે રૂા. ૯૭,૦૦૦ થવી જોઇએ. એટલે કોનાતાલા પલ્લીના ખરા આંકડા નીચે પ્રમાણે આવવાં જોઈએ.

| | | |
|---|---|---|
| કાચી વાર્ષિક ઉપજ ... ... ... ... ... | રૂા, | ૯૭,૦૦૦ |
| ખેતીની ખરી ઉપજ ... ... ... .. .. | ,, | ૩૫,૦૦૦ |
| માણસ દીઠ કાચી ઉપજ ... ... ... ... | ,, | ૭૫ |
| ,, ખેતીની ,, ... .. ... ... | ,, | ૨૭ |

સ્વરાજ્યની તરફેણમાં આ આંકડાઓ ઘણા મહત્વનાં છે. સ્વરાજ્ય ન ભોગવતાં કોનાતાલા પલ્લીને દર વર્ષે ખેતીમાં રૂા. ૧૩,૦૦૦ નુ અને ઉદ્યોગ ધંધામાં રૂા. ૧૪,૦૦૦ નું એટલે એકંદર રૂા. ૨૭,૦૦૦ નું નુકસાન ખમવું પડે છે હવે, આ તો એક જાણીતો નિયમ છે કે વાર્ષિક રૂા. ૭૫ ની ઉપજવાળો માણસ દશ રૂપીઆ કર ભરી શકે તેથી રૂ ૫૦ ની ઉપજવાળો માણસ છા રૂપીઆ ભરી શકે, એમ કેહવાય નહીં; તેને તો બે રૂપીઆ પણ ભારે પડે. કોનાતાલા પલ્લીનીજ ઉપજ વર્ષે ૨૭,૦૦૦ વધારી શકાય, તો તેને કરો ખાતે રૂ. ૧૦,૦૦૦ વધુ આપવા ભારે ન પડે, એ દેખીતું છે. વધારાનો કર, વધારાની (Superfluous) ઉપજમાથીજ લઇ શકાય. સ્વરાજ્ય મળ્યા વગર એ ઉપજ વધારવાના પગલાં નહિ લેવાય, એ દેખીતું છે.

( ૪ )

ચોથા લેખમાં નીચેનાં વિષયોનો સમાવેશ છે:—

( ૧ ) પ્રાન્તિક સરકાર અને જિલ્લા બૉર્ડો વચ્ચેનો આર્થિક સંબંધ.

( ૨ ) જિલ્લા બૉર્ડોનું સ્વરાજ્ય.

( ૩ ) બીજા અધ્યયનમાં આવેલી યોજનાની દુરસ્તી. ( આ વિષયની નોંધ ઉપર લેવાઇ ગઈ છે. )

પહેલા અને બીજા ભાગો-ખાસ કરી સંયુક્ત પ્રાન્તોના-અભ્યાસીને માટે ઉપયોગી છે; ત્યાંની જિલ્લા બૉર્ડોની સ્થિતિ, અને શિક્ષણ સંબંધી સરકારી કર્તુત્વ, હિંદી અને ઉર્દુ ભાષાનો ઝઘડો, એ સંબંધી ઉપયોગી માહીતિ આપેલી છે. સરકારને પોતાનું કાર્ય કરવામાં કેવી જાતની મુશ્કેલીઓ નડે છે, તેનો ચિતાર પણ ઠીક આપ્યો છે જિલ્લા બૉર્ડોનું સ્વરાજ્ય નામનું છે, ઘણું ખરૂ કામ સરકારી અમલદારોજ કરે છે, એ હાલની પદ્ધતિનું પરિણામ છે, એવો તેનો મત પણ યોગ્યજ છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

---

# વ્યાયામશાળાની યોજના.



આપણા ગુજરાતમા બુદ્ધિવિકાસ ઉપર જેટલું ધ્યાન આપવામાં આવે છે તેનાથી અડધું ધ્યાન શરીરના વિકાસ પર આપવામા આવતું નથી. કેળવાયલા વર્ગમા પણ એવી માન્યતા પ્રચલીત છે કે માણસ હુશિયાર થાય તો પછી તેને જીવન માટેના સાધનો સ્હેલાઇથી મળી શકે તેમ છે, અને શરીરને વિષે સામાન્ય જનસમૂહ બેદરકાર રહે તો તેમાં કાંઈ મ્હોટી ભૂલ નથી. યુરોપમાં ચાલી રહેલી ઘોર યાદવાસ્થલીનુ અવલોકન કરતા પ્રત્યેક માણસને સ્પષ્ટ જણાશે કે શરીર એ મનુષ્યજીવનનો ઘણોજ ઉપયોગી ભાગ છે અને તેને વિષે બેદરકાર રહેવાથી પ્રજાકીય જીવન લાબું ટકી શકવું અશક્ય છે. બીજી પાસથી જો આપણા ગુજરાતમા વ્યાપી રહેલા અનેક વ્યાધિઓ વગેરેના કારણો તપાસીશું, અને આપણા લોકો ઉપર ગુજરતાં અનેક નૈતિક સંકટોનું કારણ પણ તપાસીશું તો આપણને જણાશે કે શરીરની ખીલવણી વિષેની આપણી બેહદ ઉદાસીનતા એ પણ એક કારણ છે. દાખલા તરીકે આપણામાંના સામાન્ય માણસને મહેનતનું કામ કરતા તાવ ચઢી આવે છે-સતત પાચ કલાક સુધી એકજ બેઠકે બેસી વાચવાનો કે બીજો શ્રમ કરતાં માથું દુખી આવે છે. જરા ગરમી પડે કે આપણા લોકો તે ખમી શકતા નથી આગગાડીમાં ગયા તો ત્યા પણ ધક્કો ખાઇ જ્યાં મળે ત્યાં જગો લઇ ક્ષમાનો ગુણ આપણા લોકો પરાણે આચરતા જણાય છે. કોઈ માણસ આપણી નજર સમક્ષ અન્યાય કરતો હોય તોપણ આપણે શારીરિક નબળાઇને લીધે તેનો અટકાવ કરવાનો પ્રયત્ન કરતા નથી

આ પ્રમાણે શરીરને વિષે બેદરકાર રહેવાથી આપણે ઘણીજ નિર્માલ્ય સ્થિતિમા આવી પડયા છીએ. તેમાંથી મુક્ત થવું એ પ્રત્યેક સહૃદય માણસની ફરજ છે તેમાં કેટલાક સામાજિક કારણો પણ આપણે દૂર કરવા પડશે. બાળલગ્નની પદ્ધતિને જેમ બને તેમ જલદી તિલાંજલિ આપવામાં આવે તો શારીરિક નિર્બળતાનું, નિબળ બાળકોની ઉત્પત્તિનું અને નિર્દોષ અસંખ્ય બાળકોના મરણનું એક કારણ દૂર થશે. આપણા દેશના કેળવાયલા વર્ગે આ કાર્યમાં પ્રયત્નો આરંભ્યા છે, એ તેની સફળતાની નિશાની છે.

વ્યાયામ અથવા શરીરને કસરત આપવી એ બીજી અગત્ય છે. સ્વામી સત્યદેવે મુંબાઇમાં ભાષણ આપતાં કહ્યું હતું કે "આપણા દેશમા સ્થળે સ્થળે દેવમંદિરો છે તે તે મંદિરો જોડેજો એક એક વ્યાયામશાળા થાય તો કેવી મઝા પડે?" સામાન્ય રમતો જેવી કે ક્રિકેટ, ટેનીસ વગેરે ઘણી ખર્ચાળ હોય છે અને સાધનોની તેમાં ઘણી જરૂર પડે છે. વળી ન્હાનાં છોકરાંઓને તેમા રસ પડતો નથી. માટે વ્યાયામશાળા અખાડાઓ-આપણા ગુજરાતમાં સ્થપાય એ ઘણુંજ આવશ્યક છે.

થોડા સમયથી આપણા કેળવાયલા વર્ગનું ધ્યાન આ પ્રશ્ન તરફ ખેંચાવા લાગ્યું છે અને સ્થળે સ્થળે આવી સંસ્થાઓ કાઢવાની તીવ્ર ઇચ્છા દર્શાવવામાં આવેલી છે. તેને માટે આવશ્યક સાધનોની નોંધ નીચે આપવામા આવી છે. તે જાણવાથી ઉત્સાહી ગૃહસ્થને ઉપયોગી થઇ પડવાનો સંભવ છે.

૧. સ્થળ.—અખાડા માટેની જગ્યા ગામથી બહુ દૂર નહિ તેમ છેક ગામ વચ્ચે પણ નહિ એવી ચારે બાજુએ ખુલ્લી જો મળી આવે તો ઘણું સારૂં. તેની આસપાસ કુંભારની ભઠ્ઠી કે કારખાનું અથવા તો કોઇપણ હવાને બગાડે એવી ચીજ હોવી જોઇએ નહિ. વળી પાણી ભરાઇ રહે એવા ખાઓચિયાં કે પાણીની નીક તેની આસ પાસ હોય નહિ એની સંભાળ રાખવી. ઉંચી સપાટ જગ્યા મળે તો તે જરૂર મેળવવા પ્રયત્ન કરવો ગામની વચ્ચે પણ આરોગ્ય જગ્યો મળે તો તેથી નુકશાન નથી. આવી જગ્યા બને તો બક્ષિસ તરીકે અથવા અમુક વર્ષોને પટે નહિ તો છેવટ ભાડે મેળવવી જોઇએ. વેચાતી લેતાં ઘણો ખર્ચ થાય છે શક્તિ હોય તેમણે વેચાતી લેવી. તૈયાર છાપરાવાળી જમીન મળે તો તેમાં નીચે આપેલા માપ પ્રમાણે ફેરફાર કરી લેવો.

જમીનનું ક્ષેત્રફળ ઓછામા ઓછુ-૧૦૦ ફીટ લબાઇ × ૫૦ ફીટ પહોળાઇ જેટલું જોઇએ. અને તેમાં ૫૧ ફીટ × ૫૦ ફીટ જેટલી જમીન પર છાપરૂં થવું જોઇએ. બાકીની જમીન ખુલ્લી રાખી તેમા દંડ બેઠક તથા લકડી ફરવાનું રાખવુ ભીંત બંધાવવાની ખાસ જરૂર નથી. વાંસનાં પાલાં અથવા પતરાની ભીંત પણ ચાલે. છાપરૂં કરવાની કિંમત આશરે રૂ. ૨૫૦–૩૦૦ રૂ જેટલી થાય છે.

૨. અખાડો.—આ છાપરાંની નીચે કુસ્તી કરવાનો ખાડો ૧૬ ફીટ × ૧૬ ફીટ જેટલા ક્ષેત્રફળનો જોઇએ. ખાડો પહેલા ત્રણથી ચાર ફીટ જેટલો ઉંડો ખોદી બધી માટી તથા કાંકરાઓ બ્હાર કઢાવી નાખવા અને ચારે બાજુઓ ચણાવી લેવી પછી તેમાં સુંવાળી પીળી માટી ૧॥ ફૂટ ખાડો રહે એટલે સુધી પૂરવી. આ માટી જોડે ગેરૂ પણ નખાય તો ઘણું સારૂં. વળી તેમા તેલ અને છાશ પણ નાખવાનો રિવાજ છે.

૩. મલખામ:—બાકી રહેલી છાપરા હેઠળની જમીનમાં બે મલખામ દાટવા જોઇએ તે દરેકની લંબાઇ ૧૦॥ ફીટ રખાવવી અને તેમાંના ૨॥ ફીટ જમીનમાં સખ્ત રીતે દાટી બાકીના ૮ ફીટ જમીન બ્હાર સીધી લીટીમાં રાખવા તેનો ઘેરાવો જમીન આગળ ૨૦ ઇન્ચ જેટલો અને ઉપર દશ ઇન્ચ રખાવી પછી ૯–૧૨ ઇન્ચ જેટલી જગો ઉપરની મૂઠ કરવામાં રોકવી. એક મલખામની કિંમત સામાન્ય રીતે રૂ. ૨૦–૩૦ સુધી આવે છે. મલખામમાં કોઇ જગોએ ખાડો કે ખૂંપરો ન આવે તેને માટે ખાસ સંભાળ રાખવી.

૪. મગદળ:—મગદળની જોડો નીચે પ્રમાણે શરૂઆતની સંસ્થાએ મંગાવવી. સાગની કે સીસમની જોડો બનાવાય છે- તે ઘણી જાડી કે બહુ લાંબી હોવી જોઇએ નહિ.

| વજન (પાઉન્ડ) | જોડીની સંખ્યા. |
|---|---|
| ૪૦ | ૧ |
| ૩૦ | ૧ |
| ૨૦ | ૨ |
| ૧૫ | ૩ |
| ૧૦ | ૩ |
| ૮ | ૩ |
| ૫ | ૫ |
| ૪ | ૩ |
| ૩ | ૪ |

આ જોડાની કિંમત સાધારણ રીતે રૂ ૩૦—૪૦ પડે છે.

૫. લેજીમઃ—લોઢાની સાકળો લાકડાને જડેલી આવે છે. તેનો નમૂનો મંગાવેથી તૈયાર કરાવી મોકલી આપવામાં આવશે તેનું વજન નીચે પ્રમાણે—

| વજન | સંખ્યા | |
|---|---|---|
| ૨ શેર | ૧ | |
| ૫ ,, | ૨ | સાધારણ રીતે કિ. રૂ. ૧૫ સુધી. |
| ૮ ,, | ૨ | |

૬. લકડી પટ્ટા—ની બે જોડી ચામડે મઢેલી અથવા ખુલ્લી નેતરો અને બે ચામડાની ઢાલો તૈયાર કરાવી લેછે. કિંમત રૂ. ૮ સુધી.

૭. લાઠીઃ—માણસના કાન સુધી પહોંચે એટલી લંબાઈની સાધારણ વજનની અડધોડ ઝન જુદા જુદા પ્રમાણની લાવવી, કિં રૂ ૩–૬ સુધી.

ઉપર ગણાવેલા સાહિત્યો ઉપરાંત આ વાડો ખોદવા માટે પાવડાઓ. પાણી કાઢવાને માટે ડોલો, દોરડાં, ખુરશી તથા એક ટેબલ, ડમ્બેલ્સ, એક નોટીસ બૉર્ડ, સાવરણી, દીવો, લંગોટ તથા ચડ્ડી વગેરે પરચુરણ વસ્તુઓ પણ રાખવી જોઇએ. કોઇને વાગે તેની દવા—બોરિક એસિડ, આયડોફોર્મ, ઘાબાજરિયું, આલકોહોલ(દારૂ), પટ્ટામણ રાખવાં.

ઉપરની યોજનાનો લાભ ૫૦—૭૦ વિદ્યાર્થીઓ લઇ શકે. જમીનનો ખર્ચ બાદ કરતાં જ્યાં છાપરૂં તૈયાર મળે ત્યાં ખર્ચ રૂ. ૨૦૦ માં આવી જાય છે. એટલે આ યોજના ઘણીજ સોંઘી થઇ પડે છે જેને આ યોજનાનો લાભ લેવો હોય અને શારીરિક તાલીમ લેવી હોય તેમણે ગુજરાત કેળવણી મંડળનાં તંત્રીને નાગરવાડા, નડિયાદ, સરનામે લખવાથી બનતી ગોઠવણ કરવામાં આવશે વળી ઉપરનાં સાહિત્યોમાંથી કોઇને એકાદ નમૂના ખાતર મંગાવવું હશે તો તે તૈયાર કરાવી તેને મોકલી આપવા બનતો પ્રયત્ન થશે.

| કુળખર્ચ— | | |
|---|---|---|
| છાપરૂં તથા વાડો | રૂ. | ૩૦૦ |
| મલખામ | | ૬૦ |
| મગદળ | | ૩૦ |
| લેજીમ | | ૧૫ |
| લકડી વથા લઠ્ઠ વગેરે | | ૧૫ |
| | રૂ. | ૪૨૦ |

વ્યાયમશાળાનું કામ એકલી કસરતથીજ અટકતું નથી. તેમાં માસિકો, ચોપાનિયાં વગેરે મંગાવી તથા પુસ્તકાલય ઉમેરી વિદ્યાર્થીઓને મદદ કરી શકાય છે. આવી સંસ્થાઓનો હેતુ ધંધાદારી લોક ઉત્પન્ન કરવાનો નહિ પરંતુ શરીર એ પ્રભુનું મંદિર છે, જડ અને ચૈતન્યનું સંગમતીર્થ છે એ ભાવના ઉપર રચાયલો હોવો જોઇએ, તેમાં પ્રાપ્ત કરેલી શકિતનો ઉપયોગ-નિર્બળનું રક્ષણ કરવામાં, આગથી ઉગારવામાં ભયથી બચાવવામાં, નિર્દોષ પર થતો જુલમ અટકાવવામાં થાય એજ ઇષ્ટ છે. ટુંકમાં, પરોપકાર વૃત્તિ એ સાથે સાથે કેળવાય તો બધી વસ્તુઓનો સદુપયોગ થાયછે તે પ્રમાણે શારીરિક શકિતનો પણ થઇ શકે

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી

---

# વેઠ—વારા.

વેઠ! આ બેઅક્ષરી શબ્દ કેવો નઠારો છે! કેટલી માનહાનિ કરાવનારો, કેટલો ત્રાસ ઉપજાવનારો અને જુલમ કરાવનારો છે! વેઠ કોણ કરે છે, અથવા વેઠ કોની પાસે કરાવવામાં આવે છે? વેઠ કરનાર પોતાની રાજીખુશીથી કરે છે કે અમલદારના ધાકથી, તેના મારની બીકથી કે સરકાર દંડના અથવા જેલખાનાના ભયથી? વેઠ અને રાજીખુશીથી એ બે શબ્દો એક બીજાના વિરોધી છે, "તારી ખુશી હોય તો વેઠ કર" એ વાકયમાં બોલનાર જે વિનય બતાવે છે અને જેન તે કહેવામાં આવે છે તેની સ્વતંત્રતા બતાવે છે, તે બન્નેથી વિરોધી ભાવનાઓ આ બે અક્ષરી શબ્દમા રહેલી છે. વેઠ બ્રાહ્મણ, વાણીઆ, વકીલ, બારીસ્ટર, ઈજનેર, કારકુન, મીલમાલેક, વેપારી અથવા કારખાનાના માલિક પાસે કરાવવામા આવે છે? ઉંચ વર્ણના કે ઉંચો ધંધો કરનાર પાસે વેઠ કે વારા કરાવવામાં આવે છે? સેંકડો વર્ષોના વહિવટ પ્રમાણે ગરીબ મજુર અને ખેડુત વર્ગો પાસેથીજ વેઠ કરાવવામાં આવે છે. કુંભાર, મોચી, સુતાર, દરજી, ખેડુત, ઢેડ, ભંગી પાસેજ વેઠ વારા કરાવવામાં આવે છે. ખેડુતોના ગાડા વેઠે કાડી બંધ કઢાવવામાં આવે છે શ્રીમંતોના ઘોડાની અથવા મોટર ગાડીઓ કોઇ વેઠે પકડતું નથી હાલ લડાઇના કામ માટે લેવામાં આવે છે, પણ આપણો પ્રશ્ન સાધારણ સુલેહના વખતને માટે છે. હિંદુ તથા મુસલમાન રાજાઓના વખતમાં વેઠનો રિવાજ હતો, અને માયાળુ કહેવાતી બ્રિટીશ સરકારે માયાથી તે રિવાજને સાચવી રાખ્યો છે. તાર, ટપાલ અને રેલવે જયારે નહતાં તે જમાનામાં આ રિવાજ કદાચ (કદાચ શબ્દ ભાર મુકીને વાપરૂં છુ કારણ કે તેવા જમાનામાં પણ સ્વતંત્રતા છીનવી લેવાનો કોઇ પણ રાજ્યકર્તાને, કોઇ પણ વ્યકિતને કોઈપણ કારણસર હક નથી) છતાં પણ માફ કરી શકાય, પણ મોજશોખનાં કે સગવડનાં નવાં સાધનો આટલાં આટલાં શોધાયાં અને સાધારણ વપરાશમા આવ્યાં, પછી પણ ગરીબો અને ખેતીનો ધંધો કરનારને માથે વેઠ ચાલુ રાખવી એને માટે

મારે કયો શબ્દ શોધવો? એશિયા ખંડમાં પેદા થયેલા રાજ્યકર્તાઓનું અનુકરણ આધળીઆ થઇને યુરોપીય રાજ્યકર્તા કરે, કારણ કે મનુષ્ય સ્વભાવ એશિયા, યુરોપ કે આફ્રિકામાં જુદા જુદા નથી. પરંતુ આટલું તો ખરૂં કે સુધારાની ટોચે ચઢેલી પોતાને કહેવડાવનાર અને હિંદની પ્રજાનો ઉદ્ધાર કરવાનો દાવો કરનાર પ્રજાને આ રિવાજ શોભતો નથી

દરેક કામ પધ્ધતિસર અને શાસ્ત્રીય રીતિએ કરવાને ટેવાઇ ગયેલી બ્રિટીશ સરકારે વેઠની બાબતમાં પણ પદ્ધતિસરજ કામ લીધું છે. ૧૮૧૮ ના અને ૧૮૨૭ના 'રેગ્યુલેશનો'થી આ વેઠને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું. ૧૮૨૭ ના ૧૨ મા કાયદામા નીચે પ્રમાણે કલમો હતી.

કલમ ૧૮ (૧) "ફોજદારી ન્યાયાધીશ, અણીને વખતે સાર્વજનિક કામને માટે, દુકાનદાર, કારીગર, મજુર અને જેઓ મજુર પુરા પાડવાનો અને (ગાડા વગેરે) ચીજ વસ્તુઓ ભાડે ફેરવવાનો ધંધો કરતા હોય તેમની સેવા ફરજીયાત લઇ શકે. કામને માટે તેમને વધતામા વધતું જે રોજ અથવા ભાડું મળવાનો ધારો હોય તેથી ઓછુ આપવું નહીં."

કલમ ૧૮ (૩) "ઉપરની કલમમા ગણાવેલ કામ કરવામા ન આવે તો ન્યાયાધીશ તેને દસ રૂપિયા સુધીનો દંડ અથવા ચાદ દિવસ સુધીની કાચી કેદ કરી શકે.

કલમ ૪૫ (૩) "સાર્વજનિક કામને માટે ઉપરની કલમમા જણાવેલ દુકાનદાર તથા મજુર કારીગર વગેરે પોતાની સેવા ન આપે તો જરૂરી પ્રસંગે પોલીસ અમલદાર પોતે તે પરાણે લઇ શકે"

આ કાયદાના શબ્દો પ્રમાણે કે તેથી વિશેષ, સાર્વજનિક કામને માટે કે ખાનગી કામને માટે અણીને વખતે કે રોજના વહેવાર માટે, કીધેલા કામને માટે પુરૂં રોજ કે ભાડું આપવામાં આવે છે કે થેડું કે બીલકુલ નહીં, તે સવાલ હાલ તરત બાજુએ મુકી એકદમ કહી દેવુ જરૂરનું છે કે આ કાયદો ૧૮૯૨ ના ૧૭ મા કાયદાથી રદ કરવામાં આવ્યો છે ૧૮૯૨ ની સાલમાં કાયદા બાંધનારાઓને ૧૮૧૮ અને ૧૮૨૭ ના વેઠના કાયદા અન્યાયી અને ગેરવ્યાજબી લાગ્યાથી લશ્કરી કારણ શિવાય બીજા પ્રસંગો માટે રદ કર્યા. પરંતુ કાયદો બાંધવો અને નિષ્પક્ષપાતપણે અમલમા મુકવે. એ બેમા જમીન આસ્માનનુ અંતર છે કાયદા બાંધનારાઓના અંતઃકરણ કરતા કારોબારી અમલદારોનાં વધારે મલીન અને સ્વાર્થી હોય છે, એમ જગતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. આ તત્વને આધારે જ કોંગ્રેસ—લીગની રાજકીય સુધારાની યોજનામા ધારા બાંધનારી સભાઓમા પ્રજાએ ચુંટેલા સભાસદો ⅘ હોવા જોઇએ અને સરકારે નીમેલાં (એટલે કે જેમાં કારોબારી અમલદારોનો સમાવેશ થાય છે તેવા) સભાસદો ફક્ત ⅕ હોવા જોઇએ એમ નિશ્ચય કર્યું છે. ૧૮૯૨ નો વેઠનો ધારો રદ કરનારો કાયદો કાયદાપોથીમાં જ રહ્યો છે, તેનો અમલ થયો નથી, એ શરમભરેલું છે, ખેદ કરનારૂં છે. અમલ થયો નથી એટલું જ નહીં, પણ કાયદામાં વેઠ કરનારને

પણ જે કામ આપવું ઠરાવ્યું છે તે ઘણી વખત મળતું નથી, અહીંને વખતે લેવાનું ઠરાવવામાં આવ્યું છે તેને બદલે વર્ષના ૩૬૫ દિવસ લેવામાં આવે છે, ગાડાં માટે ફેરવવાનો ધંધો ન કરનારા ખેડુતોની પાસેથી પરાણે, વખતે માર મારીને, ગાળોના વર્ષાદ વર્ષાવીને પણ લેવામાં આવે છે કમનસીબ બિચારા ખેડુતની કે તેને ખેતીના કામને માટે ગાડા વિના ચાલતું નથી તેથી ગાડું રાખે છે અને તેથી કાયદાનો ઉંધો અર્થ કરનારા કારોબારી અમલદારો તેમને 'ભાડે ગાડા ફેરવનાર' ગણી રદ થયેલા, મરી ગયેલા, કાયદાને પણ રદ થયા પછી આજે ૫૬ વર્ષ થયાં છે તો પણ તેના ઉપર રોજ નિર્દય પણે અન્યાયથી તેના અજ્ઞાનનો લાભ લઇ અમલ ચલાવ્યા જ જાય છે ! વેઠ મજુર તથા ગાડાં સાર્વજનિક કામને માટે આ સુએલા કાયદા પ્રમાણે લઇ શકાય, પણ સરકારી અથવા સાર્વજનિક નોકરના ખાનગી કામ માટે પણ પૂર્ણ છુટથી બીન-અ દેશે લેવામાં આવે છે! સાર્વજનિક નોકર (આ શબ્દમાં ગવર્નરથી માંડીને પટા-વાળા તથા રાવણીયા સુધી સર્વ નોકરનો સમાવેશ થાય છે) પોતાના તંબુ અથવા શાચ-રચીલાને માટે, પોતાના કુટુંબના માણસો માટે, પોતાના ભોજણાનો અને મોજશોખને માટે, શિકારની ગમ્મતનો સ્વાદ મેળવવા માટે, ઘરનાં વાસણ ઉજાળવા માટે જ્યારે વેઠ મજુર તથા ગાડાં લે છે તે વખતે તે દરેકના ઉપર હાઇ કૉર્ટમાં કેસ માડવામાં આવે તો તેઓની આખો ઉધડે અને તેમના ઝ્હેર મારી ગયેલા આત્માઓ જાગે. વધતામાં વધતું રોજ અથવા ભાડું આપવ ને બદલે ઓછામાં ઓછું આપવામાં આવે છે, અને ઘણીએ વખતે બીલકુલ આપવામાં આવતું નથી. ભયના વાતાવરણમા અને રાજ્યમાં રહેતો ખેડુત વેઠથી છુટી ઘર તરફ ગાડું લઇને ન્હાસવા માડે છે, અને ઓછુ મળ્યું કે બરાબર તે જોવા પણ ઉભો રહેતો નથી. હજામ, કુંભાર, મોચી વગેરે કારીગરો તો મફત વેઠ કરવા જન્મ્યા છે એમ નોકર વર્ગની દુનિયા માને છે અને હજામ યા કુંભાર રાવસાહેબની કે કલેકટર સાહેબની, પટાવાળાની કે કારકુન સાહેબની સેવા ચાકરીમા કાંઇ ઉણપ કરે છે તો માર, અથવા ગાળથી ઓછો શરપાવ પામતો નથી. કુંભાર વગેરેને રોજ આપ-વાનું કોઇના સ્વપ્નામાં પણ આવતુ નથી.

વેઠના કેસો હાઇ કૉર્ટે પણ ચઢેલા છે. પણ હાઇ-કૉર્ટના ફેંસલાની અથવા કાયદો શું કહે છે તે સંબંધી હાઇ કૉર્ટે આપેલી સમજની આપણો નોકર વર્ગ થોડી જ દરકાર રાખે છે. હાઇ કૉર્ટને તથા બીજી કેટલીક કૉર્ટોને આપણા સાર્વજનિક નોકર વર્ગના તાબામાં નથી મુકી અને સ્વતંત્ર જ રાખી છે ત્યારે તો આવા સરકારી વેઠના વિરૂદ્ધ નિષ્પક્ષપાત ફેંસલાઓ આવવાનો સંભવ રહે છે, અને આવ્યા છે. ૧૮૮૫ મા શોલાપુર જીલ્લામાં જંગલખાતાના એક મોટા નોકરને વેઠ પંદર ગાડાં જોઇના હતા. તેણે મેહેસુલી ખાતાના એક પટાવાળા મારફત તે મંગાવ્યા. રખમાજી નામે એક ખેડુને ગાડાં આપ્યાં નહીં, તકરાર થઇ, મારામારી થઇ અને તેથી પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ પાસે ફરિયાદ થઇ. મેજીસ્ટ્રેટ સાહેબ, જેઓની પાસે કારોબારી નોકર તરીકેનું પણ કામ હતું, તેમણે તો મરી ગયેલો કાયદો વિસારીને ઠરાવી દીધું કે વેઠ ગાડું આપવાને રખમાજી બંધાએલો હતો. તેણે

પરકારી નોકર ઉપર હુમલો કર્યો તે સાબીત થયું તેથી બંને વાંકને માટે તેને ૨૧ દીવસની સખ્ત કેદની સજા ફરમાવી. રખમાજીએ હાઇ કૉર્ટને અરજ કરી કે મને ગેરકાયદે સજા થઇ છે. ન્યાયમૂર્તિઓ નાનાભાઈ હરિદાસ અને સર વિલિયમ વેડરબર્ન હતા. તેમણે ચુકાદો આપ્યો કે વેઠ સંબધી 'નૅર્ન'ના પુસ્તકમાંથી જે સરકારી ઠરાવો ટાંકી બતાવ્યા છે તે કાંઇ કાયદો નથી, સિપાઇ સરકારી નોકર તરીકે વેઠે ગાડાં લઇ શકે નહીં અને ફક્ત મારામારીનાં તહોમત માટે રખમાજીને સજા થઇ શકે. વળી તેમણે ટીકા કરી કે હિંદી પીનલ કોડની ૩૭૪ મી કલમ પ્રમાણે જે કામ (એટલે કે ઇચ્છા વિરૂદ્ધ મજુરી અથવા વેઠ વારા ઠરાવવા એ) કાયદાથી વિરૂધ્ધ અને એક વર્ષની સખત મજુરીવાળી કેદને પાત્ર ગણેલું છે તેને માજીસ્ટ્રેટે કાયદાસર ગણ્યુ તેનો અમને અચંબો લાગે છે. સાદી મારામારીને માટે થોડા રૂપિયા માજીસ્ટ્રેટે દંડ કર્યો હત તો બસ હતું એમ તેમણે કહ્યું. સાત દિવસની શિક્ષા રખમાજી ભોગવી ચુકયો હતો તેથી તેને છોડી મુકવાનો ન્યાયમૂર્તિઓએ હુકમ કર્યો.

આ સંબધમા બીજો કેસ ૧૮૯૬ મા હાઇ કોર્ટે ચઢયો હતો અને તે ફોજદારી નહીં પણ દિવાની દાવો હતો. આ અપીલ ન્યાયમૂર્તિઓ જાર્ડિન અને રાનડે પાસે ચાલી. ખાનદેશ જીલ્લાના એક આબકારી ખાતાના ઇન્સ્પેક્ટરને માટે એક ગામના પટેલ તળાટીએ બુઢા નામના ખેડુતના બળદની જોડી વેઠે કઢાવી બુઢાએ મુનસફની કૉર્ટમાં અમુક રકમની નુકસાનનો દિવાની દાવો માંડયો અને પટેલની પાસેથી તેટલી રકમ મેળવવાની દાદ માગી. પટેલના વતી વકીલે દલીલ કરી કે આ દાવો ચલાવવાનો મુનસફને અધિકાર નહતો. મુનસફે આ દલીલ કબુલ કરી નહીં અને ૧૮૮૫ નો હાઇ કૉર્ટનો ફેંસલો ધ્યાનમાં રાખી પટેલની પાસે નુકસાનીની રકમ આપવાનો હુકમ કર્યો. જીલ્લા જજને ત્યાં અપીલ ગઇ તેમાં તેમણે મુનસફનો ફેંસલો ઉલટાવી નાખ્યો અને બુઢાએ પોતાની કૉર્ટમાં ફરિયાદ કરવી એવું ફરમાવ્યું. બુઢાએ હાઇ કૉર્ટમાં તેના ઉપર બીજી અપીલ કરી. ન્યામૂર્તિઓએ ૧૮૮૫ ના રખમાજીના કેસની યાદી આપી તેમણે મુનસફનો ફેંસલો કબુલ રાખ્યો અને બંને અપીલોનો ખર્ચ પટેલને માથે નાખ્યો. ન્યાયમૂર્તિ જાર્ડિને જીલ્લા જજના ઉપર જરાએ ટીકા કરી નહીં.

હિંદી પીનલ કોડની કલમ ૩૭૪ મી નીચે પ્રમાણે છે: "જે કોઇ શખ્સ બીજા શખ્સ પાસે તેની મરજી વિરૂદ્ધ મજુરી કરવાની ફરજ પાડે એટલે વેઠવાસ કરાવે, તેને એક વર્ષ સુધીની સાદી કે સખ્ત મજુરી સાથેની કે દંડની કે બંને શિક્ષા થાય" આ કાયદાની કલમનો ઇરાદાપૂર્વક સેંકડો હજારો દાખલામાં રોજ રોજ દેશના દરેક ભાગમાં ગામડે ગામડે ભંગ થાય તેનું શું કારણ? લોક-નાયકોની ભીરૂતા, સરકારી, એટલે સર્વજનિક નોકરોની સ્વાર્થબુદ્ધિ, લોકનું બાયલાપણું, સરકારની રાજનીતિ, લોકનું ગાઢ અજ્ઞાન અને દેશમાં ચળવળ કરનારાઓની નાલાયકી એ બધાં કારણો આ શોચનીય સ્થિતિને માટે જવાબદાર છે. પણ ગોધરામાં મહાત્મા ગાંધીના

પ્રમુખપણા નીચે મળેલી પહેલી ગુજરાતી રાજકીય પરિષદે આ સવાલ ઉપાડી લીધો છે તેથી આશા આવી છે. તેમાં નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો.

"ખેડુત વર્ગની પાસેથી તેમજ અનાજના દુકાનદારો પાસેથી અમલદાર વર્ગ જબરાઈથી વેઠ અને વારા કરાવે છે એ તેમની ખેતીના તથા ધંધાના કામમાં ઘણી અડચણ કરતા હોવાથી તેમજ તેમની પ્રતિષ્ઠાને હીણપત લગાડનાર હોવાથી તે તદ્દન બંધ કરવા આ પરિષદ સરકારને વિનતિ કરે છે."

ઠરાવ પસાર કરીને કર્મવીર ગાંધી બેસી રહે તેમ નથી. સરકારની સાથે તે બાબતનો પત્રવ્યવહાર પરિષદે નીમેલી કારોબારી કમિટી કરે છે, અને તે સંબંધી લોકોએ શું વર્તન લેવું તેની જાહેરખબર થોડા વખતમાં ગામે ગામ અને શહેરે શહેરે વહેંચશે. વેઠ નાબુદ થવીજ જોઇએ, વારા બંધ થવાજ જોઇએ, સરકારી નોકરોએ પોતાને જોઇતાં ગાડાં અને સીધું સામાન મેળવવાને પોતાનો બંદોબસ્ત ખાનગી ગૃહસ્થોની માફકજ કરી લેવો જોઇશે, અને વેઠનો રિવાજ ૧૯૧૮ની સાલમાં બંધ થયો એમ ઇતિહાસમાં લખાવુંજ જોઇએ. કદાચ આખા હિંદુસ્થાનમાં નહીં થાય તો ગુજરાતમાં તો તેમ થશેજ નહીં થશે તો મહાત્મા ગાંધીજીની આબરૂ જશે–દક્ષિણ આફ્રિકાની અને બિહારની સરકારોને મ્હાત કરનાર આવી નાની બાબતમાં જય મેળવશે તેની લેખકને જરા પણ શંકા નથી.

અમૃતલાલ વિ. ઠક્કર.

---

# *સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆને લખેલો એક પત્ર.

**નોંધ**—'નવજીવન'ના ડીસેમ્બરના અંકમાં સ્વ. ભાઇ ભોગીન્દ્રરાવ દીવેટીઆનો, ભાઇ અમૃતલાલ ઠક્કર ઉપર લખાયલો એક અમૂલ્ય પત્ર પ્રકટ થયો છે. એ પત્ર જ્યારે લખાયો ત્યારે ભાઈ ભોગીન્દ્રરાવની તબિયત નરમ હતી. ગયા મે માસમાં એ ભાઇ હવાફેરને માટે અમદાવાદ થોડો વખત આવી રહ્યા હતા. ગુજરાતની સ્વર્ગસ્થે બજાવેલી સેવા, ગુજરાતી સાહિત્યમાં તેમણે આપેલો અમૂલ્ય ફાળો એ આજે ગુજરાતમાં કોઇ પણ વ્યક્તિની બહાર નથી. પણ ગુજરાતને માટે સદૈવ દ્રવતા તેમના સાધુ હૃદયનો ખ્યાલ તો તેમના ગાઢ પરિચયમાં આવનાર થોડાનેજ હશે. મહુધામાં એમણે ગાળેલા ટુંક સમયમાં એ હૃદયને બરાબર પિછાનવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું અને મારા લાંબા વખતના પરિચય દરમિયાન મેં એ સાધુ હૃદયને બરાબર ઓળખ્યું હોય તો તે એ સમયેજ. પોતાની માંદગી દરમિયાન પથારીવશ હોવા છતાં પણ એક દિવસ એવો નહોતો ગયો કે જ્યારે એમણે ગુજરાતની ઉન્નતિ કેમ થાય, ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ કેમ થાય, ગુજરાતમાં સંસારસુધારો કરવાને ઉત્તમ માર્ગો ક્યા અને તેની સિદ્ધિ કેવી રીતે થઇ શકે એ બાબત વિચારો ન કીધા હોય, પથારીમાં પડ્યે સ્વ. મલબારી અને રા. દયારામ ભાઇના પડ્યે એ બાબતની ચર્ચામાં ઉલટ ભર્યો ભાગ લીધો ન હોય.

---

* સ્વ. દીવેટીઆના ગયા અંકમાં પ્રકટ થયેલા કાગળની સાથે રા. અમૃતલાલ ઠક્કરનો કાગળ પ્રકટ થઇ શક્યો હોત તો વધારે યોગ્ય થાત. પણ તેમની અનુચિત વિનયવૃત્તિથી તેમ ન બની શક્યું. તેને માટે અમે દીલગીર છીએ. તેમના પત્ર ઉપરથીજ સ્વ. દીવેટીઆનો પત્ર સ્ફુરેલો છે વાસ્તે અને તે ઘણો ઉપયોગી હોવાથી તે પ્રકટ કર્યો છે.

દ. ત્રી.

છે. જાણે કે પૈસા લુંટાય છે તેમાંથી જેને જેટલાનું બની શકે તેમ લેવા, તેમ દરેક ઘરના સ્ત્રીઓ, છોકરાઓ, છોકરીઓ, કાલા ફોલી તેના પૈસા સંઘરવાનો પૂરો પ્રયત્ન કરે છે. રાત્રે બાર બાર અથવા બે બે વાગ્યા સુધી જાગી, અથવા સવારમાં ચાર ચાર વાગે ઉઠી અને તેટલું કમાવાની આ સંધિ જવા દેતા નથી. મણ કાલા ફોલવાની મજુરી ઓણસાલ ચાર આના છે, અને ઓછામાં ઓછું દરેક સશક્ત સ્ત્રી, અથવા મોટી ઉમરનું બાળક મણ ફોલી શકે છે. વાણીઆ, કણબી, કોળી, ઠાકરડા, ઢેડ તમામ લોકો આ કામ કરે છે, તથા ધનસંગ્રહ ૩-૪ માસમાં બને તેટલો કરે છે શેરીએ શેરીએ કાલીઆ (shells-cotton pods) ના ઢગલા નજરે પડે છે, તથા ગાડાંનાં પૈડાં નીચે તથા બળદના પગ નીચે છુંદાઇ ચુરો થાય છે. બાળવામાં વપરાય છે ખરા, છતાં ગામમાં શેરીઓમાથી ઝાડુ કાઢવાની વ્યવસ્થા ન હોવાથી તેનું ખાતર થઇ જતા સુધી અથવા ચોમાસાના પાણીથી તણાઇ જતાં સુધી તેના દર્શન દરેક શેરીમાં થયા કરે છે એકાદી સારી રીતે ઉંચ વર્ણના સરખાજ કપડા પહેરેલી ઢેડની સ્ત્રી રસ્તો વાળતી (તે પણ ભાગ્યેજ) નજરે પડે છે, પણ તે ક્વચિતજ. ઢેડ લોકોને અત્રે એક Lift મળેલો જણાય છે જીનના કારખાનાઓમાં તેઓ કોઈ પણ જાતની હરકત શિવાય કામ કરે છે ચરખા ઉપર બેસી કપાસ ઓરવાનું, કપાસ કંપાઉંડમાંથી લાવીને ચરખા ઉપર આપવાનું વગેરે એવું બધું કામ એઓને કરવા દેવામાં આવે છે. વેપારીઓ વિશેષ જૈન છે, અને જૈન ધર્મ મૈત્રી અથવા વૈષ્ણવ, કરતાં વિશેષ torerant હોવાથી અને બહાર ગામથી લાવેલા અસ્પર્શ્ય મજુર કરતા ઘર આગણેના ઢેડ મજુરો વધારે સસ્તું કામ કરી શકે તેવી વણિક બુદ્ધિથી શી દેના મીશનનું કામ તેટલે દરજ્જે સ્હેલું થઇ ગયું છે.

બૈરાંઓ કાલાના અથવા કપાસના મોટા પોટલાઓ સહીત અહીંથી ત્યાં અને ત્યાથી અહીં, લાજનો ઘુમટો કાઢીને જતા આવતાં નજરે પડે છે.

વિશેષ વસ્તી જૈન વાણીઆ, પાટીદાર, કોળી, ઠાકરડા તથા ઢેડની છે. કુલ ૩૦૦ ઘર છે. દરેક કોમના ૪૦ થી ૮૦ ઘર છે. ઢેડવાડો જુદો છે, પણ ગામને લાગીને ચરોતર છે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના location કરતાં પણ વધારે અડીને છે.

લોકોનું Educational Conscience જાગૃત છે, થતું આવે છે, પણ Sanitary Conscience ને જગાડવાને કોઇક "સેનીટરી ગોખલે" નીકળવો જોઇએ. ઉમરેઠ જેવા (પાંચથી પંદર હજાર સુધીની વસ્તીવાળા મ્યુનિસિપલ) શહેરોની સ્થિતિ તો તોબા તોબા કરાવે છે. રસ્તામાં ખાળકુવામાંથી કાળું પાણી નિરંતર વહ્યા કરે, પુંજો તો દહાડાના દહાડા સુધી શેરીઓમાંથી કોઇ કાઢેજ નહીં, પછી ગામડાઓનો શો દોષ કાઢવો ? મ્યુનિસિપાલીટી તે આપણી છે, આપણું જ પંચ છે, રસ્તામાથી કચરો કઢાવવામાં સંઘ્યા પુજા કરવા જેટલોજ ધર્મ છે એવો વિચાર ક્યારે સૂઝશે ' મહાજન ગામના તળાવમાના માછલાઓ જીવાડવાને માટે હજારો રૂપીઆ ખર્ચે, પક્ષીઓને દાણા ખવ-રાવવા, તથા થોડા ઘરડાં ઢોરને જીવાડવાને હજારો રૂપીઆ ખર્ચે; પરંતુ ઉતરતી ગણાતી કોમોની છોકરીઓને તથા તમામ કોમોની છોકરીઓને કેળવવાને કદીએ દરકાર ન રાખે, પોતાના ઘરનો પુંજો વાળીને પોતાના આગણામા જ નાખે અને તે ત્યાંને ત્યાં રહેવાથી

પોતાને તથ પોતાના પાડોશીને કેટલો નુકસાનકારક થાય તેનો ખ્યાલ પણ ન કરે! કચરાના ઢગલાના ઢગલા મહીનાઓ થયા, ધાણ સહિત વાડામાં સડયા કરે, પાણી પીવાના કુવાની બાજુમા જ અતિશય ગંદકી કરે અને કાંઇ અનિષ્ટ કરીએ છીએ તે તેના સ્વપ્નાં પણ ન આવે આ સ્થિતિમાં ફેરફાર ક્યારે થશે? "સેનીટરી મીશનરીઓ" ફરતા થવા જોઇએ, તેને માટે નાશિક કોન્ફરન્સની અથવા તો ગીરગામ ડિસ્ટ્રિક કોંગ્રેસ કમિટીની જેટલી જરૂર છે તેથી વિશેષ, કેળવણીના સેનીટરી, ખેતી વિષયક મીશનરીઓની હજારપટ જરૂર છે. મોહિનીમાં મુંબઇના કામાટીપુરાની દારૂની દુકાન તથા ઘાટીઓની અતિશય દુ:ખ દારિદ્રયની કથા લખનાર અને ઘાટી પ્રજાની નજરે આણનાર ભોગીન્દ્રરાવ કરતા ગામડાંનો સાંસારિક જીવનના ચરિત્ર લખનાર તથા ગામડીઆ ભાઇઓના આત્મા જગાડનાર ભોગીંદ્રરાવ કે પઢિયારની જરૂર છે. પણ ભોગીંદ્રરાવને તથા પઢિયારને આજીવિકા માટે મોહમયીમા જ જીવન ગાળવું પડે તે તેમનો દોષ કે તેમના અસાધ્ય જીવનનો દોષ કે દાવરકાનો દોષ? ગોખલેએ હિંદ સેવક સમાજનું આદર્શવત્ ચિત્ર આલેખ્યું ત્યારે એક એક જીલ્લામાં એટલે ૨૦૦થી ૧૦૦૦૦ સુધીના ગામડાને માટે, એક સેવકથી સંતોષ માન્યો, કારણ તેણે feasible શું થઇ શકે તે જોયુ. મારા જેવા અસંતોષી તથા ખાલી વાતો કરનાર જીવને આ તો સમુદ્રના ટીપા જેવું લાગે. ખેર, અલખ ગોપાળરાવે જગાવ્યો છે, પાછળનાઓ અલખને કેવી રીતે સચેતન રાખે છે તે તમે અને હું બન્ને જીવતા હોઇશું તો પાચેક વર્ષ પછી જોઇશું. જય જીતેન્દ્ર.

લી. અમૃતલાલ વિ. ઠક્કર.

તા૦ ઉ૦—આ કાગળ કૃપા કરીને સાચવી રાખશો. સીદીનુ બાળક સીદીને કેવુ વહાલુ હોય છે એટેથી હુ વિશેષ પામર છુ

અ. વિ ઠ

---

# મુંબાઇ શહેર અને ગુજરાતમાં હોમરૂલની ચળવળ.

## ૧. મુંબાઇ શહેર.

૧. સભાસદોની સંખ્યા ૫૦૩૫ થી વધીને ૫૧૯૦ થઇ છે.

૨. ન. હિન્દી વજીર મી. મૉન્ટેગ્યુ મુંબાઇમાં તા. ૨૪-૧૨-૧૯૧૭ ને દિવસે પધાર્યા તે વખતે હોમરૂલ લીગની બન્ને શાખાનું ડેપ્યુટેશન ઑ. મી ઝીણાની આગેવાની નીચે નીચલા ગૃહસ્થો સાથે ગયું હતું:— રા. ભૂલાભાઇ દેસાઇ, રા. એમ આર. જયકર, રા જમનાદાસ દ્વારકાદાસ, મી. બી જી. હોર્નીમન, મી. ઉમર સોબાની, રા. શંકરલાલ બેન્કર, રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ, રા હરિભાઇ અમીન, રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, રા. ગોકુલદાસ તલાટી, મી. બાલ ગંગાધર તિલક, રા. આર. પી કરંદીકર, રા. એમ. એમ. પરાજપે, રા. વાઇ. એન. નેને, રા. નરસિંહ

ચિંતામણી કેલકર, ઑ. મી. મનમોહનદાસ રામજી, રા. એચ. કે. પટવર્ધન, રા. એમ. બી. વેલકર અને રા. એસ. એસ. દેવ.

૩. રાષ્ટ્રીય પરિષદ્ દિવસ—તા. ૨૬ મી ડીસેમ્બરે રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા નીચે શાંતારામની ચાલ, કાંદાવાડીમાં ૩૨ મી ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસના પ્રમુખ મિસિસ બેસન્ટનું ભાષણ (ગુજરાતીમાં) વાંચવા સભા મળી હતી. આ સભામાં પંડીત લાલન, રા. મશરૂવાલા, રા. ગુલાબચંદ તથા રા. દોશીઆએ ભાગ લીધો હતો. બીજી સભા ડૉ. એરૂલકરના પ્રમુખપણા નીચે મરાઠી ભાષણ વાંચવા હીરાબાગમાં મળી હતી.

૪. જાહેર સભાઓ—ગયા મહિનામાં ક્રોનિકલ પત્ર પાસેથી જામીનગીરી લીધી તે સામે પોકાર ઉઠાવવા મુંબાઇના શહેરીઓની એક સભા શાંતારામની ચાલમાં તા. ૨૪ મી એ સવારના ૯ વાગે મળી હતી. પ્રમુખસ્થાને ઑ. મી. વી. જે. પટેલ હતા અને સભાના કાર્યમાં લો. તિલક, ઑ. મી. વઝીર હસન, ઑ. મી. કરંદીકર, રા. કેલકર વગેરેએ ભાગ લીધો હતો.

૫. વ્યાખ્યાનો:—

ગયા મહિનામાં આ શાખા તરફથી ૩ વ્યાખ્યાનો થયા હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા | વખત | વક્તા | પ્રમુખ | વિષય | સ્થળ. | લોકોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૦ | રાતના ૯–૩૦ | રા માવજી ગોવિંદજી શેઠ | રા જમનાદાસ દ્વારકાદાસ | આગામી કલકત્તા કૉંગ્રેસ | મોરારજી ગોકુળદાસ હૉલ, કાલબાદેવી | ૫૦૦ |
| ૨ | ૧૪ | ૯–૩૦ | રા ચંદ્રશંકર પંડ્યા | ,, | કૉંગ્રેસની યાત્રા | ,, | ૭,૦૦ |
| ૩ | ૧૮ | સાંજના ૬–૩૦ | મી સૈયદ વઝીર હસન, મી સૈયદ હુસેન વગેરે | ઑન મી. ઝીણા | હિન્દની સ્થિતિ | શાંતારામની ચાલ, કાંદાવાડી | ૭,૦૦૦ |

૬. ગુજરાતમાં ચળવળ—ગયા મહિનામાં ગુજરાતમાં હોમરૂલની ચળવળને અંગે શાખા તરફથી, નીચલા ગૃહસ્થોએ ભાષણ કર્યાં હતાં:—ઑ. મી. વઝીર હસન, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. પ્રાગજી ખંડુભાઇ રા. ઇંદુલાલ યાજ્ઞિક. બધાં મળીને નીચલે ૯ સ્થળે ભાષણો થયાં હતાં:—ભરૂચ, સુરત, સરભણ, પુણી, સુમાપુરેલ, બોરૂ, નડિયાદ, મહુધા, અને સુંજ.

## ૨. સુરત જીલ્લો.

સુરત શહેર અને જીલ્લામાં અપાયલાં ભાષણોની વિગત નીચે મુજબ છે.

| ન | તા | સ્થળ | વકતા | વિષય | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | વડનો ટેકરો, બેગમ પુરા, સુરત | રા મગનલાલ, ડૉ કરસુખ રામ દોરા, રા નાનાભાઇ, રા કલ્યાણજી વગેરે | સ્વરાજ્ય | |
| ૨ | ૬ | હજીરાપોર, તા ઓરપાડ | રા દયાળજી, રા કનૈયા લાલ, રા કલ્યાણજી, ડૉ કરસુખરામ | સ્વરાજ્યની યોજના | શેઠ પીરોજશાહ |
| ૩ | ૧૦ | સાતેમ, તા જલા લપોર | રા કુવરજી, રા રણછોડભાઈ | ,, | રા. ઠાકોરભાઇ માધવભાઇ |
| ૪ | ૧૨ | સરભણ, તા બારડોલી | રા પરાગજી, રા ઝીણાભાઇ | , તથા મી મહ મદઅલી અને મી શોકત અલીને સત્વર મુક્ત કરવા માટે | |
| ૫ | ૧૪ | ચુણી, ,, | રા પરાગજી, રા ઝીણાભાઈ અને રા મૂળજીભાઇ | સ્વરાજ્યની યોજના | |
| ૬ | ૧૪ | જોથાણ– સે રપાડ | રા કલ્યાણજી, રા કનૈયા લાલ અને ડૉ કરસુખરામ | સ્વરાજ્ય અને ખેડુત વર્ગ | |
| ૭ | ૧૬ | સુપા કુરેલ બારડોલી | રા પરાગજી, રા ઝીણાભાઇ અને રા. મૂળજીભાઇ | સ્વરાજ્ય | |
| ૮ | ૧૭ | રૂપ દલા- બારડોલી | રા કલ્યાણજી અને રા માધવભાઇ | ,, | |
| ૯ | ૧૮ | મરોલીપોર | રા માધવભાઇ | ,, | |
| ૧૦ | ૨૧ | અલઇયાની વાડી, સુરત. | ઑ મી સૈયદ વઝીરહસન | હિંદુ મુસલમાન ઐક્ય | |
| ૧૧ | ૨૨ | એરુ જલા લપોર | રા પરાગજી ખંડુભાઈ, રા. દયાળજી, ડૉ કરસુખરામ વગેરે | કોંગ્રેસનો ઇતિહાસ અને સ્વરાજ્યની ચળવળ | |
| ૧૨ | ૨૪ | આર્યસમાજ હૉલ, સુરત. | રા ચંદ્રશંકર પંડયા. | મી કર્ટિસની યોજના | |
| ૧૩ | ૨૪ | વાડ ચાર્યાસી | રા કલ્યાણજી વિઠ્ઠલભાઈ | સ્વરાજ્યનો મંત્ર | |

| નં | તા | સ્થળ | વક્તા | વિષય | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧૪ | ૨૬ | નગીનચંદ ઇન્સ્ટીટ્યુટ, સુરત | રા. કાશીરામ કૃષ્ણરામ | ૩૨ મી હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ મિસિસ બેસન્ટના ભાષણનું વાચન | |
| ૧૫ | ૨૬ | તા. ચોર્યાસી | રા. કલ્યાણજી અને ડૉ. અમીચંદ | ૩૨ મી હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ મિસિસ બેસન્ટના ભાષણનું વાચન | |
| ૧૬ | ૨૬ | પલસાણા-બારડોલી | રા. પ્રાણજીવનદાસ | ,, | રા. નાથવણભાઈ ભુલાભાઈ. |
| ૧૭ | ,, | બારડોલી | | ,, | |
| ૧૮ | ,, | પારડી | | ,, | શેઠ તારાચંદ મહેતા. |
| ૧૮ | ,, | વલસાડ | રા. ડાહ્યાભાઈ | ,, | |

આ ઉપરાંત-જલાલપોર તથા બારડોલી તાલુકાઓમાં રા. પરાગજી ખંડુભાઈ તથા રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાએ જુદાં જુદાં ગામોમાં ફરી હોમરૂલ સંબંધી વ્યાખ્યાનો આપ્યાં હતાં.

૨. હિંદી વજીર નેક નામદાર મોન્ટેગ્યુ-તથા નામદાર વાઈસરોય સાહેબને આવકાર આપવા માટે તથા કોંગ્રેસ તથા મુસ્લીમ લીગે તૈયાર કરેલી સુધારાની યોજનાની માંગણી કરનારી સભાઓ ૧૨૩ ગામમાં ભરવામાં આવી હતી, જેને લગતા ૧૨૩ તારો નામદાર મોન્ટેગ્યુ સાહેબ પર રવાના કરવામાં આવ્યા હતા. ગામોની તાલુકાવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ— (૧) તા. વલસાડ ૧૬-(૨) તા. ચીખલી-૮, (૩) તા. જલાલપોર-૨૯, (૪) તા. બારડોલી-૩૦, (૫) તા. માંડવી-૧, (૬) તા. ઓરપાડ-૩૧, (૭) તા. ચોર્યાશી-૮ શહેર અને છુટલો મળી ૨૬,૦૦૦ સહીઓ મોન્ટેગ્યુ સાહેબની અરજી પર લઈ મુંબાઈ મોકલવામાં આવી છે.

૩. રાષ્ટ્રીય પરિષદ દિવસ—તા૦૨૬ મીએ પણ લગભગ એટલા જ ગામોમાં સભાઓ ભરી કલકત્તા કોંગ્રેસના પ્રમુખ મિસિસ બેસંટનું ભાષણ વાંચવામાં આવ્યું હતું.

૪. સુરત શહેરમાં તા૦ ૧ લી જાન્યુઆરી સુધી ૧૨૨૩ મેમ્બરો દાખલ થયા છે. તથા જીલ્લામાં ૪૬ શાખાઓ સ્થપાઇ છે. આ મહીનામાં નીચેના ગામોમાં શાખા સ્થપાઇ છેઃ—(૧) વિહારા (તા. ઓરપાડ), (૨) પુણી (તા. બારડોલી), (૩) સરભણ (તા. બારડોલી), (૪) સાતમ (તા. જલાલપોર), (૫) શીઆદલા (તા. બારડોલી), (૬) માણે-કપોર (તા. બારડોલી), (૭) મલેકપોર (તા. બારડોલી), (૮) માંડવી (તા. માંડવી) (૯) વાંઝ (તા ચોર્યાશી). એકંદર સભાસદોની સંખ્યા ૩,૫૦૦ ઉપર છે.

## ૩. ભરૂચ જીલ્લો.

### ૧. ભરૂચ શહેર.

૧. તા. ૭-૧૨-૧૯૧૭ ને દિવસે મોસ્લેમ કોમ તરફથી મસીદમાં નીમાજ પડયા પછી મી. મહમદઅલી અને મી. શૌકતઅલીને નામદાર સરકાર તાકીદે છોડી તેમની દુખાયલી લાગણી શાંત કરે એવી રીતના ૧૪ તારો જુદા જુદા ગૃહસ્થ તરફથી કરવામાં [આ]વ્યા હતા.

૨. ૧૫-૧૨-૧૯૧૭ થી ૨૦-૧૨-૧૯૧૭ સુધી હોમરૂલ લીગનું એક ડેપ્યુટેશન [મી]. હરિભાઇ અમીનની આગેવાની નીચે ભરૂચ જીલ્લામા સ્વરાજ્યના પ્રચાર અર્થે [ફ]ર્યું હતું અને તે ડેપ્યુટેશન તરફથી અંકલેશ્વર, આમોદ વગેરે સ્થળોમાં 'સ્વરાજ્ય' [સં]બંધી વ્યાખ્યાનો કર્યા હતા. તેમજ તા. ૨૪ મીએ ના મૉન્ટેગ્યુ સાહેબ મુંબાઇ [આ]વે ત્યારે સભા ભરી સ્વરાજ્યની માંગણી કરવાના તાર મૂકવાની તેમજ તા ૨૬ [મી]એ કૉંગ્રેસના દિવસને જ વખતે મિસિસ બેસન્ટનું ભાષણ ગુજરાતીમા વાચવાની [વ્ય]વસ્થા કરવામાં આવી હતી

૩. રાષ્ટ્રીય પરિષદ્ દિવસ—તા. ૨૬-૧૨-૧૯૧૭ ને દિવસે ૪-૩૦ કલાકે દશાલાડ [વા]ડીમાં રા મોતીલાલ ઠાકરલાલ વકીલના પ્રમુખપણા હેઠળ જાહેર સભા ભરવામાં આવી હતી જેમાં કૉંગ્રેસના પ્રમુખનુ ભાષણ વાચી કૉંગ્રેસ—લીગની પસાર કરેલી સુધારાની યોજનાને ટેકો આપવાનો તાર મી. મૉન્ટેગ્યુના સેક્રેટરી પર કર્યો હતો. તેમજ મુંબઇના સુપ્રસિદ્ધ દૈનિક "બોમ્બે ક્રોનિકલ" પાસે લેવાયલી જામીનગીરી બદલ સખ્ત વિરોધ દર્શાવનારા ઠરાવો વિવેચન સાથે પસાર કરી, મી મૉન્ટેગ્યુ, ના વાઇસરૉય, મુંબઇના ગવર્નર અને ચીફ પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ પર તાર કર્યા હતા.

૪. ભરૂચ જીલ્લામાં તથા શહેરમાં અપાયલા ભાષણોની વિગત નીચે મુજબ છે:—

| નં. | તા | સ્થળ. | વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૫ | અંકલેસર | સ્વરાજ | કેસરલાલ દીક્ષિત, અને રા. અમીન | રા. છોટાલાલ પેલાભાઈ |
| ૨ | ૧૮ | વાગરા | " | રા હરિભાઈ અમીન | રા ઠાકોરલાલ ચીમનલાલ વકીલ |
| ૩ | ૧૯ | કેરવાડા | " | " | |
| ૪ | ૧૯ | સુપા | સ્વરાજ અને સુધારો | " | |
| ૫ | ૧૯ | આમોદ | સ્વરાજ | સ્વામી પરમાનંદ, રા હરિભાઈ અમીન | રા. ચીમનલાલભાઈ |
| ૬ | ૨૧ | ભરૂચ | વર્તમાન સ્થિતિ. | એ. મી સૈયદ વઝીર હસન | રાવસાહેબ મલજી |
| ૭ | ૨૬ | " | ૧ મિસિસ બેસાન્ટનું ભાષણ | રા અમીન. | |
| | | | ૨. ક્રોનિકલ પત્રની જામીન ગીરીમાગવા સામે વાંધો | રા ઠાકોરલાલ ચીમનલાલ | |
| | | | ૩. મી મોન્ટેગુને મુંબઇ ઇલાકામા આવતા આવકાર અને કોંગ્રેસ-મોસ્લેમ લીગની યોજનાને ટેકો. | રા મુકુંદરાય આત્મારામ, રા. કાળીદાસ ખાંધીયા, રા મોતીલાલ સાકરલાલ | રા મોતીલાલ સાકરલાલ વકીલ. |

૫. મિસિસ એની બેસંટનું ભાષણ જીલ્લાના ૪૧૦ ગામમાંથી લગભગ ૨૭૫ ગામમાં વાંચવામાં આવ્યું હતું અને કૉંગ્રેસ લીગની યોજનાને ટેકો આપનારા લગભગ ૧૫૦ ઉપરાંત તાર જુદા જુદા ગામમાંથી કરવામા આવ્યાં હતા.

## ૪. અમદાવાદ જીલ્લો.

### ૧. અમદાવાદ શહેર.

૧. અત્રેની હોમરૂલ લીગ તરફથી ભવિષ્યની રાજદ્વારી સુધારાની યોજનાના સંબંધમાં રા. મગનભાઇ ચતુરભાઇ બૅરિસ્ટરે એક વિદ્વતા ભરેલી અરજી મોકલી છે તે સારૂ તથા બીજા કાર્યો કરવા માટે મેનેજીંગ કમિટિની સભા હોમરૂલ લીગ ઑફિસમાં મળી હતી.

૨. ગયા મહિનામાં આ શાખા તરફથી ૨ વ્યાખ્યાનો અપાયાં હતાં તેની વિગત નીચે મુજબ છે.

| નં. | તા | સ્થળ | વિષય | વક્તા | પ્રમુખ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૨૪ | પ્રેમાભાઈ હૉલ, અમદાવાદ | ના મોન્ટેગ્યુને આવકાર આપવા અને કોંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા | રા વલ્લભભાઈ બેરિસ્ટર, ડૉ. હરિપ્રસાદ, શેઠ માણેકચંદ ગોરધનવાળા, હોમી ચાહેવાળા વિગેરે | રા બ હરિલાલ દેસાઈભાઈ વકીલ |
| ૨ | ૨૬ | ,, | ૩૨ મી ઇન્ડિયન નૅશનલ કોંગ્રેસના પ્રમુખ મિસિસ બેસન્ટના ભાષણનું વાચન | રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ | રા વલ્લભભાઈ પટેલ. |

૩ આ ઉપરાંત અમદાવાદ જીલ્લામાં સંખ્યાબંધ ગામોએ હિન્દી વજીર મી. મૉંટેગ્યુને આવકાર આપવા તથા કૉંગ્રેસ-લીગની સુધારાની યોજનાનો સ્વીકાર કરવા વિનંતિ કરી હતી તથા ૧૨૦ ગામોમા કૉંગ્રેસના પ્રમુખનું ભાષણ વંચાયું હતું.

## ૫. ખેડા જીલ્લો.

૧. ખેડા જીલ્લામા અપાયલાં ભાષણોની વિગત નીચે મુજબ છે—

| નં | તા | સ્થળ | વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૩ | મોભેલ | સ્વરાજ્ય | રા. ફુલચંદ રા. માધવલાલ તથા રા નંદલાલ | |
| ૨ | ૩ | સુરાસામળ | ,, | ,, | |
| ૩ | ૪ | *આશોદર | સ્વરાજ્ય તથા ઝેરીના કુવના સંયોગોથી થતું નુકસાન | રા કહાનદાસ વકીલ અને રા અંબાલાલ | |
| ૪ | ૪ | *લીંગાસણ | ,, | કરશનલાલ વકીલ અને રા દયાશંકર વકીલ | |
| ૫ | ૬ | *નાપા | ,, | રા ધનાભાઇ, રા કાશીભાઈ, રા. મણીભાઇ, રા. હરિભાઇ અને રા કહાનદાસ | |
| ૬ | ૬ | દશા ખડાયતાની વાડી, નડિયાદ | હાલની રાજકીય પરિસ્થિતિ | મહાત્મા ગાંધીજી | |
| ૭ | ૭ | ,, | સ્વરાજ્ય | રા પરાગજી ખંડુભાઇ અને મ સ્વ ગંગા બ્હેન | રા ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક |

* આ સ્થળોએ લીગની સ્થાપના થઇ હતી

| નં | તા | સ્થળ | વિષય | વક્તા | પ્રમુખ. |
|---|---|---|---|---|---|
| ૮ | ૭ | વહેરા | સ્વરાજ્ય તથા ઢોરીના દુધના સંચાઓથી થતું નુકસાન | રા. ફુલાભાઈ, રા. ધનાભાઈ, રા. છનુભાઈ વગેરે | |
| ૯ | ૯ | દેદરડે | ,, | રા. કેશવલાલ દયાશંકર અને રા. કાશીભાઈ | |
| ૧૦ | ૧૧ | દાવોલ | ,, | રા. ફુલાભાઈ, રા. કાશીભાઈ વગેરે | |
| ૧૧ | ,, | બોદાલ | ,, | ,, | |
| ૧૨ | ,, | *ઠભારી | ,, | ડૉ. નાથાભાઈ, રા. હેયત ખાન અને રા. દયાશંકર | |
| ૧૩ | ૧૪ | ખેડવા | સ્વરાજ્ય અને આપણી વર્તમાન રાજકીય સ્થિતિ, ખેડુતોની દશા | રા. મગનભાઈ બૅરિસ્ટર અને રા. માધવલાલ | રા. ભાલાભાઈ નગીનદાસ શાહ |
| ૧૪ | ૧૫ | ઠાસરા | | રા. મગનભાઈ ચતુરભાઈ | |
| ૧૫ | | વીરોલ | સ્વરાજ્ય | રા. ચાગાકર અને રા. લાયકર | |
| ૧૬ | ૨૦ | [illegible] | દુધની ડેરીથી થતું નુકસાન | ,, | |
| ૧૭ | ૨૧ | તરઘે[illegible] | ,, | ,, | |
| ૧૮ | ,, | *રાસબોલ | સ્વરાજ્ય | રા. ચાગાકર અને રા. લાયકર | |
| ૧૯ | ,, | *આંતરેટી | ,, | | રા. નારણભાઈ ચતુરભાઈ |
| ૨૦ | ૨૨ | *પોરડા | ,, | | રા. છગણભાઈ છગનભાઈ |
| ૨૧ | ,, | સોરણા | ,, | | |
| ૨૨ | ૨૩ | ખેડા | ના. મોન્ટેગ્યુને આવકાર આપવા અને કૉંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા | | મ. ભીખાદાસ ગોરધનદાસ |
| ૨૩ | ૨૩ | કરમસદ | ,, | બ્રહ્મચારી જનાર્દન શર્મા, અને રા. નરસિંહભાઈ | રા. જીવાભાઈ હાથીભાઈ |
| ૨૪ | ૨૩ | પીપલાતા | સ્વરાજ્ય | રા. ફુલચંદ, રા. માધવલાલ અને રા. નંદલાલ | |
| ૨૫ | ૨૪ | કઠલાલ | ,, તથા મહેસુલ માફ કરવા | રા. શંકરલાલ દ્વારકાદાસ | રા. મનસુખભાઈ કુબેરદાસ વ્યાસ |
| ૨૬ | | *ગુતાલ | સ્વરાજ્ય તથા ઢોરીના દુધના સંચાઓથી થતું નુકસાન | | |
| ૨૭ | | *પીપલાતા | ,, | | |
| ૨૮ | | સોરણ | ,, | | |
| ૨૯ | ૨૪ | નડિયાદ—દશા ખડાયતા વાડી | ના. મોન્ટેગ્યુને આવકાર આપવા અને કૉંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા | | |

* આ સ્થળોએ લીગની સ્થાપના થઈ હતી

| નં. | તા. | સ્થળ. | વિષય. | વક્તા | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૩૦ | ૨૪ | ઉતરસંડા | ના મોન્ટેગ્યુને આવકાર આપવા અને કોંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા. | | પા નહેરભાઇ નાથાભાઈ |
| ૩૧ | ૨૫ | પણસોરા | સ્વરાજ્ય | રા ફુલચંદ તથા રા. નંદલાલ | |
| ૩૨ | ૨૬ | દશા ખડાયતા વાડી નડિયાદ | ૩૨ મી ઇન્ડિયન નૅશનલ કોંગ્રેસના પ્રમુખ મિસિસ બેસન્ટના ભાષણનું વાચન | રા ચંદ્રશંકર પંડયા અને રા ફુલચંદ શાહ | રા ગોપાળદાસ વિહારીદાસ |
| ૩૩ | ૨૬ | મહુધા | કોંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા તથા ૩૨ મી ઇન્ડિયન નૅશનલ કોંગ્રેસના પ્રમુખ મિસિસ બેસન્ટના ભાષણનું વાચન | | રા ગણપતલાલ ચુનીલાલ દેસાઇ |
| ૩૪ | ,, | માતર | ,, | | રા. મોહનલાલ અંબાલાલ વ્યાસ |
| ૩૫ | ,, | ઉતરસંડા | ,, | | |
| ૩૬ | ,, | કઠલાલ | ,, | રા શંકરલાલ દ્વારકાદાસ | રા મથુરભાઇ સુખદેવભાઇ |
| ૩૭ | ૨૭ | પીપલાવ | ,, | | પા દાજીભાઇ ભભાભાઇ |
| ૩૮ | ૨૮ | વડદલા | સ્વરાજ્ય | | રા. ઇશ્વરભાઈ શંકરભાઇ |
| ૩૯ | ૨૮ | શીહુંજ | ,, | ,, | |
| ૪૦ | ,, | †દહેમી | સ્વરાજ્ય તથા દુધના સંચાથી થતું નુકસાન, મજુરા અને ગોચર | રા. માધવલાલ અને રા ફુલચંદ | રા પુરૂશોત્તમ હીરાચંદ શાહ |
| ૪૧ | ૨૯ | મહુધા | સ્વરાજ્ય | રા ચંદ્રશંકર પંડયા અને રા હરિપ્રસાદ કથારીઆ | રા મણિલાલ ભાઇલાલ |
| ૪૨ | ૨૯ | સુખાવ | સ્વરાજ્ય અને આપણી વર્તમાન રાજકીય સ્થિતિ | રા ચાગાકર | રા ગોરધનભાઇ નારણભાઇ |
| ૪૩ | | †સુણાવ | ,, | રા ચન્દ્રશંકર તથા રા હરિપ્રસાદ | રા ડાહ્યાભાઇ જીભાઈ પટેલ. |

ઉપરના કોઠા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે મહેમદાવાદ, માતર, કપડવણજ ને ઠાસરા તાલુકાઓ બીજા તાલુકાઓના પ્રમાણમાં ઘણા મંદ છે, જેથી ફરી તે તાલુકાઓમાં ડેપ્યુટેશનો મોકલી તેને વધુ જાગૃત કરવાની જરૂર છે. તદ્ ઉપરાંત હવે આ જીલ્લા માટે એક ટ્રાવેલીંગ ઇન્સપેકટર નીમવાનો સમય પણ આવી લાગ્યો છે, કેમકે ડેપ્યુટેશનો તો વ્યાખ્યાનો આપી નવી લીગો સ્થાપી પાયો નાંખવાનું કાર્ય કરે છે, પરંતુ

† જે શાખાઓ વિષે માહિતી મળી ચૂકી છે તેની કુલ સંખ્યા ૮૨ છે તાલુકા વાર તે નીચે પ્રમાણે છે. નડિયાદ ૧૯, આણંદ ૨૮, બોરસદ ૨૧, માતર ૬, મહેમદાવાદ ૫, કપડવણજ ૪ અને ઠાસરા ૪

તે ઉપર ઇમારત ચણાવાની બાકી રહે છે. માટે આ કાર્ય માટે ખાસ ઇન્સપેક્ટર રોકવો જોઇએ, કે જે જીલ્લાની દરેક લીગોમા ફરી સલાહ આપી રેકર્ડ સાફ રખાવે, જે લીગોમાં લાયબ્રેરીઓ ના હોય ત્યાં નવી લાયબ્રેરીઓ ખોલાવે, જે લીગોને વધુ કાર્ય કરવા ઉત્સાહ હોય તેમને રાત્રિશાળા જેવી સંસ્થાઓ ખોલવા પ્રેરિત કરે. ટુંકામાં આ ઇન્સપેક્ટર આખા જીલ્લામાં ફરી, લીગોના કાર્યને વ્યવસ્થિત રાખી, તેમને કર્તવ્યના માર્ગ તરફ દોરે. આ ઉપરાંત જીલ્લાના અને તાલુકાઓમા, જીલ્લા ઓરગેનાઇઝીંગ સેક્રેટરીની માફક, તાલુકાના ઓરગેનાઇઝીંગ સેક્રેટરીઓ નીમવાનો સમય પણ હવે આવી લાગ્યો છે—આવી રીતે તાલુકા ઓરગેનાઇઝીંગ સેક્રેટરીઓ નીમવામાં આવશે તો, અમોને ખાત્રી છે કે, લીગનું કાર્ય દરેક તાલુકાના ગામડાઓમાં, એક જાળની માફક પથરાઇ જશે. ચાલુ માસમાં આ જીલ્લાની દરેક લીગોએ, હિન્દી પ્રધાન મી૦ મોન્ટેગ્યુ મુંબઈ ઇલાકામાં પધાર્યા ત્યારે, તેમને અભિનંદન આપવા, તથા કોંગ્રેસ લીગની યોજનાને અનુમોદન આપવા, જાહેર સભાઓ ભરી તારો કર્યા હતા, તથા ગઇ તા. ૨૬મીના રોજ કલકત્તા કોંગ્રેસના પ્રમુખ મિસિસ બેસંટનું પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન, જાહેર સભાઓ ભરી દરેક લીગોમાં વાચવામા આવ્યું હતું.

## ૬ પંચમહાલ જીલ્લો.

૧. ગોધરાના તલાટીપર ફરિયાદ—હોમરૂલ લીગના કેટલાક સભ્યોએ ગોધરાના તલાટી પર મહાત્મા ગાંધીની ના. હિન્દી પ્રધાનને આપવા માટે તૈયાર કરેલી સહીઓની અરજી ખુંચવી લેવા માટે, અપમાન કરવા માટે, અને નકામા અંકુશ માટેના આરોપ મુકાયા છે. કોર્ટે તેનો રીપોર્ટ મળ્યા પછી કેસ તા. ૪ થી જાન્યુઆરીએ ચલાવવાનું નક્કી કર્યું હતું. કેસ હજી ચાલુ છે.

૨. આ માસમાં અપાયેલાં વ્યાખ્યાનોની વિગત નીચે મુજબ છે:—

| નં | તા. | સ્થળ. | વિષય | વકતા. | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | કાલોલ | "સ્વરાજ્ય અને હાલની રાજદ્વારી સ્થિતિ" તથા તમામ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા સંબંધી | રા વામનરાવ મુકાદમ, રા હસમુખભાઇ વકીલ અને રા૦ પુરૂષોત્તમદાસ વકીલ | રા૦ દીનકરરાવ અનંતરાય દેસાઇ |
| ૨ | ૨૩ | દેલોલ | ના મોન્ટેગ્યુને આવકાર આપવા અને કોંગ્રેસ-લીગની યોજનાને ટેકો આપવા | " | |
| ૩ | ૩૦ | ગોધરા | સ્વરાજ્ય અને કેળવણી | | ડૉ માણેકલાલ |

# ગુજરાતનું જાહેરજીવન.

## નડિયાદ.

૧. પહેલી ગુજરાત રાજકીય પરિષદનું કાર્યવાહક મંડળ.—તા. ૯-૧૨-૧૭ ને રોજ નડિયાદની હોમરૂલ લીગની ઑફીસમાં આ મંડળની એક સભા મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે મળતાં નીચલાં કામો થયાં હતાં (૧) નજરકેદ થયેલા મોસ્લેમ ભાઈઓના સંબંધમાં મોસ્લેમ લીગ ઉપર ઉર્દુ ભાષામાં એક ઠરાવ લખી મોકલી પૂછાવવું કે તમો તે સંબંધમા શું કરવા માગોછો, અમે તેમા સહાય આપીશું. (૨) પરિષદે રેલ્વે સંબંધમાં કરેલો ઠરાવ હરેક રેલ્વે લાઇનના ઉપરીઓ ઉપર મોકલી આપવો, (૩) ખેડા જીલ્લામાં મહુડાં સબંધી કેટલા કેસ થયા છે તે સંબંધી માહિતી કાગળો લખી મંગાવવી અને દારૂ ગાળનારાઓને સમજાવી દારૂ ગાળતા બંધ પાડવા, (૪) પંચમહાલ જીલ્લામાં અપાતા જંગલના ઇજારા સંબંધી માહિતી મેળવવી, (૫) મહેસુલ બે હપ્તે લેવાનો ઠરાવ છે પરંતુ તે કેટલેક સ્થળે એક હપ્તે લેવાય છે તે બાબતમા કમીશનરને પત્ર લખવો, (૬) વેઠ ગેરકાયદેસર છે માટે તેને તાબે ન થવા લોકોને સલાહ આપવાનો વિચાર છે એવા મુદ્દાનો પત્ર કમીશનરને લખવો, (૭) પરિષદના ઠરાવો સંબધી નાની મુદ્દાસર પત્રિકાઓ પ્રકટ કરી ગુજરાતમા વહેચવી. મહુડાં સબંધી પત્રિકા લખવાનું મી શંકરલાલ પરિખ અને મી. મોહનલાલ પંડયાએ અને મ્યુનિસિપાલીટી તથા લોકલ બોર્ડો વિષે પત્રિકા લખવાનું રા. બ. રમણભાઈએ સ્વીકાર્યું હતું. દરેક ગામમા ગોચરની જમીન બરાબર જુદી કાઢી છે કે નહિ તે વિષે તપાસ કરવાનું નક્કી થયું હતું. બોરસદ માટે રા. છનુભાઇ ગમનશંકરે, નડિયાદ માટે રા. ફૂલચંદ બાપુજીએ, કપડવંજ માટે રા. શંકરલાલ દ્વારકાદાસે, આણંદ માટે રા. ચીમનલાલ દવેએ અને ભરૂચ જીલ્લા માટે રા. હરિભાઇ ઝવેરભાઇ અમીને આ તપાસ કરવાનું કબૂલ્યું હતું. આ મંડળનુ મુખ્ય ધામ હાલ નડિયાદજ રાખવામા આવ્યું છે.

૨. ગુજરાત કેળવણી મંડળ—આ મંડળના વ્યવસ્થાપક મંડળની એક સભા તા. ૯-૧૨-૧૭ ને રોજ નડિયાદ હોમરૂલ લીગની ઓફીસમા મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે મળી હતી, તે વખતે નીચેના ઠરાવો પસાર થયા હતા (૧) ૨.૦૦૦ થી વધારે વસ્તીવાલા ગામ રૂ. ૩૦ ની રકમ કાઢે તો તેમા રૂ ૬૦ ઉમેરી કુલ રૂ. ૯૦ ની કીંમતના પુસ્તકો અને કબાટ આપવા—આવા ૫૦ પુસ્તકાલયો માટે ૩,૦૦૦ ખર્ચવા, ૧,૦૦૦ થી ૨,૦૦૦ ની વસ્તીવાળુ ગામ રૂ. ૨૦ આપે તો તેમા રૂ. ૪૦ ઉમેરી રૂ. ૬૦ ના પુસ્તકો અને કબાટ આપવા—આવા ૫૦ પુસ્તકાલયો માટે રૂ ૨,૦૦૦ ખર્ચવા. (૨) ગુજરાતમા શારીરિક કસરતના અખાડા કાઢવા, કઢાવવા અને તેમા તાલીમ આપી બધી વ્યવસ્થા કરવા રૂ. ૫૦ ના માસિક વેતનથી રા. અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી

બી. એ. ને રોકવા (૩) માતૃભાષાદ્વારા શિક્ષણ-એ વિષે પ્રો. હરિલાલ ભટ્ટ અને રા બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના લેખને અને હિન્દીજ હિન્દની રાષ્ટ્રભાષા થઇ શકે એ વિષે રા. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકરનો લેખ અનુક્રમે શિક્ષણપત્રિકા નં. ૧ અને ૨ તરીકે મંડળ તરફથી પ્રકટ કરવો

૩. **મહેસુલની માફી વિષે ચળવળઃ**—ગયા અંકમાં સૂચવ્યા પ્રમાણે તા. ૯-૧૨-૧૭ને રોજ આખા ખેડા જીલ્લાના ખેડુતોની એક ગંજાવર સભા સંતરામ મહારાજના મંદિરમાં રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇના પ્રમુખપણા નીચે મળી હતી. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે પહેલો ઠરાવ રજુ કર્યો હતો તેમાં એમ માગણી કરવામાં આવી હતી કે અતિવૃષ્ટિથી જીલ્લામા દુકાળ પડયો છે તેથી મહેસુલ લેવાનું સરકારે મુલતવી રાખવું અને તેમાંનો મોટો ભાગ હમેશને માટે માફ કરવો બીજા ઠરાવથી આ માગણી કલેકટર સાહેબ આગળ રજુ કરવા બધા તાલુકાના પ્રતિનિધિઓનું એક ડેપ્યુટેશન નીમવામાં આવ્યું હતું. તા ૧૨મીની સવારે આ વિષે સ્થાનિક તપાસ કરવાને ઑ. મી. ગોકુળદાસ પારેખ અને ઑ. મી. વિઠ્ઠલભાઇ પટેલ મુંબઇથી નડિયાદ આવ્યા હતા અને તેજ દિવસે સવારે થોડા માણસોની જુબાનીઓ લઇને તેઓ ઠક્કલાલ ગયા હતા. તે ગામમાં એક જાહેર સભા ભરવામા આવી હતી અને તે પછી અને પહેલા પાકની સ્થિતિ વિષે વિગતવાર તપાસ કરવામાં આવી હતી તા. ૧૩મી એ આસપાસનાં ગામોમા પણ આ તપાસ કરીને તેઓ સાંજે નડીઆદ આવ્યા હતા અને ત્યાં રા. નાથાભાઇ અવિચળદાસના પ્રમુખપણા નીચે સંતરામના મંદિરમા એક જંગી સભા મળી હતી તેમા ઘણા ખરા તાલુકાના ખેડુતોએ પાકની સ્થિતિનું હૃદયભેદક વર્ણન કર્યું હતું. તા. ૧૪મીએ સવારે નામદાર પારેખ અને નામદાર પટેલ કાસરે ગયા હતા અને ત્યાં પણ તેમણે આસપાસનાં કેટલાંક ગામોમાં ફરીને તપાસ કરી હતી. તા. ૧૫મી એ આ બન્ન ગૃહસ્થોની આગેવાની નીચે તા ૯મી એ નીમેલું ડેપ્યુટેશન કલેકટર સાહેબને કાસરામા મળ્યુ હતું. તેમણે ઘણી દીલસોજી દેખાડીને ખાત્રી આપી કે પાકની માપણી ઘણીજ ધ્યાનપૂર્વક કાઢવામાં આવશે અને વચન આપ્યું કે તેમનો પાક વિષે રીપોર્ટ તૈયાર થશે નહિ ત્યા સુધી હપતાની તારીખ ગયા છતા પણ મહેસુલ નહિ ભરનારપર નોટીસ કાઢવામાં આવશે નહિ

૪. **આરોગ્ય મંડળ**—નડિયાદમા જે વખતે પ્લેગ પોતાનો ક્રૂર ત્રાસ વર્તાવી રહ્યો છે, તે જ વખતે આરોગ્યમંડળ જેવી એક ઉપયોગી સંસ્થા જન્મ પામી છે એ સંતોષકારક છે. તા. ૮-૧૨-૧૭ના રોજ હોમરૂલ લીગની ઓફીસમા આ સંસ્થા સ્થાપવાને એક સભા રા. ચન્દ્રશંકર પંડયાના પ્રમુખપણા નીચે મળી હતી મહાત્મા ગાંધીએ લખેલી 'મરકી સંબંધી સામાન્ય સૂચનાઓ' નામની નાનકડી ચોપડીની ૧૦,૦૦૦ નકલો પ્રકટ કરી તેણે મરકી વખતે લેવી જોઇતી સાવચેતી વિષે લોકમત કેળવવા માડયો છે ૧૬ મી તારીખે મોઢની ધર્મશાળામા એક જાહેર સભા ભરવામા આવી હતી અને ત્યાં મહાત્મા ગાંધીનું આ ચોપાનીઉં વાચવામા આવ્યું હતું. આગાડીઆ

વાડમાં પુષ્કળ મરકીના કેસો થાય છે, ત્યાં મંડળના કાર્યવાહકોએ જાતે જઈ, ગામડીઆ લોકોને સ્વચ્છતા જાળવવા, તથા રસી મુકવા સારૂ સમજાવ્યા હતા. વડોદરા રાજ્યના સેનેટરી કમીશનર ડૉ. સુમંત બટુકરામ મ્હેતાએ પણ ગઈ તા. ૩૧-૧-૧૭ ના રોજ, રા ગોપાળદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપદે 'આરોગ્ય અને સમાજ-સેવા' ઉપર ઉપયોગી માહિતોથી ભરપુર એક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. ગરીબ લોકોને મરકીના ત્રાસથી બ્હાર માંડવામાં રહેવા જવું હોય તેમને માંડવા બંધાવી આપવા સારૂ મંડળે નડીઆદ મ્યુનિસિપાલીટી સાથે મસલત શરૂ કરી છે.

૫. કસરતનો અખાડો—વિદ્યાર્થી મંડળ તરફથી અખાડો કાઢવાનું નક્કી થયા પછી તા. ૧૮ મીને રોજ કંડ તળાવપર આવેલી ધર્મશાળામાં રા અંબાલાલ પુરાણીએ શારીરિક કેળવણી વિષે વ્યાખ્યાન આપ્યું હતું અને અખાડામાં તાલીમ લેવા સર્વે યુવકોને બોધ આપ્યો હતો. સભામાંજ ૪૬ છોકરાઓએ અખાડા માટે નામ નોંધાવ્યાં હતાં. તા. ૧૯ મીથી અખાડાની શરૂઆત થઈ છે અને હવે તેનું કામ અનાથાશ્રમના આગળના ભાગમાં ચાલે છે.

૬ 'કાસરવાળા' રાત્રિશાળા—આ રાત્રિશાળા એક વર્ષથી નડીઆદમાં ચાલે છે. તેમાં કંઇ પણ ફી લીધા વગર મોટી ઉમ્મરના અભણ મનુષ્યોને ગુજરાતી ભાષાના લેખન, વાચન, અને ગણીતનું શિક્ષણ આપવામાં આવે છે. વિદ્યાર્થીઓને સ્લેટ, પેન, પુસ્તક આદિ ભણવાનાં સર્વ સાહિત્યો મફત પુરાં પાડવામાં આવે છે ચાલુ માસમાં આ શાળાના શિક્ષણ સબંધી સર્વ વ્યવસ્થા નડીઆદ વિદ્યાર્થી મંડળે એક કમિટી નીમી, પોતાને શિર ઉપાડી લીધી છે, તેથી શાળાના જીવનમાં નવું ચેતન રેડાયું છે. આ રાત્રિશાળાનો પ્રથમ વાર્ષિક ઉત્સવ તા. ૧૫ મી જાન્યુઆરીને રોજ આ પત્રના વિદ્વાન તંત્રી રા. ઇન્દુલાલભાઇના પ્રમુખપદે થનાર છે.

૭. વિદ્યાર્થી મંડળ—નડીઆદ વિદ્યાર્થી મંડળે પણ સારી જાગૃતિ બતાવવા માંડી છે. ઉપર સૂચવ્યા પ્રમાણે 'કાસરવાળા' રાત્રિશાળાની શિક્ષણ સંબધી વ્યવસ્થા એક કમિટી નીમી તેણે પોતાના હાથમા લીધી છે, તથા ગુજરાત કેળવણી મંડળ તરફથી નડીઆદમા નવા નીકળેલા કસરતના અખાડાની વ્યવસ્થા પણ પોતાને શિર લીધી છે, નડીઆદમાં એક દિવસે વિદ્યાદાન માટે સ્વયંસેવકો મારફત દાન માંગવાની યોજના અમલમા મૂકવાનો વિચાર હતો તેથી આ મંડળની વ્યવસ્થાપક કમિટી સાથે મસલત કરવા રા. મોતીભાઇ નરશીભાઇ અમીન આવ્યા હતા, તેમણે વિગતવાર સૂચનાઓ આપી હતી. પણ પ્લેગને લીધે આ યોજના મુલતવી રહેવાનો સંભવ છે.

## ભરૂચ.

૧. ભરૂચ સેનાટરી ઍસોસીએશનની જાહેર પ્રવૃત્તિ—તા. ૧૮-૧૧-૧૯૧૭ ને રોજ ભરૂચની કતોપોર બજાર મધ્યે આવેલી શાક મારકેટમાં ભરૂચ સેનીટરી એસો-

સીએશનના કલાર્ક ચીમનલાલ શાહે પ્લેગને લગતું ડેમોન્સ્ટ્રેશન કરી બતાવ્યું હતું તેમજ "પ્લેગ થવાના કારણો, તેની સાવચેતીઓ અને રસી મૂકાવવાના ફાયદા" એ વિષય પર ઉપયોગી માહિતીવાળું ભાષણ કર્યું હતું. ભરૂચ જીલ્લાના પાલેજ સ્ટેશન પાસેના પ્લેગ દુષિત કીસનાડ ગામમાં ઉપલેજ દિવસે સાંજના પ્લેગ સંબધી સારી સમજ આપનારૂં વિવેચન કરવામાં આવ્યું હતું અને તા ૧૯-૧૧-૧૯૧૭ ને રોજ સવારના ૯ કલાકે ભરૂચના રતન તળાવ આગળ કડીઆ અને મજુરો રૂબરૂ પ્લેગને લગતું સાદું, સરલ હકીકતોથી ભરપૂર ભાષણ આપવામાં આવ્યું હતું.

૨. તા. ૨૪ અને ૨૫ નવેંબર ૧૯૧૭ ના દિવસોએ સાંજના ૫-૩૦ મિનિટે અત્રેના 'ભરૂચા હૉલમા,' મીસ મોગમાય કાબ્રાજીએ "સ્ત્રીઓનો સાચો ગણુગાર" અને "સખાવત" એ વિષયો પર જાણવાજોગ વિદ્વતા ભર્યા જાહેર ભાષણો આપ્યા હતાં.

૩. આપણી ફરજના દિવસ—Our Day-ની જાહેર ઉજવણી નિમિત્તે તા. ૧૦-૧૨-૧૯૧૭ ને રોજ સાંજના ૪-૩૦ મિનિટે અત્રેના 'ભરૂચા હૉલમાં' ધી પીટીટ ગર્લ્સ સ્કુલની છોકરીઓ તરફથી સંગીતનો એક 'કૉન્સર્ટ' કરવામા આવ્યો હતો. તા. ૧૧-૧૨-૧૯૧૭ ને રોજ બપોર પછીના ૩ કલાકે ભરૂચ કમ્બાઈન્ડ સ્કુલ્સ અને ભરૂચ ક્રીકેટ કલબ વચ્ચે એક ક્રીકેટ મેચ અત્રેના લોકપ્રિય કલેકટર સાહેબની સરદારી નીચે રમવામાં આવી હતી તેમ જ સરકારી હાઇસ્કુલના વિદ્યાર્થીઓએ અંગકસરતના જુદા જુદા આકર્ષક પ્રયોગો કરી બતાવ્યા હતા. તા ૧૨-૧૨-૧૯૧૭ ને રોજ સરકારી હાઇસ્કુલની હોસ્ટેલ ગ્રાઉન્ડ પર જુદી જુદી જાતની રમતગમત-Sports-માટેનો મેળાવડો થયો હતો અને તે જ દિવસે રાતના ૯ કલાકે આર્યનીતિ દર્શક નાટક કંપની તરફથી 'દમયંતી' નાટક ભજવી બતાવવામા આવ્યો હતો ભરૂચ જીલ્લામાંથી Our Day ફંડને લગતું રૂા. ૧૨,૦૦૦ નું ઉઘરાણું થયું હતું.

૪. અત્રેના બંદર ઉપરના વેપારીઓનું એક વગવાળું ડેપ્યુટેશન રેલ્વે નુરના સ્થાનિક દરોના અયોગ્ય ભારે બોજા વિષે તેમજ નદી માર્ગે બંદરનો વેપાર ફરી સજીવન થાય તે અર્થે મુંબઇ, રેલ્વે બોર્ડના પ્રમુખ ડીરેકટર આગળ ફરિયાદ કરવા ગયું હતું; જ્યા તેમની હકીકત ધ્યાનપૂર્વક સાંભળવામા આવી હતી અને તેમની ફરિયાદો સંબધી બનતું કરવામાં આવશે એવું આશાવચન આશ્વાસનરૂપે તેમને આપવામાં આવ્યું હતું.

ભરૂચી.

## સુરતનુ જાહેરજીવન.

૧. કોરોનેશન ડે—તા. ૧૨-૧૨-૧૭ ને દીવસે પ્રતિ વર્ષે મુજબ કોરોનેશન ડે ઉજવવામા આવ્યો હતો અને છોકરા છોકરીઓને ઈનામની હરીફાઈ કરાવી ઈનામો વહેચી આપવામાં આવ્યા હતાં

૨. અવર ડે ફંડ—આ ફંડ માટે પણ શહેરમાંથી સારૂં નાણું ભેગુ કરવામાં આવ્યુ હતુ. આ ફંડના લાભ માટે સુરતની કારીગરીનુ એક પ્રદર્શન રા. ઈશ્વરદાસ પારેખ તથા રા નાથાભાઇ લલ્લુભાઇ વકીલના પ્રયાસથી ભરવામા આવ્યું હતું.

૩. સ્ત્રીસમાજ—તા. ૨૪-૧૨-૧૭ ના દિવસે મુંબઇવાળા વિદ્વાન વક્તા રા. ચન્દ્રશંકર પંડ્યાએ "આપણી સ્ત્રી સંસ્થાઓ" એ વિષયપર ,અત્રેની સ્ત્રી સમાજમા વ્યાખ્યાન આપ્યુ હતું. તા. ૨૬-૧૨-૧૭ ને દીવસે આ સમાજમાં કોંગ્રેસના પ્રમુખનું ભાષણ વાંચવામા આવ્યુ હતું.

૪. સુરત જીલ્લાના આસિસ્ટંટ શિક્ષકોનો સત્યાગ્રહ—તા. ૨૫-૧૨-૧૯૧૭ ને દિવસે રા. પરાગજી ખંડુભાઇ દેસાઇના પ્રમુખપણા હેઠળ સુરત જીલ્લાના અન-ટ્રેઇન્ડ શિક્ષકોની એક જાહેર સભા મળી હતી અને નીચે મુજબનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો કે જે અરજી ડાયરેકટરને એક માસ પહેલાં ૨,૯૦૦ સહીઓ સાથે પગારમા વધારો કરવા સંબધી મોકલી હતી તેનો જવાબ હજી સુધી નથી, જે હકીકત ધ્યાનમા લેતા અરજીમાં જણાવેલો છેવટનો નિશ્ચય-તા. ૧ લી જાન્યુઆરીએ નોકરી પર હાજર ન થવું, તેને સંપૂર્ણ પણે ટેકો આપે છે.

૫. ડીસ્ટ્રીકટ એસોસીએશન—તા. ૨૬-૧૨-૧૭ ના દીવસે અત્રેના નગીનચંદ ઇન્સ્ટીટયુટમાં રા. બા. ઠાકોરરામ કપીલરામ વકીલના પ્રમુખપણા નીચે એક જાહેરસભા બોલાવવામા આવી હતી જે વખતે સ્વરાજ્યનો ઠરાવ પસાર કરી કલકત્તા કોંગ્રેસના પ્રમુખનું ભાષણ સભાના પ્રમુખ તરફથી વાંચવામા આવ્યું હતું, સભામાં શ્રોતાજનોની સંખ્યા ઘણી સારી હતી.

## અમદાવાદનું જાહેરજીવન.

૧. મીલકામદારોનાં મંડળો—બ્હેન અનસૂયાના પ્રયાસથી આ મંડળો નીમાયા છે અને એમની અને શેઠીઆઓની વચ્ચે સારો સંબંધ બંધાય તથા મજૂર વર્ગ પોતાના હકક તથા જવાબદારીઓ સમજે એવા પ્રયાસો ભવિષ્યમાં સધે એવી આશા ઉત્પન્ન થઇ છે.

૨. નવી લાયબ્રેરી—અમદાવાદના સરસપુર પરામાં ગુજરાત કેળવણી મંડળ તરફથી નવી લાયબ્રેરી ખોલવામાં આવી છે એ પ્રસંગે બેરિસ્ટર જીવણલાલના પ્રમુખપણા નીચે ગામલોકના મેળાવડા સમક્ષ લાયબ્રેરીથી થતા ફાયદા, સેવા મંડળોની જરૂર વગેરે વિષયોપર ભાષણો થયા હતા. ડૉ. હરિપ્રસાદ, ડૉ. ગુસ્તાદજી તથા એ ગામના ગૃહસ્થો તરફથી સમયોચિત ઉપયોગી ભાષણ થયાં હતા. આ લાયબ્રેરી આઠ હજાર રૂપિયાની મદદ તે જ વખતે મળી છે ડૉ ગુસ્તાદજી તથા પ્રેમચંદ મગનલાલ પટેલને સેક્રેટરીઓ નીમવામા આવ્યા છે

## વડોદરા રાજ્ય.

ધારાસભા—વડોદરા રાજ્યની ધારાસભાની બીજી બેઠક તા. ૩૦-૧૨-૧૯૧૭ને રોજ ભરાઇ હતી તે વખતે પંચાયતો અને ધારાસભા સંબધી કેટલીક જાણવા જોગ ચર્ચા થઇ હતી. બિનસરકારી સભાસદો પૈકી બેએ ગામ પંચાયત સંબંધી નિયમ ઉપર

સુધારાનો મુસદ્દો રજુ કરવાની પરવાનગી મળવાની દરખાસ્તો રજુ કરી હતી. લોકજ્ઞ સભાસદોનું કહેવું એવું હતું કે ગામ પંચાયતનો પ્રમુખ મુખી હોય છે. ઘણે ભાગે તે માણસ ભણેલો હોતો નથી. માટે સમાન ધોરણ રાખવા ખાતર ચુંટણીથી જ પ્રમુખ નીમાવો જોઇએ. જ્યાં સુધી આમ નહીં બને ત્યાં સુધી સારૂં કામ થવુ અશક્ય જ છે, અને લોકપંચને કામના અવ્યવસ્થિતપણા વિષે જોખમદાર ગણવા એ વ્યાજબી નથી. વળી પંચાયતનું 'કોરમ' ત્રણનું રાખ્યું છે. એ ત્રણ જણા-પટેલ, તલાટી, અને માસ્તર-મળી જાય છે અને એ ત્રિપુટી જ બધું કામ હાથે ધરી લે છે, આથી સુશિક્ષિત ગૃહસ્થો સ્વમાન જાળવવાની ખાતર પંચ તરીકે આવતા નથી. સરકારના પંચોમા સરકારી નોકરોને જ નીમવામાં આવતા હોવાથી જે લાયક ગૃહસ્થની ચુંટણી રહી જાય છે તેહેને સ્થાન મળતું નથી. હવે જ્યારે પ્રજા જાગૃત થવા લાગી છે ત્યારે આ બાબતમાં પ્રજાતત્ત્વમાં વધારો કરવાથી નીતિને ઉત્તેજન અપાશે. સ્વરાજ્યમાં ગામ પંચાયતની સંસ્થા એટલી બધી ઉપયોગી છે કે જો તે સુધારે અને સારૂં કામ કરે તો તેહેની અસર મહાલ પંચાયતો અને પ્રાંત-પંચાયતો ઉપર થશે જ. સરકારનું એવું કહેવું છે કે લોકો હજી લાયક થયા નથી, પટેલો અભણ અને આવડત વિનાના છે એમ તેઓનું માનવું નથી. લોકો તરફથી જ કામ ઓછું થાય છે એવું એમનું માનવું છે, પરંતુ તે બાબત એક લોકજ્ઞ સભાસદે જણાવ્યું હતું કે લોકો હુશિયાર છે તેમજ ઉત્સાહી પણ છે, પણ ખોટ માત્ર કાર્યક્ષેત્રની છે. પ્રજા કંઇ કામ કરતી નથી એવું સરકારને લાગે છે તેહેનું મુખ્ય કારણ એ છે કે મતભેદ પડે છે. આ બાબત ગત લેતા તરફેણમાં ચાર અને વિરૂદ્ધ ત્રણ પડતાં દરખાસ્ત મંજુર થઇ હતી.

સ્થાનિક પંચાયતના નિબંધમાં સુધારો કરવાની પરવાનગીથી દરખાસ્ત મૂકતાં એક લોકજ્ઞ સભાસદે કહ્યું કે મહાલ પંચાયતમાં વધારે સારા સભાસદો આવી શકે તેટલા માટે પ્રજાતત્ત્વ વધારવાની અને મજબૂત કરવાની જરૂર છે. પંચાયતના પંચો ચુંટવામાં 'પેન્શન' ખાતા ઇસમો અને માનદ ન્યાયાધીશો પ્રમાણે ધારાસભાના સભાસદોને પણ લાયક ઠરાવવા જોઇએ. અધ્યક્ષ સરકારી હોય ત્યાં ઉપાધ્યક્ષ લોકોનો જ હોવો જોઇએ. વાર્ષિક અંદાજમાં પ્રજાને અધિકાર છે છતાં પબ્લીક વર્કસ ખાતાના ઓવરસિયરને એક ગૃહસ્થે પૂછતાં સુબાની હાજરીમાં જ તેણે એવો જવાબ આપ્યો હતો કે "કાયદો ગમે તેમ હોય પણ "शास्त्रात् रूढिर्बलीयसी"। વળી કાયદાની ભાષા જુની અને અઘરી છે તે પણ સુધારવા સૂચના થઇ હતી. એજ નિબંધની તેરમી કલમ પ્રમાણે ત્રીજા ભાગના પંચોએ વાનપ્રસ્થ થવાનું ઠર્યું હોવાથી દર સાલ ચુંટણીની ભાંજગડ કરવી પડે છે આ બાબતોમાં એવું ઠર્યું હતું કે ગામપંચોના ત્રીજા ભાગે દર વર્ષે વાનપ્રસ્થ થવાનું ધોરણ બંધ કરી ત્રણ ત્રણ વર્ષની મુદત દરેકને રહે તેવું ધોરણ હવેથી રહેશે એટલે કે પહેલાં ત્રણ વર્ષ પછી દર સાલ જેમને ત્રણ વર્ષ થઇ ગયાં હોય તેવા ત્રીજા ભાગના સભાસદો વાનપ્રસ્થ થશે, અને આમા ગામ પછી મહાલ અને તે પછી પ્રાંત એ પ્રમાણે ચુંટણીના દિવસો મુકરર કરવાનું ઠરાવવામાં આવશે.

ધારાસભાના નિગમમાં એવી દુરસ્તીની દરખાસ્ત રજુ કરવામાં આવી હતી કે એકંદર સભાસદો પાંત્રીસથી વધુ નહીં અને પચાસથી ઓછા નહીં હોવા જોઇએ.

એકંદર સભાસદોના ચોથા ભાગની સંખ્યા કરતાં વધારે નહીં તેટલા અમલદારો હજુર નીમે. અગીઆરમી કલમમાં બધા નિબંધો અને તે ઉપરના સુધારા ન્યાયમંત્રી ધારાસભામાં મૂકે, તથા કર નાંખવાના, ઘટાડવાના, જમીન મહેસુલમાં ફેરફાર કરવાના, બધા કાયદાના અને નિયમના ખરડા ધારાસભામાં રજુ થવા જોઇએ. ધારાસભાના લોકસભાસદોમાંથી ન્યાયસભામાં, ખાતાનિહાય સદર અદાલતમાં તથા 'કાઉન્સિલ'માં હજુર જેને પસંદ કરે તેમને લેવા. સુધરાઇ, વિશિષ્ટ પંચાયતો, ખેડુત મંડળો વિગેરેમાંથી પ્રતિનિધિ લેવા જોઇએ. આ ઉપરાંત એવી પણ સૂચના કરવામાં આવી હતી કે વેપાર ઉદ્યોગ જેવાં ખાતાઓ પણ પોતાના અહેવાલ અંગ્રેજી ભાષામાં તયાર કરે તેથી સ્વરાજ્યનો શ્રીમંતને ટેનુ પાર પડતો નથી. એટલા માટે એવા ખાતાંના અહેવાલ ગુજરાતી ભાષામાં તયાર થવા જોઇએ. ઉપલી બધી સૂચનાઓનો સરકાર તરફથી અસ્વીકાર થયો છે તે જાણીને સમસ્ત પ્રજામા અસંતોષ ફેલાયો છે.

વેપારી મંડળ:—એ મંડળની એક સાધારણ સભા તા. ૩૦-૧૨-૧૭ને રોજ પ્રમુખ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપણા નીચે મળી હતી, જે વખતે રાજ્યના વેપાર ઉદ્યોગ સંબંધમાં નીમાયલા સલાહકારક મંડળ માટે આ મંડળના પ્રતિનિધિ વરીકે રા. મગનલાલ રત્નીદાસને ચુંટવાનો, રાજ્યની પ્રજાને સ્વરાજ્યના પગથીઆ તરીકે હકકો આપવા બાબત રા. વરજભાઇ વાઘજીભાઇએ ધારાસભામાં રજુ કરેલા ખરડાને અનુમોદન આપવા બાબતનો, સુધરાઇ ઉપપ્રમુખ રા. મટુભાઇ કાંટાવાળાને અભિનંદન આપવાનો, અને શ્રીયુત ગાંધીજી વડોદરામાં પધારે ત્યારે એમનો યોગ્ય સતકાર કરવા તથા મંડળ તરફથી એક જાહેર ભાષણ કરાવવા બાબતનો, એમ ચાર ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

---

# પુસ્તક પરિચય.

**ગુજરાતી ભાષાના વધુ અભ્યાસ વિકાસ અને વૃદ્ધિ માટે યુનિવર્સિટીની યોજના**

લેખક રા હરિલાલ ત્રિભુવનદાસ પારેખ, બી એ. અમદાવાદ, પૃષ્ઠ ૧૨ (રૉયલ) મૂલ્ય ૦-૦-૩

જે વખતે માતૃભાષાના—આપણા પ્રાંતમા ગુજરાતીના—સાહિત્ય અને શિક્ષણને ઉચિત ગૌરવ અને પ્રતિષ્ઠા આપવાનો અને તેને કેળવણીના બધા ક્ષેત્રોમાં વાહન બનાવવાનો સવાલ અનેક દૃષ્ટિથી અને અસાધારણ ઝનુનથી ચર્ચાઇ રહ્યો છે તે વખતે નિષ્પક્ષપાત બુદ્ધિથી ગુજરાતી દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની, એક વ્યાવહારિક યોજના ઘડવા માટે આપણે રા. પારેખના આભારી છીએ. બધા પક્ષોની દલીલો ધીરજથી તપાસી તેને ન્યાય આપવાની વૃત્તિ અને શાંત સુગમ શૈલી તેમનાં લખાણોમા

જોવાની આપણને ટેવ પડી ગઇ છે તે આમાં પણ દીપી ઉઠે છે. શરૂઆતમાં કેળવણીના વાહન વિષે થોડું સમતોલ વિવેચન કરીને તેઓ સાહિત્યની ખીલવણી માટે પ્રજાનો જે મોટો વર્ગ ઇંગ્રેજી જાણતો નથી તેમને ઉંચી કેળવણીનો લાભ મળે તે માટે તેઓ એવી સૂચના કરે છે કે “વર્તમાન યુનિવર્સિટીઓમાં ઇંગ્રેજીની પેઠે જુદા અભ્યાસક્રમ દાખલ કરી માતૃભાષાદ્વારા ઉંચી કેળવણીને ઉત્તેજન આપવું.” આવાજ મુદ્દાની સૂચના સર રવીન્દ્રનાથે પણ કરી છે અને તે વચલા વાંધાના સમાધાન જેવી હોવાથી કેળવણીના વાહનની ચર્ચામાં પડી ગયેલા બન્ને વર્ગને રૂચે-સર્વમાન્ય થાય એ દેખીતું છે. પણ અમને લાગે છે કે રા. પારેખ ગુજરાતીદ્વારા શીખવાનો ક્રમ એ જાણે “નબળાનું હથીઆર” અથવા “ભાગ્યોના ધીરૂ” હોય—અંગ્રેજી શીખી શકે નહિ કે શીખતા નથી એવા પ્રમાણમાં નીચી ભૂમિકાના માણસો પર ઉંચી કેળવણીનો ઉપકાર વર્ષાવવાને તેની યોજના કરવાની હોય—એવી દલીલો યોજી છે. કેળવણી—બીજા દેશોમાં અપાય છે તેવી—સ્વાભાવિક, રાષ્ટ્રીય, સ્વદેશી અને સંગીન બને અને મગજના ઉપર ભાર રૂપ ન રહે પણ તેના અણુએ અણુમાં જામીને તેને ખીલવે તે માટે દેશના ઉત્તમમા ઉત્તમ વિદ્યાર્થીઓએ માતૃભાષાદ્વારા કેળવણી લેવી જોઇએ અને અંગ્રેજીદ્વારા શિક્ષણ તો એક અપવાદ રૂપે-જુની પદ્ધતિના અવશેષ રૂપે જ અપાય-એ દલીલ આ લેખમાં નથી યોજાઇ તેટલે અંશે લેખકે રચેલી આખી ઇમારત નિરાધાર તો નહિ પણ નબળી રહે છે. હાલ માતૃભાષાના વાસ્તવિક નહિ પણ તાત્ત્વિક ગૌરવનો સવાલ આપણી સમક્ષ રજુ થયો છે, અને જો કવિ પ્રેમાનંદ કે મહાત્મા ગાંધીના જેવી ભાષાભક્તિથી આપણી છાતી ઉછળે નહિ તો આપણે જે સંસ્થાઓ. કે યુનિવર્સિટીઓ ઉપજાવીશું તે નિર્જીવ જ રહેવાની.

રા. પારેખની વિચારમાળાનો બીજો મણકો આ છે. ગુજરાતીદ્વારા કેળવણી આપવાનો જુદો ક્રમ ઘડી તેને માટે જુદી ડીગ્રી સ્થાપવાના કાર્યમાં “સરકાર પાસે નજદીકમાં એ દિશામાં કંઇ પણ આશા રાખવી એ ફોકટ છે...આપણે એવી પ્રતિજ્ઞા લઇશું કે બ્રિટીશના પગલે અનુસરીને-નવીન ચળવળના સ્મારક રૂપે-પ્રજાને ઉંચી કેળવણી આપવાને સતત પ્રયાસ કરીશું અને અંતિમ લક્ષ્યને પહોંચતા સુધી ઝંપીશું નહિં ત્યારેજ આપણે સુધરેલા રાષ્ટ્રોની હારોળમાં માનપૂર્વક યોગ્ય અને સમાન સ્થાન લેવાને શક્તિમાન થઇશું. પ્રયોગ તરીકે અને શરૂઆતમા એમ લાગે છે કે પ્રજાએ આ પ્રશ્નનો ફડચો જાતે કરવો જોઇશે” ટુંકમાં આપણે સરકાર અને હાલની યુનિવર્સિટીથી સ્વતંત્ર ગુજરાતી યુનિવર્સિટી સ્થાપવાનો નિશ્ચય કરવો, આ વિચારોમા જેમ દૂરદર્શી વ્યવાહારિકતા છે, તેમ બીજી પાસ સ્વાભિમાન અને સ્વાશ્રય રહેલાં છે એકજ યુનિવર્સિટીમા—સર રવીન્દ્રનાથની ભાષા વાપરીએ તો—ગંગા અને યમુનાની માફક માતૃભાષા અને ઇંગ્રેજી મારફત અપાતી કેળવણીના પ્રવાહો મળે—એ વિચારથી આગળ વધીને જેમ તે મહાન કવિ પોતેજ ‘કેળવણીના વાહન” વિષેના પોતાના લેખની આખરે સ્વતંત્ર બંગાળી યુનિવર્સિટીનું તેમ રા. પારેખ સ્વતંત્ર ગુજરાતી યુનિવર્સિટીનું—સ્વપ્ન રચે છે.

" હાલ આ ગુજરાતી યુનિવર્સિટી માટે સ્વતંત્ર સંસ્થા સ્થાપવી કે ચાલુ સંસ્થાનો તે માટે ઉપયોગ કરી આ કાર્ય આરંભવું " એ કઠિન પ્રશ્ન-ઉત્પન્ન થાય છે. યુનિવર્સિટીનાં નીચેનાં કર્તવ્ય તરફ લેખ આપણું લક્ષ એ ચે છે. ૧ પરીક્ષા, ૨ શિક્ષણ, ૩ શોધખોળ, ૪ લોકોપયોગી અને જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાલા, ૫ લાઇબ્રરી, ૬ માસિક, ૭ પુસ્તક પ્રસિદ્ધિ આ વિષે સૌ સમત થશે. પણ જો આવી યુનિવર્સિટીમાં જ્ઞાનના બધા સામાન્ય વિષયો માતૃભાષાદ્વારા શીખવવાના હોય તો " માતૃભાષાના વિકાસ અર્થે ભાષા, સાહિત્ય અને ઇતિહાસનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરાવવા માટે બે કે ત્રણ અધ્યાપકોની" નીમણુકથી આ હેતુ કેમ સરે તે સમજાતું નથી. મહાત્મા ગાંધીની રાષ્ટ્રીય શાળામાં-તે શાળાજ છે અને ઘણી ન્હાની છે-આથી વધારે અધ્યાપકો છે એમ અમારા જાણવામાં છે. આથી આગળ પર જ્યારે રા. પારેખ આ યુનિવર્સિટીની સ્થાપના માટે કોઇ (મહાત્માં ગાંધીના જેવી) રાષ્ટ્રીય શાળાનો નહિ પણ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો વિકાશ કરવાની સૂચના કરે છે ત્યારે તો સ્પષ્ટ રીતે જણાય છે કે (૧) બધા સામાન્ય વિષયોનું ઉંચુ જ્ઞાન ગુજરાતીદ્વારા આપવાની અને (૨) ફક્ત ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસ અને શોધખોળને ઉત્તેજન આપવાની સંસ્થા વચ્ચે લેખકે ગોટાળો કર્યો છે. જો ગુજરાતી યુનિવર્સિટીને પહેલા પ્રકારની સંસ્થા બનાવવી હોય તો હાલ અસ્તિત્વ ધરાવતી કે તેવીજ બીજી રાષ્ટ્રીય શાળામાંથી તેની ઉત્પત્તિ થઇ શકે જેમ હિન્દુ યુનિવર્સિટી બનારસ કૉલેજમાંથી અને મિસિસ બેસન્ટની રાષ્ટ્રીય યુનિવર્સિટી મદનાપલ્લી કૉલેજમાંથી ઉત્પન્ન થઇ-પણ જો તેને બીજા પ્રકારની સંસ્થા બનાવવી હોય તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી તેને ઉપજાવવાનો વિચાર ઉચિત ગણાય

---

# નોંધ.

---

## સ્વરાજ્ય અને સ્વરાજ્યની યોજના.

ગયા માસમાં મૉન્ટેગ્યુ સાહેબને મળેલાં ઘણાંખરાં પ્રતિનિધિ મંડળોએ, કલકત્તામાં મળેલી કૉંગ્રેસ અને મુસ્લીમ લીગની બેઠકે અને તા૦ ૨૪ અને તા૦ ૨૬ મી ડીસેમ્બરે આ પ્રાંતમાં મળેલી સેંકડો જાહેર સભાઓએ કોંગ્રેસે ઘડેલી સ્વરાજ્યની યોજનાને અન્તઃકરણ પૂર્વક ટેકો આપ્યો છે અને દેશના મુખ્ય રાજપુરૂષો અને રાજદ્વારી મંડળોદ્વારા હિન્દની જાગૃત થતી પ્રજાએ તે યોજના ઉપર પોતાની સંમતિની અચૂક છાપ મારી છે. પ્રજા અમુક વસ્તુ માગે છે એમ કદાપિ કોઈ પણ ચીજને માટે કહી શકાય એમ હોય તો તે હાલ આ યોજનાના સંબંધમાં બેલાશક કહી શકાય. હિન્દનું લુણ ખાતા આંધળામાં આંધળા અમલદારો કે હિન્દની ભૂમિમાંથી નિર્વાહ

કરવા છતાં ગાર્ડભૂતના જેવી ઉંચી ડાકથી ચાલતા અંગ્રેજ પ્રવિણ્યનો હવે ભાગ્યે જ કહી શકે કે કૉંગ્રેસના એક પક્ષે જ સ્વરાજ્યની કૃત્રીમ ચળવળ ઉત્પન્ન કરી છે અથવા તે પક્ષ ઘણો ન્હાનો કે નામ વગરનો છે

પરંતુ આપણે પોતે કે આપણા શત્રુઓ આટલીજ વાત સમજે એ બસ નથી. હિન્દને સ્વરાજ્ય માટે એ એક અંતિમ સાધ્ય કલ્પીને, તે દિશામાં સંગીન પ્રગતિ કરનારો, રાજબંધારણમાં કેટલાક સુધારા આપણે ઇચ્છીએ—એટલામાં આપણી અભિલાષાનો સર્વ શેષ થતો નથી મિસિસ એની બેસન્ટે કૉંગ્રેસના પ્રમુખ તરીકે કરેલા ભાષણમાંથી તેમજ મુંબાઇની હોમરૂલ લીગે મૉન્ટેગ્યુ સાહેબને કરેલી અરજીમાંથી જે વાત આપણને ફરીથી શીખવાની મળે છે તે એ છે કે હવે હિન્દુસ્થાન પૂરેપૂરા જવાબદાર રાજતંત્ર—સંસ્થાનોના જેવા સંપૂર્ણ સ્વરાજ્ય—માટે તલસી રહ્યું છે અને તે એકદમ માંગવાથી અને મળી જવાથી ધારેલો હેતુ કદાચ પાર ન પડે એવા શકથી અને આ મહત્વનો ફેરફાર ઘણીજ સહેલાઈથી અમલમાં મૂકાય એવા વિચારથી કૉંગ્રેસે મંજુર કરેલી—વચલા વાધાની—સુધારાની યોજના ઉપર પ્રજાનું લક્ષ્ય એકત્ર થયું છે એ વાત ઢાંકવાની નથી પણ હજી વધારે ને વધારે ચોખ્ખી કરવાની જરૂર છે—આપણા પોતાના મનમા તેમજ સરકારની નજર આગળ—કે હાલ જે વાત પ્રજાનું હૃદય હલમલાવી રહી છે અને તેના મગજને ઉશ્કેરે છે તે, સ્વરાજ્યની યોજના નથી પણ સ્વરાજ્યની ભાવના છે. જે બેડીઓમાં લોકો દોઢસો વર્ષથી બંધાયા છે તે તોડવાને તેઓ એક પગે તૈયાર થયા છે—ઈંગ્લાંડની પરતંત્રતામાંથી છૂટી આખા સામ્રાજ્યમાં તેના સમોવડીઆ થવાના સ્વપ્ને દેશની કલ્પનાને મોહિત કરી છે અને તેની આંખોને દિવ્ય તેજથી અજવાળી છે આની ૧૯૦૯ માં રાજબંધારણમાં જે દિશામાં સુધારાઓ સૂચવાયા હતા તે જ દિશામા આગળ પ્રગતિ કરવાના હેતુથી નહિ પણ સ્વરાજ્યભૂમિએ પહોંચવાના એક પુલ તરીકે જ આ યોજના ઘડવામાં અને માગવામાં આવી છે. હવે આપણું નિશાન મુસાફરીના માર્ગ ઉપર થોડુંઘણું—અંતર કાપવા પર નહિ પણ લક્ષ્યસ્થાને સપાટાબંધ—ટુંક અને ચોક્કસ મુદતમાં પહોંચવા પર છે.

યોજના વિષે આ રીતે વિચાર કરતા તેની માગણી કરવામાં વધારે જોશ અને ખંત આવે છે. પણ તેનું બીજું—અને ઘણું મહત્વનું પરિણામ એ આવે છે કે આ યોજના મળે તે પછીનો સમય આજથી જ સ્પષ્ટ રીતે આપણી વિચાર ભૂમિકામાં આવે છે એટલુંજ નહિ પણ તેના સંબંધી આપણી માગણી ઘણીજ આકરી અને ચોક્કસ બને છે જો સ્વરાજ્યનો સૂર્ય પુરાણા ભારત વર્ષમાં ઉદય પામે તેના અરૂણ રૂપે જ આ યોજનાને આપણે વધાવતા હોઇએ તો અરૂણ પછી સૂર્યનો ઉદય અમુક ટુંક વખતમાં જ થાય એ વિચાર આપણા મનમા રમીજ રહે એ સ્વાભાવિક છે. આ વિવેચનમાંથી બન્નુ વાતો ફલિત થાય છે કે (૧) હાલ માગેલી યોજના તરતજ—વિલંબ દરમ્યાન જ અમલમા મુકી જોઇએ, (૨) હાલની સ્થિતિ અને સંપૂર્ણ સ્વરાજ્ય—એ બેની વચ્ચે મી. કર્ટીસ વગેરે કેટલાક દેખીતા મિત્રો સૂચવે છે તેમ અનેક પગથિયાં નહિ પણ—એક જ પગથીઉં

હોવું જોઈએ અને તે આપણી માગણી યોજનાનું હોવું જોઈએ; અને (૩) તે—અથવા તેવાજ મુદ્દાની યોજના અમલમાં મૂકાયા પછી ચોક્કસ ટૂંક સમયમાં સંપૂર્ણ સ્વરાજ્ય આપવાનું વચન ઇંગ્લંડે હાલ તરતજ આપવું જોઈએ.

### કૉંગ્રેસના પ્રમુખનું ભાષણ.

બ્રિટીશ પ્રધાન મંડળે સ્વરાજ્ય વિષે જાહેરનામું બ્હાર પાડ્યું અને ખુદ હિન્દી વજીર રાજકીય પ્રવાહોની પરીક્ષા કરવા આ દેશ પધાર્યા તે વખતે અત્યાર સુધીમા વધારેમાં વધારે—૪૭૦૦ પ્રતિનિધિઓ વાળી કૉંગ્રેસ કલકત્તામા મળી એ સંયોગ ઘણો અસાધારણ હતો; તેમ દેશમાં વિશેષે કરીને થોડા માસથી જાગેલી રાજકીય ચળવળ અને ઉત્સાહની જે ઉંચી ટોચે તે મળી હતી તે પણ અસાધારણ હતી. પ્રમુખ પણ અસાધારણ હતા કારણ કે તેઓ હિન્દી ન હતાં છતાં ત્હેમનીની ધાર્મિક, રાષ્ટ્રીય અને રાજકીય પ્રવૃત્તિથી સમગ્ર પ્રજાનો અઢળક પ્રેમ અને પૂજ્યભાવ તેમના ઉપર ઢોળાયાં છે અને જે વખતે સરકારે તેમને નજરકેદ કરીને તેમને શ્યામ ઘનથી ઘેર્યાં હતાં તે વખતે તે ઘનને ભેદીને દીપી આવતા તેમના વધારે ઉજ્જવળ પુણ્યને પારખી તેમને પ્રજા જે ઉંચામાં ઉંચું માન આપી શકે તે તેમને આપ્યું—અને તેમને કૉંગ્રેસના પ્રમુખ નીમ્યા. તેમનું ભાષણ પણ અસાધારણ જ હતું કારણ કે અત્યાર સુધી બ્હાર પડેલા સ્વરાજ્યના સાહિત્યમા તે ઉંચામાં ઉચું સ્થાન ભોગવે છે, અને તે સ્વરાજ્યની ગીતા તરીકે વર્ષો સુધી વંચાશે. એ અમૂલ્ય ભાષણ જે દિવસે કલકત્તામા અપાયું હતું તે દિવસે આખા દેશના સેંકડો અને હજારો ગામોમા અને ગામડાઓમા તેનાં ભાષાન્તરો જુદી જુદી ભાષામા વંચાયા અને આપણા ગુજરાતમાં પણ તે દિવસે સેંકડો ગામોમાં તેની હજારો નકલો વહેંચાઈ છે એટલે તેના મુખ્ય મુદ્દાઓનો સાર આપવાની પણ જરૂર અમને જણાતી નથી. પણ સ્વરાજ્યની યોજના વિષે ઉપર સૂચવેલું દૃષ્ટિબિન્દુ જે ભાગમા રજુ કરવામા આવ્યું તે જ ધ્યાનમા લઇશુ પણ તેમ કરતા પહેલા મિ'સસ બેસન્ટે કૉંગ્રેસના પ્રમુખ તરીકે હિન્દની પ્રજાને જે સંદેશો મોકલ્યો હતો—અને જે તેમના ભાષણના અંગરૂપ જ ગણાવો જોઈએ—તેમાં સ્વરાજ્યની માગણીનું રહસ્ય જે સરલ અને સુંદર શબ્દોમા દર્શાવવામાં આવ્યુ છે તેમાના કેટલાક ટાંકવાની લાલચ રોકી શકાતી નથી—તે આપણી ચળવળની આખી ઇમારતના પાયા રૂપ છે—આખા સ્વરાજ્ય શાસ્ત્રના સૂત્ર રૂપ છે હાલ હિન્દ પધારેલા હિન્દી વજીર, "શહેનશાહનો પ્રેમ અને ન્યાય આપણા ઉપર વર્ષાવવા આવ્યા છે" એમ જણાવીને તેઓ કહે છે કે.—

> પ્રજાના મોટા ભાગને આ ન્યાયથી શો લાભ થશે? તેઓ આજે આશા વગર મહેનત કરે છે અને કંઇ પણ આશ્વાસન વગર દુઃખ સહન કરે છે, તેઓ મજુરી કરે છે અને બીજા ભોગવે છે, તેઓ ધન ઉત્પન્ન કરે છે અને તેનો કંઇ પણ હિસ્સો તેમને મળતો નથી, તેઓ ખોરાક કે બીજી જરૂરી કે મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરે છે અને જ્યારે તેમના કુટુંબ ભૂખે મરતા હોય છે, ત્યારે અન્નનો પ્રવાહ પરદેશ વહેતો તેઓ જુવે છે, આમ જ્યારે તેમનાં રુપરા સુખના કલ્પનું સાધનો રહિત હોય છે ત્યારે તેમને હાથે બનાવેલી ચીજો બીજા પામે છે તેમને માટે ન્યાયનો અર્થ એ છે કે પોતાની મહેનતથી જે પાક ખેડુતે ઉત્પન્ન કર્યો હશે તેમાથી તેનો વર્ષભરનો ખોરાક અને

> ત્રીજા વર્ષે વાપરવાને લેવાતા બીજ તેને પહેલા નળશે, પંચાયતો ફરીથી સ્થપાશે જેથી પોતાના ગામડાની વ્યવસ્થા તે પોતેજ કરશે, ગામડાના અમલદારો જુલમગાર થવાને બદલે ફરીથી ગામડાના નોકરો બનશે; તે ફરીથી પોતાનાં ગામડામા નિશાળો સ્થાપશે જેમા તેના છોકરાઓ અને છોકરીઓ ભણીને ગામડાના જીવનમા વધારે હુશિયાર અને વધારે ઉપયોગી બનશે; અને બીજા બધાથી વધારે હુશિયાર છોકરો કે છોકરી ઉચી નિશાળોમાં જઇ શકશે અને ત્યાથી યુનિવર્સિટિમાં પણ જવાનો માર્ગ હાલના કરતા ઓછો દુ ખદાયક અને હલકો બનશે
>
> તો આ ન્યાયનો અર્થ શો છે ? એનો અર્થ એજ કે દરેક માણસને પોતાનો જન્મહક મળે—તે જન્મહક તે સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય અને હોમરુલ છે મિત્રો, આવા હોમરુલના જે હકથી પોતાની સીમાઓની અંદર હિન્દુસ્તાન સુખી થાય અને જગતની પ્રજાઓમાં ઉચી પદવી મેળવે તે જીતવાને માટે તમે મ્હારી સાથે અને મ્હારા મિત્રોની સાથે કામ કરશો ? તમારી પોતાની સ્વતંત્રતાને માટે અને તમારી પછી તમારા સંતાનની સ્વતંત્રતા માટે તમે મહેનત નહિ કરો ? આખી દુનિયાના સુખની ખાતર પૂર્વ અને પશ્ચિમ સંધાય એવી ઇશ્વરેચ્છાથી હિન્દુસ્તાન ગ્રેટબ્રિટન સાથે સંકળાયેલુ છે તે ગ્રંથી હાલ તો જુલમની છે તે ગ્રંથી પ્રેમની બને તે માટે આપણે પ્રયત્ન કરીએ પણ જ્યારે હિન્દુસ્તાન સ્વતંત્ર હોય, સામ્રાજ્યમા એક પરાધીન દેશ નહિ પણ રાજીખુશીથી ભાગીદાર બન્યો હોય, ત્યારેજ તે ગ્રંથી પ્રેમની બને મનુષ્ય બનીને ખડા થાઓ, બોલી ઉઠો તો તમારા અવાજનો પડઘો દરિયાની પાર જઇને પશ્ચિમમા સ્વતંત્ર સંસ્થાઓની માતારૂપ બ્રિટનને પહોચશે, અને પૂર્વમાં સ્વતંત્ર સંસ્થાઓની માતારૂપ જે હિંદ દેશે પશ્ચિમમાં સ્વતંત્રતા સ્થપવા માટે પોતાના પુત્રો અને પુત્રીઓ ત્યા મોકલ્યા હતા તેને ઇંગ્લંડ એક બ્હેન તરીકે વધાવી લેશે, જેથી તેઓ બન્ને ભેગા મળીને સ્વતંત્ર પ્રજાઓનુ એક મહાન સામ્રાજ્ય રચશે અને મનુષ્ય જાતિને સુખ આપશે

મિસિસ બેસન્ટે વહીવટી સુધારા વિષે ચર્ચા કરતાં પહેલાં પોતાના ભાષણના લગભગ પોણા ભાગમાં સ્વરાજ્યની આ અને આવી બીજી દલીલોનું ઘણીજ વિદ્વત્તા અને વિગતો સાથે સમર્થન કર્યું છે—અમુક ચોક્કસ યોજનાની નહિ પણ સંપૂર્ણ સ્વરાજ્યની જ હીમાયત કરી છે—વચલા પગથીઆં પર નહિ પણ અંતિમ છતાં નજીકના લક્ષ્યપરજ ભાર મૂક્યો છે. યોજના વિષે તેઓ લખે છે કે.

> આપણે સઉએ તેની હદમા રહી, તેને માટે પ્રમાણિકપણે અને ઉત્સાહથી મહેનત કરી છે અને હવે આપણે યાદ રાખવાનુ છે કે આપણી ફરજ એ સુધારાઓ હેઠળ, જે સંક્રાંતિ કાળ માટે તે યોજાયા છે તે દરમિયાન કામ કરી દેશને મદદ કરવાની છે આ બાબતમા તે ઓગણીસ સભાસદોની નોંધથી જુદી પડી જાય છે, કારણ કે તે તો લડાઇ પછીના સુધારા તરીકે સૂચવવામા આવ્યા હતા. કોંગ્રેસ લીગની યોજના તો હાલની સ્થિતિમાંથી અને (લખનૌની) કોંગ્રેસના ઠરાવના ત્રીજા ભાગમાં જણાવેલી સ્થિતિ વચ્ચેના પુલ સમાન છે. એ ભાગ નીચે મુજબ છે —
>
> ‘સામ્રાજ્યના પુનર્ઘટનામાં હિન્દુસ્થાનને પરતંત્રતામાંથી મુક્ત કરીને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની માફક સામ્રાજ્યનુ સરખુ ભાગીદાર ગણવામાં આવશે.”
>
> આ હવે આપણુ લક્ષ્યબિન્દુ થયુ છે કોંગ્રેસની યોજના જ્યા સુધી ન મળે ત્યા સુધી આપણે ચળવળ કરવાનુ ચાલુ રાખવુ જોઇએ જે યોજના છેવટે ઘડાશે તેમા તો અલબત્ત સંપૂર્ણ સ્વરાજ્યમાં દેશી રાજ્યોનું સ્થાન, સામ્રાજ્યની મુખ્ય સભા કે પાર્લામેન્ટ કે પ્રધાન મંડળમા હિંદી પ્રતિનિધિઓનુ પ્રમાણ વગેરેનો સમાવેશ થશે એ પ્રશ્નો હાલની સંક્રાંતિકાળ માટેની યોજનામાથી બાકી જોઇએ

મૂકી દેવાયા છે સામ્રાજ્યની પુનર્વ્યવસ્થામાં હિન્દને એક તાબાના મુલકની સ્થિતિમાંથી કાઢી સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો સાથે સરખા દરજ્જા ઉપર મુકવું જોઇએ

આ સંબંધમાં કેટલુંક વિવેચન કર્યા પછી "નવું લક્ષ્યબિંદુ" એ મથાળા નીચે તેઓ લખે છે કેઃ-

કોંગ્રેસના ઠરાવની ત્રીજી કલમને અમલમાં મૂકવાને માટે આપણે એક યોજના ઘડી કાઢવી જોઇએ આ આપણે બ્રિટીશ હિન્દના સંબંધમાં જ કરી શકીએ (૧) દેશી રાજ્યોનું સ્થાન કેવું હોવું જોઇએ તે વિષે તો વડી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે થયેલા તહનામાં પ્રમાણે વિલાયતે વિચાર કરવો પડશે આપણે બ્રિટીશ હિન્દમાં એટલું જ જોવાનું છે કે . ..દેશી રાજ્યને બ્રિટીશ હિન્દમાં એવી કોઇ પણ સત્તા ન હોવી જોઇએ કે જે સત્તા હિન્દી સરકારને દેશી રાજ્યમાં ન હોય. (૨) સમગ્ર સામ્રાજ્યની એકત્રિત સત્તાના સંબંધમાં હિન્દને તેની અગત્યના પ્રમાણમાં સ્થાન મળવું જ જોઇએ નહિ તો સામ્રાજ્યને લગતા સર્વસામાન્ય પ્રશ્નમાં ઇંગ્લંડ અને સંસ્થાનો હિન્દ ઉપર સત્તા ભોગવશે અને કદાચ હિન્દ તેમની એક જાગીર થઇ જશે એટલુંજ નહિ પરંતુ હિન્દના હુન્નરઉદ્યોગોનો નાશ થશે ... સામ્રાજ્યના બચાવના ખર્ચનો હિસ્સો આપવા શિવાય વેપાર અને નાણાંની રાજનીતિના સંબંધમાં હાલના સંસ્થાનોની માફક દરેક પ્રજાને સંપૂર્ણ સત્તા હોવી જોઇએ

જો ૧૯૧૮ માં વિગ્રહ પૂરો ન થયો હોય તો નીચેના ધોરણ પર એક યોજના ઘડી ૧૯૧૯ માં તે પસાર કરવાની તેઓ સૂચના કરે છે.-

(૧) દરેક ધારાસભાના સભાસદો ચુંટી કાઢેલા હોવા જો એ

સંસ્થાનોની માફક સામ્રાજ્યનું સરખું ભાગીદાર બને ” એ હેતુ પાર પડે એવી ચોક્કસ યોજના ઘડવાને આપણને તેઓ સલાહ આપે છે. આ બીજા મુદ્દાના વળી બે ભાગ પડી જાય છે (૧) બ્રિટીશ હિન્દનો દેશી રાજ્યો સાથે સંબંધ અને સામ્રાજ્યની જે સભા કે મંડળ રચાય તેમાં હિન્દનું યોગ્ય પ્રતિનિધિત્વ–જે બન્ને ઉપરના એક પેરામાં ચર્ચવામાં આવ્યાં છે–અને (૨) તેની સાથે હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય મળે એવા હેતુથી ઉપર જણાવેલા ક્રમાનુસાર ઘડવાની યોજના. આમાનો પહેલો મુદ્દો નિર્વિવાદ છે, કારણ કે જ્યારથી મી કર્ટિસનો ખાનગી પત્ર લખનોની કોંગ્રેસ વખતે ખુલ્લો થયો ત્યારથી એ તો આપણે ચોગેર સાંભળ્યું છે કે જો સામ્રાજ્યની સભામાં હિન્દને યોગ્ય પ્રતિનિધિત્વ નહિ મળે તો તે ઇંગ્લંડની તો શું પણ સંસ્થાનોની પણ ગુલામગીરી ભોગવશે. આમ છતાં અમને લાગે છે કે એ વિષે જેમ મી કર્ટિસે પોતાની દૃષ્ટિથી અભ્યાસ કર્યો છે તેમ કોઇ હિન્દી આગેવાને અભ્યાસ કરીને વિશેષે કરીને લશ્કર અને વેપારની દૃષ્ટિથી ચોક્કસ યોજના કે સૂચનાઓ પ્રજા સમક્ષ મૂકવાની જરૂર છે,

પરંતુ વિગ્રહ પૂરો થયે હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય મળે એવા હેતુથી યોજના ઘડવાની સૂચના સર્વેને સંમત થાય એવી નથી અને તે કલકત્તાની કોંગ્રેસે પણ સ્વીકારી નથી એ સ્પષ્ટ છે કોંગ્રેસની યોજના અમલમાં મૂકાયા પછી તરતજ–બહુ જ થોડાં વર્ષમાં સંપૂર્ણ સ્વરાજ્ય હિન્દને મળવું જોઇએ–એ આગ્રહ સર્વેને કબૂલ છે, પણ વિગ્રહ પછી પુનર્ઘટના થાય ત્યારે હિન્દ સંસ્થાનોનું સમોવડીઉં બને એવો ઠરાવ કરવામાં લખનોની કોંગ્રેસે સંપૂર્ણ સ્વરાજ્યની માંગણી કરી છે એવું તે ઠરાવની ભાષા થી કે તે વિષે થએલાં ભાષણોથી પુરવાર થતું નથી. લખનોની વિષયવિચારિણીકમિટી ( સબજેક્ટસ કમિટી )મા આ વિષે થયેલી ચર્ચા જો અમે બ્હાર પાડી શકીયે તો ચોક્કસ રીતે સિદ્ધ કરી શકાય કે વિગ્રહ પૂરો થયે સંપૂર્ણ સ્વરાજ્ય માગવાનો મુદ્દો તેમાં નહતો, એટલું જ નહિં પણ તેનો ઇરાદાપૂર્વક બહિષ્કાર કરવામાં આવ્યો હતો. તેનું કારણ સમજવું મુશ્કેલ નથી ધારો કે ૧૯૧૬ ની આખરમાં કોંગ્રેસે માગેલી સ્વરાજ્યની યોજના તરતજ—એટલે ૧૯૧૭ ની આખરમા કે ૧૯૧૮ ની શરૂઆતમા અમલમાં મૂકાય—કારણ કે તે સંબંધી કાયદો પાર્લામેન્ટમા પસાર કરવો પડે; અને વિગ્રહ ૧૯૧૬ થી ત્રણ વર્ષ પછી એટલે ૧૯૧૯ મા બંધ થાય તો ૧૯૨૦ માં, નવા સુધારાનો બે ત્રણ વર્ષજ અમલ થયા પછી સંપૂર્ણ સ્વરાજ્યની માંગણી કરવી. તે અરસામાં તો એક ધારાસભાની મુદત–જે યોજના પ્રમાણે ૫ વર્ષની હોવી જોઇએ—તે પણ પુરી થઇ નહોય ! આ દલીલ તરંગી નથી પણ વ્યાવહારિક છે અને વિષયવિચારિણીસભામાં અનેક આગેવાનોએ તેનો સફળ રીતે પ્રયોગ કર્યો હતો લખનોના ઠરાવને બાજુએ મૂકી દઇએ તો એક જ રીતે મિસિસ બેસન્ટની વિચારશ્રેણી યોગ્ય ગણી શકાય. વિગ્રહ વર્ષો સુધી ચાલે અને થોડા વર્ષમાં પૂરો થાય તો પણ તે પછી સામ્રાજ્યની પુનર્ઘટના વિષે ઇંગ્લંડ, સંસ્થાનો અને હિન્દ વચ્ચે ઘણા વર્ષો સુધી મસલત થાય અને તે પછી જ મહત્વના સુધારા દાખલ કરવામા આવે–આમ ૮, ૧૦ વર્ષ વીતી જાય–એવી કલ્પના કરીએ તોજ મિસિસ બેસન્ટની સૂચના વાસ્તવિક અને દીર્ઘદષ્ટિવાળી લાગે છે. ગમે

તો એકમતની ઇમારત ચણાવા લાગી છે તેને હુલમલાવી આખી ઇમારતને શા માટે જોખમમાં નાંખવી ?

## ઇંગ્લાંડમાં ડેપ્યુટેશનો.

આપણી માગણી રજુ કરવાને ઈંગ્લંડ ડેપ્યુટેશન મોકલવાની સત્તા ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમિટીને આપવાને એક જુદો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. મિસિસ બેસન્ટે, ઑ. મી. સુરેન્દ્રનાથ બેનરજીએ, ઑ. મી. ઝીણાએ અને બીજા અનેક આગેવાનોએ પણ ભાર દઇને જણાવ્યું છે કે આપણી માગણીની તરફેણમાં ઇંગ્લંડનો પ્રજામત કેળવવાને આપણા બાહોશ રાજપુરૂષોનું એક ડેપ્યુટેશન પહેલી તકે વિલાયત મોકલવું જોઇએ. હાલ મી. બૅપ્ટીસ્ટા એકલે હાથે ઇંગ્લંડમાં કામ કરી રહ્યા છે અને તેમના જે પત્રો અને તારો વર્તમાનપત્રોમાં પ્રકટ થયા છે તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે મજુરપક્ષની સહાયથી તેમના પ્રયત્ન પ્રમાણમાં કંઇક સફળ થયા છે. તેમની પણ ફરિયાદ એજ છે કે જે વખતે સ્વતંત્રતા અને સ્વરાજ્યના શબ્દો આખી સુધરેલી આલમમાં દરેક માણસની જીભ પર રમી રહ્યા છે અને ઇંગ્રેજો આપણી માંગણી તરફ આટલી સહાનુભૂતિ બતાવે છે તે વખતે હિન્દીઓનું ડેપ્યુટેશન હજી વિલાયત પહોંચ્યું નથી—અને કેટલાક માસ સુધી હજી જશે નહિ. જ્યારે હિંદમાં પ્રમાણમાં ભારી ચળવળ જામે અને હજારો સભાઓ નાના ગામ અને ગામડાઓમાં ભરાય ત્યારે ઇંગ્લંડને આપણી ફરિયાદ પહોંચાડવા લગભગ કંઇ જ ન થાય એ આપણી અપંગ દશા સૂચવે છે.

મૉન્ટેગ્યુ સાહેબ અહીં આવશે એમ જણાયું ત્યાર પછી કોઇ ડેપ્યુટેશન ન જાય એ સ્વાભાવિક હતું—જો કે મી૦ બેપ્ટીસ્ટાની માફક બીજા થોડા ગૃહસ્થો સહેજે હિન્દુસ્તાનની રજા લઇ શકયા હોત પણ મી૦ બેનરજીએ જણાવ્યું છે તે પ્રમાણે "કૉંગ્રેસ અત્યાર સુધી ટીકા કર્યે ગઇ છે; પણ હવે કામ કરવુ જોઇએ મી૦ મૅન્ટેગ્યુ આ ચાર મહિનામા ઇંગ્લંડ પાછા ફરશે. પછી તેઓ પોતાની યોજના ઘડશે અને કાયદો રજુ કરશે આપણે શું કરવુ જોઇએ ? મારી સૂચના એવી છે કે જે સંસ્થાઓ હિન્દને સ્વતંત્રતા આપશે અને તેના ઇતિહાસમાં નવું પ્રકરણ ઉઘાડશે તેની ઉત્પત્તિને સાચવવા અને મદદ કરવા એક ડેપ્યુટેશન વિલાયત મોકલવુ જોઇએ." આ સુધીર નાયકના દેશદાઝ ભરેલા વચનોને અમલમા મૂકવા આપણા આગેવાનોને પ્રાર્થના છે.

મી૦ ઝીણાએ એવી સૂચના કરી છે કે લગભગ આવતા બે માસમાં જ્યારે મી૦ મૉન્ટેગ્યુ પોતાની સુધારાની દરખાસ્ત રજુ કરે ત્યારે તે પર વિચાર કરવાને કૉંગ્રેસ અને લીગનું એક અસાધારણ સંમેલન ભરવું જોઇએ. આ દરખાસ્તને સૌએ વધાવી લઇ અમલમા મૂકવાને મદદ કરે એ ઇષ્ટ છે જેમ પહેલેથી આપણી દરખાસ્ત વિષે એકમત ઉત્પન્ન કરવાને પ્રયત્ન કર્યો છે, તેવોજ પ્રયત્ન સરકારની દરખાસ્ત વિષે એકમત ઉપજાવવાને કરવો જોઇશે. દરેક સંસ્થા મંડળ અને પત્ર પોતાની મતિ પ્રમાણે ટીકાઓ કરે તેથી અત્યાર સુધી મહા પ્રયત્ને જાળવેલી આપણી એકમતિમાં તુટ પડી જાય અને

આપણી છાવણીમાં ભંગાણ પડે હવે તે લશ્કરના સેનાપતિના જેવી બાહોશી ચતુરાઇ અને સમયસૂચકતાથી આપણી રાજકીય લડત લડાવી જોઇશે. દરેક ક્ષણને અમૂલ્ય ગણીને તેને યોગ્ય કાર્યથી વધાવી લેવી જોઇએ. ડેપ્યુટેશન મોકલાવામાં, કોંગ્રેસ-લીગની ખાસ બેઠક ભરાવવામાં અને આવાં બીજાં અનેક જરૂરી કામમા આળસ અને ભય એ બે શત્રુની સામે આપણે સાવચેત રહીશું અને તેનો પરાજય કરીશુ તોજ રાજકીય લડતમા ફતેહ મેળવવાની આશા રાખવાનો આપણને હક રહેશે.

શ્રીમતી બેસન્ટનાં નીચેનાં વચનો ડેપ્યુટેશને ધ્યાનમાં રાખવા જોઇએ "તમે ડેપ્યુટેશન મોકલો તો આ યોજનાના આવશ્યક સિદ્ધાંતોને મક્કમ વળગી રહેવાની તેમને આજ્ઞા કરશે. (૧) પ્રાંતિક અને વડી ધારાસભામાં સંગીન બહુમતિ અને (૨) તીજોરી પર સત્તા. જો આ ન આપવામા આવે તો વધુ ચર્ચા નકામી છે. જો તે આપવામાં આવે તો ઘણી બાબતો વિષે આપણે ચર્ચા કરી શકીએ"

## મી મહમદઅલી અને શૌકતઅલી.

આ દેશભક્ત ભાઇઓને છોડવાને સમસ્ત પ્રજાએ અને વિશેષે કરીને આપણા મુસલમાન ભાઇઓએ માગણી કરી છે છતા-પોલીસ ખાતાએ ઘડેલી કબૂલત ઉપર તેમણે ધાર્મિક કારણોથી પ્રમાણિકપણે સહી ન કરી ત્યાર પછી—તે સંબંધમા સરકારે કંઇ પણ પગલાં લીધાં નથી એથી કોંગ્રેસ અને તેથી વધારે મુસ્લીમ લીગની બેઠકમા ઘણો રોશ અને ઝનુન વ્યાપી રહ્યા હતા. આ વિરલ વિરોના વધારે વીર વૃદ્ધ માતા—જેમના લાગણી અને શૂરાતનથી ભરેલા પત્રોએ આખા દેશમા તેમને માટે ઘણીજ પૂજ્યબુદ્ધિ અને દીલસોજી ઉત્પન્ન કર્યાં છે—તેઓ બન્ને મહાસભાઓમાં હાજર રહ્યાં હતાં અને ત્યા તેમને સભાઓએ ઉભા થઇ તાળીઓના અવાજથી વધાવી લીધા હતા—તેથી આ ભાઇઓના છુટકારાના ઠરાવમાં-ઘણુંજ અસાધારણ જોશ આવ્યુ હતુ મી મહમદ અલીને તો મુસ્લીમ લીગના પ્રમુખ નીમવામાં આવ્યા હતા તેથી તેમની ગેરહાજરીમા તેમની ખુરશી ખાલી રહી અને મહમુદાબાદના રાજાસાહેબે પ્રમુખ તરીકે લાગણી ભર્યું ભાષણ કર્યું તથી મુસલમાન કોમના હૃદયને કારી ઘા લાગ્યો છે તે ભાઇઓની કબૂલાતના સંબંધમા જે ચર્ચા થઇ હતી તે પરથી મુસલમાનોને એમ સ્પષ્ટ રીતે લાગ્યું છે કે પોતાના સહધર્મીઓ માટે માત્ર સ્વાભાવિક દીલસોજી રાખવા માટેજ અને આમ રાજ્યને સંપૂર્ણ રીતે વફાદાર રહીને ચુસ્ત મુસલમાન હોવા માટેજ આ ભાઇઓને છોડવામા આવ્યા નથી આથી આ ભાઇઓના છુટકારા વિષે જે ઠરાવ મુસ્લીમ-લીગમા પસાર કરવામા આવ્યો હતો તેમા સ્પષ્ટ રીતે જણાવવામા આવ્યુ હતુ કે સહધર્મીઓ માટે માત્ર દીલસોજી રાખવી એ રાજ્ય તરફની વફાદારીથી વિરૂદ્ધ નથી. આમ જે મોટી કોમને લડાવવાને પંપાળવાને અને તેમ કરી હિન્દુઓથી વિમુખ રાખવાને સરકારે અત્યાર સુધીમા જેટલા બધા પ્રયત્નો કર્યા છે તે કોમના હૃદયમા એવી સ્પષ્ટ ધરતી પ્રવેશ કરવા લાગી છે કે સહધર્મીઓ તરફની કેવળ ધાર્મિક

